# લેખક પરિચય

ગુજરાત સાહિત્ય અકાદમી-લંડનના આમંત્રણથી
વેમ્બ્લી ખાતે લેખકશ્રી ડૉ. મંગુભાઈ પટેલ - ૧૯૯૪

ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ કંબોઈ ગામમાં ૧૯૩૭માં થયો.

માતા શિવકોરબા અને પિતા રામદાસના સંસ્કાર પામી સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ. ઇતિહાસમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. હમણાં ગુજરાત યુનિવર્સિટીમાંથી ઇતિહાસના રીડર તરીકે નિવૃત્ત થયા.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્યસંગ્રામો અને તેના ઘડવૈયા', 'ફ્રેન્ચ ક્રાંતિ અને નેપોલિયન' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે. ઉપરાંત, 'મેડમ કામા', 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ', 'પાટીદાર ગૌરવગાથા', 'યુગપુરુષ સરદાર પટેલ', 'કર્મયોગી દાસકાકા', 'સાત પગલા સાથે' અને 'ઉમાદેશ' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઇતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડીકેટ, સેનેટ અને વિવિધ સમિતિઓના સભ્ય રહી ચૂક્યા છે.

ગુજરાતી રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓએ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતરભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી અને આપી રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીના આમંત્રણથી ૧૯૯૪માં યુ.કે. ખાતે જઈ વિવિધ વિષયો પર વ્યાખ્યાનો આપ્યા હતા અને ભારે લોકચાહના પ્રાપ્ત કરી હતી.

# અર્પણ

જન્મ : ૨૮-૨-૧૯૦૯ અવસાન : ૨૯-૧૧-૧૯૮૬

ગુજરાતની પ્રજાને તેની ભાષામાં વિશ્વકોશ ઉપલબ્ધ થવો જ જોઈએ એવા સદાગ્રહ સાથે ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટની સ્થાપના કરનાર, અગ્રણી સ્વાતંત્ર્યસેનાની, સહકારી પ્રવૃત્તિના અજોડ પ્રવર્તક, નિર્ભીક અને નિઃસ્વાર્થ લોકસેવક, દીનદુઃખિયાંના બેલી, અમીરીને ફકીરીરૂપે પચાવનાર ખેડૂતપુત્ર અને આધુનિક વિસનગરના શિલ્પી

**સ્વ. શ્રી સાંકળચંદ કાળિદાસ પટેલને**

# પાટીદારોની પ્રગતિ (પ્રસ્તાવના)

ઇતિહાસ હવે કોઈ કલ્પના, સ્વપ્નદર્શન કે મનોરંજનનો વિષય રહ્યો નથી. આજની સમસ્યાઓ અને ઉલઝનોને સૂલઝાવવા માટે ઇતિહાસ એક મહત્ત્વની કડી બની ચૂક્યો છે. આના કારણે જ આજના પ્રખર સમાજશાસ્ત્રીઓ વર્તમાન સમસ્યાઓના સંદર્ભમાં ઐતિહાસિક અધ્યયન ઉપર સવિશેષ ભાર મૂકે છે.

ઇતિહાસલેખનના ઉદ્દેશ અને સંદર્ભો બદલાઈ રહ્યા છે, વિસ્તૃત બની રહ્યા છે. ઇતિહાસ હવે કેવળ રાજા-મહારાજા કે ગગનચુંબી ઇમારતોના નિર્માણ કે વિધ્વંસના પરાક્રમકર્તાઓ પૂરતો સીમિત નથી રહ્યો, બલકે ઇતિહાસના હૃદયસ્થાનમાં- કેન્દ્રમાં 'સંપૂર્ણ માનવી' આવી ગયો છે. માનવીની વિકાસ-ગાથા જ ઇતિહાસ છે.

ઇતિહાસના આ નવાં પરિમાણો અને બદલાવોની સાથે જ્ઞાતિઓ, કુટુંબો અને વિસ્તારના ઇતિહાસ પણ પ્રચલિત બની રહ્યા છે. આને અનુલક્ષીને જ આ ગ્રંથમાં પાટીદાર ઇતિહાસને મુખ્ય વિષય બનાવીને પાટીદારોના રીતરિવાજ, રહેણીકરણી, એમના મુખ્ય વ્યવસાય, ખેતીમાં સમયે-સમયે થયેલાં પરિવર્તનો, સમાજમાં થયેલા વિભિન્ન સુધારાઓ, આંદોલનો, ચડતી-પડતી, પ્રગતિ, પરિવર્તન અને પડકાર સમાજ માટે કંઈક કરી છૂટવા તત્પર હોય તેવા અદમ્ય પુરુષાર્થી પાટીદારોનાં પરાક્રમપૂર્ણ પ્રસંગો અને ભાષણો, આપત્તિઓમાં પણ અડગ રહીને પાટીદારોના ગૌરવને જાળવી રાખવા દરેક યુગમાં દેશકાળની સાથે રહીને જે સત્ત્વનું સિંચન કર્યું છે અને પાટીદારોને શૂન્યમાંથી ખમતીધર પાટીદાર બનાવવાનું જે પુણ્યકાર્ય થયું છે તેનું સવિસ્તર વર્ણન કરવાનો પ્રયાસ કર્યો છે. જેમણે સુધારાનું 'વિચારબીજ' રોપ્યું જેમના પુરૂષાર્થથી પાટીદાર વટવૃક્ષ બન્યું તે બધા મારે મન ખમતીધરો હતા. આપણા બાપદાદાઓ એ યુદ્ધમાં તો પરાક્મો બતાવ્યા હતા. માટે મેં આ પુસ્તકનું નામ ગુજરાતના ખમતીધર પાટીદાર રાખેલું, પણ હાથીના પગલામાં બધાના પગલા સમાઈ જાય માટે પુસ્તકને 'પાટીદાર' નામ આપ્યું છે.

પાટીદારોએ સરકાર-પ્રજાના મુખ્ય આધારરૂપ છે. તે દેશની કરોડરજ્જુ સમાન છે. ભારતનું હાર્દ છે. એટલું જ નહીં પણ ભારતનું જીવન છે. આમાં અતિશયોક્તિ જેવું કશું જ નથી. ભારત ગામડાઓનો બનેલો દેશ છે. હિંદના લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. પહેલાં તેનો વેપાર પણ જગતને ચકિત કરે તેવો હતો. અને તેથી યુરોપિય પ્રજા પ્રલોભન પામે હિંદી તરફ આકર્ષાયલી. આપણી સંપત્તિ એ જ વિદેશીઓના આક્રમણ કરવા આકર્ષ્યા હતા. વિદ્યામાં પણ આર્યાવર્તની કીર્તિ જગતમાં ઝળહળતી હતી.

વૃદ્ધ મહાવીર ગ્રીસ અને રોમનાં
ભારતે પારણાં હિંચોળ્યાં હતાં,

.... ....

જગતના મહાધર્મોથી ધાત્રી
પૃથ્વીના તત્ત્વજ્ઞાનની જનની

.....

ભારતમાતા બીજી નથી અવની ઉપર.

આવા શ્રેષ્ઠત્વને લીધે જગતના જીજ્ઞાસુઓ પ્રલોભન પામી હિંદ તરફ આકર્ષાતા અને તેનું માન વિદ્વાન બ્રાહ્મણોને ઘટે છે. પરંતુ પાછળથી આ જ બ્રાહ્મણ વર્ગે જ્ઞાનને નષ્ટપાય કર્યું. ઝળહળતો વેપાર અને અદિત્ય કારીગરી પરહસ્ત ચાલ્યાં ગયાં. છતાં, 'પૂર્વ અને પશ્ચિમના પલ્લાંની દાંડી ભારત છે' 'યુગ યુગથી લૂંટાય ત્હોય સદા શણગારવતી શોભતી' એમ કહેવા છે એનું કારણ ભારતની ખેતી જ છે. દ્રવ્યોપાર્જના બીજા માર્ગ ભસ્મીભૂત થયા છે, વિદ્વાનો દમડી દમડી કિંમતના થઈ ગયા છે. વેપારીઓ અપ્રમાણ થઈ ગયા છે. રાજકારણીઓ સત્તાલોલુપ અને ભ્રષ્ટાચારીઓ થઈ ગયા છે. તે સમયે ભારતનો પૂર્વકાળનું ગૌરવ તેની ખેતી જાળવી રહી છે. પેદા કરેલી ચીજો વિદેશ મોકલી કરોડો રૂપિયા આ હિંદપુત્રો અપાવે છે. તેના કારણભૂત પાટીદારો ખેડૂતો છે. વડી સરકારને વધારેમાં વધારે કર આપનાર આપણે છીએ. માટે આપણે રાજ્યના હાથ-પગ છીએ. કડી સંસ્થાના આદ્યસ્થાપક પૂ. છગનભાએ તો શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને પણ કહી દીધું હતું 'અમે તો રાજ્યના કમાઉ દીકરાઓ છીએ.'

પણ આજે ચિત્ર ઉલટું બની ગયું છે. ખેડૂત બધાના હાથે દંડાય છે, છેતરાય છે, શાહુકારો રાજકારણીઓ અને કહેવાતા સમાજ સુધારકો જળો બની તેની ચૂસ્યા કરે છે. આપણી જ્ઞાતિના કવિ સ્વર્ગસ્થ શ્રી વિહારી લખે છે

'જેને પ્રયત્ને પર ઘરે માણેક મોતી જળહળે,
પાત્રાદિ રૂપ ભર્યું પુરું સુવર્ણ રૂપું ઉછળે,
ત્યાં ધાતુ પાત્ર ન નામ પણ જ્યાં ત્યાં ભરેલાં ઠીકરાં,
ભડ અન્નબંધુ ભાગ્ય તો છે છાશ, છોડાં છોતરાં.

આપણે કમાઉ દીકરાઓ છીએ તે વાક્ય આપણી મહત્તાને ઓછું આપનારું નથી. કોઈ પ્રશ્ન કરશે કે વિશાળ ભારતખંડમાં પાટીદારોની વસતી માત્ર ગુજરાતમાં જ છે. તો આખા હિંદમાં ખેતી કરનારા તરીકેનું માન કેમ ઘટી શકે ? આપણે સગૌરવ જણાવીશું કે આખા હિંદના કૃષિકારો અમારી જ જ્ઞાતિના છે. એક જ માતપિતાના અમે બાળકો છૈયે. અમારા શરીરમાં એક જ ગોત્રનું રૂધિર વહન કરે છે. અમે સૌ 'કૂર્મી ક્ષત્રિયો' છીએ. માત્ર સ્થળ પરત્વે અમારા નામમાં પરિવર્તન થયું છે. વસ્તુતઃ મહારાષ્ટ્રના મરાઠા, પાટીલ અથવા કર્મી માઈસોરના વોકાલીગર (vokkaligar) અને રેડ્ડી, મદ્રાસના કાપૂસ અને નાયડુ તેમજ તેલંગા, ઉત્તર હિંદના કૂર્મી ક્ષત્રિય અને ગુજરાતના પાટીદારો અને કણબી આ બધો હિંદનો મોટો જથ્થો એક જ વંશનો અને જાતનો છે. અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના અનેક અધિવેશનો મળ્યાં.

જેમાં પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, શ્રી મગનભાઈ ચતુરભાઈ બાર-એટ-લૉ તેમજ ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ અને પ્રો. આર. કે. અમીન જેવાઓએ તેના પ્રમુખપદો શોભાવ્યા હતા.

હિંદુસ્તાનની આવી મોટી અને મહત્ત્વની કોમની ઉત્પત્તિ વિશે વિદ્વાનોમાં ઘણાં મતમતાંતરો ચાલ્યા અંતે નક્કી થયું કે પાટીદારો ક્ષત્રિયો છે. 'કૂર્મી' શબ્દ ઉપરથી તેઓ પોતે કૂર્મી ઋષિના વંશના છે એમ સિદ્ધ કરે છે. પાટીદારોમાં જોવામાં આવતા ક્ષાત્ર ગુણો તેનું ક્ષત્રિયત્વ સિદ્ધ કરે છે. ૧૮૫૭ના બળવામાં ગુજરાતના કેટલાક પાટીદારોએ ભાગ લીધો હતો. કેટલાક બળવામાં જોડાયા હતા અને કેટલાકે બ્રિટીશ સરકારને મદદ કરી હતી.

કૂર્મીઓની લગભગ ૩૩ શાખાઓ હતી. તે નીચેની કવિતા દ્વારા પૂરવાર થાય છે.

કુર્મવંશ, કુશવંશ, રાના વ પવાર આદિ,
ઠાકુર, ચંદેલ, ગુજરાતી જય સવાર હૈ ।
ઘોડે ચડે સિંગશૈર, કાન્યકુબ્જ કચ્છવાહ,
ઔર સેંગર, સોલંકી, યદુવંશ, સૈઢવાર હૈ ।
કર્મકુલ લવવંશ તેલંગ, મૈસલ આન્ધ્ર,
કુર્મ ચંદેરી ચન્દ્રનીય કટિયાર હૈ ।
વૈંસવાર, વંશબાર ઔધિયા સયાન ઔર,
ચૌધરી, ચૌહાણ, રાજપૂત પરુવાર હૈ ।

નીચેના શબ્દો ઉપરથી પણ કંઈક જ્ઞાતિની ઉત્પત્તિ પર પ્રકાશ પડશે. ક્ષત્રિય ક્ષેત્ર (ખેતર) એ શબ્દો વચ્ચે ઘણું ઘણું મળતાપણું છે. વળી કૃષ્ણ શબ્દને કૃષ ધાતુ (ખેંચવું-ખેડવું) તે ઉપરથી થયેલો છે અને મહાભારતના પ્રસિદ્ધ તેમના ભાઈ બલિભદ્રનું બીજું નામ 'સંકર્ષણ' એ પણ મૂળ 'કૃષ' ધાતુ ઉપરથી સિદ્ધ થયેલું છે. તેની અને કૃષિ ખેતી વચ્ચે ઘણું સામ્ય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે નામ અમુક ધંધાને લઈને પડે છે. ખેડૂતોને ઢોરઢાંખર સાથે ઘણું કામ પડે છે. તેથી હાલ પણ કેટલાંક નામો તેના ઉપરથી પડેલા હોય તેવું જોવા મળે છે. વળી કૃષ્ણે ગાયો ચારવાનું કામ કરેલું અને તે ખેતીનું અંગ છે. એટલે ઉપરની કવિતામાં કૂર્મી ક્ષત્રિયની એકશાખા યદુવંશ જણાવેલી છે. તે અસંભવિત લાગતી નથી. હજુ સુધી પાટીદાર જ્ઞાતિમાં સ્ત્રીઓ પણ મર્દને લજાવે એવાં સુરાધન બતાવતી જોવા મળે છે. એ જ તેના ઢંકાઈ રહેલાં ક્ષાત્રતેજની સાબિતી છે.

કણબીઓને કેટલાંક વૈશ્યવર્ગમાં ગણે છે. અનાજનું-કણનું બી રાખનાર તે કણબી. એમ નામ અને હાલનો ધંધો જોતાં એ અનુમાન વાસ્તવીક લાગે છે છતાં પૂર્વજોની સુવિધા અને પરાક્રમો તેમજ તેમને મળેલા ઈલ્કાબો, ગામ-ગરાસો જોતાં તેઓ ક્ષત્રિય છે તે વધારે અટકળાય છે. તાજેતરમાં 'પાટીદારોની ગૌરવગાથા' નામનું મારું પુસ્તક પ્રગટ થયું. તેમાં ભારતભરના કૃષિકારો કૂર્મી ક્ષત્રિયો છે. તે મતનું મેં

સચોટ આધારો લઈ સમર્થન કર્યું છે. રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ કૃત ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં કણબીઓની ઉત્પત્તિ વિશે તેમણે વળી સૌથી જુદો મત અનુમાન કાઢેલો છે. તેઓ લખે છે કે ગુર્જર નામની જાત ઉપરથી પાટીદાર કોમ ઉતરી આવેલ છે અને તે ગુર્જર લોકોનું ગુજરાતમાં ઘણાં વખત સુધી રાજ્ય હતું, ગમે તે હો પણ પાટીદારોએ હથિયાર પકડેલાં, રણમાં ઝઝૂમેલાં અને ક્ષાત્રગુણ પ્રગટાવેલો એ તો નિઃશંસય વાત છે. પાટીદારોએ રાજસત્તા ભોગવી હતી એની સાબિતી પાટડી રાજવંશની છે.

આપણી કોમ હજારો વર્ષથી અજ્ઞાનતાના ગાઢ અંધકારમાં જ રહી હતી. અગર જો આપણા લોકો બીજી ખટપટમાં નહીં પડવા પામતાં શાંત અને સારું જીવન ગુજારી શકતા. પણ આ આગળ વધતા જતા જમાનામાં જમાનાની સાથે નહીં થવાય તો સુધરેલી કેળવાયેલી પ્રજાના હાસ્યનું પાત્ર થવા ઉપરાંત આપણને આર્થિક અને રાજકીય બાબતમાં પણ ઘણી થપ્પડ ખાવી પડે અને તે આપણને અનુભવ સિદ્ધ થઈ ચૂક્યું છે. 'હોય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ' એ કહેવત જ જમાનાની સાથે રહેવા આપણને પ્રબોધે છે. ખેતી એ આપણું જીવન છે. આજીવિકાનું પ્રધાન સાધન છે. પણ તેથી આપણને વિદ્યાની અગત્યતા ઓછી છે કે બિલકુલ નથી એમ માનવું એ તો ભૂલભરેલું જ છે. યુરોપ, અમેરિકામાં કૃષિ એક મહાન અને માન-મહત્તાવાળો ધંધો ગણાય છે. ત્યાં ખેડૂતો વૈજ્ઞાનિક તાલિમ લે છે. ઓછી મહેનતે સુખી થાય છે. આપણો ખેડૂત મહેનત વધારે અને કમાણી ઓછી કરે છે. વિદેશના ખેડૂતો રાજકારભારમાં પણ ભાગ લે છે અને પોતાના પ્રતિકૂળ અવાજો પાર્લામેન્ટ સુધી પહોંચાડી શકે છે. જ્યારે આપણે તો લાભાલાભ સમજવાની શક્તિથી વિહિન થયેલા એટલે મોટી બાબતોની તો વાત જ ક્યાં કરવી ? આજના સ્વાર્થી રાજકારણીઓમાં આપણા પૂર્વજો જેવી પ્રમાણિકતા અને હિંમત નથી રહી.

૧૯મી અને ૨૦મી સદીમાં આપણી કોમની સ્થિતિ સુધરે તે માટે બ્રિટિશ સરકાર અને કેટલાક ઉદારદેશી રાજ્યોએ પ્રયત્નો કરેલા. આપણા સુશિક્ષિત નેતાઓએ પણ અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંમેલનો ભરી, પાટીદાર પરિષદો ભરી, બોર્ડિંગ હાઉસો ખોલી તેમજ યુવક મંડળો ખોલી, ખેતી સુધારણા, સમાજમાંથી અનિષ્ટોની નાબૂદી, કેળવણીનો પ્રચાર, વહેમ-અંધશ્રદ્ધા નાબૂદી, સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર અને જ્ઞાતિ-એકતા માટે ભગીરથ પ્રયાસો કર્યા હતા. તેના મીઠા ફળ આપણે ભોગવી રહ્યાં છે. પણ આજે આવા નેતાઓ અને સંસ્થાઓ અદશ્ય થઈ ગઈ છે. કારણ હમણાં હમણાં પાટીદારના એક વર્ગ ઉપર સરસ્વતી અને લક્ષ્મીદેવી મહેર ઉતરી છે. પાછો તે ગુણવાન અને અભિમાની બનવા મેદાનમાં આવ્યો છે. લગ્નખર્ચાઓ, દેખાદેખી, ઈર્ષાળુ હરિફાઈ, કુચાલ અને યુવાપેઢી દારૂ અને બીજા કેફી વ્યસનો તરફ વળી છે. તેમને આ પૂર્વજોનો ઇતિહાસ વાંચવા જેવો છે. આપણે ક્યાં હતાં ક્યાં આવ્યાં અને ક્યાં જઈ રહ્યા છીએ. આ ગંભીર બાબત પર આપણે ગંભીરતાથી નહીં વિચારીએ

તો યુવા ધન વેડફાઈ જશે અને આપણી દશા ઘાંચીના બળદ જેવી થશે.

આજે તો પાંચ હજારની વસ્તીવાળા ગામમાં શાળા અને પંદર-વીસ હજારની વસ્તીવાળા ગામમાં કોલેજો શરૂ થઈ છે. પણ ૧૯૧૩ની આસપાસની વાત કરીએ તો આપણી જ્ઞાતિમાં પોણોસો એક બીએ, પંદરેક બી.એ., એલએલ.બી., પાંચે એલ.એમ.એન્ડ એસ. અને દસે એલ.એ.જી. અને દસેક બાર-એટલ-લો, પાંચેક એમ.એ., પંદરેક એલ.સી.ઈ. ભાદરણ નિવાસી તુલસીદાસ પટેલ આખી દુનિયામાં તે વખતે ભારે ગણાતી વૈદિક વિદ્યાની એમ.ડી. પરીક્ષા લંડનમાંથી માનભેર પસાર કરી હતી. તેમના જ મિત્ર વીરસદવાસી શંકરભાઈ જુનાભાઈ અમીન પણ કાયદાની અઘરામાં અઘરી ગણાતી સોલીસીટરની પરીક્ષા માન સાથે પસાર કરી હતી. સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરનાર એટલે પહેલા સિવિલિયન થનાર ગાયકવાડના ગાર્ડન ખાતાના સુપરવાઈઝર નડિયાદ નિવાસી તુષારદાસ રેવીદાસના દીકરા છોટાભાઈએ પાસ કરી હતી. ગણિતશાસ્ત્રમાં નિપૂણતા મેળવી આખી યુનિવર્સિટીમાંથી પહેલાં વર્ગમાં પહેલા નંબરે પાસ થઈ ગુજરાતના પરાંજપે તરીકેનું માન મેળવનાર પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ આપણી જ જ્ઞાતિના રત્ન હતા. આજે ભણવાની દુર્લક્ષતા ઓછી થઈ છે. જેના આંકડા કાઢવા પણ મુશ્કેલ બને એટલા પાટીદારો ભણ્યા છે. દેશ-વિદેશમાં પોતાનાં નામો રોશન કર્યા છે.

આજની આપણી પ્રગતિ તે વખતના ચાલતા બોર્ડિંગ હાઉસો, પટેલ યુવક મંડળ અને જ્ઞાતિમંડળોને આભારી છે. સૌપ્રથમ શાહપુરમાં રાવબહાદુર બહેચરદાસ લશ્કરીએ સ્વજ્ઞાતિના બાળકો માટે બોર્ડિંગ હાઉસોની શરૂઆત કરી હતી. ત્યારબાદ પાટડી દરબાર સૂરજમલે મોટી સખાવત કરી દરબાર સૂરજમલ બોર્ડિંગ હાઉસની શરૂઆત કરી. આમ અમદાવાદ, અમરેલી, વડોદરા, સુરત, ભરૂચ, પેટલાદ, કડી જેવા શહેરોમાં કેળવણી લેવા માટે બોર્ડિંગ હાઉસો શરૂ થયા. અને તેની સાથે સાથે કુરિવાજોમાંથી મુક્ત થવાનો જ્ઞાનયજ્ઞ શરૂ થયો. જ્ઞાતિવાડાઓ તોડવા માટે સામાજિક સંગઠનો અને યુવક મંડળો પણ મેદાનમાં આવ્યા. રાવબહાદુર બહેચરદાસે (સીએચઆઈ) મહિલાઓને શિક્ષિત કરવા તેમને ભણાવવા માટેનું મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ અમદાવાદમાં ૧૮૭૪માં શરૂ કર્યું હતું. આ કાર્ય માટે બ્રિટિશ સરકારે તેમને રાવબહાદુરનો ખિતાબ આપ્યો હતો. આ સમયગાળામાં કામ કરતી સંસ્થાઓની યાદી કરવા જઈએ તો ઘણી લાંબી થાય તેમ છે. છેક ઉત્તર હિંદમાં પણ કાશીમાં કૂર્મી ક્ષત્રિય બોર્ડિંગ હાઉસની પણ શરૂઆત થઈ હતી અને આફ્રિકામાં ધી યુનાઈટેડ પાટીદાર સોસાયટી જોહનીસબર્ગમાં યુવક મંડળ શરૂ થયું હતું. આ ઉપરાંત લેઉવા સમાજ વડોદરા, મિત્રમંડળ પેટલાદ, પાટીદાર યુવક મંડળ સુરત, જ્ઞાનોત્તેજક મંડળ શિકેર, બાળબોધક સમાજ વાંકાનેર, જ્ઞાતિસુધારક મંડળ તરભણ, યુવક મંડળ બડોલી, કૂર્મી ક્ષત્રિય મહાસભા લખનૌ, વોકાલિગારસન - મૈસુર શ્રીરંગપટ્ટણ, કાઠિયાવાડ પાટીદાર યુવક મંડળ - જોહનીસબર્ગ, નવસારી ભક્ત પાટીદાર આશ્રમ, મુંબઈ પાટીદાર

સમાજ, આમોદ પાટીદાર બોર્ડિંગ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ભાવનગર પાટીદાર યુવક મંડળ, વિદેશમાં કામ કરનારાઓમાં ભીખાભાઈ પટેલનું નામ મોખરે હતું. મામુનાયકની પોળ જ્ઞાતિહિતનું મંડળ, અમદાવાદ લાલપોળનું મંડળ, વીરમગામનું કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ, વીરમગામનું કડવા પાટીદાર શુભેચ્છક યુવક મંડળ, રાંદેર જ્ઞાતિ મંડળ, સાણંદનું જામળિયા હિતેચ્છુ મંડળ, સાણંદનું સાબુવા હિતૈષુ મંડળ, બાવળાનું જ્ઞાતિમંડળ અને પુસ્તકાલય, અસારવા યુવક મંડળ, કડી પ્રાંત ખેડૂત સમાજ, કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ કડી, કાઠિયાવાડ પાટીદાર સમાજ, કડવા પાટીદાર પૂ. જ. અમીન કડવા પાટીદાર આશ્રમ, સરદાર સેવા સમાજ, શ્રી દશ કોશી પાટીદાર બોર્ડિંગ જેવી અનેક સંસ્થાઓ ૧૯૧૩થી ૧૯૪૭ સુધીના ગાળામાં અસ્તિત્વ ધરાવતી હતી.

આ પ્રવૃત્તિઓને વેગ આપવામાં શંભુપ્રસાદ લશ્કરી, મફતલાલ ગગલ, નાથાભાઈ પટેલ, બબાભાઈ પટેલ, હરિવલ્લભદાસ, મોતીભાઈ વી. અમીન, હીરાલાલ વસંતલાલ, છગનભા, નગીભાઈ પટેલ, ગંગારામદાસ, પુરુષોત્તમદાસ ફકીરભાઈ, ચુનીલાલ વનમાળીદાસ, બાપુભાઈ ગામી, સાંકળચંદ પટેલ, બહેચરદાસ અને છોટુભાઈ ગણપતપુરાવાળા, કુંવરજી મહેતા અને કલ્યાણજી મહેતા, ચંદુભાઈ બહેચરદાસ, પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, ગોવિંદભાઈ દેસાઈ, મગનભાઈ ચતુરભાઈ પટેલ, સરદાર વલ્લભભાઈ પટેલ, પુરુષોત્તમ દાસકાકા અને ભાઈકાકા મોખરે હતા. ગંગારામ પટેલ તેમજ ડૉ. ગણપત પટેલ જાણીતા હતા.

આ બધા બોર્ડિંગ હાઉસો પાટીદારોની આર્થિક સહાયથી શરૂ થયા હતા. ક્યાંક હળની આવક દ્વારા અનાજ લઈને તેમજ રૂની ગાલ્લી ઉપર એક રૂપિયો દાન લઈને ઊભા થયા હતા. છતાં નવાઈની વાત એ છે કે આ આશ્રમોને જ્ઞાતિવાદનું લેબલ લાગેલું ન હતું. અન્ય જ્ઞાતિના બાળકોને પણ આ આશ્રમોમાં દાખલ કરવામાં આવતા હતા.

પાટીદારના તંત્રીપણા નીચે વર્તમાનપત્રો અને માસિકો પણ પ્રગટ થયા હતા. વર્તમાનપત્રોનો પાયો નાંખનાર જ બાજીભાઈ અમીચંદભાઈ પટેલ હતા. પટેલબંધુ - સુરત, કડવા વિજય - વિરમગામ, કડવા હિતેષુ - અમદાવાદ, વડોદરા વર્તમાન - વડોદરા, કૂર્મીક્ષત્રિય હિતૈષી - ચુનાર, યુ.પી., વોકાલીગર પાટ્રીક અઠવાડિક કેનેરીઝ ભાષામાં પ્રગટ થતું. તે ઉપરાંત વિદ્યાર્થી જીવન, લેઉવા વિજય, સ્વદેશ હિતવર્ધક, કડવા હિતવર્ધક, કેળવણી અને શિક્ષક જેવા માસિક પાટીદારના તંત્રીપણા નીચે પ્રગટ થતા હતા. પાટીદાર જ્ઞાતિમાં અનેક લેખકો કવિઓ અને ગ્રંથકારો પેદા થયા છે. આ જમાનામાં ધ્યાન ખેંચે તેમાં શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, શીઘ્ર અને પ્રબળ લેખક, વિદ્યાર્થી જીવનના તંત્રી અને 'આલસ્યથી થતી હાનિ' તથા 'ઉદ્યોગના ફાયદા' વગેરે ગ્રંથોના લેખક, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ, કવિ અને સાક્ષર કુસુમાંજલિ અને ક્ષાત્રપાળ પ્રતાપ વગેરે કાવ્યના કર્તા અને સુદર્શનમાં પ્રગટ થયેલા કવિ અને કવિતા

નામના મનનીય લેખના લેખક શ્રી વિઠ્ઠલભાઈ ધનજીભાઈ પટેલ, ભરતખંડનો સરળ ઇતિહાસ કૃષિ વિદ્યા, પૈસા કેમ કમાવવા વગેરે પુસ્તકોનાં કર્તા રાવબહાદુર ગોવિંદભાઈ દેસાઈ, ડો. બેન્ઝામિન ફ્રેંકલિન ગુજરાતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, દીર્ઘાયુષી શી રીતે થવાય ?, નીતિશાસ્ત્રના મૂળભૂત તત્ત્વો ભાગ ૧-૨ના કર્તા, શ્રી છોટાભાઈ બાબરભાઈ પટેલ ખેતીવાડીના મંડળોના કર્તા, શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ બંગાળી અને જર્મની ભાષાના નિષ્ણાત, શિક્ષક અને પાટીદારના તંત્રી લગ્નપ્રપંચ અને ઈશ્વરનો ઇન્કાર જીવન પ્રભાત, જીવનસંધ્યા, ગાર્ફિલ્ડ, ગેરી બાલ્ડી વગેરે પુસ્તકોના કર્તા પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ ગદ્ય-પદ્યમાં સંસ્કૃત તેમજ ગુજરાતી ભાષામાં ઉત્તમ લખાણ કરનાર શ્રી ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ (બંધુ સમાજ) કાવ્યો ટૂંકી વાર્તાઓ અને ગુજરાતની સ્ત્રી કવિ વગેરેના લેખક શ્રી શિવુભાઈ બાબુભાઈ પટેલ (બંધુ સમાજ), શ્રી વિહારી કવિ 'વિરસ્' કાવ્યના રચયિતા શ્રી જીવાભાઈ અમીચંદ પટેલ કાવ્યમંડળીના સંગ્રહકર્તા અને 'નેપથ્યવિધાન'ના લેખક એમની 'દુઃખીયાનો વિસામો રે, માડી તારી ઝૂંપડી' એ કવિતા દરેક ભણેલા વર્ગને મોઢે હતી.

આમ પાટીદારો કેળવણી વિશેમાં આગળ વધતા થવાથી કેટલાકે તો રાજદરબારી બાબતમાં પણ અનુપમ બુદ્ધિ ચાતુર્ય બતાવ્યું છે. હમણાં તો તે ઉત્તરધ્રુવમાં જઈ બરફનું કારખાનું નાખે તેવી તેની ક્ષમતા વધી ગઈ છે. પ્રો. ચંદ્રકાંત બક્ષી એમ કહે છે કે પાટીદાર વિશ્વના ખૂણેખૂણે પથરાયેલો છે. દેશના ખૂણેખૂણે પથરાયેલો છે. તેની ગણતરી કરવી મુશ્કેલ છે. રાવબહાદુર અને કે.સી.એસ.આઈ. એટલે નાઈટ કમાન્ડર સ્ટાર ઓફ ઇન્ડિયાનો ખિતાબ મેળવનાર આપણી જ્ઞાતિના બહેચરદાસ લશ્કરી પ્રથમ હતા. વિદેશ પોતાના હક્ક માટે લંડનમાં જઈ વિક્ટોરિયા રાણીના દરવાજા ખખડાવનાર પાટીદાર જ્ઞાતિના નડિયાદના દેસાઈ કુટુંબના વડવા શામળદાસ શંકરદાસ દેસાઈ હતા. પોતાના વતનના હક્ક જાળવવા પ્રીવી કાઉન્સિલ સુધી સાથે ગયા. સાથે રસોઈયો બ્રાહ્મણ અને હોકો ભરવા હજામને લઈ ગયા. આ વાત ઈ.સ. ૧૮૬૦ પહેલાંની છે. આવા નામી અનામી વીરલાઓની યાદી ઘણી લાંબી છે. હાથીમલ, રાવબહાદુર, રાવસાહેબ, રાજરત્ન, રાજમિત્ર, નવાબ સરદાર જેવા ખિતાબો મેળવનાર અનેક રત્નો પાટીદાર જ્ઞાતિએ દેશને ચરણે ધર્યા છે. જ્ઞાતિભૂષણ હરિદાસ બિહારીદાસ દેસાઈ (નડિયાદ) જુનાગઢના દીવાનપદ પર નિયુક્ત થયા હતા અને રાજ્યની આવક દસઘણી વધારી દીધી હતી. પ્રજા કલ્યાણના કામો પણ પ્રેમથી કર્યા હતા. રાવબહાદુર બહેચરદાસ લશ્કરી બૉમ્બે લેજિસ્લેટીવ એસેમ્બીલીના મેમ્બર તરીકે લોકહિતના કાર્યો કર્યા એટલું જ નહીં પણ રાષ્ટ્રીય ચેતનાને પ્રગટ કરી. ત્યાગમૂર્તિ દરબાર ગોપાલદાસને કેમ ભૂલાય ?

તે જમાનામાં પાટીદાર યુવાન અધિકારીઓ અને ધારાસભાનો મેમ્બરો તરીકે પોતાના નામ ઉજળાં કર્યા હતા તેમાં દીવાનો તરીકે નાથાભાઈ અવિચળદાસ દેસાઈ (વાંકાનેર) - વીરસદવાસી ઝવેરભાઈ નાથાભાઈ અમીન - લીંમડી, ચુનીભાઈ

જેઠાભાઈ - પાલનપુર અને આ પહેલાં જાણીતા બનેલાં દીવાનોમાં બહેચરદાસ વિહારીદાસ દેસાઈ - જુનાગઢ, ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ - ભાવનગર, ગિરધરદાસ મંગળદાસ દેસાઈ - લાઠી વગેરે જાણીતા હતા. મોટા અધિકારીઓમાં રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, સુબાસાહેબ કડી પ્રાંત, શ્રી રાવજીભાઈ ભાઈલાલભાઈ - નાયબ સરસુબા તથા છોટાભાઈ બાબરભાઈ, મોતીભાઈ ભિખાભાઈ, રાવજીભાઈ, નારણભાઈ લલ્લુભાઈ અને રણછોડભાઈ વહેલાલભાઈ જેવાઓએ અનેક ઊંચા પદો ભોગવ્યા હતા. પુરુષોત્તમદાસ દેસાઈ, પુરુષોત્તમ દાસકાકા, સાંકળચંદ, શિવાભાઈ, અંબાલાલ વકીલ, રામચંદ્ર અમીન, પુરુષોત્તમ ફકીરભાઈ, વાઘજીભાઈ પટેલ જેવા અનેક સદ્‌ગૃહસ્થોએ ગાયકવાડની ધારાસભામાં મેમ્બર તરીકે કામ કર્યા હતાં. ભારતરત્ન સરદાર પટેલનું નામ ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલું. તેમના વડીલભાઈ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ વડી ધારાસભાના પ્રમુખ હતા. આ બધી નામાવલી આજે જો કરવા જઈએ તો ઘણી લાંબી થાય તેમ છે. છતાં પાટીદાર સંપની બાબતમાં છુટીછવાઈ સળિયો જેમ વેરાયેલો છે. તેને એક ભારી બનવાની જરૂર છે.

આટલું પાટીદારોનું ઉજવળ ચિત્ર હોવા છતાં દેશની ઉન્નતિનો આધાર પ્રજાની સામાજિક સ્થિતિ ઉપર ઘણો રહેલો છે. સમાજના બંધારણ અઘટિત કે ઉન્નતિમાં અંતરાયેલું થતા હોય તો તે દૂર કરવા તે દેશ અને જ્ઞાતિહિતેષુઓની ફરજ છે. વિદેશ જઈને પણ કડવા લેઉવા સંગઠનોમાં એકતા ન બતાવી શકતા હોય તો તે બાબત આપણા માટે શરમજનક ગણાય. જો ત્યાં જઈને પણ ગોળ-જ્ઞાતિના કુંડાળાઓ જ રચીને જીવવાના હોઈએ તો આપણા પૂર્વજોએ કરેલો શ્રમ ધૂળ પર લિંપણ જ ગણાય. એક માણસને આખી સમાજના બંધારણનું પરિવર્તન કરવું અશક્ય નહીં તો મુશ્કેલ તો છે જ. આપણા પંચો અને સમાજ આજે બીજાની આબરૂ ઉપાડવા માટેનું ખળુ બની ગયું છે. સમાજને અભણ લોકો કરતાં ભણેલા અભણોએ વધારે નુકસાન કર્યું છે. સમાજના અઘટિત બંધારણો દૂર કરવાને તો સમાજ જ જોઈએ. એક માણસની બુદ્ધિ પ્રમાણે ચાલવાથી પરિણામ કદાચ વિપરીત પણ આવે. પહેલાં અને હમણાં આપણાંમાં જ્ઞાતિના ને ગામના પંચો હતા અને છે પણ તેમાં નિયમ પ્રમાણે કામ નહીં થતા પક્ષપાત ઘણીવાર થતો જોવામાં આવે છે. વળી તેના નેતાઓમાંના ઘણાંખરા જડ વલણ ધરાવનારા અને પુરાણું તેટલું જ સારું એવી માન્યતાવાળા હોવાથી પંચો હાલ ફાયદાકારક થઈ પડતા નથી. એટલે યુવાનોને આહ્‌વાન છે કે જમાનાને વિચારોથી આગળ વધારે તેવા મંડળો સ્થાપવા જોઈએ. આપણી જ્ઞાતિએ આવા મંડળો દ્વારા ભૂતકાળમાં ઘણું સુંદર કાર્ય કર્યું હતું. યુવાનો અને વૃદ્ધોએ સાથે મળીને કામ કર્યું હતું. આજે દરેકને અહમ નડે છે, સૌને મોટાભા થવું છે પણ બીજાના ભોગે.

નાત એ નાના પાયા ઉપર પ્રજાસત્તાક રાજ છે. નાતના આગેવાનો કાઉન્સિલના અધિકારી કે પાર્લામેન્ટના સભાસદો તરીકે એ રાજસત્તા ભોગવે છે. સરકાર પણ ન કરી શકે એવી ભારે સજા અથવા કાળાપાણી કરતાં પણ વધારે લાગે એવી સજા તેઓ કરી

શકે છે અને તે એવી આપઅખત્યારીથી કે તેના પર અપિલ સાંભળવાનો પણ કોઈ અધિકાર નહીં. આવા અધિકારવાળા આગેવાનો ધારે તો શું ન કરી શકે ? પણ, કોઈ જુવાન સુધારક પોકારી ઊઠશે કે એ આગેવાનો જ નઠારા અને મૂર્ખ અને વહેમી છે. ત્યાં સુધારાની શી આશા ? વાત ખરી, પણ અમે કહીએ છીએ કે તમે સારા વિદ્વાન ને સુધરેલા છો તો આ આગેવાની પોતાના હસ્તગત કરવાને માટે શા માટે મહેનત કરતા નથી ? સ્થાનિક સ્વરાજ્યની ચૂંટણીમાં ચૂંટાઈ જેટલો તમે દેશને લાભ કરી શકશો તેથી પણ દસ ગણો લાભ નાતની આગેવાની તમારા હાથમાં આવશે તો તમે કરી શકશો. એ આગેવાની મેળવવી કંઈ અશક્ય નથી. અગર જો એ આગેવાની મેળવવાને વાસ્તે અલબત્ત બીજે સ્થળે મેળવવાના જે રસ્તા છે તે અહીંયા પણ હોંશ અને ખંતથી વાપરવા તો જોઈએ જ. શુદ્ધ ભાવથી અને નિર્ભિમાનીપણે મહેનત કરે તો વિદ્વાન પુરુષો જરૂરથી નાત-આગેવાનો થઈ શકે. જે આપણે આપણી પાટીદાર અને જ્ઞાતિપરિષદોમાં જોઈ નાત-મેળાવડામાં તે અઘરું ખરું પણ અશક્ય નથી.

દરેક નાતમાં થોડાંઘણાં ભણેલાં અને શુભચિંતક પુરુષો હોય છે. તેઓ એ નાતીલા તથા નાતના એ આગેવાનોને ઉપદેશ કર્યા કરે તો તેથી લાભ થયા વગર નહીં રહે. નાતભાઈઓનો તેમના પર વિશ્વાસ બેસવો જોઈએ. તેઓ પોતાના વર્ગના છે, તેઓ નાતના સારાને માટે જ કહે છે, તેઓ આપમતલબિયા નથી. તેમનો હેતુ ધર્મખંડન કરવાનો નાતને બગાડવાનો નથી. એવી જો લોકોની ખાતરી થાય તો લોકો જરૂર તેમનું સાંભળશે. જેમ રાજકીય સુધારકને પોતાના વિચાર દેશકાળની મર્યાદામાં જ રાખવાની જરૂર પડે છે જ. તેમ જો સંસારસુધારક પણ દેશકાળને ઘટતું માન આપી સુધારા કરે તો તેને સહવિચારીઓ મળી રહે. ભૂતકાળમાં આપણા જ આગેવાનોએ આ જ વિચારસરણી દ્વારા સમાજપરિવર્તનમાં પાયાનું કામ પાટીદાર પરિષદોએ કરી બતાવ્યું હતું. પાટીદાર પરિષદોએ કાર્યસિદ્ધ કરી બતાવ્યું છે.

મિત્ર મંડળ, પાટીદાર યુવક મંડળ, કડવા પાટીદાર સમાજ, કૂર્મી ક્ષત્રિય મહાસભા, વોકાલિગાર સંઘ અને પાટીદાર યુનાઈટેડ સોસાયટી જોહનીસબર્ગે જે કાર્યો કર્યા છે તે પાટીદારના ઇતિહાસના ઉજળા પાના છે. સમાજ ઉત્થાનમાં જ તેનું યોગદાન નહીં રાષ્ટ્રીય લડતોમાં પણ આ સંગઠનો મોખરે રહ્યા હતા. ક્યાંક ક્યાંક આજે આવા મંડળો ચાલે છે, પણ તે ધનિકોના અહમ્‌ને પોષવા માટે અને રાજકારણીઓને ખુશ કરવા માટે.

ધંધાર્થે આફ્રિકામાં ગયેલા પાટીદારો તેમાં મુખ્યત્વે સુરત જિલ્લાના વતનીઓએ ત્યાં ધી પાટીદાર યુનાઈટેડ સોસાયટી - જોહનીસબર્ગમાં ૧૯૧૨માં સ્થાપ્યું હતું. લંડનમાં ફેડરેશન ઓફ પાટીદાર છે. પણ આવું તો નહીં જ. આ આફ્રિકાના ફેડરેશને અને પાટીદારોએ ગાંધીજીએ ચલાવેલા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં તન-મન અને ધનથી મદદ કરી હતી. તે વાત ૧૯-૧૦-૧૯૧૭ના રોજ પાટીદાર આશ્રમ ભરૂચમાં ગાંધીજીએ ઉદ્‌ગારેલાં શબ્દો :

'મને પ્રાણથી પણ અધિક પાટીદાર વિદ્યાર્થીઓ, પાટીદાર કોમ સાથે મને વર્ષો

થયા ગાઢ સંબંધ છે. દક્ષિણ આફ્રિકામાં પાટીદાર યુવક વર્ગ પાસેથી મેં હિંદ માટે ઘણી સેવા લીધી છે.... પાટીદાર વિદ્યાર્થીઓને મેં પ્રાણ સમાન કહ્યા છે એ મારા ઉદ્‌ગાર અંતરના છે..... પાટીદાર વર્ગના કેટલાક સાથે મને ગાઢો સંબંધ છે તે મેં તેમની પાસેથી કામ લીધું છે...... વિદ્યા લેનાર પાટીદાર બીજાને પગલે નહીં ચાલે, પણ પોતાને જ માર્ગે રહે એમ ઇચ્છું છું. જે ચમત્કાર ખેતીમાં રહ્યો છે તે પાટીદાર વિદ્યાર્થીએ ભૂલવાનો નથી.

સુરત આશ્રમના ગૃહપતિ કુંવરજીભાઈ મહેતાને આફ્રિકા બોલાવી કેળવણી માટે મોટી રકમ એકત્રિત કરી ભેટ આપી. જે દાનની રકમમાં અંગ્રેજો અને મુસ્લિમો પણ જોડાયા હતા. તેમણે પોતાના ઉદ્દેશો કાગળ ઉપર રહેવા દીધા નથી. આચરણમાં મૂકી બતાવ્યા હતા. પરદેશમાં વસતા પાટીદારો જ્ઞાતિ માટે સમાજ માટે અને દેશ માટે સારા કામો કરે તે ઇચ્છનીય છે. પણ વિદેશમાં જ વસતા પાટીદારોમાં સંગઠનનો અભાવ હોય તો ભલા કોને કહીએ ? અમેરિકાસ્થિત મારા મિત્ર ભક્તિભાઈ પટેલ જણાવે છે. અહીંનો પાટીદાર બેન્ક બેલેન્સની પાસબુક ઉપર વધારે દૃષ્ટિ રાખે છે. વાંચનની ભૂખ તેણે ગુમાવી છે સ્વમાન ગુમાવ્યું છે. સમાજના દરજ્જા માટે છ લાખમાં સોદાબાજી કરી વિદેશ જવાની તેને ઘેલછા લાગી છે. પરિણામે ત્યાં વસવાટ કરતા વિદેશીઓને જ નહીં, પણ ખુદ ભારતીઓને પણ પટેલ-પાટીદાર શબ્દ ઉપર અરૂચી થઈ છે.

૧૯૩૨માં આણંદમાં પાટીદાર યુવક મંડળની પરિષદમાં સરદારશ્રીએ કહ્યું હતું કે, 'પરદેશ વસનારાઓને દેશમાં આવી પોતાની કમાણીનો કુરૂઢિઓ પોષવામાં ઉપયોગ ન થવા દેવો.' આટલી સાદી વાત પાટીદારોને ગળે ન ઊતરી અને વૈભવનું પ્રદર્શન કરવા વિમાનમાં મીઠાઈની માટલીઓ આવે અને જાય, તેના ઉપર સોનાના દોરા બંધાય, વિદેશથી આવેલો મૂરતિયો પરણે, તેનો ઠાઠમાઠ ભારે, ધનનો ઉપયોગ માત્ર કુરૂઢિઓ પોષવા માટે જ થાય, મારી તો સમાજને એટલી જ વિનંતી કે દેશનું ભલું થાય તેવા કામ કરો.

પાટીદારો હવે પોતાના જ વતનમાં પડી રહી આછી-પાતળી ભડકી મળે તો તે પણ ભલે એમ કહી રહેતા તે સ્થિતિ હવે ફેરવાઈ છે. શરૂઆતમાં આફ્રિકામાં ઘણાં પાટીદારો ધંધાર્થે કાળી મજુરી કરવા ગયા હતા. તેમાં સુરત જિલ્લો અમરેલી અને પાછળથી ખેડા જિલ્લો ઉમેરાયો. હવે તો ઉત્તર ગુજરાત પણ ત્યાં ઠલવાયું છે. પરિણામે દેવામાં ડૂબેલા ગામ અને કુટુમ્બોનો ઉદ્ધાર જરૂર થયો. પાટીદાર વિદ્યાભ્યાસ અર્થે અને વેપાર અર્થે ઇંગ્લેન્ડ, ફ્રાંસ, જર્મન, જાપાન, પોર્ટુગલ અને અમેરિકામાં પણ પહોંચી ગયા. એકલી ખેતી પર જ નહીં ચલાવતાં ગુજરાતના પાટીદારો સારી નોકરીઓ વેપાર અને બીજી સઘળી બાબતોમાં ઝડપથી પ્રગતિ કરી રહ્યા છે અને પરિવર્તન પણ ઝડપથી આવી રહ્યું છે. આંતરજ્ઞાતિય લગ્નો પણ શરૂ થયા તેટલું જ નહીં પણ પટેલોમાં આંતરરાષ્ટ્રીય લગ્નો પણ શરૂ થયા છે. આ બધું થવા છતાં

ખેતીની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. ખેતરમાં હળ ફેરવ્યું અને દાણા વાવવાથી ખેડૂતનો જન્મારો સફળ નથી થઈ જતો. ભાભારામની બડાસના દિવસો વહી ગયા છે. જમીન પાસેથી મેળવાય એટલો બધો રસ મેળવવાનો છે. વરસાદ ન પડે અથવા વધુ પડે, જીવાત પડે, હીમ પડે વગેરે આફતોથી પોતાના પાકનું રક્ષણ કરવાનું છે. પોતાના દેશના લોકોને અનાજ પૂરું પાડવા ઉપરાંત દેશના હુન્નર ઉદ્યોગ માટે જોઈતો 'કાચોમાલ' સારામાં સારો આપણે પકવવાનો છે. દેશના સ્વજન તરીકે દેશના રાષ્ટ્રીય અને રાજદ્વારી જીવનમાં પોતાનું યોગ્યસ્થાન જાળવી દેશ અને લોકહિતના પ્રશ્નો ઉકેલવામાં મદદ કરવાનું છે. પોતાનું સંસાર ઉજ્જવળ કરી દેશની સંસ્કારીતા જાળવવાનું છે. બધા કુટુંબોને પોષવા ખેતી અસમર્થ હોય તો દેશમાં ધિખતા અનેક ધંધા રોજગાર અમલદારી માટે અથવા પરદેશ જઈ વણખેડાયેલી જમીન મેળવી ખેડવાનું સાહસ વહોરે તેવા લાયક બનવાનું છે. અમારે તો આપણા ખેડૂતો વિદ્યાસંપન્ન જોઈએ છે. બળદના પૂંછડા અમળતા ખેડૂતે વીજળીથી અને વરાળથી અને સૂર્યતાપથી વિઘાના વિઘા જમીન ખેડતા અને પૃથ્વીના ઉદરમાંથી સમાયેલી સમૃદ્ધિ માત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતા જોવા અમે તો ઉત્કંઠિ છીએ અમારા ખેડૂતો પટાવાળા કે સિપાઈથી ડરે તેવા નહીં પણ લોકલ બોર્ડ, નગરપાલિકા અને ધારાસભામાં બિરાજી પોતાનો દેશધર્મ બજાવે તેવા ખેડૂતો અમારે જોઈએ છે. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ બુદ્ધિ અને મહેનત માટે સૌને આવકારશે અમારા ખેડૂતો એમના ગામડામાં જ ભરાઈને રહેતા પૃથ્વી પટે પ્રસરે અને ગુજરાતનું દૂધ નિભાવે તો જ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા.

વિદ્યા અમારો શ્વાસ અને પ્રાણ છે. એ વિના અમારું મૃત્યુ છે.

સંતોષ, વૈરાગ્ય-વૈભવશૂન્યતાના લ્હાવા ઘણાં વર્ષો લીધાં, હવે તો લોહીના ટીપે ટીપે અસંતોષ ઊછળવો જ જોઈએ. ઊંચું સ્થાન લેવાની પ્રબળ આકાંક્ષાથી પળેપળ જિંદગી ઉત્તેજીત થવી જોઈએ. ઉદ્ધાર પ્રગતિ આ વિના શક્ય નથી. મૃત્યુના મુખમાંથી આપણો મોક્ષ બીજી કોઈ રીતે નથી.

ઉત્તર ગુજરાતમાંથી બાળલગ્નો સંપૂર્ણ રીતે નાબૂદ થયા નથી. પ્રેતભોજન અને લગ્નના ખર્ચાઓ નવા સ્વરૂપે જન્મ લઈ રહ્યા છે. લગ્નમાં ચાંલ્લાં, ગરબા, રિસેપ્શન વગેરે હાનિકારક અને ખર્ચાળ રિવાજો શરૂ થયા છે. વાંકડાની પદ્ધતિ ઢીલી પડી છે. પાપડ-વડી ઢીલી પડી, ઝિયાણું ઢીલું પડ્યું પણ તે નવા સ્વરૂપે રોકડ કે ભેટરૂપે દાખલ થયું. આ પુસ્તક જેમને અપર્ણ ક્યું છે તે સ્વ. સાંકળચંદ પટેલ જીવનની છેલ્લી પળ સુધી કુરિવાજો સામે લડ્યા હતા.

મતિઆ પાટીદારો કે જેઓ કેટલાક વરસથી ધર્મના સંબંધમાં મતભેદથી કે મમતથી ઊલટા પંથે ચઢેલાં તેઓમાંના ઘણાં પોતાની ભૂલો સુધારી પોતાના ધર્મ તરફ વળવા લાગ્યાં છે. 'પિરાણા પંથ' સામે કચ્છના મહાન સુધારક નારણજી મિસ્ત્રીએ જબરજસ્ત લડત ચલાવી હતી. જેનું પરિણામ આજે આપણે જોઈ રહ્યા છે. મતિઆ

જ્ઞાતિના આફ્રિકા નિવાસી પાટીદારો અહીંના પાટીદારોને વારંવાર લખતા તમે આવી બાબત પર કેમ દુર્લક્ષ રાખો છો ? શ્રી જીવણજીભાઈ પ્રેમજીભાઈ (પ્રેસિડેન્ટ ધી યુનાઈટેડ પાટીદાર સોસાયટી) તો એટલે સુધી કહેતા હતા કે 'પટેલબંધુ'માં તેઓને સખ્ત ભાષામાં ચાબખા લગાવો, આવી દૂષણરૂપ બાબતો ઢાંકવામાં પાપ છે, પ્રભુ એવાઓને સદ્‌બુદ્ધિ આપે.

આ પુસ્તક ખેડૂતપુત્ર સ્વ. સાંકળચંદ પટેલને અર્પણ કરતાં ધન્યતા અનુભવું છું. આર્થિક સહયોગ માટે સ્વ. સાંકળચંદ પટેલ જનકલ્યાણ ટ્રસ્ટ અને શ્રી ભોળાભાઈ પટેલનું સમાજ ઋણી રહેશે. અન્ય મિત્રોના સહયોગ માટે આભારની લાગણી વ્યક્ત કરું છું.

આ પુસ્તકને સર્વાંગી બનાવવામાં શ્રી જયંતીભાઈ પટેલ અને તેમના સુપુત્રો હરેશભાઈ અને નયનભાઈએ પોતાની ચીવટ અને કાળજી આમાં ઉમેરી આ પુસ્તકને આકર્ષક બનાવ્યું છે. ખારબ કશું જ ગમે નહીં તેવો તેમનો સ્વભાવ છે. આખરે તો આ પુસ્તકની લોકપ્રિયતાનો આધાર પાટીદાર વાચકવર્ગ ઉપર જ છે. તેઓ જ તેના સાચા માપદંડો અને પથદર્શકો છે.

છેવટે આપણે બધા લેઉવા, કડવા, મતિઆ, ઉદા વગેરે તમામ બંધુઓ આપણી સામાન્ય ઉન્નતિ માટે ભિન્નભાવ ભૂલી જઈ અભેદરૂપ થઈ એકગ્રંથિથી જોડાઈએ.

પટેલ સમાજની પ્રગતિ ઊભી, ચાર પાયાના ટેકે,
નીતિ, મહેનત તથા ચોથો વિશ્વાસ લાગ્યો લેખે.

૧૫, ઓગસ્ટ, ૧૯૯૭
આઝાદીની સુવર્ણ જયંતી

**ડૉ. મંગુભાઈ પટેલ**
૬, અરુણોદય પાર્ક,
સેન્ટ ઝેવિયર્સ કૉલેજ કોર્નર,
નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
ફોન નં. ૪૪૦૨૩૮

# ઉત્તર ગુજરાતનું નૂર

## સ્વ. સાંકળચંદ કાલિદાસ પટેલ

## (૧૯૦૯ થી ૧૯૮૬)

*જબ તુમ આયો જગ મેં લોક હસે તુમ રોય,*
*ઐસી કરની કર ચલો, તુમ હસે જગ રોય.*

કડી સંસ્થાની એક સભામાં શ્રી ભોળાભાઈ મળી ગયા. મેં મારાં પુસ્તકનાં પ્રકાશનોની આર્થિક મૂંઝવણની વાત કરી. એમણે જવાબ આપ્યો, તે બાબતે તમે નચીંત થઈ જાઓ. હું મદદ કરીશ. તરસ્યાને રણમાં વીરડી મળે તેટલો મને આનંદ થયો. તેઓ સંબંધમાં સાંકળચંદભાઈના જમાઈ થાય. પરંતુ તેઓ તેમના માનસપુત્ર થવાનું ગૌરવ અનુભવે છે. ભોળાભાઈ ગુજરાત રાજ્યના ભૂતપૂર્વ રાજ્યકક્ષાના પંચાયત અને સહકાર ખાતાના મંત્રી હતા.

માનવજાતનો પ્રથમ સંસ્કાર તે કૃષિસંસ્કાર કૃષિનો કીમિયો હાથમાં આવતાં માનવી પૃથ્વી ઉપર સંસ્કૃતિનો સર્જક બન્યો. સ્વ. સાંકળચંદભાઈ કૃષિ સંસ્કૃતિના પ્રતિક હતા. ઈ. સ. ૧૯૦૯માં તેમનો જન્મ ખેડૂત પરિવારમાં થયો. વેપાર અને લાટીનો વહીવટ પોતાના ભાઈને આપી દીધો અને ઘરનો વહીવટ પત્ની ઉમિયા બાને આપી તેમણે યુવાન વયે સેવાનો ભેખ લીધો. તેઓ આપણા સમાજશિલ્પી અને સહકારી પ્રવૃત્તિના વડલા સમાન આધુનિક વિસનગરના ઘડવૈયા હતા. લોકાભિમુખ રાજપુરુષ ખરા પણ તેમણે રાજકારણ સેવાળની જેમ વળગ્યું નહોતું. તેઓ રાજકારણી નહોતાં. રાજકારણી નહીં તેવા તો આજે જોઈએ તેના કરતાં વધારે છે. પરંતુ એવા રાજકારણી કે જેને ખોટા સમાધાન કરી તત્કાળ સફળતા અને પછીથી નિષ્ફળતા મળે. તેવા રસ્તા સ્વીકાર્ય નથી. વ્યવહારુ રાજકારણી, વાધરી માટે ભેંસ મારવાનું ડહાપણ તેમણે સ્વીકાર્યું નહોતું.

ગાંધીજીએ દેશ પાસે એક અભૂતપૂર્વ વાત કરી, અહિંસા, સત્ય, નમ્રતા વગેરે ગુણો માત્ર સાધુઓ માટે નથી. તે સમાજના રોજિંદા કે સાધારણ વ્યવહારમાં પણ સાર્થક થઈ શકે છે. સફળ થાય છે. શ્રી સાંકળચંદભાઈએ આ વિચારનું બીજારોપણ ઉત્તર ગુજરાતની આબોહવામાં દઢતા અને સુજનતાથી કર્યું. જે કાર્ય આજે તો ઘેઘૂર વડલો બનીને ઊભું છે. શિક્ષણ, સહકારી મંડળીઓ, આરોગ્યની સંસ્થાઓનું સર્જન ગાંધીજીના ૧૪ મુદ્દાના રચનાત્મક કાર્યક્રમોમાંથી ઘણાખરા તો તેમણે વ્યવહારમાં મૂકી અમલીકરણ કરી બતાવ્યું. પછી તે ખેડૂત, શ્રમજીવી, અંત્યજ કે મુસ્લિમ હોય, કોમી એકતાના તે સાચા અર્થમાં હિમાયતી હતા, કારણ કે તેઓ માનવતાવાદી હતા.

ઇતિહાસ અધૂરો વાંચનારા ઘણી વાર કહે છે. 'અહીં બધું કાળબળ કરાવે છે.

આગેવાનો તો એનું માત્ર ગોચર છે. એ નેતા ન હોય તો કોઈ બીજા નીકળી પડત.' એટલે કે 'ચોરાનું નખ્ખોદ જતું નથી.'

આવા લોકો સિક્કાની એક બાજુ જોનાર એકાંક્ષ છે. જો કાળબળ ઘણું કરે છે. તો આજે આ દેશમાં અર્ધશતાબ્દી આઝાદીની સુવર્ણજયંતી ઊજવાઈ રહી છે ત્યારે દેશમાં ઠેર ઠેર કોમી વલણો, સંકુચિત આગ્રહો, જ્ઞાતિવાદ, ગરીબાઈ રેખા નીચે જીવતા ખેડૂતો અને શ્રમિકો, બુદ્ધિજીવીઓનો દંભ, વિશાળ સમુદાયની નિરાશા અને મેલી રાજકીય રમતો કેમ છે? કેમ સાંકળચંદભાઈ જેવા નેતાઓ નીકળતા નથી? જવાબ એક છે કે કાળની માંગ છતાં ખમતીધર દીર્ઘદષ્ટિવાળા લોકાભિમુખ નિસ્વાર્થી નેતાઓ મળતા નથી. રાજકારણીઓ ઘણાં છે. પણ રાજનીતિજ્ઞો કોઈ નથી અને ક્યાંક હોય તો તેનું ઊપજતું નથી. તઓ ૧૯૪૬ વડોદરા રાજની વિધાનસભામાં અને ૧૯૭૫માં ગુજરાત રાજ્યની વિધાનસભામાં ચૂંટાયા હતા અને તેમણે પ્રજાકીય પ્રશ્નો રજૂ કર્યા હતા.

એક બાજુ ગાંધી પ્રીતિ, બીજી બાજુ સરદાર પટેલ અને માર્ક્સવાદી-સામ્યવાદની અસર બધાની વચ્ચેથી તેમણે કુશળતાથી માર્ગ શોધી. ઉત્તર ગુજરાતના વિકાસને નવી દિશા આપી.

''મારુ પેટ ખેડૂતોના દર્દથી ભરેલું છે. હું પ્રભુ પાસે રાત-દિવસ એટલું જ માગ્યા કરું છું કે ખેડૂતોની સેવા કરતાં મારા હાડ પડે.'' સરદારની આવી વેદના ઉત્તર ગુજરાતના આપણી જ્ઞાતિના ત્રણ-ચાર નેતાઓ અનુભવતા હતા. શ્રી પુરુષોત્તમદાસ (દાસકાકા) શ્રી મગનભાઈ રણછોડભાઈ અને શ્રી સાંકળચંદભાઈ પટેલ આ ત્રિપુટીનો જો સંગમ થયો હોત અને પટેલ જ્ઞાતિની સહજ નબળાઈઓ તેમનામાં ન હોત તો આનર્તપ્રદેશની સકલ કંઈક જુદી જ હોત. શ્રી સાંકળચંદભાઈને ગાંધીના વિચારોનું ઘેલું લાગેલું. તેમની કાર્યપદ્ધતિનું ઘેલું લાગેલું. એટલે જીવનમાં તેમણે સાદાઈ લોકાભિમુક્તા સાધનશુદ્ધિની ચીવટ, વેરનો અભાવ અને કાયદાનું મહત્ત્વ સ્વીકાર્યું. સહકારી પ્રવૃત્તિમાં શ્રી સાંકળચંદભાઈ ઘણા આગળ નીકળી ગયા અને વિસનગર સહકારી મજૂર મંડળીને ભારતના નકશા પર મૂકી દઈ સાચા અર્થમાં ખેડૂત અને મજૂરોના હામી બની ગયા. ગાંધીજી પોતાને મોટા સામ્યવાદી કહેવડાવતા પણ તેમના અને કાલ માર્ક્સના સમાજવાદ લાવવા માટેનાં સિદ્ધાંતો અને સાધનો જુદા હતા. શ્રી સાંકળચંદભાઈ સાચા અર્થમાં સામ્યવાદી, સમાજવાદી, સમજવાદી અને સર્વોદયવાદી હતા. ઉત્તર ગુજરાતમાં ચાલતા આવતા સર્વોદય આશ્રમોમાં તેમનું પરોક્ષ કે પ્રત્યક્ષ માર્ગદર્શન હંમેશાં મળતું રહેતું. આપણા ચુનંદા સ્વાતંત્ર્ય સૈનિકો ને સ્વરાજ વિધાયકોની નક્ષત્રમાળામાં તેમનું નામ છે. મજૂરપ્રેમ માટે તેમનું એક વાક્ય બસ છે, ''મારા રામ તો તંબુમાં રહેતા મજૂરોમાં છે.'' તેઓ હંમેશાં વ્યક્તિપૂજાના વિરોધી રહ્યા હતા, એટલે સ્વપ્રચારથી દૂર રહેતા ઘણી વાર કહેતા 'મારી પ્રતિમા મૂકશો, તો હું જ હથોડો લઈને તેનો ભાંગીને ભૂકો કરીશ.' બિચારો

બુદ્ધ-કૃષ્ણમૂર્તિ અને દાદા ભગવાન પોતાનાં પ્રતિકો મૂકવાની ના પાડી ગયા, છતાં આપણે મૂર્તિઓ, મંદિરો સ્તૂપો બનાવ્યા. આ આપણી સહજ નબળાઈ છે. માનવમાત્ર અધૂરા-પૂર્ણ એક જ ઈશ્વર.

મારો પરિચય સાંકળચંદકાકા સાથે ઘણો ઓછો. બે-ત્રણ વખત મળવાનું થયું. નવનિર્માણ વખતે તેમણે અમને પત્ર લખીને જણાવેલું કે તમારી શક્તિઓનો ઉપયોગ ઉત્તર ગુજરાતના વિકાસમાં કામે લગાડી દો અને મારી સાથે આવી જાઓ. ત્યાર બાદ ગુજરાત રાજ્ય ઇતિહાસ પરિષદનું જ્ઞાનસત્ર વિસનગરમાં નૂતન વિદ્યાલયમાં યોજાયું હતું. મોટી ઉંમરે શ્રી સાંકળચંદભાઈને અમારી સેવા કરતા મેં જોયા. વ્યવસ્થાની જાત-દેખરેખ રાખતા. મને ડૉ. મકરંદ મહેતા, ડૉ. આર. એન. મહેતા અને ડૉ. શીરિન મહેતા જેવા વિદ્વાનોને પોતાની ગાડીમાં બેસાડી સો વર્ષ જૂનું પુસ્તકાલય જોવા લઈ ગયા. ત્યારે મેં કહ્યું, ''કાકા આ ઉંમરે ગાડી ચલાવો છો. તેમણે જવાબમાં કહ્યું, ભાઈ તમારા જેવા વિદ્વાનોની સેવાનો લાભ મને ક્યારે મળવાનો છે. શ્રી રીખવભાઈ શાહ સાથે અમે બધા ઉમતા ગયા. ત્યાંથી જૂનું જૈન મંદિર મળેલું એટલે ત્યાં સ્થળ ઇતિહાસ પર જ પ્રવચનો ગોઠવ્યાં. વિસનગર, વડનગર, કડી, મહેસાણા અને ધરતી દ્વારા ચાલતી સામજિક પ્રવૃત્તિઓમાં તેઓ ઓતપ્રોત રહેતા. સમાજસુધારણાના ભારે હિમાયતી હતા. છેલ્લે તેઓ મહેસાણા બાળલગ્ન નાબૂદી સંમેલનમાં પણ આવેલા અને પોતાના વિચારો વ્યક્ત કરેલા.

તેમના 'ષષ્ટીપૂર્તિ વિશેષાંક' અને 'ધરતીદીપ' નામનાં પુસ્તકોમાં તેમનું રેખાચિત્ર એટલે કે શબ્દચિત્ર આલેખવામાં આવ્યું છે. આ લખાણો તેમના વ્યક્તિત્વ અને કાર્યશૈલી પર પ્રકાશ પાડે છે. અનેક સમાજસેવકો, સર્વોદયવાદીઓ રાજકારણીઓ અને સાહિત્યકારોએ તેમનાં માટે જે વિશેષણો વાપર્યાં છે તેની નોંધ લેવી ઘટે.

પ્રેરણામૂર્તિ, માનવતાવાદી, સમાજવાદી, પાયાના પથ્થર, સહકારી પ્રવૃત્તિના પિતા, સંકટના સાથી, શીલભદ્ર લોકસેવક, કર્મવીર, અણનમ યોદ્ધો, ઉત્તમ સંચાલક, મજૂર સહકારી મંડળીના પિતા, આધુનિક વિસનગરના શિલ્પી, પણ મારે મન તો સાંકળચંદભાઈ એટલે સાંકળચંદભાઈ. આ બધું તેમના લાંબા જીવનસંગ્રામનું સરવૈયું હતું.

ઉપરનાં વિશેષણોમાંથી આપણને એક નિડર, વ્યવસ્થાકુશળ, તલસ્પર્શી વિચારશક્તિ ધરાવનાર, કાર્યનિષ્ઠ અને કાર્યદક્ષ વ્યક્તિના દર્શન થાય છે તે કોઈ પણ પ્રશ્ન જુએ છે તો ઉકેલનો વિચાર કરતા. વિચાર કરી યોજના બનાવતા છે અને જાતે જ કાર્યની સંપૂર્ણ જવાબદારી ઉપાડી લેતા. તેઓ વિચારો દર્શાવીને જંપી જનાર વ્યક્તિ નહોતા. તેનો અમલ કરી, પૂરેપૂરી જવાબદારી રાખીને અને કાર્યને સફળતાપૂર્વક સિદ્ધ કરીને જંપતા છે. દરેક કાર્યમાં મોખરે રહેવું. પહેલાં પોતે કૂદી પડવું, પાછળ સાથીઓ મળી જ રહેશે એવા વિશ્વાસપૂર્વક, હિંમત હારીને પાછી પાની

કરવાનું તો લોહીમાં જ નહીં. 'કરેંગે યા મરેંગે' સૂત્રને જેણે આકંઠ જીવનમાં ઉતારી દીધું હતું. ગાંધીયુગની ચળવળોમાં અને મહાગુજરાતની ચળવળોમાં એક સત્યાગ્રહી તરીકે ભાગ લીધો અને જેલવાસ ભોગવ્યો. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, ડૉ. સુમન મહેતા અને શ્રીમતી શારદા મહેતા જેવા નેતાઓ સાથે કામ કર્યું. લોકજીવનને સ્પર્શતા બધા પ્રશ્નોને વાચા આપી. પછી તે પછાતવર્ગના ઉદ્ધારની વાત હોય, જ્ઞાતિ-સુધારણાની કે કોમી એકતા કે રાજકીય સત્યાગ્રહની વાત હોય.

આજના શિથિલ અને કાર્યશૂન્ય બની ગયેલા કંઈક નિરાશાવાદી અને ભ્રષ્ટાચારી વાતાવરણમાં વાચકની પ્રેરણાદાયી બની રહે તે ઉદેશથી તેમના જીવનના યાદગાર પ્રસંગોને રજૂ કરવાની લાલચ ટાળી શકતો નથી.

૧૯૪૦માં પ્રજા મંડળમાં જોડાયા. દાસકાકા અને તેમની જોડીએ ગામડા, ખેતી અને ખેડૂતોનાં દર્દો દૂર કરવા ભારે જહેમત ઉપાડી. ૧૯૪૨ની હિન્દ છોડો લડતમાં છોકરીઓએ છુપાવી રાખેલો રાષ્ટ્રધ્વજ લહેરાવવાનો પ્રયત્ન કર્યો. અમલદારે છોકરીઓ ઉપર લાઠીચાર્જ કર્યો. સાંકળચંદકાકા કૂદી પડ્યા. 'આટલી નાની છોકરીઓ ઉપર લાઠી ચલાવતા શરમ નથી આવતી. પોલીસે બંદૂકનું નિશાન સાંકળચંદકાકા ઉપર ધર્યું. વીર શહીદ ગોવિંદરાય ઉત્તરાણકરે પોલીસની બંદૂક છીનવી અને પોતે વીરગતિ પામ્યા. શ્રી સાંકળચંદભાઈએ રાતદિવસ તેની સેવા કરી. એટલું જ નહીં રક્ત દાન કર્યું. અને અંતિમ દિવસો સુધી સમગ્ર કુટુંબની સંભાળ લીધી. ૧૯૪૨માં કાનાજી ઠાકોરને કોઈ કારણસર બહારવટિયા તરીકે તેને જેલમાં પૂરેલો તેની પાસે એક પણ ધોતિયું નહોતું. કાકાએ મોકલી આપ્યું અને કહ્યું કે મેં મોકલ્યું નથી. કૉંગ્રેસ સંસ્થાએ મોકલ્યું છે.

સમાજસેવાની પ્રવૃત્તિ ભાષણબાજી દ્વારા નહીં પણ વ્યવહારમાં પોતાના કુટુંબમાં પ્રસંગો વખતે અમલમાં મૂકીને કરાવતાં. કુટુંબમાં લગ્નો સાદગીથી કરતા. ખોટા વહેમ, શુકન અપશુકનમાં ન માને. ઊંઝા કન્યા છાત્રાલયનો પાયો નાખવાનો તે દિવસ કાળી ચૌદશ હતી, ત્યારે ઊંઝાના મોહનભાઈ ગુરુએ કહ્યું, આજે તો કમુહૂર્ત છે. ત્યારે કાકાએ જવાબ આપ્યો, ''શું તમારે ઘેર કાળી ચૌદશના દિવસે ઘેર બાળક જન્મે તો તેને ફેંકી દેશો?'' પાયાનું માપ લેવાયું અને ગુરુને ઘેર જ સુવાળી અને વડા ખાધાં.

૧૯૪૬માં વડોદરાની ધારાસભામાં અસ્પૃશ્ય બિલ પસાર કરાવેલું. કૂવા કરાવવા, નિશાળો ઊભી કરવી, સહકારી મંડળીઓ રચવી, વગેરે કાર્યોમાં તેઓ રચ્યાપચ્યા રહેતા. ખાણીપીણીમાં સંયમ રાખતા. તે આપણને રીખવભાઈ, મોતીભાઈ ચૌધરી અને ઈશ્વરભાઈના સંવાદ પરથી જાણવા મળે છે. ઈશ્વરભાઈએ કહ્યું, આજે મારે ઉપવાસ છે, કારણ ઉપવાસથી પેટની સફાઈ થાય છે. ત્યારે કાકાએ કહ્યું, 'માપનું જ ખાવને. સફાઈ કરવી જ શું કામ પડે?'

તેઓ સાચા અર્થમાં દીનદુ:ખિયાના બેલી હતા. ગરીબો પ્રત્યેની તીવ્ર લાગણી

હતી. કોઈનું ઘર કે છાપરું પડી જાય, ઢોરઢાંખર મરી જાય, તો પોતાના ઘરના પતરા આપે અને આર્થિક મદદ કરે. એટલા માટે જ સાંકળચંદભાઈ પોતે જ સંસ્થા બની ગયા હતા.

રાષ્ટ્રભાવના અને માતૃભાષાનો પ્રેમ તેમને હૈયે વસેલો હતો. સ્વાતંત્ર્યસેનાની નિરુભાઈ દેસાઈ 'વાસરિકા'માં નોંધે છે. શ્યામજી કૃષ્ણવર્માનું સ્મારક ઊભું કરવા જો સરકાર જમીન આપે તો બાંધકામનો ખર્ચ તેમને ઉપાડવાની જવાબદારી લીધી. એટલું જ નહીં પણ રવિશંકર રાવળનાં ચિત્રોનું મ્યુઝિયમ થતું હોય તો તેની પણ તેમણે જવાબદારી લીધી. પોતે કલારસિક હતા, એટલે જયશંકરસુંદરી સાથે એમને ઘરોબો હતો. ૨૯-૩-૩૭ના રોજ પ્રજામંડળનું ચૌદમું અધિવેશન વિસનગર મુકામે મળવાનું હતું. જયશંકરસુંદરી સ્વાગત પ્રમુખ હતા. ડૉ. સુમન મહેતા અને શારદાબહેન આવી ગયા હતા, પણ રાત્રે ભારે તોફાનના કારણે મંડપ તૂટી પડ્યો અને આયોજકો ગભરાયાં. હવે સવારનું અધિવેશન કેવી રીતે મળશે. પણ કાકાએ રાતોરાત મંડપ ઊભો કરી તેમની કાર્યદક્ષતા પૂરવાર કરી.

ગુજરાતી ભાષામાં વિશ્વકોશ ન હોય તે તો મોટું કલંક કહેવાય એટલે તેમણે કહ્યું, ગુજરાતની પ્રજાને તેની ભાષામાં વિશ્વકોશ ઉપલબ્ધ થવો જ જોઈએ. એવા સદાગ્રહ સાથે ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટનાં સ્થાપના કરી. આર્થિક જવાબદારી પોતાના શીરે લીધી. આ ભગીરથ કાર્ય તેમણે હાથ ધર્યું. અત્યાર સુધીમાં તેના આઠ ખંડો તૈયાર થયા છે. કુલે બાવીસ ખંડોની રચના થશે. સ્વ. ઉમાશંકરભાઈ અને સ્વ. સુંદરમે તેમના આ કાર્યની ભારે પ્રશંસા કરી હતી. હાલ શ્રી ધીરુભાઈ ઠાકર આ કાર્યમાં ચુનંદા વિદ્વાન સાથીઓ સાથે ભારે જહેમત ઉઠાવી રહ્યા છે અને સાંકળચંદકાકાનું સ્વપ્ન સિદ્ધ કરવા મથી રહ્યા છે.

મારા 'પાટીદાર' નામના પુસ્તકમાં કેટલાક ખેડૂતોની વાત આવે છે. જેમનો સાંકળચંદકાકાને પરિચય હતો. આપણા પૂર્વજોએ જે આદર્શો અને મૂલ્યો સ્થાપ્યાં હતાં. તેની પ્રેરણાથી શું થઈ શકે તે સાંકળચંદકાકાએ કરી બતાવ્યું. ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટની સ્થાપના કરનાર, અગ્રણી સ્વાતંત્ર્યસેનાની, સહકારી પ્રવૃત્તિના અજોડ પ્રવર્તક, નિર્ભીક અને નિઃસ્વાર્થ લોકસેવક દીનદુઃખિયાના બેલી, અમીરીને ફકીરીરૂપે પચાવનાર ખમતીધર પાટીદાર સ્વ. સાંકળચંદભાઈને આ પુસ્તક અર્પણ કરતાં ધન્યતા અનુભવું છું.

અને છેલ્લે.........

*"માટી થકી કંચન જડે, પથ્થર વિષે રત્નો મળે,*
*હા, તેમ માનવ દેહમાંથી, દેવ આખર ઝળહળે."*

- ડૉ. મંગુભાઈ પટેલ

# આટલું બસ

કોઈ પણ રાષ્ટ્રનો કે પ્રજાનો ઇતિહાસ તે કેવળ રાજવીઓની ચડાઈ-લડાઈ કે જય-પરાજયનો કે તેમની તક્તનશીનીનો કે તેમણે કરેલા સત્કર્મો યા દુષ્કર્મોનો અથવા તેમણે બંધાવેલ ઇંટ ચુનાની કે આરસની ઇમારતોનાં વર્ણનમાત્રથી સમાપ્ત થતો નથી. કદાચ ઇતિ+હ+આસ - આમ ખરેખર હતું એ નોંધવા પૂરતી એ વિગતો ભલે જરૂરી હોય, પણ સાચો ઇતિહાસ તો તે રાષ્ટ્રની કે પ્રજાની સભ્યતા અને સંસ્કૃતિ જે દ્વારા અભિવ્યક્ત થતી હોય, તેને ઘટનાઓ અને તે તે કલાસર્જનોના આલેખનથી જ રચાય છે. તે રાષ્ટ્ર કે પ્રજાને જ સાચા અર્થમાં જાગૃત અને સભાન લેખી શકાય જે પોતાના એવા સાચા ઇતિહાસ માટે દૃષ્ટિ ધરાવતી હોય તથા તેવા ઇતિહાસની વિગતો વિશૃંખલિત ન થાય તે માટે તકેદારી રાખતી હોય. આવી દૃષ્ટિના અભ્યાસને કારણે જ ભૂતકાળ આપણી પાસે ધૂંધળેરૂપે હાજર થાય છે. એવી હકીકત ઉપર દંતકથાઓનો અને તર્ક કે કલ્પનાઓનો રંગ ચડી જાય છે. એ બધું જ કાળજીપૂર્વક ચાળી નાંખી અતીતને વર્તમાન સાથે સાંકળી લઈ, તેના અંકોડા ભાવિ સાથે મિલાવવા એ જ ઇતિહાસનું સાચું કર્તવ્ય છે.

'પાટીદાર' નામનું પુસ્તક લખી ડૉ. મંગુભાઈ પટેલે પાટીદાર કોમનો ઇતિહાસ વિશૃંખલિત ન થાય તે માટે ભારે જહેમત ઉઠાવી છે. પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર દ્વારા પાટીદાર પરના અનેક પુસ્તકો પ્રકટ થયા છે. પાટીદારોનો વારસો અને વૈભવ સચવાય તેવું માનનારા ઘણાં દાનવીરોએ આ અગાઉ દાન આપી પુસ્તકો પ્રગટ કરાવ્યાં હતાં. તેમાં 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ' અને 'પાટીદાર ગૌરવગાથા' અને 'સાત પગલાં સાથે' જેવા પુસ્તકો અપ્રાપ્ય બની ગયાં છે. તેને પુનઃમુદ્રિત કરવાનો સમય પાકી ગયો છે. મને શ્રદ્ધા છે કે કોઈ સામાજિક સંસ્થા કે દાનવીર આ કાર્ય માટે જરૂર હાથ લંબાવશે.

આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે આ જ સુધીમાં કડવા લેઉવાનો સંયુક્ત ઇતિહાસ પ્રગટ થયો હોય તેવો પહેલો બનાવ છે. કડવા-લેઉવા પાટીદારોએ ભેગા મળી ખેડૂતો માટે શું શું કર્યું હતું અને સમાજ માટે શું કર્યું હતું તેનું સરવૈયું આ પુસ્તકમાં આપ્યું છે.

ઉત્તર ગુજરાતના નૂર ખેડૂતપુત્ર સ્વ. સાંકળચંદ પટેલને આઝાદીના અર્ધ શતાબ્દીના સુવર્ણ જયંતી વર્ષમાં અર્પણ કરી લેખકે પોતાનું ઋણભાર સ્વીકાર્યું છે.

શ્રી જયંતીભાઈ પટેલ આ પ્રવૃત્તિ સાથે સતત શ્રી મંગુભાઈ સાથે જોડાયેલા છે. છેલ્લા ૧૪ વર્ષથી 'ઉમિયા દર્શન' જેવું આદર્શ જ્ઞાતિ માસિક ચલાવી રહ્યા છે. તે માસિકમાં ભારતભરના કુર્મીઓના સમાચારો છપાય છે. આ બંને મિત્રોનું એક જ ધ્યેય છે કે પાટીદારોનો ઇતિહાસ બચાવી લેવો. તેઓ માને છે, કોઈ પણ પ્રજા ઇતિહાસ સાથેનું પોતાનું અનુસંધાન છોડીને પોતાનો વિકાસ સાધી શકે નહીં. આ પુસ્તક પાટીદારોની વિકાસગાથા છે. જે માણસ અનાજના બે દાણા કે ઘાસના બે તણખલા ઉગાડવા મથે છે તે માણસ રાજકારણીઓની જમાત કરતાં દેશની ને માનવજાતની વધારે સેવા કરે છે. તેવી સેવા કરનાર ખેડૂતોની દર્દીલી દાસ્તાન, સ્વમાન, દેશાભિમાનની વાતો આલેખી છે. બંને મિત્રોને આ પ્રવૃત્તિ માટે ખૂબ ખૂબ અભિનંદન.

*- ભોળાભાઈ ચ. પટેલ (વિસનગર)*

*(માજી રાજ્યકક્ષા મંત્રીશ્રી, પંચાયત અને સહકાર ગુજરાત રાજ્ય)*

# પ્રકાશકીય નિવેદન

મા ઉમિયાની કૃપાથી આપ સૌના કરકમલોમાં આ પુસ્તક મુકતાં અનેરો આનંદ અનુભવું છું. ચારેક વર્ષના વિરામ બાદ પાટીદાર જગતને અતિઉપયોગી પુસ્તકો પ્રકાશિત કરવાનો સઘળો યશ મારા વિદ્વાન મિત્ર ડૉ. મંગુભાઈ પટેલને ફાળે જાય છે. ગુજરાત યુનિવર્સિટીમાં ઈતિહાસ વિષયના રીડર હોવાના નાતે ઘણા વ્યસ્ત હોવા છતાં હંમેશા પાટીદાર જગતના લુપ્ત થઈ રહેલા ઈતિહાસને સજીવન રાખવા માટે દિન-રાત મથતા જ રહ્યા છે. પરિણામે છેલ્લા દસેક વર્ષના ગાળામાં સમાજને અતિઉપયોગી પુસ્તકો આપી શક્યા છે.

પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્રના પાયામાં શેઠશ્રી કેશવલાલ વિ. પટેલ રહ્યા છે. તેઓશ્રીની પ્રેરણાથી આવાં સમાજોપયોગી પુસ્તકો પ્રકાશિત કરતા રહ્યા. અમેરિકા સ્થિત શ્રી ભક્તિભાઈનો આ કાર્યમાં સહયોગ સાંપડ્યો.

વિસનગર સ્થિત શ્રી સાંકળચંદ પટેલ જનકલ્યાણ ટ્રસ્ટ દ્વારા માતબર દાન મળતા 'પાટીદાર' પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યું છે. આ બધું શ્રી ભોળાભાઈને કારણે જ શક્ય બન્યું છે. ઉપરાંત શ્રી જગુભાઈ પટેલ, શ્રી અમરશીભાઈ પટેલ, શ્રી જી. જી. પટેલ, શ્રી પ્રહલાદભાઈ પટેલ, શ્રી નારણભાઈ, શ્રી નરેન્દ્રભાઈ પટેલના સહયોગને કેમ ભૂલી શકાય? પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે મદદ કરનાર સૌ સ્વજનોનો સમાજ પર ઋણભાર રહેશે. આભાર.

**જયંતીભાઈ પટેલ**<br>
પા. સં. અને પ્રકા. કેન્દ્ર<br>
અમદાવાદ

# અનુક્રમ

# શ્રી કડી પ્રાંત ખેડૂત સમાજ - ૧૯૦૭

પ્રિય વાંચકો સદરહુ સમાજની બીના જાણી તમારા હૃદયમાં અપૂર્વ હર્ષ થશે પરંતુ આટલેથી જ સંબોધન પામતાં તમો તેની સંપૂર્ણ વિગત જાણવા બમણી આતુરતાથી જિજ્ઞાસુ બનશો જ. તેથી તમારી જાણને સારુ સદરહુ સમાજની વીગતવાર નીચે હું નોંધ લઉં છું તે વાંચી યોગ્ય બોધ ગ્રહણ કરશો તો તમારા ખાતર લીધેલો મારો પરિશ્રમ સફળ થયો સમજીશ.

વિરમગામ શ્રી કડવા પાટીદાર કોન્ફરન્સના પ્રમુખ દેસાઈશ્રી રાયસિંહજી કેશવભાઈના ઉપર સદરહુ સમાજની સ્વાગત કમિટીના ચેરમેન અને એક્ટીંગ પ્રમુખ અમીન મી. માણેકલાલ રાધાભાઈ તરફથી બે પ્રતિનિધિ મોકલવાને આમંત્રણ પત્રિકા આવી હતી તે મુજબ જ્ઞાતિયે મળી આપણા માસિકના તંત્રી મી. પુરુષોત્તમદાસ તથા ઉપદેશક તરીકે નીમાયેલા દેસાઈ નારણદાસભાઈ બંનેની તે સમાજની તા. ૨૫-૧૨-૦૭ની બેઠકમાં કડી જવા નીમણુંક કરી. ખરેખર તેમના અનુભવમાં તેમણે જે જે જોયું તથા અનુભવ્યું તે સ્વજ્ઞાતિની મહાન સભાના કામકાજને ઉપયોગી જ્ઞાન આપતું હતું. કડીના સ્ટેશને ઉતરતાં જ પ્રતિનિધિઓને લેવા સ્વાગત કમિટીના આસીસ્ટંટ સેક્રેટરી મી. બાપુજીભાઈ કેળવદાસ પોતાના કડી તાલુકાના કેટલાક માણસો સાથે હાજર હતા. જેમણે દરેક મહેમાનને 'રામ રામ'ના પુણ્ય શ્લોકથી લાંબા હાથે વધાવી લીધા. બાદ સર્વને ઉતારા પર લઈ જવામાં આવ્યા. ભોજન સારું જે પદ્ધતિ રાખવામાં આવી હતી તે બહુ જ વિચાર કરીને તથા કરકસરના અંગે ડહાપણ ભરી હતી. આ સમાજમાં ભાગ લેવાને કડી પ્રાંતના દરેક તાલુકા માંહેના જુદાં જુદાં ગામોના મુખી મતાદારોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. જેથી બેશક હજારેક માણસની હાજરી સમાજમાં હતી તોપણ  કેટલાક દુરનાં ગામો કારણસર આ ઉત્તમસમાજનો લાભ લઈ શક્યાં નહોતાં.

બ્રાહ્મણોની વાડીમાં સમાજની બેઠક પુર દમામ ને વાવટા સાથે મળી હતી. જેનું પ્રમુખસ્થાન લેવા અમદાવાદથી મર્હૂમ શેઠ બહેચરદાસ લશ્કરીના પૌત્ર શેઠ દુર્ગાપ્રસાદને ખાસ બોલવામાં આવ્યા હતા. બપોરના એકાદ વાગે સભાનું કામ શરૂ થતાં સ્વાગત કમિટિના સેક્રેટરી મી. માણેકલાલે પોતાનું ભાષણ વાંચવા માંડ્યું. પધારેલા પ્રતિનિધિઓને લીધેલી તસ્દી માટે જીગરભર્યો આવકાર આપ્યા પછી તેમણે શેઠ દુર્ગાપ્રસાદને પ્રમુખપદ આપવાની દરખાસ્ત કરી જેને મી. કેશવલાલ છકડસીએ પોતે પરહદના હોવા વગેરેની અડચણો બતાવી તે પદને માટે મી. ચતુરભાઈ અમીનને સારુ પોતે ભલામણ કરી જેથી સર્વાનુમતે મી. અમીનને પસંદ કરવામાં આવતાં હર્ષના પોકાર વચ્ચે પોતે પ્રમુખની બેઠક લીધી. શરૂમાં મંગલાચરણ તરીકે મી. નારણદાસ જોરભાઈ વીરમગામવાળાએ પોતાની રચેલી ઘણી સારી કવિતાઓ ગાઈ સંભળાવી.

પ્રમુખ અમીનની મી. ચતુરભાઈનું ભાષણ ઘણું સ્તુતિપાત્ર તથા બોધ લેવા લાયક હતું. પોતાને પ્રમુખ તરીકે સ્વીકારવા માટે દરેકનો આભાર માની પોતાનું રસીક ભાષણ શરૂ કર્યું. નામદાર ગાયકવાડ સરકારના ફરજિયાત કેળવણીના કાયદા માટે તે નામવરનો પુર્ણ જીગરથી ઉપકાર માનવામાં આવ્યો હતો. બાદ ઉંમરનાં વરસોની હદ બાંધનારો કાયદો ખરેખર સ્તુતિપાત્ર છે પરંતુ તેથી આપણી બાર વરસે સાથે જ લગ્ન કરવાની પરંપરાની રીતને તે કાયદાથી પડતી અડચણો માટે મહારાજા સુધી અરજ લઈ જવા પોતાની હિમાયત આપી હતી. કેળવણી લેવા પોતાના દરેક ભ્રાતાને ભલામણ કરતાં ખેતીવાડીના જ્ઞાનની આવશ્યકતાનું તેમણે સારું બ્યાન કર્યું હતું જેથી લોકોના હૃદયપર ઉમદા છાપ પડી હતી.

સ્વાગત કમીટીના આ સેક્રેટરી મી. બાપુજીએ ભાષણ કરતાં સર્વને સંબોધી સમાજના બંધારણ વિશે સર્વને સારી સમજુત આપી હતી.

સેક્રેટરી મી. માણેકલાલે ભાષણ શરૂ કરતાં નામદાર મહારાજા સાહેબે આપણને જે ગ્રામ્ય મહાલ અને પ્રાંત પંચાયત વગેરે હકો આપ્યા છે તે સારું તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી તે સર્વાનુમતે મહારાજની જય ! જય ! જય ! નાપોકાર વચ્ચે પાસ થઈ હતી તે દયાળુ મહારાજાને બાણોના નામે થતો જુલમ વીદીત કરી પત્થરનાં બાણોની માગણી કરવા પોતાનો વિચાર દર્શાવ્યો હતો. ભવિષ્યમાં વીરમગામ ખાતે મળનારી સ્વજ્ઞાતિની મહાન સભાનો તન મન અને ધનથી મદદ કરવાનો ઠરાવ થયો હતો. વળી ઉઘાડી છાતી મુકી રોવા કુટવાના નઠારા રીવાજ પર પુષ્કળ ટીકા કરી, ફરજિયાત વરા, નાની વયના યુવકો પાછળ થતાં જમણ અને બાળ લગ્ન વગેરે, પર અંકુશ મુકવા જણાવ્યું હતું. કૃષી કેળવણીની ખામી એ જ આપણી દુર્બળ દશાનું મુળ ગણી તેને માટે ફંડની યોજના કરવા વિનંતી કરી પોતાનું ભાષણ ખતમ કર્યું હતું.

બાદ કુંડાળાના મુખી પા. પીતાંબરદાસ ભગવાનદાસે પણ મેળાવડાને પોતાના ગામ તરફથી અભિનંદન આપતાં એક સારુ ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

વીરમગામથી આવેલા નારણદાસે કોનફરન્સ વીશે ભાષણ કરતાં તેનું બંધારણ, પ્રતિનિધિઓની ચુંટણીની પદ્ધતિ તથા તેના હેતુ વિશે સારી રીતે વિવેચન કરી સંપ તથા કેળવણી (ખેતીની) માટે ખાસ ભલામણ કરી હતી.

વીરમગામથી બીજા આવેલા શ્રી કડવા વિજયના તંત્રી મી. પુરુષોત્તમદાસે ઊભા થઈ સર્વને આ મંડળ પ્રતિ અપૂર્વ ઉત્સાહ છે માટે ઘણો ધન્યવાદ આપ્યો અને સમગ્ર ભરતખંડનો ધંધો ખેતી છે તેથી તેનો ઉદ્ધાર કરવામાં આખો દેશ આબાદ થશે વગેરે જણાવી જમીન, ખેડ, ખાતર, પાણી તથા પાક વગેરેમાં આપણું કે આટલું અજ્ઞાન છે તે જણાવી સારો બોધ આપ્યો હતો. પછી ફંડ વિશે, વિવેચન કરતાં બધાયે ઉત્સાહપૂર્વક ફંડની શરૂઆત કરી, જેમાં હાજર હતાં તે ગામોએ મળી ચાર હજાર ઉપરાંત રકમ ભરી હતી, વધારામાં નહીં આવી શકેલાં ગામો જે અડધાં કરતાં વધુ

બાકી હતાં તેમની પાસેથી તાલુકા વાર મીટીંગ ભરી યોગ્ય રકમ ભરાવા દરેક તાલુકાના આગેવાનોએ પૂર્ણ ઉત્સાહ બતાવ્યો હતો.

ઉમિયા માતાજીના મેળાની દરખાસ્ત આપતાં તે સર્વાનુમતે પસાર થઈ અને વૈશાક સુદ પૂનમે દરેક બંધુએ ફરજિયાત દર્શન કરવા શ્રી ઊંઝા જવું તેવો ઠરાવ થયો હતો.

તા. ૨૬-૧૨-૦૭ના પ્રભાતમાં સદરહુ અમીન સાહેબના મંદીરની ધર્મશાળામાં બેઠક થઈ તે વેળા નારણદાસ જોરભાઈ દેસાઈ વીરમગામવાલાએ મંગળાચરણનાં પોતાનાં બનાવેલાં પ્રભાતિરાગનાં ભજન ગાયાં હતાં. બાદ આદ્રજવાલા તરફથી આવેલું લખાણ વાંચવા કાસવાવાળા પા. તુલશીદાસ ગોપાળદાસ ઊભા થયા હતા તેમાં તેમની પાટીદારોએ બાળલગ્ન, બાણ, કરકસર, લગ્નની ચાલતી પદ્ધતિમાં સુધારો, સાહુકારોની ધીરધાર, જ્ઞાતિવરા, ખેતીવાડીના જ્ઞાનનો સંપૂર્ણ અભાવ તથા કન્યાવિક્રય વગેરે બાબતો પર સખ્ત ટીકા કરી હતી. બાદ સરઢવના મુખી પા. ચેલદાસે ખેડૂતોની એક બીજાના લાભમાં ઉપર પડવાની તથા ધર્માચાર બરાબર ન પાળવાની રીત પર સખ્ત ટીકા કરી હતી. સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે કળવણી ન હોવાથી વેપારીઓ ખોટી બાકીઓ કઢાવી પાટીદારોને કેવી રીતે પજવે છે તેનો આબેહુબ ચિતાર આપ્યો હતો. બાદ નારણદાસ જોરભાઈ વીરમગામવાળાએ સર્વને સંબોધી વીરમગામ જ્ઞાતિનો પચીસ વર્ષના યુવાનના મરણ પછી જમણ ન કરવાનો તથા સુરતની જ્ઞાતિનો પચીસ વર્ષના યુવાન મરણ પછી જમણ ન કરવાનો સ્તુતિપાત્ર ઠરાવ જણાવ્યો ને તેનું કેટલેક અંશે અનુકૂળ અનુકરણ કરવા વીનવ્યું જે ઉપરથી સર્વે ગામોએ ચાલીશ વર્ષ સુધીના મરણ પછી જમણવાર ન કરવા પોતાનો વિચાર દર્શાવ્યો પણ આવી મહત્ત્વની બાબત પર આવતી બેઠક સુદી સર્વેને પુરો વિચાર કરવાની રજા આપવાથી આ ઠરાવ આ સમાજની આવતી બેઠક પર મુલત્વી રહ્યો છે.

બાદ છેવટે મહારાજા તથા સુબા સાહેબનો ઉપકાર માનવાનો તાર કરવામાં આવ્યો હતો.

શ્રી કડી પ્રાંત ખેડૂત સભાના સભ્ય સદ્‌ગૃહસ્થો અને સુજ્ઞ બાંધવો; સં. ૧૯૬૪ના માગસર વદી ૫-૬ તા. ૨૫-૨૬ ડિસેમ્બર ૧૯૦૭ એ બે દિવસોએ કડી મુકામે આપણા પ્રાંતના કડવા પાટીદારો પધારેલા હતા. પણ આપણા ભાઈઓ પૈકી કેટલાક ગામના આવી ન શકવાથી તે સભાના ચીફ સેક્રેટરી અમીન મી. માણેકલાલ રાધાભાઈને કડી તાલુકાના કંડ, વામજ, પુલેતરા, અલદેસણ, ડરણ, ખાવડ, અગોલ, કોલાદ વગેરે ગામોના આગેવાનોએ આમંત્રણ કરી બોલાવેલા તેથી તેઓએ દરેક ગામે સભામાં જે હીલચાલ થયેલી તે સંબંધી સવિસ્તર બીના સાથેનું સારું વિવેચન આપી તેમનું ધ્યાન ખેંચ્યું તેથી દરેક ગામના સઘળા ભાઈઓને તે બાબત વ્યાજબી લાગવાથી શ્રી ઉમિયા માતાજીની પ્રતિજ્ઞા લઈ તે મુજબ વર્તવા કબૂલ કરેલ તે નીચે

મુજબ :

૧. કન્યા વિક્રય એ બાબત શાસ્ત્રથી નિશેધ છે ને તેનો પૈસો ગાયની માટી બરાબર છે વગેરે સમજણ આપતાં તે પટેલોની ખાતરી થવાથી કન્યા વિક્રય નહીં કરવા તેમણે ઘણી ખુશી સાથે પ્રતિજ્ઞા લીધી છે.

૨. સુજ્ઞ બહેનો અને બાઈઓ જે કેળવણીથી હાલ પછાત છે તેઓ પૈકી કેટલાંક અજ્ઞાનો રજસ્વલા પાળતાં નથી તે એક ઘણું દુષ્ટ અને શોચનિય અપલક્ષણ છે એમ સહુને વિવેચન સાથે સમજાવવાથી તેમની ખાતરી થવાથી તેઓએ ઘણી ખુશાલી સાથે તે બાબતનો બંદોબસ્ત કરવા જણાવ્યું છે. વિશેષમાં ખુસાલી ઉપજાવે તેવું તેમણે એ જણાવ્યું કે, જો તે કોઈ સ્ત્રી નહીં પાળે તો તેનો દીવો દેવતા બંધ કરી ખાસ પળાવીશું.

૩. આપણી કોમમાં લગ્ન પ્રસંગે બહેનોને બાઈઓ ફટાંણાં ગાય છે તે ઘણું દીલગીર થવા જેવું છે કારણ કે તે વખતે પોતાનાં સગાં સંબંધી વગેરે લોકો બેઠેલાં હોય અને અપશબ્દો બોલવા તે પોતાનું લાંછન ઉઘાડવા બરોબર છે એમ તેમને બરાબર સમજાવ્યાથી પોતાની ભુલ કબુલ કરીને પોતે તે વર્તન નહીં રાખવાના તેમ તેવા શબ્દો નહીં કાઢતાં સારા ગાણાં ગાવાના શ્રી ઉમિયા માતાના સોગન લીધા છે.

૪. આપણી કોમ કેળવણીથી ઘણી પછાત છે તે જગજાહેર છે. તેથી સ્ત્રીઓ સંડાસ જાય છે પછી આવીને સ્નાન કર્યા સિવાય પોતાના પતિને તે અશુદ્ધ શરીરે જમવાનું કરી આપે છે તે એક મોટું પાપ છે તે સમજાવતાં તેમણે ઘણી ખુશીથી પ્રતિજ્ઞા લઈ કબુલ કર્યું છે કે અમે હંમેશાં સ્નાનાદિ કરીને રાંધવાનું કામ કરીશું ને વધારામાં ચાંલ્લો જે સૌભાગ્યનું ચીહ્ન છે તે પણ ધારણ કરીશું ને તેવી જ સારી રીતે અમારાં ઉગતાં કુમળાં બાળકોને પણ કરાવીશું.

૫. આપણી કોમમાં કોઈના મરણ પ્રસંગે સ્ત્રીઓ ઉઘાડી છાતીએ ચોરે ચકલે ને બજારે કુટે છે તે એક મર્યાદા બહારની વાત છે તેથી તેમાં સુધારો કરવા ખાસ જરૂર છે. તે સમજાવતાં તેમણે પ્રતિજ્ઞા સાથે તે બંધ કરવા, ને પોતાની મર્યાદા બરાબર સાચવવા જણાવ્યું છે.

૬. આપણી કુલદેવી શ્રી ઉમિયા માતાજી જે ઊંઝા સ્થળે બીરાજે છે ત્યાં કોઈ પણ ભાઈ દર્શનાર્થે જતા નથી તે આપણી પડતી સ્થિતિનું મુખ્ય કારણ છે. આ વખતે કડી મુકામે આપણા સઘળા ભાઈઓની સભા ભરાઈ તે વખતે આ બાબતનું વિવેચન કરી સર્વેએ વૈશાખ સુદી ૧૫નો મેળો ભરવા ઠરાવ કર્યો છે માટે તે વખતે તમો પણ ત્યાં પધારશો તેમ કહેતાં તેમણે ઘણી ખુશીથી તે પણ કબુલ્યું છે.

૭. આપણી કોમની હાલ ઘણી દુર્બલ સ્થિતિ છે તેનાં મુખ્ય કારણો પૈકી એક એ છે કે ગમે તે કોઈ જુવાન પહાડ જેવો પુરુષ મરી ગયો હોય ને તેની પાછળ તેના કુટુમ્બીઓ ગમે તો તેને ખાવા ન મળે તેવી દશામાં હોય તોપણ લાચારીને

લાજની ખાતર પોતાની સ્ત્રીનાં ઘરેણાં ઉતારી લોકોને ત્યાં ગીરો મુકી અગર તો પોતાના કુટુમ્બની આજીવિકાનું મુખ્ય સાધન જે બે ચાર વીઘા જમીન હોય તે વેચીને અગર રહેવાને ઘર હોય તે વેચીને ફકીર બનીને ન્યાતવરા (જમણ) કરે છે કારણ કે તે બાબત ફરજિયાત હોય છે ને ન કરનારને ગામના બીજા ભાઈઓ મેણાં-ટોણાં અગર ગમે તે રીતે પજવીને પણ પોતાના એક દીવસના વાળુ માટે જોર જુલમથી તે કરાવે છે. વગેરે સમજાવવાથી તે વહાલા ભાઈઓએ પ્રતિજ્ઞા પૂર્વક કબૂલ કર્યું છે કે, 'ચાલીસ વરસના સ્ત્રી પુરુષ પાછળ કદી પણ જમણવાર કરીશું નહીં.' ને તેથી મોટી ઉમરના માટે સભાની રજા લઈ કરીશું.

૮. આપણી કોમ કેળવણીથી ઘણી પછાત છે માટે નામદાર ગાયકવાડ સરકારના ફરજિયાત કેળવણીના કાયદાને જીગરથી અભિનંદન આપી કેળવણી લેવી તે ઘણું ઉત્તમ છે તેવું સમજાવ્યાથી સઘળા ભાઈઓએ પોતાનાં બાળ બાળીકાઓને ભણાવવા કબુલ્યું છે.

૯. આપણી કોમમાં હાલ ઘણે સ્થળે કુસંપના રોપા એટલા બધા ફાલેલા છે કે તેમાં બંને પક્ષ કોઈ કોઈવાર હજારો રૂપિયાના ખર્ચમાં ઉતરી પોતાની પાયમાલી કરે છે. આપણે માણસ છીએ ત્યારે શા માટે પાડાખાર રાખી આપણા ભાઈઓને ખરાબ કરવા જોઈએ ? આ એક જુલમ નહીં તો બીજું શું ? જાણી બુઝીને છતી આંખે પોતાના જ ભાઈઓમાં કુસંપ કરાવી પોતાના જ ગળાપર છરી મુકવી શું વ્યાજબી છે ? હું એવા કુસંપ રાખનારાઓને અને કરાવનારાઓને ઘણો ધિક્કાર આપું છું તે વગેરે સમજાવતાં સહુ ભાઈઓએ પોતાના ગામમાં આ બાબત બંદોબસ્ત કરી જેમ સાકરનો કાંકરો ગળ્યો લાગતાં ગટ લઈ ઉતરી જાય તેમ આ દરખાસ્તને માન આપ્યું છે ને સામાસામી કચેરીએ ચઢવું, ખોટી સાક્ષીઓ પુરવી, ચાડી કરી એક બીજાએ ગરીબ ભાઈઓના પૈસા ખાવા વગેરેની સખ્ત મના કરી છે.

૧૦. દરેક કામ કરતાં પ્રથમ નાણાંની જરૂર પડે છે તે સહુ ભાઈઓને ખબર છે. ને આપણી કોમ બીજી કોમો કરતાં ઘણી દુર્બલ છે. તેથી આપણા ભાઈઓને ભવિષ્યમાં દશા સુધરે ને કાંઈક કેળવણીના અંકુરો સ્ફુરે તે માટે આ કમીટીને હાલ નાણાંની જરૂર છે ને તે જ કારણથી આપણી જ્ઞાતિના એક ફંડ માટે બધા ભાઈઓની સલાહની ગોઠવણ કરી છે તેમાં હાલમાં જો કે થોડાં નાણાં ભરાયાં છે પણ જેમ જેમ બીજા ભાઈઓને ખબર પડતી જાય છે તેમ તેમ પોતાની જ્ઞાતિની ઉન્નતિ થાય તે માટે ફંડોમાં મદદ આપે છે. પણ જેમ હાલમાં દરેક ભાઈઓએ ખંત રાખીને મદદ આપી છે ને આપે છે તેવી જ રીતે હંમેશાં આ ફંડને પૈસાની મદદ કરી આ સભાને કૃતાર્થ કરશો. આ સભા માંહેના ફંડમાં નાણાં ભરનારાં બંધુઓને ઘણો જ ધન્યવાદ આપું છું ને ઈશ્વર પાસે માગું છું કે સઘળા ભાઈઓનું બહેતર થાઓ. માટે ફંડમાં ભરેલાં નાણાં બીજાં બાકીનાં ગામો પણ જલ્દીથી મોકલાવી આપશે તેવી આશા છે. ને તેમ કરવાથી આ સભાનું કામ અટકી ન રહેતાં આગળ ચાલશે. આપણી ન્યાતના

સુધારા સારુ મારા સુજ્ઞ બંધુઓ હવે આળસ રાખી ક્યાં સુધી ઉંઘ્યા કરશો. જરા આંખ ઉગાડી જુઓ તો આપણી પુર્વની કીર્તિનો જે સૂર્ય અસ્ત પામ્યો છે તેનો ઉદય થઈ આપણી સ્થિતિ સુધરે તેટલા માટે મદદ કરો.

પ્રિય બંધુઓ આ સભાને થોડો વખત થયો છે ને ટૂંક મુદતમાં સઘળા ભાઈઓએ જે મદદ આપી છે તેના માટે આ સભા તેમનો આભાર માને છે તેમ ઉપરનાં ગામોના ભાઈઓએ જેવી રીતે શ્રી ઉમિયા માતાજીની પ્રતિજ્ઞા લઈ ઠરાવો સ્વીકાર્યા છે તેવી રીતે આપ સઘળા પોતાનાં ગામોમાં સુધારા કરવા પ્રતિજ્ઞાબદ્ધ થશો એવી આશા રાખું છું. તુર્તને માટે આ જુજ બાબતો પર લક્ષ રાખી કામ કરશો તો આગળ પર ફેરફાર થશે જ એકી વખત આખો લાડુ મોમાં મુકવા યત્ન કરીશું તો તે નિષ્ફળ ગયા વિના નહીં રહે. માટે જે કામ કરો તે દઢ અને નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા સાથે કરો કે જેથી હમેશાં તે કામો ફળીભૂત થાય. નહીંતર ઉતાવળથી કાંઈ ન બનતાં પાછળથી તમારી તથા સભાની અપકીર્તિ થઈ મળેલું માન ગુમાવવા જેવું થશે. મારા ધારવા પ્રમાણે પ્રથમ કરતાં હાલના જમાનાના પુરુષો સુધરેલી ઢબના છે તેથી જેવી રીતે ઉપરનાં ગામોવાળાઓએ પોતાનાં નામ તથા માન ઉજ્જ્વળ કર્યા છે તેમ બીજા ગામોના સઘળા ભાઈઓ કરી સંતોષ આપશો. એવી આ સભા આશા રાખે છે. જેમણે આ સભાનું ધારેલું કામ બર આણેલું છે તેમને એકથી અનેક વખત ધન્યવાદ છે. ઉપરનાં ગામો સિવાય બીજાં ગામોના બંધુઓ જે સુધારો કરે તેની સુચના આ સભાને અગર શ્રી કડવા વિજય મુ. વીરમગામના સ્થળે આપશો કે જેથી તેની નોંધ લેવા ચુકાય નહીં.

ઉપરના બે બોલ જે મેં બનેલા લખ્યા છે તેમાં ચુક હોય તો દુરસ્ત કરી વાંચશો ને તેની ક્ષમા કરશો તેવી આશા રાખું છું. તા. ૨૨-૧-૦૮.

**માણેકલાલ રાધાભાઈ અમીન કડી, રતનપોળ,**
શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની સભાના ચીફ સેક્રેટરી

## શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની કલોલ તાલુકાની સરઢવ મુકામે મળેલી પેટા સમાજનું પ્રોસીડીંગ

સં. ૧૯૬૪ના મહા વદી ૭ વાર સોમ તા. ૨૪-૨-૦૮ના રોજ સદરહુ ગામના રા. રા. ચેલદાસ ગુલાબદાસ પટેલના વિસ્તીર્ણ ડેલામાં આ સમાજની બેઠક થઈ હતી. સભાના મકાનને ધ્વજા પતાકા તોરણોથી સુશોભીત રીતે શણગારવામાં આવ્યું હતું ને મંડપમાં ઠામ ઠામ ઉત્તમ સુબોધક સંસ્કૃત તેમ પ્રાકૃત ભાષામાં લખેલા શ્લોકો તથા કવીતાઓ દષ્ટે પડતાં હતાં શરૂમાં શ્રી સ્વયંભુનાં પટરાણી કુળ દેવી શ્રી ઉમિયામાતાના મંગળ નામના ત્રણ ધ્વનીનો વિજય ઘોષ કરી સ્વજ્ઞાતિય બાળકોને બાળકીઓ (છોડીઓ) એ મંગળા ચરણમાં મધુર સ્વરથી માતાજીની સ્તુતિનો લલકાર કરી સભાજનના ચિત્તને સ્થિર કર્યાં હતાં. સભાખંડમાં પુરુષો અને સ્ત્રીઓની સંખ્યા લગભગ ૭૦૦ની હતી. સ્રીઓનું મહિલા પરિષદ (સ્રી સમાજ)ને માટે ખાસ જુદી

ગોઠવણ રાખવામાં આવી હતી જ્યાંથી તેઓ બરાબર સાંભળી શકતાં હતાં. કડીપ્રાંત સમાજના ચીફ સેક્રેટરી મી. માણેકલાલ રાધાલાલ અમીન તથા સ્વાગત મંડળના સેક્રેટરી પટેલ ચેલદાસે સર્વે પાટીદારોને જીગર ભર્યો આવકાર આપ્યો હતો. સભાના પ્રમુખ સ્થાન સારુ અમદાવાદથી પાટીદાર જ્ઞાતિના ડૉક્ટર પીતાંબરદાસ કુબેરદાસને તેડાવવા કુંમકુંમ પત્રિકા (કંકોતરી) સાથે ખાસ માણસ ગયું હતું. પોતે અમદાવાદ મ્યુનિસિપાલેટીના એક કમીશનર છે અને વૈદ્યની એલ. એમ. એન્ડ એસ.ની પરીક્ષા પાસ કરનાર જ્ઞાતિમાં એક જ છે તથા થોડા વખત પર યુરોપ અમેરિકાના દેશો વેપારાર્થે મુસાફરી કરી દેશમાં આવેલા છે પોતે અનિવાર્ય કારણસર ન આવી શકવાથી દીલગીરી દર્શાવનાર પત્ર મોકલ્યો હતો.

મી. માણેકલાલે પ્રમુખના માટે વીરમગામથી ત્યાં આવેલા દેસાઈ. નારણદાસ જોરાભાઈ, કાળીદાસ હરજીવનદાસ, તથા કડવા વિજક માસિકના માલિક મી. કેશવલાલ માધવલાલ તતા પુરુષોત્તમ લલ્લુભાઈમાંથી મી. કાળીદાસભાઈ જેઓ દેસાઈ કુટુંબના છે તથા વિરમગામની મ્યુનિસિપાલીટીના કમીશનર તથા કડવા પાટીદાર કોન્ફરન્સના ભાષણ કર્તા છે તેમના માટે દરખાસ્ત મુકી તેને કડીવાળા પા. બાપુભાઈ કેવળદાસ તથા છગનલાલ પીતાંબરદાસે (સરઢવ) અનુમોદન આપતાં સર્વાનુમતે પાસ થઈ. તેથી મી. કાળીદાસ ભાઈએ ઊભા થઈ વિવેચન કર્યું કે આ સ્થાનમાં મારા કરતાં પણ બીજા અધિક જ્ઞાનિ ભક્તો હાજર છે છતાં પણ આપ મને આ અપૂર્વ માન આપો છો તે ઘણાં ઉપકાર સાથે હું સ્વીકારું છું કરી તાળીઓના અવાજો વચ્ચે પોતાની જગા લીધી ને ખેડૂતોમાં અવિદ્યાને અજ્ઞાનપણાને લીધે આવી પડતાં અનેક સંકટોનું અસરકારક વિવેચન કરી તે બધાં દૂર કરવા માટે વિદ્યા અને કેળવણી મુખ્ય સાધન છે તેવું પ્રતિપાદન કરનારું એક ઉત્તમ અને રસીક ભાષણ કરી નામદાર મહારાજ સાહેબનો ફરજિયાત કેળવણીના કાયદા સારુ ઉપકાર માન્યો હતો બાદ કાર્યક્રમના પ્રારંભમાં.

૧. નામદાર મહારાજ સાહેબ સર સયાજીરાવ બહાદુરનું દીર્ઘાયુષ્ય ઇચ્છનારો ઠરાવ સર્વાનુમતે પાસ કરી ત્રણવાર વિજય ધ્વની કર્યો હતો.

૨. ચીફ સેક્રેટરી માણેકલાલભાઈની દરખાસ્તથી ખેડૂતો પ્રતિ પૂર્ણ દયાની લાગણી ધરાવનાર મહેરબાન કડી પ્રાંતના સુબા સાહેબનો ઉપકાર માનવાનો ઠરાવ થયો હતો.

૩. વીરમગામમાં ભવિષ્યમાં ભરાનારી પાટીદાર કોન્ફરન્સને તનમન અને ધનથી મદદ કરવાનો ઠરાવ થયો હતો.

૪. સરઢવ નિવાસી પા. છગનલાલ પીતાંબરદાસે પાડાની ઘણી સંખ્યા બીનકાળજીથી મરી જાય છે તેથી તેને ખેતીના ઉપયોગમાં લેવામાં આવે તો પુરતી કાળજી રહે ને તેના જીવનનો અંત ન આવે તેવું દર્શાવ્યું જેથી પાડાને બનતી કોશીશે ખેતીમાં વાપરવાનો ઠરાવ થયો હતો.

૫. અમીન મી. માણેકલાલ રાધાભાઈએ ચોરે ચકલે બૈરાંઓ ઉગાડી છાતી રાખી કુટે છે તે બહુ જ શરમ ભરેલું છે તેવું જણાવી મરણ પાછળના આવા શરમ ભરેલા શોકથી મરનારને કાંઈ પણ ફાયદો નથી તે વિશે ઘણું વિદ્વતા ભર્યું દાખલા દલીલોવાળું ભાષણ કર્યું હતું. જેથી 'ઉઘાડી છાતીએ કુટવાની સખ્ત મનાઈ'નો સ્તુતિપાત્ર ઠરાવ સર્વાનુમતે આદમી તથા બૈરામાં પાસ થયો હતો.

૬. ખેતીના ધંધાના અંગે બરાબર ન પળાતાં આચાર વિચાર અને પવિત્રતા માટે સખ્ત શબ્દોમાં મી. માણેકલાલભાઈએ ભાષણ કરતાં સર્વ સ્ત્રીઓએ પોતાના પૂર્ણ ઉમંગથી તે પાળવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો હતો.

૭. પુત્રીઓને સાસરે વળાવતાં અગર લગ્ન જેવા શુભ પ્રસંગમાં સ્ત્રીઓ શરમ ભરેલી ફટાણા ગાય છે તે બહુ જ શરમ ભરેલું છે તેવી દરખાસ્ત મી. માણેકલાલભાઈએ મુકી ને અસરકારક ભાષણો થયાં તેથી તે બાબત 'ફટાણા નહીં ગાવા'નો સ્ત્રીઓએ ઠરાવ કર્યો હતો.

૮. 'કન્યા વિક્રય'થી આ લોક તથા પરલોક બંને બગડે છે તથા શાસ્ત્રાધારે પુત્રીનો લીધેલો પૈસો રો રો નર્કમાં લઈ જાય છે તથા તે કુધારો બહુ જ ખરાબ છે તેથી કોઈએ પુત્રીનો પૈસો ન લેવો જોઈએ તેવું માણેકલાલભાઈએ જણાવ્યું જેને સરઢવના પા. છગનલાલે અનુમોદન આપ્યું ને સર્વાનુમતે 'કન્યા વિક્રય' ન કરવા ઠરાવ થયો.

૯. કેટલાક ગામોમાં જુવાન અગર વૃદ્ધના મરણ પાછળ જ્ઞાતિ ભોજન કરવાનું ફરજિયાત છે તે તદ્દન ખરાબ અને પાયમાલી કરનાર તથા શોચનિય રિવાજ છે અને મરણ પાછળ થતા શોક અને દીલગીરીમાં ઉત્તમ તરેહનાં ભોજનો જમવાં તે જમનાર તથા જમાડનાર બંનેને બહુ જ શરમ ભરેલું છે તેથી તે અટકાવવા અગર તેની હદ બાંધવા મી. માણેકલાલભાઈએ દરખાસ્ત મુકીને વીરમગામવાલા મી. નારણદાસ જોરાભાઈ તથા સરઢવના તમામ પાટીદારોના અનુમોદનથી તથા રૂપાલવાળાના સુધારાથી છેવટે 'ચાલીસ વરસના સ્ત્રી યા પુરુષના મરણ પાછળ જમણ નહિ કરવું ને તે ઉપરાંતની ઉમરવાળાની પાછળ જ્ઞાતિ ભોજન કરતી વખતે ગામના આગેવાનોની રજા લેવી તેઓ સર્વાનુમતે ઠરાવ થયો હતો.

૧૦. દરેક ગામમાં અગીયારસો અને અમાસના દીવસે અણુંજા (પાકી) પાળવા ઠરાવ થયો હતો. (માણેકલાલ ચીફ સેક્રેટરી).

૧૧. ઉનાળામાં સુકાઈ ગયેલા તળાવમાં જીવડાંને જાળવી જીવાડવા સારુ તથા અળગણ પાણી ન વાપરવા ઠરાવ થયો હતો. (માણેકલાલ ચીખ સેક્રેટરી).

૧૨. તાલુકાના ગામોના ઠાકોર, ગીરાસીઆ, મુખી મતાદારોએ જીવહત્યા ન કરવા અને દારૂ ન પીવા ઠરાવ કરી પ્રતિજ્ઞા લીધી હતી.

૧૩. કડવા વિજયના અધિપતિ મી. કેશવલાલ માધવલાલની દરખાસ્તથી દર વરસની વૈશાક સુદ ૧૫ શ્રી ઉમીઆ માતાના પુણ્યસ્થળ ઊંઝા ગામે મેળો ભરવા સર્વાનુમતે ઠરાવ થયો.

૧૪. કાસવાના પટેલ તુળશીદાસ ગોપાળદાસે દર્શાવ્યું કે પુરુષના મરણ પાળ સ્ત્રીઓ ચુડા ફોડી નાંખી તેને નકામા બનાવી દે છે તે ફોડી ન નાંખતાં જ્ઞાતિનાં ફંડમાં મોકલવાથી ઉભયને સારો લાભ થશે ને જ્ઞાતિના હીતના કાર્યમાં મદદ મળશે. તે વીશે બાબતને સઈજના પા. ચેલદાસે અનુમોદન આપ્યું ને તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

૧૫. લાંચ લેવી અગર દેવી તે બહુ જ દુષ્ટ કુટેવ છે તથા કાયદાની રાહે સખ્ત સજાને પાત્ર ગુનો છે માટે આ કામ ન કરવું તે દરેક ડાહ્યા મુખી મતદારોનો ધર્મ છે તેવું મી. માણેકલાલે જણાવ્યું જે ઉપર મી. કેશવલાલે (કડવા વિજયના અધિપતિ) કાયદાની કલમો ટાંકી સખત સજાનો ભય દર્શાવનારું એક સારુ ભાષણ કર્યું હતું તેથી તાલુકાના તમામ ગામોના મુખી મતદારોએ 'લાંચ નહિ લેવા, દેવા, આપવા ને આપવાની' સખત પ્રતિજ્ઞા લીધી હતી.

૧૬. શ્રી કડીપ્રાંત ખેડૂત સમાજના નીભાવ અને જ્ઞાતિના ભલા માટે પ્રથમની કડી મુકામે થયેલી બેઠક વેળાના ફંડમાં ભરાયેલા રૂ. ૩૮૬૪માં ૧૭-૮-૦નો વધારો થયો હતો.

૧૭. દર વરસે ઘણી ભેંસો તથા ગાયો મુંબઈ જાય છે જેમાંની ઘણી ગુજરાતમાંથી જાય છે ત્યાં દૂધ દેતી બંધ પડવા પછી તેમનું ખરચ પૂરું ન પડવાથી તેમને કસાઈઓ ખરીદી લે છે તેવું સિયાજી વિજયના રીપોર્ટર મી. મણીલાલ બકોરભાઈએ દર્શાવ્યું તેથી તે પરદેશીને અજાણ્યાને ભેંસો ન વેચવા ઠરાવ થયો.

૧૮. આ સ્તુતિપાત્ર ઠરાવો ઉપરાંત (૧) સરઢવ ગામમાં આ કમીટીનો દહાડો દર વરસે પાકી તરીકે પાળવાને માતાની ઉજાણી કરવા ઠરાવ્યું છે. (૨) પા. જેશઈંગદાસ ખુશાલદાસ સરઢવ નિવાસીએ પોતાના કુટુંબના એક છોકરાને કડી ભણવા જવા બોર્ડિંગના ખરચ પેટે જયાં સુધી ભણે ત્યાં સુધી ને માટે મહીને અઢી રૂપિયાની રકમ આપવા કબુલ્યું છે. અતિ નવાઈની વાત એ છે કે સભાના તમામ વખતમાં મંડપમાં હુક્કાબીડીની સખત મનાઈ હતી જે પાટીદારોએ બરાબર પાળી હતી.

આપણી જ્ઞાતિમાં બાળલગ્ન થાય છે તેથી બાળકોના તન મન અને ધનની પુષ્કળ હાની સાથે આ લોક તથા પરલોક બગડે છે. આપણો ધંધો કૃષિ છે તેમાં શારીરિક સંપત્તિની જરૂર છે. તે બીલકુલ સચવાતી નથી તેથી તે સંબંદમાં કાંઈક કરવા માટે મી. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ (કડવા વિજયના તંત્રી વિરમગામ) સારું ભાષણ કર્યું હતું. બાળલગ્ન પ્રતિબંધના નામદાર સયાજીરાવ ગાયકવાડ સરકારના કાયદા માટે તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છ્યું હતું.

સભાની પૂર્ણાહુતિમાં ચીફ સેક્રેટરી મી. માણેકલાલભાઈ અમીન તતા સ્વાગત કમીટીના સેક્રેટરી પા. ચેલદાસભાઈ, છગનલાલ તથા સરઢવ ગામના પાટીદારો તરફતી મી. બાપુભાઈ ગુલાબચંદ ઈજનેર વિગેરેએ દરેક સભાસદોનો ઉપકાર માન્યો

હતો. છેવટે પ્રમુખ સાહેબે દરેક વિષયનું અવલોકન રૂપે ભાષણ કરી કુળદેવી શ્રી ઉમિયામાતાની ત્રણ જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

## શ્રી મહાદેવજીનાં પટરાણી અને કડવા પાટીદારોનાં કુળદેવી માતુશ્રી ઉમિયા માતાજીનો જબરજસ્ત મેળો સં. ૧૯૬૪ વૈશાક સુદ ૧૫

જ્ઞાતિભક્ત બંધુઓ –

આપણી આઠ લાખની વસ્તીમાં આપણી કુળદેવી શ્રી ઉમિયામાતાનો મેળો જ નહીં, જ્યારે અન્ય તિર્થ ક્ષેત્રોમાં લાખો યાત્રાળુઓ વરસો વરસ જાય છે. શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની સમાજમાં આ બાબત ચર્ચાતાં સર્વાનુમતે સદરહુ તિથિએ મેળો ભરવા ઠરાવ થયો છે. જે જાણી આપને અતિ હર્ષ થાય જ. ત્યાં મેળામાં જ્ઞાતિહિતસ્વી ભ્રાતાઓ જુદા જુદા ધાર્મિક તેમજ વ્યવહારિક વિષયો ઉપર ભાષણો આપશે આ ઉત્તમ તકનો લાભ લેવા જરૂર સર્વ ભ્રાતાઓ પધારશે તેવી આશા છે –

લી. માણેકલાલ રાધાભાઈ અમીન - કડી
ચીફ સેક્રેટરી શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલ સભા.

## કડી પ્રાંત ખેડુત સભામાં સ્વજ્ઞાતિય દેસાઈ કરશનદાસ જેશીંગભાઈ વલસાડ સબજજ્જ સાહેબે મોકલેલું વ્યાખ્યાન

મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ અને જ્ઞાતિ બંધુઓ, સભાના જ્ઞાતિ સુધારણાના મહા પ્રસંસનિય હેતુ તરફ મારી પૂર્ણ દિલસોજી છે અને જો મારી શારીરિક સંપત્તિ જોઈએ તેવી હોત તો આ વખત આ મહામંડળના દર્શનનો લાભ લઈ મારાથી બનતી યત્કીંચિત્ત સેવા બજાવવા હું ચુકત નહીં. પણ પ્રકૃતિ તરફ દુર્લક્ષ કરી અંતઃકરણની ઈચ્છા તૃપ્ત કરવી એ ઈશ્વરી નિયમ તોડવા જેવું છે તેમ ધારી ઇચ્છા તૃપ્ત કરવા મનને ઉત્સુક કર્યું નથી. આ બાબત ઘણી દીલગીરી થાય છે. સભાનો જ્ઞાતિ રીતે રિવાજ વિગેરેમાં સુધારો કરવાનો હેતુ છે એવું સાંભળી કેટલાકને હાસ્ય ઉત્પન્ન થતું જણાય છે. કેટલાક ઠેકાણે એવી માન્યતા જોવામાં આવે છે કે જે જે રીત રીવાજો પ્રથમથી ચાલતા આવે છે તે સઘળા ડહાપણ ભરેલા છે અને ડાહ્યા પુરુષોએ ઘણું જ ડહાપણ વાપરી તે રીતે રીવાજો જન હિતના ફાયદા માટે દાખલ કરેલો છે અને તેથી કરી તેવા પવિત્ર રીતરીવાજો કાઢી નાખવા અને સુધારવા તે ઉદ્ધતાઈ છે અને વૃદ્ધ વડીલોને અપમાન આપવા જેવું છે ને તેથી તે પાપ યુક્ત છે. આવી સમજ સુધારા શબ્દનો અર્થ અને સુધારાની હેતુની બેસમજથી જન્મ પામે છે. સુધારો કરનારા એવું કાંઈ કહેતા નથી કે વડીલોના રીત રીવાજો ખોટા બેવકૂફી ભરેલો અને વગર સમજના હતા અને તેથી તેવા રીત રીવાજો કાઢી નાંખી તેના બદલે નવીન રીત રીવાજ દાખલ કરવા જોઈએ. વડીલોના સઘળા રીત રીવાજો પરીપૂર્ણ હતા અને અને તેથી તેમાં કાંઈ પણ દોષ હોઈ શકે જ નહીં તે કહેવું કેટલે અંશે ખરું છે તે બાબત વાદવિવાદ કરવાની જરૂર નથી. પણ એટલું તો

સામા પક્ષવાળાને કબુલ કર્યા વીના છુટકો નથી કે હાલમાં જે જે રીત રીવાજ પ્રચલિત છે તે જુદા જુદા વખતે હયાતિમાં આવેલા છે. જે રીત રીવાજો આજથી સો વર્ષ પર હતા તે પાંચસો વર્ષ પર નહોતા. એક હજાર વર્ષ પર આવાને આવાજ રીવાજો હતા તેવું કોઈ કહી શકશે નહીં. વખતોવખત સમયને અનુસરીને તે વખતના વૃદ્ધોએ પોતાની બુદ્ધિ અને ડહાપણ વાપરી રીત રીવાજો દાખલ કરેલા અગર પ્રથમના રીત રીવાજમાં ફેરફાર કરેલો અને તે પ્રમાણે ફેરફાર કરવામાં તેમના ઉપર તેમના વડીલોને અપમાન કરવાનું તહોમત કોઈ મુકતું હોય તેમ જણાતું નથી. ત્યારે એવું સ્પષ્ટ જણાય છે કે 'વખતને અનુસરતો ફેરફાર કરવો એનું નામ સુધારો' તેથી એમ ઠરતું નથી કે પ્રથમના નિયમો ડહાપણ ભર્યા નહોતા. માત્ર એટલું જ કે જે રીવાજો જેટલે જેટલે દરજ્જે હાલના વખતને અનુકૂળ ન હોય તેટલે દરજ્જે તેમાં ફેરફાર કરી આસપાસની સ્થિતિને અનુકૂળ બનાવી જ્ઞાતિને સુખી કરવી. તે કૃત્ય વડીલોને ભુષણ આપનારું થઈ પડશે પણ દુષણ આપનારું નહીં. જેવી રીતે આપણા વડીલો એ વખતે અનુસરીને ઘટતા ફેરફાર કરી પોતાની બુદ્ધિ અને ડહાપણનો લાભ સર્વ જ્ઞાતિને આપ્યો તેવી જ રીતે આપણે પણ આપણા વખતને અનુસરીને ચાલતા રીત રીવાજમાં ઘટતો ફેરફાર કરવો એ ડાહ્યા વડીલોના લાયક સુપુત્ર બનવા જેવું છે. તેથી ઉલ્ટું ચાલવું તે ડાહ્યા અને બુદ્ધિશાળી વડીલના પાછળ પાકેલા કુપુત્ર ઠરવા જેવું છે. તે તો નિર્વિવાદ છે કે આ સંસારનું નિરંતર રૂપાંતર થયાં કરે છે. જે સ્થિર નથી તેના માટે નિયમો પણ સ્થિર હોઈ શકે નહીં. જેટલે દરજ્જે સંસારમાં ફેરફાર તેટલે દરજ્જે નિયમોમાં પણ અવશ્ય ફેરફાર થવો જોઈએ. જો તે પ્રમાણે ન થાય તો આ સંસાર કદી પણ સરળ રૂપ ચાલે નહીં. તે એક સર્વ માન્ય વાત છે અને તેનાં પ્રત્યક્ષ ઉદાહરણો આ જગતમાં તમે જ્યાં જ્યાં નજર કરશો ત્યાંથી મળી આવશે. સૃષ્ટિના નિયમોનો જરા વિચાર કરશો તો તે પણ તે જ નિયમને સિદ્ધ કરી આપશે. શિયાળામાં ઠંડી હોવાથી કુવામાં જળ ન્હાવાના તથા પીવાલાયક ઉષ્ણ થઈ જાય છે તે જ જળ ગ્રીષ્મ ૠતુમાં શીતળ બની જાય છે. આપણા શરીર તરફ જુવો ! શિયાળાની આસપાસની ઠંડી શરીરને નુકસાન ન કરે તેટલા માટે બહારની ત્વચા ગરમ થઈ શરીરનું રક્ષણ કરે છે. ઉનાળામાં તેથી ઉલ્ટું જ થાય છે. ત્વચા ઠંડી થઈ આસપાસની ગરમી સહન કરે છે પરંતુ ઠંડા દેશમાં ઉનાળામાં પણ ચામડીને તેમ કરવાની જરૂર પડતી નથી. પર્વત ઉપર ઠંડા પ્રદેશમાં પણ ઠંડી હોવાથી ઉનાળામાં પણ ત્વચા ગરમ જ રહે છે અને તેથી જ શરીરનું રક્ષણ થાય છે. આપણ આપણા નિયમોમાં પણ ૠતુ અને વખતને અનુસરી ખાવા પીવા અને પોશાકમા ફરફાર કરી દરરોજ સવારમાં બપોરે સાંજરે અને રાત્રે આહાર વિહારમાં ફેરફાર કરીએ છીએ. તે જ પ્રમાણે જુદી જુદી ૠતુમાં જુદુ જુદુ ખાવા પીવાનું તથા પહેરવાનું રાખીએ છીએ. આ પ્રમાણે ફેરફાર કરવો તે ડહાપણ છે કે એક જ નિયમને વળગી રહી દરેક વખતે અને દરેક ૠતુમાં એકજ રીતે ખાવાનું રાખવું તે ડહાપણ ? આનો જવાબ માત્ર એકજ આવશે. જ્યારે સ્થુળ સૃષ્ટીના કુદરતી ફેરફાર સાથે

અનુકૂળ ઋતુમાં અનુકુળ ફેરફાર કરીએ છીએ ત્યારે તે ડહાપણ ભરેલું કહેવાય છે. તો રાજ્ય ફેરફારથી અથવા જ્ઞાન સંસર્ગ વગેરે કારણથી અમુક દેશના જનસમુહને અસર કરે તે ફેરફાર થાય તેને અનુસરીને રીત રીવાજોમાં ફેરફાર કરવો તે ડહાપણ ભરેલું કેમ નહીં ગણાય ? શું રેલવે થયા છતાં કાશીએ જવા ઇચ્છનાર માણસ રેલવેમાં ન જતાં અનેક દુઃખ સંકટો વેઠી ગાડામાં બેસી કાશીએ જાય તો તેને ડહાપણ ભરેલું કોઈ ગણશે ? કોઈ જ નહીં. શું કેળવણી આપવાની જુદી જુદી શાળાઓ જુદા જુદા વિષયો બાબત નીકળ્યા છતાં તેનો લાભ ન લેતાં કોઈ એક માણસને શોધી કાઢી તેની જ પાસેથી તેને આવડે તેટલું શીખવું તેની ચાકરી કરવી, તેને માટે ભીક્ષા માગવા જવી, તેને ખવડાવવું પણ ફી આપી નજ ભણવું એવો નિશ્ચય કરનાર માણસનું કામ ડહાપણ ભરેલું ગણાશે ? શું પીંઢારા અને જત લોકોનો જુલ્મ નાબુદ થયા છતાં તેવા જુલ્મના વખતના વડીલો દ્રવ્ય દાટતા હતા માટે આપણે પણ દાટી મુકવું તે ડહાપણ ભરેલું ગણાશે ? નહીં જ. ત્યારે સિદ્ધાંતમાં એ નીકળે છે કે વડીલોએ તેમના વખતે અનુસરતું વર્તન કર્યું હતું અને તે વ્રતને તે સમયને માટે વ્યાજબી અને ડહાપણ ભરેલું હતું. તે જ પ્રમાણે આપણા વખતનું અનુસરતું વર્તન રાખી આપણા ડહાપણ અને બુદ્ધિનો સદ્દુપયોગ કરવો જોઈએ. 'સમય વર્તે સાવધાન' આ મંત્રનો બોધ આપણને આપણા પુરોહિતો લગ્ન વખતમાં આપે છે ને તેનો અર્થ એ છે કે વખત પ્રમાણે સાવધાન થઈ વર્તો. ખરેખર કેવા ડહાપણનો અને મકાશયવાળો મંત્ર છે ? (પરંતુ તદ્દન અજ્ઞાનાવસ્થામાં બાળપણમાં આપણા લગ્ન થાય છે તે વખત લગ્ન જેવી પવિત્ર ને મહાન ક્રિયાનો હેતુ ને હદ શું છે તે ન સમજી શકીએ તેવી વયમાં હોવાથી આ મહા મંત્રનો અર્થ આપણે બરાબર સમજીને ઉપયોગ કરી શકતા નથી. વધારો) આપણા વડીલો તે પ્રમાણે વર્તતા હતા ને આપણે પણ તેવું જ સાવધાન રહી વર્તન ચલાવવું. રાજ્યની સલામતી ન હોય તે વખતે કાચની બારીઓવાળુ મકાન બનાવે તો તેને મુર્ખ કહે તે જ પ્રમાણે જ્યાં રાજ્યની સલામતી હોય તે વખતે પણ એકે બારી ન રાખતાં ગુંગળાઈ મરે તેવું મકાન કરવું તે શું મૂર્ખતા નથી ? વખત પ્રમાણે આપણે આપણી ઇચ્છા વિરુદ્ધ વર્તીએ છીએ જ. યાદ રાખવાનું છે કે કાળે કરી હાલ આપણે યુવાન કહેવાઈએ છીએ તે જ વખત આવે વૃદ્ધ બની વડીલમાં ખપીશું અને જે પ્રમાણે વડીલોએ ડહાપણ ખરચી પોતાના વખતને અનુકૂળ રીત રીવાજો દાખલ કરી જ્ઞાતિને સુખી કરવા પ્રયત્ન કર્યા હતા તે જ પ્રમાણે આપણે પણ આપણા વખતને અનુસરતા ફેરફાર નહીં કરીએ તો આપણી ભવિષ્યની પ્રજા આપણા તરફ પૂજ્ય ભાવથી શી રીત જોશે ? આપણે ક્યા ઉત્તમ નિયમો વારસામાં મુકીશું ? આપણને બાળકો મૂર્ખ કહે એવો વખત લાવો તે શું તમને વ્યાજબી લાગે છે ? નહીં જ. તો આપણા વખતમાં રાજ્યના ફેરફારથી સંસર્ગથી, અને જ્ઞાનથી સર્વત્ર ફેરફાર જોવામાં આવે છે તેને અનુકૂળ પડે તેવા રીત રીવાજોમાં ફેરફાર કરવા તે આપણી ફરજ છે. આપણો ધર્મ છે.

કાળની સખત સપાટાથી તમારે ફેરપાર કરવા જ પડશે તેનાં ચિહ્ન તમારી

નજરે જ જોવામાં આવે છે. જમાનાએ કેટલાક ફેરફાર તો કર્યા જ છે તે જ વિચાર કરીને જોશો તો ફેરફારકરવો કે અગમચેતી વાપરી પાણી પહેલાં પાળ બાંધવી ને થતું નુકસાન અટકાવવું ને પારકા દાખલાથી શીખવું તે ડહાપણ છે ? ધપ્પો વાગ્યા પછી શીખવું તે મૂર્ખતા છે માટે જરા વિચાર કરી આસપાસ જુઓ. કેટલો કેટલો ફેરફાર વિદ્યુત (વિજળી) ના વેગે થતો જાય છે ? યાદ રાખજો કે તે હવે મહા વેગવાન પ્રવાહના સુધરેલા પાણીને પગવતી અટકાવવાની તમારી સત્તા નથી. જ્યારે તેને અટકાવવાનું તે આપણી શક્તિથી બહાર છે, ત્યારે હવે સમયસુચકતાએ ફેરફાર કરી બદલાયેલી સ્થિતિને અનુકૂળ થાઓ. બાહ્ય જગતનો ફેરફાર થવાનો જ. ને તેને અટકાવવો તે હવે તમારી શક્તિની બહાર છે, આંતર જગતમાં ફેરફાર કરી બહાર જગતને અનુકૂળ થવું તેટલું જ તમારા હાથમાં છે. જે તમારા હાથમાં છે તે કરી સુખી થવાનો માર્ગ શોધો નહિ તો હંમેશ દુખી રહો. યાદ રાખજો કે જે દરજ્જો જ્ઞાતિ અત્યાર સુધી ભોગવતી આવી છે તે દરજ્જો જાળવવાને પણ આપણા રીત રીવાજોમાં ફેરફાર કરવાની જરૂર છે. જો તેમ ન થાય તો હાલના દરજ્જા કરતાં વધવાની વાત તો બાજુ પર રહી પણ ઘણી અધમ અવસ્થામાં આવવાનો વખત આવે. આવું પરિણામ આવતું અટકાવવું તે દરેક જ્ઞાતિ શુભેચ્છકનો ધર્મ છે તેનું કર્તવ્ય છે. જો આટલી વાતો સિદ્ધ થાય તો શું શું ફેરફાર થયા છે ને તે ફેરફારને અનુકુળ રીત રીવાજમાં કેવા કેવા ફેરફાર કરવા તે નિશ્ચય કરવાનું કામ સહેલું થઈ પડશે. માટે મુશ્કેલી દૂર થશે. વિદ્યાભ્યાસ કરવાની પદ્ધતિમાં કેવો કેવો ફેરફાર કરવો વખતને અનુકૂળ વિદ્યાભ્યાસ જ્ઞાતિના યુવકો કરી શકે તેવાં સાધન કેવી રીતે કરવા. ચાલતા રીત રીવાજમાં કેટલો ને કેવો સુધારો કરવો. વગેરે બાબતનું નિરાકરણ કરવું કેટલેક દરજ્જે સરળતાવાળું થઈ પડશે. જ્ઞાતિ કેળવણીમાં પછાત છે તેને કેળવણીમાં આગળ કરવી ને તે માટે જોઈતા સાધનો પુરાં પાડવાં. તેને માટે કોન્ફરન્સમાં પૂર્ણ વિચાર કરવામાં આવનાર છે. પ્રથમની જિંદગી બહુ સાદી હતી તેમાં પણ ફેરફાર થયો છે તે અટકાવી શકાય તેમ નથી. એક જોડ જોડા બે ત્રણ વરસ ચાલતાં તેને બદલે હાલમાં વરસમાં બે જોડ જોઈએ છીએ. એક કપડુ બાર માસ ચાલતું તેના બદલે પચાસ કપડે પણ વરસ પૂરું થતું નથી. જોકે ગામડામાં આટલા દરજ્જે ફેરફાર થયો નથી તોપણ પ્રથમ કરતાં દરેક કુટુમ્બનું ચાલતું ખરચ વધી ગયું છે. (જુઓ અંક ૭-૮-૯માં શ્રીવ્યિવહાર ધર્મ વિદ્યાપક મંડળનું વ્યાખ્યાન પહેલું.) તે ઘટાડવાનો ઉપાય જોઈએ તેવો હાથમાં રહ્યો નથી. તોપણ ભારી ખર્ચ જે પ્રથમ સાદી જિંદગીના પરિણામ રૂપમાં જ થતો. આવા રીત રિવાજમાં ફેરફાર કરવાની આવશ્યકતા હરકોઈ જાણી શકે છે. તો તે ફેરફાર કેવી રીતે કરવો તેનો નિશ્ચય કરવો કઠણ પડશે નહીં. ઉપાયની યોજના એવી થઈ શકે કે ઘણા માણસોને રૂચીકર લાગે. રૂચીકર ઉપાય જો ન જડે તો અરૂચીકર કટુ ઉપાય એવા ન હોવા જોઈએ કે દરદી તેને માન્ય ન કરે. રોગ મટાડવાનો હેતુ છે તે દરદીને તે માન્ય નહીં હોય તો દરદી ને વૈદ ઉભયના હેતુ નિષ્ફળ જાય છે.

તે જ પ્રમાણે જેમાં સુધારો કરવો છે તેને બીલકુલ માન્ય નહીં અથવા તેમાં મહાન તડ પડે તેવો ઉપાય યોજવો નહીં, અને તેથી કાર્ય સિદ્ધિ થતી નથી. ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ વધવાનો ક્રમ રાખવો. કયા રીવાજમાં કેટલા દરજ્જે સુધારો વધારો ફેરફાર કરવા યોગ્ય છે તે અન્ય પ્રસંગે કહેવાની તક લઈશ. હાલમાં સુધારાની તો જરૂર છે તેવું આગ્રપૂર્વક હું ઠસાવવા માંગું છું.

લી. કરસનદાસ જેશીંગભાઈ દેસાઈ
વલસાડ સબ જજ્જ (મુનસફ) સાહેબ

## કુળદેવી શ્રી ઉમિયા માતાનો ઉંઝા ગામે મળેલો મેળો-૧૯૦૮

શ્રી કડીપ્રાંત ખેડૂત સમાજની કડી મુકામે મળેલી પ્રથમ બેઠક વખતે ઠરાવ્યા મુજબ વૈશાક સુદ ૧૫ના દીવસે આ શુભ સ્થળે સ્વજ્ઞાતિનો એક સારો મેળો ભરાયો હતો. જેમાં ભાગ લેવા માટે ઘણા ઉત્સાહી પુરૂષો તેરસથી આવવા લાગ્યા હતા તેમાં વિરમગામથી કુમારશ્રી લાલસિંહજી વગેરે, પાટડીથી દાદુભાઈ રણછોડભાઈ દેસાઈ વગેરે અમદાવાદથી કેટલાક કુળવાન વર્ગના આઠીઆઓ તથા શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી વગેરે તથા કડી પ્રાંત ખેડૂત સમાજના ચીફ સેક્રેટરી મી. માણેકલાલ અમીન તથા અન્ય તાલુકાના જોઈન્ટ સેક્રેટરીઓ વગેરે તથા ભાલના તથા વડોદરા તરફના તથા છેક માળવા સુધીના જ્ઞાતિ બંધુઓએ ઉત્સાહ ભર્યો ભાગ લીધો હતો. તેમાં એકંદરે લગભગ આઠ દસ હજાર માણસોનો જમાવ થયો હતો. જેમાં બે હજાર લગભગ સ્ત્રીઓ પણ હતી. આ મેળામાં લાભ લઈ કેટલાક આગેવાનોએ એક ગંજાવર સભા ભરી હતી. જેનું પ્રમુખસ્થાન સર્વાનુમતે વીરમગામવાશી કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજીને આપવામાં આવ્યું હતું. જેમના અધ્યક્ષપણા નીચે જ્ઞાતિ હિતનાં ઘણાં સારાં વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં. સભાની પ્રથમ બેઠક પૂર્ણિમાના પ્રભાતે શરૂ થઈ દસ વાગે પૂર્ણ થઈ હતી. ફરી બીજી બેઠક તેજ દીવસે સાંજના પાંચ વાગ્યાથી સાડા આઠ સુધી ચાલી હતી. શરૂમાં ગામડાના પાટીદારોએ ઉમિયા માતાની સ્તુતિનું અસરકારક ગાયન ગાયું હતું. વ્યાખ્યાન આપનારાઓમાં અમીન માણેકલાલ રાધાભાઈ કડી, સોમનાથ ભુદરદાસ કોન્ટ્રેક્ટર અમદાવાદ, દેસાઈ નારણદાસ જોરાભાઈ વિરમગામ, કેશવલાલ માધવલાલ અધિપતિ કડવા વિજય, જગજીવનદાસ દુધવાળા અમદાવાદ, મી. દુર્ગાપ્રસાદ લશ્કરીના માસ્તર ડાહ્યાભાઈ, કેશવલાલ દલપતભાઈ પટેલ પાટડી, બેચરભાઈ રાયજીભાઈ ગણપતપુરા, છોટાલાલ રાયજીભાઈ ગણપતપુરા, પુરસોત્તમ લલ્લુભાઈ પટેલ બાવલા તથા અમદાવાદી કેટલાક સદ્‌ગૃહસ્થો તથા અન્ય જ્ઞાતિ બન્ધુઓ તથા બીજા ગામના કેટલાક ભ્રાતાઓએ ભાષણો આપ્યા હતા ને તેથી કેટલાક ઉપયોગી ઠરાવો સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યા હતા. જે નીચે પ્રમાણે.

૧. આ સ્થળે વૈશાક સુદ ૧૫ના દિવસે વાર્ષિક મેળો ભરવો.

૨. વિરમગામ ખાતે ભવિષ્યમાં ભરાનારા કોન્ફરન્સને તન, મન અને ધનથી

મદદ આપવાનો તથા તેની હિલચાલને મદદગાર થઈ પડે તેવી પેટા સમાજો સ્થાપવાનો પ્રયત્ન કરવાનો ઠરાવ થયો હતો.

૩. ખેતીવાડીમાં પ્રતિદીન નવા જમાનાને યોગ્ય બનતો સુધારો કરી તેમાં સંપૂર્ણ લક્ષ આપવાનો ઠરાવ થયો હતો.

૪. દરેક બાળ બાળકીને બનતા સુધી કેળવણી આપવી.

૫. સ્વદેશી ખાંડ બનતા પ્રયત્ને વાપરવાનો ઠરાવ થયો હતો.

૬. સંસારિક સ્થિતિમાં કારજ વરામાં થતો પુષ્કળ ખર્ચ ઓછો કરવા બાબત તથા કન્યાવિક્રય ન કરવા બાબત, રોવા કુટવાનું ઓછું કરવા બાબત, બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન કરવા બાબત ઠરાવો કરવામાં આવ્યા હતા.

૭. ગાયોનું પાલન કરવા, તેમની દુર્દશા થાય તેવા સ્થળે ન આપવા, તથા કસાઈને વેચે તેવા માણસોને વેચાતી નહીં આપવાના સખત ઠરાવ થયા હતા.

ઉપર મુજબ ઠરાવો સર્વાનુમતે કરવામાં આવ્યા હતા તે સિવાય બીજા એકાદ બે પરચુરણ ઠરાવો પણ કરવામાં આવ્યા હતા.

છેવટે પ્રમુખ કુમારશ્રી લાલસિંહજીયે પોતાનું સિંહાવલોકન કરનારું ભાષણ શરૂ કર્યું હતું. જેમાં સર્વનો આભાર માનવામાં, તથા પ્રમુખ તરીકે, પસંદ કરી માન આપવાથી ઉપકાર માનવાનો, કૃષી કેળવણી, કોન્ફરન્સ, સંપ, વેપાર, હુન્નર ઉદ્યોગ બાબત, વ્યસનો દૂર કરવા જ્ઞાતિના આગેવાનોની ફરજ બાબત તથા મરેલ પાછળના કરજમાં કડીપ્રાંતમાં ૪૦ વરસની હદ બાંધવી બાબતની સાબસી બાબત તથા સંસારિક સ્થિતિ સુધારવા બાબત, તથા માણસ દીઠ આનો આનો આનો કાઢી પાટીદાર સામાન્ય ફંડ કરવા બાબત કલાક સુધી સારું વિવેચન કર્યું હતું. તેમજ સર્વ જ્ઞાતિ બંધુઓની દરેક બાબતમાં દીન પ્રતિદિન ચઢતી થાય તેવી ઉમામાતાને પ્રાર્થના કરી શ્રીમંત મહારાજનું દીર્ઘયુષ્ય ઇચ્છી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું. બાદ સર્વ સભા પ્રમુખનો ઉપકાર માની ઉમીયા માતાની જય બોલાવી વીસર્જન થઈ હતી.

## ઉંઝા મુકામે શ્રી ઉમિયા માતાનો મેળો - ૧૯૦૯

કડી પ્રાંત ખેડૂત પટેલોની સમાજ તરફથી નિયમીત કરવામાં આવેલા આ મેળામાં ગઈ સાલ કરતાં વધારે માણસો મળ્યાં હતાં જેની સંખ્યા લગભગ ૧૫ થી ૧૮ હજારની હતી. શ્રી ઉમિયા માતાના વહીવટની કમીટી તરફથી મી. કેશવલાલ છકડસીએ બનતી તજવીજ કરી હતી પરંતુ યાત્રાળુઓની સંખ્યાને તે પુરતી નહોતી. આ મેળામાં આવનાર યાત્રાળુઓના સગવડને માટે શેઠ લશ્કરીવાળા, માણેકલાલ અમીન સેક્રેટરી તથા અન્ય જોઈન્ટ સેક્રેટરીઓ વિગેરે આગેવાનો સુદી ૧૧ ના દિવસથી આવ્યા હતા. તેરસના દિવસથી જ યાત્રાળુઓ મોટી સંખ્યામાં આવતાં હતાં. મી. કેશવલાલ છકડસી તથા કડવા વિજયના મેનેજર તરફથી રેલવે સત્તાવાળાને અરજી કરવામાં આવી હતી તેથી સ્પેશ્યલો વિગેરેથી યાત્રાળુઓની સારી સગવડ સાચવી હતી. માતાજીના સ્થાનમાં પૂરતો સગવડ ન બનવાથી ઘણા યાત્રાળુઓ

ગામમાં બ્રાહ્મણો પાટીદારોને ત્યાં ઉતર્યા હતા. દૂર દૂરથી આવેલાં કેટલાંક માણસોને પૂરતી જગા ન મળવાથી બપોરે તડકામાં ચાંદની નીચે તથા રાત્રે ધર્મશાળાના ધાબામાં માત્ર એક જ વસ્ત્ર પાથરી પડી રહ્યાં હતાં. આ જોતાં આ મેળાના કાર્યભારીઓ એ હજુ પણ આવા બીન વસીલેદાર અને અજાણ્યા માણસો માટે ખાસ સગવડ વધારવા કૃપા કરવી ઘટે છે. સં. ૧૯૬૩ના વૈશાખથી સં ૧૯૬૫ના વૈશાખ સુધીનો માતાજીનો ભંડાર ઉઘાડવામાં આવ્યો હતો જેમાંથી રૂ. ૬૧૯/- નીકલ્યા હતા જે મી. લશ્કરીના ત્યાં જમા કરવામાં આવ્યા છે.

કાર્યારંભ : સુદી ૧૩ના દિવસે સાંજે મી. લશ્કરીના તંબુએ વીરમગામવાળા મી. કાળીદાસ, નારાયણદાસ જોરાભાઈ તથા કડવા વિજયના મેનેજરે તથા અમદાવાદ વાળા મી. સ્વામીનારાયણ એમ. એ. એ જ્ઞાતિ હિતને માટે કેળવણી, બ્રહ્મચર્ય અને શ્રી કુળદેવી પ્રત્યેની ભક્તિ ઉપર ભાષણો કર્યા હતા. રાત્રે પણ 'શ્રી ઉમિયા દેવીનો સંદેશો' આ વિષય પર વ્યાખ્યાન અપાયું હતું.

સુદી ૧૪ના દિવસે સવારથી સભાનું કાર્ય શરૂ થયું હતું. તેમાં ખેડૂત લોકોને ખાસ લાભ આપવાના હેતુથી શ્રીમંત સિયાજીરાવ ગાયકવાડ (દિર્ઘાયુભવ) તરફથી ત્યાં ખેતીવાડીનું નાનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને તે ખાતાના અધિકારી સાહેબોએ તે બાબતે ભાષણો કર્યા હતાં. ક. પ્રાં. ખે. સ. ના સેક્રેટરી મી. માણેકલાલે સર્વની સમક્ષ શ્રીમંતની ત્રણવાર જય બોલાવી સર્વને મુબારક બાદી આપનારું પોતાનું ટૂંક ભાષણ શરૂ કર્યું હતું. તે પૂરુ થઈ રહ્યા બાદ રેશમ ખાતાના અધિકારી મી. પંડ્યા સાહેબે એરંડાના પાંદડાં ખાઈ રેશમ બનાવતા કીડા કેવી રીતે રેશમ બનાવે છે તે સર્વેની સમક્ષમાં પ્રયોગ કરી બતાવ્યું હતું. આ કીડા કેવી દીતે રેશમ બનાવે છે તે મારાગત વર્ષના ફાગણ માસના સાતમા અંકમાં સવિસ્તર દર્શાવ્યું છે, તેથી અત્રે તેનું સ્થળ શકોચથી વિશેષ વિવેચન કર્યું નથી છતાં પણ તે સમંધિ વધુ વિગત જાણવા ઇચ્છનારે એક આનાની ટીકીટ મોકલી આ માસિકની ઓફિસમાંથી ખુલાસો મંગાવી લેવો.

મી. માણેકલાલ અમીને ત્યાર બાદ માતાજીની ભક્તિ, મરણ પાછળનાં ખરચોમાં ચાલીશ વરસની હદ બાંધવા, ફટાંણાં ન ગાવા, મરણ પાછળ દાંતના ચુડા ન ભાગતાં પરમાર્થમાં આપવા તથા આચાર વિચાર બરાબર પાળવા; મી. તુલશીદાસ ગોપાળદાસ કડીવાળાએ કન્યા વિક્રય; મી. અમૃતલાલ અચરતલાલ મોગરા અમદાવાદવાળાએ કેળવણી; મી. જીવણલાલ અમદાવાદ મામુનાયકની પોળવાળાએ વિરમગામની કોન્ફરન્સ, સાણંદના એક યુવકે બ્રહ્મચર્ય, અમીન ચતુરભાઈએ કુળવાનપણું; બાળ લગ્નપ્રતિબંધક કાયદામાંથી છુટ મેળવવા; મી. સ્વામીનારાયણ એમ. એ. એ કેળવણી, બાળ લગ્ન અને ગુરૂકુળ વિશે તથા પાટડીવાળા કેશવલાલ દલપતરામે આપણા ધર્મ વિશે વ્યાખ્યાન આપ્યાં હતાં.

ખેતીવાડી ખાતા તરફથી જંતુ શાસ્ત્રી મે. છોટાભાઈએ જીવજંતુથી પાકનું કેવી

રીતે રક્ષણ કરવું તથા લાખના ઉદ્યોગ વિશે ભાષણ કર્યું હતું. મે. છોટાભાઈ બાબરભાઈએ સરકારી બેન્કો અને તેથી ખેડૂતને થતા ફાયદા વિશે તથા મે. સુબા સાહેબે સહકારી મંડળીઓ વિશે ઘણું પ્રસંશનીય ભાષણ આપ્યું હતું.

ખેતીવાડીના ડીરેક્ટર સાહેબ મે. સિતોડે સાહેબે ખેતીવાડીના વિષયમાં જમીન, તેની ઘટના, તેમ કરવા જોઈતા સુધારા, જમીન અને પાકનો સમંધ, ઉંડી ખેડ અને તેની પાક ઉપર અસર, તથા ખાતર, તેની જુદી જુદી જાતો, તેની બનાવટ, તેની માવજત, તથા પાક માટે તેની આવશ્યકતા વિશે સારું ભાષણ આપ્યું હતું. બાદ તે સાહેબે સરવે ખેડૂતો સમક્ષ ખેતીવાડીના સાંચા કામના પ્રયોગો કરી બતાવ્યા હતા, જેની વિગત –

દૂધની મલાઈ બનાવવાનો સાંચો - તાજુ દુધ મંગાવી આ સાંચાથી થોડીવારમાં મલાઈ બનાવી તે મલાઈ તથા કસ વિનાના રહેલા દૂધનો સહુને સ્વાદ ચખાડ્યો.

પાણી ખેંચવાનો ચેઈન પંપ – માન સરોવર પરના કુવા ઉપર આ પંપ ગોઠવ્યો હતો. લોકોની સમક્ષમાં તેની અજમાયશ કરી હતી. તે માત્રે બે મજુરોની મદદથી લગભગ બે કોસના પ્રવાહનું પાણી કાઢતો હતો. જેની કીંમત માત્ર ૪૫/- થી રૂ. ૫૦/-ની છે. વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી બનાવવામાં આવ્યો છે, તે સ્વદેશી અને તદન સાદી અને સહેલી બનાવટનો છે જેથી એક સાધારણ લુહાર પણ તેને સમારી શકે છે. પરંતુ આ પંપ ૧૬ થી ૨૦ ફીટના ઊંડા કુવામાંથી પાણી ખેંચી શકે છે. ઉંડાણ વધુ હોય તો આ પંપથી કામ ચાલતુ નથી. આ પંપ પાણીને ઊંચે ચડાવી શકતો નથી તેથી ખેડૂતોએ પોતાના કુવાના પાણીની ઊંડાઈ ખાસ તપાસી પછી મંગાવવા વિચાર કરવો.

ઘાસ કાપવાના, મસળવાના, અને ઉપણવાના સંચાઓની તથા નવી જાતના હળતી ખેડવાની અજમાયશ પણ કરી હતી. આ દરેક સાંચાની કીમત ૧૫૦/- થી ૨૦૦/- સુધીની છે. આ સમંધી વધુ માહિતી મેળવવા ઈચ્છનારે શ્રીમંત ગાયકવાડ સરકારના ખેતીવાડી ખાતા તરફ વડોદરે લખી ફુલાસો મેળવવો.

આ મેળાના પ્રસંગે માતાજી નીમીત્તે રૂ. ૪૦૦/-નું બિલોરખાનું અમદાવાદ ભાવિક ભક્તો તરફથી, તથા પાદરાના પંચના આગેવાન પા. નાથાભાઈ હરીભાઈ, નાથાભાઈ નરોત્તમભાઈ તથા નાથાભાઈ પરમુભાઈ તરફથી રૂ. ૧૬૦/-ની કીમતની સોનાની હાયડી ૧/- ભેટ આપી હતી.

બાદ છેવટે મી. ચતુરભાઈ અમીનની દરખાસ્તથી શ્રીમંત શિયાજીરાવ મહારાજનું દીર્ઘાયેષ ઇચ્છી તેમની ત્રણવાર જય બોલાવી હતી. આ મેળામાં ખાસ તસ્દી લેઈ પધારેલા અધિકારી મંડળનો, કડી અમદાવાદ અને વિજાપુરના સંઘ સાથે આવેલા સંઘવીઓનો, મી. લશ્કરીનો. ક. પ્રાં. ખે. સ.ના જોઈન્ટ સેક્રેટરીઓનો, કડવા વિજકના મેનેજરનો તતા તનતોડ મહેનત કરી ગોદડાં વિગેરે સામન પૂરો પાડનારા ઊંઝાના સમસ્ત પાટીદારો તથા પા. ભાયચંદ કુશળદાસનો ઉપકાર માનવામાં આવ્યો

હતો, બાદ કુળદેવી શ્રી ઉમિયા માતાજીની જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

છેવટે મેળાની જુદી જ ઉત્પન્નના ભંડારમાંથી નીકળેલ રૂ. ૧૨૦૦-૧૩૦૦ લગભગ તથા રૂ. ૭૦૦-૮૦૦ ઊંઝા નિવાસી પાટીદારોએ માતાજીની પધરામણી કરી ભેટ કરેલા તે વિગેરે મળી રૂ. ૨૦૦૦/- લગભગ થયા હશે. તેમાંથી ખેડૂત સમાજના અગ્રેસરો એ ગોદડાં, વાસણ વગેરેની સગવડ વધારવા અને માનસરોવરના પડી ગયેલા કાંઠાને સમારવાનો ઠરાવ કર્યો છે જે ખરેખર સ્તુતિ પાત્ર છે. તે તેમની પૂર્ણ કાળજી બતાવે છે છતાં પણ મારે વ્યાજબી રાહે જણાવવું જોઈએ કે ગોદડાં માટે તેઓ ચ્હાય તેટલો સગવડ કરશે તો પણ પૂરતો થશે નહિ. વલી આ મેળો ઉનાળાના સમયમાં ભરાતો હોવાથી ગોદડાંની વાસણ કુશણ જેટલી અગત્ય સ્વીકારી શકાતી નથી, તેથી ગોદડાં ખાતે ખરચવાની રકમ વાસણ ખાતે વધારે ખરચવામાં આવશે અને અગત્યનું સમારકામ કરવામાં આવશે તો તેનો વધુ સારો ઉપયોગ થશે. વલી માતાજીના કંમ્પાઉન્ડ ફરતાં છાયાવાળાં ઘટાદાર વૃક્ષોની પણ બહુ અગત્ય છે માટે જમીનને ભાવતાં ઝાડો રોપાવી તેની ખાસ દેખરેખ રાખવા માતાજીના વહીવટદારો અગત્યની સુચના કરવી ઘટે છે. હાલની રકમમાંથી આ કાર્ય બની શકે તેમ ન હોય તો માતાજીના વાર્ષિક ખરચમાંથી કમી કરવા જેવો જે ભાગ હોય તે માતાજીની ઉપજના પ્રમાણમાં રાખી ઝાડો વાવવા તરફ જોખમદાર વ્યવસ્થાપકો પૂરતું ધ્યાન આપશે તો તેમનો આભાર માનવામાં આવશે.

પ્રકરણ : ૨

# સુરત જિલ્લાના વાંઝ ગામે મળેલી પ્રથમ પાટીદાર પરિષદ (૧૯૧૦)

### તા. ૧૫, ૧૬, ૧૭ જાન્યુઆરી

પરિષદ માટે થયેલી તૈયારીઓ

પરિષદ માટે સુરત જિલ્લાના વાંઝ ગામે ત્યાંના ઉત્સાહી યુવક મંડળ તરફથી ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો જે વાવટા તોરણોથી ભરપુર હતો. તેના માટે ખાસ બેઠક રાખવામાં આવી હતી, પ્રમુખ અને સંભવીત ગૃહસ્થો માટે પ્લેટફાર્મ બનાવવામાં આવેલ હતું, વ્યવસ્થા માટે રાંદેર બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓની વોલંટીયર તરીકે ખાસ એક ટુકડી ઊભી કરવામાં આવી હતી. રાત્રે મંડપને કીટશન લાઈટથી સુશોભીત બનાવવામાં આવતો હતો. રીપોર્ટરો માટે પ્રેસીડેન્ટની જમણી બાજુએ એક મોટું ટેબલ ગોઠવવામાં આવ્યું હતું. પરિષદમાં પધારનારા ગૃહસ્થો, માટે સચીન સ્ટેશને પુરતી ગાડીઓ રાખવામાં આવતી હતી. ટુંકામાં સ્વાગત કમિટીએ અવિશ્રાન્ત પરિશ્રમ લઈ વાંઝ જેવા એક નાના ગામમાં સમસ્ત પાટીદાર પરિષદની સ્થાપના કર્યાનું સ્પષ્ટ જણાઈ આવતું હતું. પાછળથી એ તરફ બલેસરી પરગણાવાળાઓએ તે યુવક મંડળના માથે ખરચ નહિં. પડવા દેતાં પોતે ઉપાડી લીધો હતો.

### પહેલા દિવસની બેઠક તા. ૧૫-૧-૧૦

આજ રોજ સવારથી પરિષદમાં ભાગ લેવા ગૃહસ્થો આવવા લાગ્યા હતા. બપોરે ત્રણની ટ્રેનમાં કમિટિએ આમંત્રેલા પ્રમુખ ઓ. સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈ સુરતથી નીકળી સચીન સ્ટેશન પધાર્યા હતાં. તેઓ સાહેબને સ્ટેશન પર ઉતરતાં સચીનના દિવાન મી. તાલીયારખાન તરફથી હારતોરાથી નવાજવામાં આવ્યા અને તુરત જ સ્વાગત કમિટી તરફથી હાર તોરાથી નવાજવામાં આવી ઘણા દબદબા ભરેલા માન સાથે વાંઝ લઈ જવામાં આવ્યા. જણાવવા પ્રમાણે પ્રમુખ સાહેબ આવી પહોંચતાં કલાક પછી એટલે ૪॥ વાગતે પ્રથમ દિવસની બેઠક મળી હતી. પરિષદમાં સુરત, બલેસરી, ચોર્યાસી ચરોતર, વાકળ, કાનમ વીગેરે જીલ્લાના ગૃહસ્થો પધાર્યાં હતાં જો કે ચરોતર, વાકળ, કાનમ જીલ્લાનાં ગણ્યા ગાંઠયા ગૃહસ્થો હતા. પરંતુ તે તરફના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો અનિવાર્ય કારણસર ન આવી શકવાનું જણાવ્યું હતું. અને પરિષદ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી. પ્રમુખ સાહેબ મંડપમાં પધારતાંજ પરિષદના જયશ્રીરંગ ઘણુજીવોના આનંદીત અવાજથી મંડપ ગાજી રહ્યો હતો.

પ્રથમ ડૉ. મહાદેવ પ્રસાદ મંગલાચરણ તરીકે ગંભીર સુસ્વરથી ઈશ્વર સ્તુતિ કરી

શ્રોતાઓને આનંદીત બનાવ્યા હતા ત્યારબાદ સ્વાગત કમિટિના અધ્યક્ષ રામભાઈ કાળીદાસનું ભાષણ ટૂંકમાં પણ સ્વાગત કરનારું થયું હતું કે મને આપ સર્વનાં દર્શન થઈ આપનું સ્વાગત કરવાનો પ્રસંગ મળ્યો તેથી અત્યન્ત આનંદ થયો છે. આપણી સમસ્ત જ્ઞાતિની પરિષદ મળવાનો આ પ્રથમ જ પ્રસંગ છે.

બન્ધુઓ ! આપણી હાલની સ્થિતિનો વિચાર કરતાં સામાન્ય રૂપમાં ભેગા મળવાની અને ઐક્યતા કરવાની ઘણી અગત્ય છે. સંસારની ઉપાધીઓ આપણને વળગી છે અને હંમેશના વ્યવસાયને આપણે છોડી શકીએ તેમ નથી સુખ, દુઃખ, હર્ષ, શોક એ દુનિયાના ધર્મ છે અને તેનો અનુભવ આપણે કર્યાજ કરીએ છીએ પરંતુ તે સર્વથી નિવૃત થઈ આપણે આપણું કર્તવ્ય કરવાની ઘણી જ આવશ્યક્તા છે અને તે કર્તવ્ય પરિષદનાં સાધન શીવાય કોઈપણ રીતે અમલમાં આવી શકે તેમ નથી કેમકે પરિષદની આપણે ઐકયતાનો આનંદ અનુભવીશું અને આપણા વિચારો અરસપરસ આપી શકીશું કયી વાતો ગ્રાહ્ય છે. ક્યી તજી દેવાજેવી છે અને કયા સુધારાને માન આપવાનું છે તે એકમત વગર આપણે ઠરાવી શકીએ નહિ. તેવો એકમત પરિષદના પરીણામે બન્ધુતા પ્રાપ્ત કર્યા શીવાય થવાનો નથી માટે આપણે નિશ્ચય રાખવો જોઈએ કે :-

જીવાય તો જગના ભલાને<br>
મરાય તો તે જગના ભલાને,

ગૃહસ્થો, આવી એક સમસ્ત પાટીદાર પરિષદના સ્વાગત અધ્યક્ષપદને હું લાયક નહોતો, જો મ્હારા કરતાં કોઈ અન્ય વિદ્વાન જ્ઞાતિ હિતૈષીને તે પદ આપવામાં આવ્યું હોત તો તે સ્થાનને સારી રીતે શોભાવત. જ્યારે મ્હારા બન્ધુઓએ આ કામ સોંપી મને ગૌરવી બનાવ્યો છે તો મ્હારે તે યથાસ્થિત બજાવવું જોઈએ. મ્હારૂં બોલવું પૂરું કરતાં પહેલાં હું જણાવીશ કે આ પરિષદનું કાર્ય શરૂ કરવાને અગાઉથી નીષત થયેલા આનરેબલ સરદાર પુરુષોત્તમદાસ દેસાઈ સાહેબની પ્રમુખ તરીકેની ચૂંટણી કરવાની તમો સર્વભાઈઓને નમ્ર વિનંતી કરૂં છું. ત્યાર પછી

### પ્રમુખની ચૂંટણી

ની દરખાસ્ત સુરતનીવાસી રા. ડહ્યાભાઈએ ઓ. સરદાર પુરુષોત્તમદાસ દેસાઈ સાહેબને માટે મુકી જેને રા. સાંકળલાલે ટેકો આપતાં જણાવ્યું કે સરદાર પુરુષોત્તમદાસ એ આખા ગુજરાતમાં પ્રખ્યાત ગણાતા કુટુંબમાંના નરરત્ન છે, તે કોઈથી અજાણ્યું નથી અને તેઓ જ્ઞાતિ માટે જે પ્રયાસ કરે છે તે પણ કોઈની જાણ બહાર નહિ જ હોય. વિગેરે તેઓ શ્રી ઐતિહાસિક કારકીર્દિ જણાવી બોલ્યા કે જે દરખાસ્ત મૂકાઈ છે તે તદ્દન યોગ્યજ છે તો તેને આપ સર્વ સંમતિ આપશો એવી આશા રાખું છું.

ત્યારબાદ તાળીયોના ગગડાટ વચ્ચે ઓ. સરદાર પુરુષોતમદાસે પ્રમુખસ્થાન લીધું હતું.

## પ્રમુખનું ભાષણ

રાત્રીના ૮ વાગવાથી પ્રમુખ સાહેબનું ભાષણ ટૂંકામાં કરવામાં આવી સબજેકટ કમિટિ નીમવામાં આવી. પરિષદ બીજા દિવસપર મુલતવી રાખવામાં આવી હતી.

## બીજા દિવસની બેઠક

તા. ૧૬ જાન્યુઆરી

આજરોજ ૧૧ વાગે પરિષદનો મંડપ ચીકાર ભરાઈ ગયો હતો. સાડા અગીયાર વાગે પ્રેસીડેન્ટ સાહેબ પધાર્યા હતા ને તાળીઓના ગગડાટ વચ્ચે સ્થાન લીધું હતું.

શરૂઆતમાં ગઈ કાલે રાત્રીએ સમય વિશેષ થઈ જવાથી અધૂરું રહેલું ભાષણ પ્રમુખ સાહેબે ચાલુ કર્યું હતું થોડા વખતમાં જ પ્રમુખની તબીયત અસ્વસ્થ થવાથી તેઓના તરફથી ડા. મહાદેવ પ્રસાદે વાચ્યું હતું. (જે હવે પછી જાહેર થશે. લગભગ દોઢ કલાક ભાષણ ચાલ્યા પછી રા. ગોવિંદભાઈ દિગકરે એક ઉત્તમ કવિતા શ્રોતાઓને સંભળાવી આનંદ આપ્યો હતો. પછી સભાના મંત્રી કુંવરજીભાઈએ સભાના ઉદ્દેષ સંબંધી, રા. ગોરધનભાઈ અમીને ન્યતવરા સંબંધી પંડીત બદરીદત્ત બાળલગ્ન સંબંધી રા. રામભાઈ કાળીદાસ રા. જયકૃષ્ણભક્ત રા. ગોરધનભાઈ અમીને કેળવણી એ વિષયપર રા. પટેલ પ્રેમાનંદ એ.ઇ. નવસારી વિભાગ એઓએ ખેતીના રા. મથુરભાઈ દેસાઈએ એક્યતા બાબત રા. પરશોતમ ફકીરભાઈએ રોવા કુટવાના રીવાજ વિષે તથા બીજા અનેક વિષયો પર રા. છીતાભાઈ જેસીંગભાઈ રા. વિજભૂષણદાસ, રા. દુર્લભભાઈ રા. રણછોડ ભાઈ રા. સાંકળલાલ વગેરે વક્તાઓએ અસરકારક વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ વખતે સાંજનાદ્દ વાગવાથી લોકોને જમવાને વખત થવાથી મુલતવી રાખવામાં આવી. રાત્રે સાડાસાતથી મંડપ શ્રોતાઓથી ભરાવા લાગ્યો હતો. બરાબર પોણા આઠવાગે પ્રમુખ પધારતાં ઠરાવ કરવાનું કામ ચાલુ કરવામાં આવ્યું.

### ઠરાવ ૧ લો

રા દુલ્લભભાઈ ભગવાનજીએ દરખાસ્ત મૂકી આ પરિષદ બ્રિટિશ રાજ્ય તરફથી સંપૂર્ણ વફાદારી જાહેર કરે છે અને શહેનશાહ સાતમાં એડવર્ડનું દીર્ધાયુ ઇચ્છે છે. તેને સુરતના રા. પટેલ ડાહ્યાભાઈ ઝરીવાળાએ ટેકો આપતાં તે સર્વાનુમતે પસાર થઈ.

### ઠરાવ ૨ જો.

મહેરબાન નાશીકના લોકપ્રિય ક્લેક્ટર મી. જેકસનના ખુનને માટે આ પરિષદ દીલગીરી પ્રદર્શીત કરે છે અને કમકમાટ ભરેલું કૃત્ય કરનાર, તેની સાથે સંબંધ રાખનાર અને એનાસ્કીસ્ટ તરફ ધીક્કારની નજરથી જુએ છે. આ ઠરાવ ના. મુંબઈ સરકારને મોકલવો તેમજ મીસીસ જેકસનને જીવનનો અસહ્ય દુઃખમાં દીલાસો દરસાવવા સારૂં તેમને વિનંતી કરવી એવી દરખાસ્ત રા. રણછોડભાઈ જીવણજીએ મૂકતાં તેને રા. મકનંજી તરફતી અનુમોદન મળતાં તે સર્વાનુમતે પસાર થઈ.

### ઠરાવ ૩ જો

નવી ધારાસભામાં હમારા તરફનો સભાસદ ખાસ હોવો જોઈએ. કારણ સરકારને પૈસા આપનાર અમેજ છીએ. અને નામદાર સરકારની નજરમાં અમારા તરફથી લાવવા જેવી ઘણી બાબતો છે એવી દરખાસ્ત રા દેસાઈ ખુસાલભાઈ રેવનદાસે મુકી હતી રા. દુર્લભભાઈ અને પટેલ સાકરલાલ તરફની અનુમોદન મળતાં સર્વાનુમતે પસાર થઈ.

### ઠરાવ ૪ થો.

પુનાની કોલેજ જેવી ખેતીવાડી કોલેજ ગુજરાતમાં કોઈપણ અનુકૂળ જગ્યાઓ સ્થાપવા અને વરસાદના અનિયમીતપણાથી ખેતીને નુકસાન થાય છે. માટે નેહેરો વગેરે બાંધકામ કરવામાં વિશેષ ખરચ કરવા તેમજ નામદાર, ગાયકવાડની માફક બાળલગ્ન પ્રતિબંધક અને ફરજીયાત કેળવણીનો કાયદો કરવાની નામદારા સરકારને વિનંતી કરવામાં આવે છે. એવી દેસાઈ ખુશાલભાઈ રેવનદાસ તરફથી દરખાસ્તો મુકવામાં આવી તેને પટેલ ડાહ્યાભાઈ ઝરીવાળા તરફથી અનુમોદન મળતાં સર્વાનુમતે પસાર થઈ.

### ઠરાવ ૫ મો.

આ પરિષદ વધતા જતા વૈભવ તથા કૃત્રિમ નકલોથી બચવા અને દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા સર્વને ભલામણ કરે છે. સદર દરખાસ્ત મી ડાહ્યાભાઈ ઝરીવાળા તરફથી મુકવામાં આવી હતી. તેને રા. પટેલ વ્રજભુખણદાસે ટેકો આપતાં પસાર થઈ.

### ઠરાવ ૬ ઠો.

મરણ પાછળનો શાસ્ત્ર વિરૂધ રોવા કુટવાના રીવાજ તરફ આ પરિષદ ધીક્કારની નજરથી જુવે છે અને તે રીવાજ ઓછો કરવા ખાસ ભલામણ કરે છે. આ દરખાસ્ત પટેલ પુંજાભાઈ તરફથી મુકવામાં આવી હતી. તેને પટલે નારાયણભાઈ ગોકળભાઈએ અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર થઈ.

### ઠરાવ ૭ મો.

આ પરિષદ નામદાર ગાયકવાડે બાળલગ્ન પ્રતિબંધક તથા ફરજીયાત કેળવણીનો કાયદો કરી. આપણી જ્ઞાતિને સુધારવા જે પ્રયત્ન લીધા છે તે માટે તે નામદારનો આભાર માને છે અને ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે કે તે નામદારને એવા લોકોપયોગી કામ કરવા પુર્ણ શક્તિ અને દીર્ધયુગ અર્પો એવી દરખાસ્ત રા. અમીન ગોરધનભાઈ તરફથી મુકાઈ હતી. અને દેશાઈ મથુરભાઈએ ટેકા આપતાં તે પસાર થઈ હતી.

### ઠરાવ ૮ મો.

મરણ પાછળ કરજ કરી ખરચ કરવા નહીં. સુરત જીલ્લાના પાટીદારોએ વર્ષ ૧ થી એક દિવસ વરો કરવો અને તેમાં પણ ગોળજ વાપરવો જેથી ખર્ચ પણ ઓછો થાય અને ધર્મ પણ સચવાય, તેમજ દેશ દાઝ પણ બતાવાય એવો ઠરાવ કર્યો છે ને તે પ્રમાણે ચાલે છે. ન્યાતવરાઓ કરવા નહિ અને કરે તો એકજ દિવસ ગોળ વાપરીને કરવો. આ ઠરાવ તરફ આ પરિષદ સંપૂર્ણ રીતે પોતાની સહાનુભૂતિ પ્રદર્શીત

કરે છે. અને બીજા ભાગોમાં અનુકરણ કરવા ભલામણ કરે છે. એવી દરખાસ્ત રા. ગોવીંદભાઈ તરફથી મુકવામાં આવી હતી તેને પટેલ દુર્લભભાઈ તરફથી અનુમોદન મળતાં તે સર્વાનુમતે પસાર થઈ હતી.

ઠરાવ ૯ મો.

આપણી જ્ઞાતિમાં કેળવણી ઘણી જ પાછળ છે, આ પરિષદ ભલામણ કરે છે કે દરેક માણસે શક્તિ પહોંચે ત્યાં સુધી પોતાના બાળકને કેળવણી આપવી આ વસ્તીગૃહ (બોર્ડિંગહાઉસ) સ્થાપવા બનતા પ્રયત્ન કરવા એવી નવસારીના કેળવણી ખાતાના ડેપ્યુટી ઈન્સ્પેક્ટરમી પ્રેમાનંદ તરફથી દરખાસ્ત મુકવામાં આવી હતી તેને રા. રામભાઈએ અનુમોદન આપતાં તે પસાર થઈ હતી.

ઠરાવ ૧૦ મો.

પરિષદના નિભાવ માટે અને તેમાં બીજા કાર્યો માટે કમીટી નીમવામાં આવી છે તેના પેટ્રન તરીકે ઓ સરદાર પુરૂષોત્તમદાસને નીમવામાં આવે છે એવા દરખાસ્ત પરિષદ સેક્રેટરી કુંવરજી તરફથી મુકવામાં આવી હતી તેને રા પટેલ વસનજી તરફથી અનુમોદન આપવામાં આવ્યું હતું.

આ દરખાસ્ત મુક્યા પછી પ્રેસીડેન્ટે જણાવ્યું કે આ પદને યોગ્ય આપણા ઉપર રાજ્યકર્તા રાજા હોવા જોઈએ જેથી પાટીદાર સર્વભોમ રાજ્ય બ્રીટીશ રાજ્ય નીચે અને દેશી રાજા નામદાર ગાયકવાડના રાજ્યમાં વસે છે તેવી તે બંને રાજ્યના રાજા પેટ્રન હોવા જોઈએ તો બોમ્બે પ્રેસીડેન્ટસીના નામદાર ગવર્નર થા નામદાર ગાયકવાડ સરકારને પેટ્રન નીમવા આવી દરખાસ્ત મુકતાં તે પસાર થતાં તે બંને રાજ્યકર્તાઓને આ પદ સ્વીકારવા તેમને પ્રેસીડેન્ટે વીનંતી કરવી અને તે બંને રાજ્યકર્તા આ પદ સ્વીકારવાની કૃપા કરે ત્યાં સુધી મુળ દરખાસ્ત કાયમ રહેશે એવો ઠરાવ કરવામાં આવ્યો છે.

ઠરાવ ૧૧ મો.

આપણી કોમમાં જે જે વિભાગ પડી ગયેલા છે તેને એકત્ર કરવા આ પરિષદ અંતઃકરણથી ઈચ્છા રાખે છે, એવી દરખાસ્ત રા. નાનાભાઈ તરફથી મુકતાં રણછોડભાઈ તરફથી અનુમોદન મળી તે પસાર થઈ હતી.

ઠરાવ ૧૨ મો.

કન્યાવિક્રય તરફ આ પરિષદ ધીક્કારની નજરથી જુએ છે અને જ્યાં તે હોય ત્યાં તેનો અટકાવ કરવાની ખાસ ભલામણ કરે છે, એવી દરખાસ્ત અમીન ગોરધનદાસ તરફથી મુકાતાં તેને રા. દુર્લભભાઈ તરફથી અનુમોદન મળી સર્વાનુમતે પસાર થઈ.

ઠરાવ ૧૩ મો.

વીવાહ કરતી વેળા છોકરી કરતાં છોકરાની ઉંમર નીદાન ચાર વર્ષ વધુ રાખવા આ પરિષદ ખાસ ઈચ્છા રાખે છે અને દરેક પાટીદાર બંધુને ભલામણ કરે છે કે આ સલાહ કોઈપણ વખત વીસરવી ન જોઈએ એવી દરખાસ્ત પટેલ પ્રેમાનંદભાઈ તરફથી મુકાઈ હતી તેને પટેલ નરસીંહભાઈએ અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર થઈ હતી.

આ પ્રમાણે ઠરાવ કરવાનું કાર્ય પુર્ણ થયા પછી રા.બા. ગોવીંદભાઈ રા.બા. ગોપાળદાસ, શ્રી નગીનદાસ, શ્રી ખુશાલદાસ ગોપાળદાસ શ્રી મોતીભાઈ નરસીંહભાઈ અમીન, શ્રી નરસીંહભાઈ ઈશ્વરભાઈ, શ્રી મગનલાલ ચતુરભાઈ બી.એ. એલ.એલ.બી. શ્રી મયુરભાઈ બેરીસ્ટર શ્રી મુળજીભાઈ જેઠાભાઈ શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ શ્રી રાવજીભાઈ રા.બા. કાળીદાસ વિગેરે પુરુષોની સહાનુભૂતીના આવેલા પત્રો વાંચી સંભળાવવામાં આવ્યાં હતાં ત્યાર બાદ ર. પુંડરીક વગેરેના આવેલ નિબંધો વાંચવામાં આવી બીજા દિવસનું કાર્ય પુર્ણ થઈ તા. ૧૭મીએ પરિષદ મુલતવી રહી હતી.

### ત્રીજા દિવસની બેઠક

તા. ૧૭-૧-૧૯૧૦

આજનો છેલ્લો દિવસ હતો, આજે સવારે આઠ વાગે પરિષદ ભરાઈ હતી તેમાં પ્રથમ પ્રમુખ આ. સરદાર પુરુષોત્તમદાસનો સ્વા. ત કમિટી તરફથી અને અબ્રામા ગામના લોકો તરફથી માનપત્ર આપવામાં આવ્યાં હતાં ત્યાર બાદ કમિટીએ પ્રેસીડેન્ટનો આભાર માન્યો હતો અને વોલંટીયર વગેરે કાર્ય કર્તાઓનો આભાર પ્રદર્શીત કર્યો હતો. આ વખતે દ્વીતીય પરિષદ કયાં ભરાશે તેનો વિચાર ચાલતો હતો. પણ તુરત નક્કી થઈ શકયું નહિ તેથી પાછળથી જાહેર કરવાનું ઠર્યું ત્યાર બાદ રા. પ્રવર્તક સરસ્વતિ, શ્રીમાન પંડીત બદ્રીદત્ત, શ્રીમાન શાસ્ત્રી મણીશંકર શાસ્ત્રી રા. કલ્યાણજી વગેરેએ વ્યાખ્યાન આપ્યાં હતાં અને ૧૦ વાગે સભાનું કાર્ય પૂર્ણ થયું હતું.

તુરત જ ૧૦ વાગે પ્રેસીડેન્ટે ખાસ કારણસર જવાની જરૂરીયાત બતાવી તેથી તેઓને પુરતા માન સાથે જયઘોષના પોકારોથી વિદાયગીરી આપવામાં આવી.

### બપોરના એક વાગે મળેલો વાંઝ પાટીદાર સમાજ

પરિષદનું કાર્ય પૂર્ણ થયા પછી બપોરે એક વાગે વાંઝ પાટીદાર સમાજ મે. પ્રેમાનંદભાઈ પ્રમુખપણા હેઠળ મળ્યો હતો જે વખતે આશરે ત્રણસો માણસની હાજરી હતી તેમાં પ્રવર્તક સરસ્વતિ, પંડીત બદ્રીદત, શ્રીમાન શાસ્ત્રી મણીશંકર શ્રીમાન જયકૃષ્ણદાસ ભક્ત, શ્રીમાન મયુરભાઈ, રા. કલ્યાણજી પટેલ રા. વિજભુષણદાસ નરોત્તમદાસ પાલ વગેરેનાં વ્યાખ્યાન થયાં હતાં ને સાંજે પાંચ વાગે કાર્ય પૂર્ણ થયું હતું.

### અભિનન્દન.

છેલ્લી એલ.એલ.બી. પહેલી એલ.એલ.બી, અને બીએની માનવંતી પરિક્ષામાં નીચે જણાવેલ મહાનુભાવો પાસ થાય છે તેમને હમો શુદ્ધ અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. પરમકૃપાળુ સર્વેશ્વર જગતનિયંતા પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે તેઓની શુભ ઇચ્છાઓ ફળીભૂત થાવ અને વધુ અભ્યાસમાં સહાયતા કરો.

#### છેલ્લી, એલ.એલ.બી.

| | |
|---|---|
| રા. રા. કીશોરભાઈ અજુભાઈ પટેલ | ધર્મજ |
| રા. રા. પુરુષોતમ વાઘજીભાઈ પટેલ | ધર્મજ |

૧. ભય ચિંતાનો નાશ કરી દૈવી ગુણો હૃદયાકાશમાં ભરો કે જેથી જ્ઞાનની જ્યોતિ પ્રગટ થઈ અંધકાર નાશ પામે.
૨. આત્મ શ્રદ્ધા ઉપર વિશ્વાસ રાખો: પારકા પગે ચલાય નહિ.
૩. આત્મના બાળ વડે મનોબળને પ્રેરણા થાય છે, તો તે મનોબળને કેળવો કે જે મગજમાં પડી રહેલી ગુપ્ત શક્તિયોને ખીલવે.
૪. શારીરિક બળ ઉપર ઘણું ધ્યાન આપી, બાળ લગ્ન રૂઢીનો નાશ કરો.
૫. માનસિક બળ મેળવવા માટે અનેક પ્રકારનું કળાકૌસલ્યનું જ્ઞાન મેળવી તેનો ઉપયોગ કરો કે જેથી નૈતિક બળનો વધારો થઈ ધારેલી ઉમેદ પાર પડે.
૬. આપણા પરમ પ્રિય નેતા નામદાર મહારાજા સાહેબની ઉદાર વૃત્તિનો દાખલો લઈ જન હિતનાં કાર્ય કરવાં જોઈએ.
૭. સારાસારનો વિચાર કરી ઐક્યતા રાખી ખોટી રૂઢીઓને નાબુદ કરવી જોઈએ.

ઉપર પ્રમાણ એકાદશ મૂળ તત્વો સંબંધે વિચાર થઈ જેટલે અંશે તે નિયમોનું પાલન થશે, તેટલે અંશે આપણી ઉન્નતિ થયા વિના રહેશે નહિ. આપણે પરમેશ્વર પાસે માગીશું કે ભારત ભૂમિની ઉન્નતિ વહેલી થવાને આપણામાં તેવું બળ આપો એવી પ્રાર્થના કરી આ વિષય માટે વિરમું છું.

મુ, કંડારી તા. કરજણ લેખક

માસ્તર ઝવેરભાઈ જીજીભાઈ પટેલ.

## પ્રથમ પાટીદાર પરિષદના પ્રમુખ ઓ. સરદાર બહાદુર પુરૂષોત્તમદાસ વિહારીદાસ દેસાઈનું ભાષણ.

પ્રિય જ્ઞાતિ બંધુઓ અને ગૃહસ્થો ?

આ પ્રથમ પાટીદાર પરિષદનું પ્રમુખસ્થાન આપી આપે મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે. જ્ઞાતિબંધુઓના માન કરતાં જગતમાં બીજું કયું મોટું માન હોય ? આપણી આર્ય પદ્ધતિએ જ્ઞાતિ સાથેનો અમુક વ્યક્તિનો સંબંધ ઘણો પવિત્ર ગણાય છે, અને જ્યારે આવા પવિત્ર સમુહની એવી ઇચ્છા થઈ કે એ અપૂર્વ માન મનેજ આપવું, તો એને હું મારૂં પરમ ભાગ્ય સમજું છું.

ગૃહસ્થો ? ચરોતરની પાર રહ્યા છતાં ચરોતરના તમારા એક બંધુ ઉપર આવો ભાવ દેખાડો છો તે એક અત્યંત હર્ષ પામવા જેવું છે. તમને જણાશે કે આવો આપણો ઐકય ભાવ અને ભ્રાતૃભાવ અંગ્રેજ સરકારના રાજ્ય પૂર્વ ભાગ્યે જ સંભવિત હતો. અંગ્રેજ સરકારના રાજયની સ્થાપના થયા પછી શાંતિનો સમય આવ્યો.

છૂટાં છવાયાં ગામો એક રાજની સંકલનામાં ગુંથાવા લાગ્યાં, અને એ શાંતિના સમયમાં કેટલેક અંશે આપણી ખેતીમાં સ્થિરતા આવી, અને તેને અંગે વૃદ્ધિ થવા લાગી જ્ઞાનાંજનથી ખુલેલી આંખે સંકુચિત વિચાર વિસ્તારને પામ્યો અને આપણા હૃદયમાં આપણા પોતાના કુટુંબની સાથે આપણાં શહેર, આપણા જીલ્લા, અને પ્રાંત કે દેશના

એકત્ર કુટુંબને સ્થાન મળવા લાગ્યું. આપણો વિસરાઈ જતો ધર્મ પણ ધીમે ધીમે જાગૃત થઈ પ્રત્યક્ષ થવા લાગ્યો અને હવે ઘણા આનંદની સાથે આપણા સ્વાર્થને દેશના કે જ્ઞાતિના બહુ માણસોના અર્થ સાથે સમાન ગણવા લાગ્યા. અને યોગ્ય પ્રસંગે તો તેનાથી ઉતરતો પણ ગણવા લાગ્યા છીએ આપણી આટલી શરૂઆત એ આપણા ભવિષ્યની ઉન્નતિનું એક સારૂં ચિન્હ છે, અને કેટલેક અંશે એ ઉન્નતિના મુખ્ય સાધન રૂપ છે. અંગ્રેજ સરકારના સુદૃઢ રાજ્યે સ્થાપેલી શાંતિનું આ પરિણામ છે અને તેને માટે આપણે સરકારનો બહુ જ આભાર માનવો ઘટે છે.

ગૃહસ્થો ! આપણો ધંધો મુખ્યત્વે કરી ખેતીનો છે અને તેને માટે સૃષ્ટિના નિયતા શ્રીહરિએ કર્મની ગતિ અનુસાર સાધનો બક્ષેલાં છે. અને શ્રી સરકાર પણ તેમની બુદ્ધિ, શક્તિ અનુસાર બને તેટલાં સાધનો જોડે છે. પરંતુ ભાઈઓ સાધનો ગમે તેટલાં હોય તોપણ તે સાધનોનો યોગ્ય ઉપયોગ કરનારની વિવેક શક્તિ વિના તેમાંથી ફળની પ્રાપ્તિ થતી નથી. એ વિવેક બુદ્ધિ વિદ્યાથી સંપાદન થાય છે. ઘણીક વખત એમ કહેવામાં આવે છે કે ખેતીમાં તો જાણવાની કંઈ જરૂર નથી, તો પછી નકામો છોકરાને ભણાવી નબળો શા માટે કરી નાંખવો ? આ વિચાર તદ્દન ભૂલ ભરેલો છે. હવે સર્વ કોઈ કબૂલ કરશે કે વિદ્યાની સર્વ ધંધામાં જરૂર પડતી જણાય છે. અભણ ખેડૂત જેવી ખેતી કરી શકે તેના કરતાં ભણેલો ખેડૂત દશ ગણી સારી ખેતી કરી શકશે ભણેલો ખેતીમાં ટેવાયેલો નહિ હોવાથી પ્રથમ એને જરા અઘરૂં લાગશે, પરંતુ તેનું કામ બુદ્ધિ અને વિચાર પૂર્વક હોઈ દશ ગણું સારૂં અને સંગીન થશે. ઢોર ચરાવવામાં પણ બુદ્ધિનું કામ પડે છે. એક પૂળાની ચાકી ખડકવી હોય છે તો પણ ખેડૂતો હોશિયાર ખેડૂતને ખોળી લાવે છે, ત્યારે કામ સરે છે. અનાજને તથા ખેતીની બીજી ઉપજને કયાં અને કેવી રીતે વેચવી તેમાં પણ બુદ્ધિનો ખપ છે. વિદ્યા શું કરી શકતાં નથી ? કાટથી ખવાઈ ગયેલા મગજના ઉપર કેળવણીનો કસ ચઢતાં એ શુ કરી શકતા નથી ? કાટથી ખવાઈ ગયેલા મગજના ઉપર કેળવણીનો કસ ચઢતાં એ કાંચન સમાન દીપી નીકળશે. આપણી આજુ બાજુ નજર કરતાં પ્રત્યક્ષ થશે કે વેપારી વર્ગના લોકો ઉપર આપણે કેટલીક બાબતમાં જરૂર કરતાં વધારે આધાર રાખવો પડે છે. શું તમારા કરતાં એ લોક વધારે શરીર મહેનત કરે છે ? ના તેમ નથી. છતાં આપણી મહેનતનો મોટો લાભ તેઓ મેળવે છે. એ પરિણામ કેળવણીનો એ દોષ નથી. એ દોષ તો ચિંતા અને ખોરાક વગેરેનાં પૂરતાં સાધનોની ન્યૂનતાનો છે. ગામડામાં જ્યાં હવાપાણી ઘણાં સ્વચ્છ હોય ! જ્યાં દૂધ, ઘી પુષ્કળ મળવાનો સંભવ હોય, ત્યાં કેળવણી કદી શરીરને નિર્બળ કરી શકતી નથી માટે એવો ખોટો વહેમ તમારે કાઢી નાંખવો જોઈએ. કેળવણીથી માણસની દૃષ્ટિ લાંબી વધે છે. વિદ્વાનને ચાર આંખ હોય એમ આપણામાં માન્યતા છે. તે પ્રમાણે એ આગળ પાછળ સર્વત્ર જોઈ શકે છે. ટૂંકામાં વિદ્યાથી માણસ જન્મ લઈને મેળવવાના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ મેળવી શકે છે. માટે જ્યારે આજુબાજુ બધે કેળવણીનું જોર વધતું ગયું ત્યારે હજુ આપણા વર્ગમાં તેનો પ્રચાર થતો

જણાતો નથી. એ જાણી અતિસય ખેદ પ્રાપ્ત થાય છે.

તમે કાંઈ વિદ્યા સંપાદન કરી પોતાની મેળે. વિચાર કરતા થશો તો તમને જણાશે કે ખેતી એકલીનાજ ઉપર કોઈ દેશનું પોષણ થઈ શકતું નથી. ખેતીનાં સાધનો ગમે તેટલાં પુરતાં કરવામાં આવશે તોપણ બધી ખેડવા યોગ્ય જમીનમાં પીન કરવાના સાધનો પૂરાં પડી શકે તેમ નથી, અને વરસાદના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાશે નહિ. એટલે ખેતીના અંગના બીજા ધંધામાં તમારે નજરે ઘાલવાની જરૂર પડશે જ; અને તેવા ધંધા માટે પણ કેળવણીની ખાસ આવશ્યક્તા છે. આપણી ખેતીમાંથી કેટલીક એવી ચીજો હાલમાં નકામાં જેવી નાંખી દઈએ છીએ તે સર્વ વસ્તુઓ જ્યારે રસાયનિક જ્ઞાનનો વધારો પ્રચાર થશે સોનાની થઈ પડશે. આવા ખેતીના અંગના ધંધા ખીલવવામાં પણ હવે જીવ ઘાલવાનો વખત આવી પહોંચ્યો છે.

આપણી આર્થિક સ્થિતિ ઉપર ઘણું ઘણું કહેવાનું છે, છતાં એ સર્વને વિષે સવિસ્તર બોલવાનો અહીં પ્રસંગ નથી હું માત્ર સહેજ આજ ખેતીના સંબંધે આટલોજ ઇસારો કરી હવે આપણી સંસાર સ્થિતિ ઉપર તમારી નજર નાંખવાને તમને વિનંતિ કરીશ.

આપણા સંસારી સુખનો આધાર આપણી સ્ત્રીઓના ઊપર છે. ધાર્મિક લગ્ન એ આ સુખમાં મહત્ત્વનો ભાગ લે છે, અને ભરૂચ, સુરત જિલ્લામાં વસતા પાટીદારોનો અને બીજા ખેડૂત વર્ગનો મને વધારે પરિચય નથી. છતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે આવા લગ્ન સંબંધી રૂઢીમાં ચરોતરને આ જીલ્લામાં ઘણો જ મહત્ત્વનો ભેદ છે. બન્નેની સંસારિક રૂઢીઓમાં એટલી વિષમતા છે કે કોઈ માણસને સહેજ એવી શંકા થાય કે ચરોતરના પાટીદારોને આ જીલ્લાના પાટીદારો સાથે ભાગ્યે જ કોઈ પ્રકારનો સંબંધ હશે. અને વખતે આવી વિષમ અવસ્થાને લીધે તેમજ વિદ્યાની વિષમતાને લીધેજ ઉભયની એક્તા સધાઈ નહિ હોય લગ્ન એ ચરોતરમાં અભેધ અને પવિત્ર સંબંધ ગ્રંથી સ્વીકારાયલી છે, ત્યારે આ દેશમાં એ ગ્રંથીમાં ઘણ શિથીલતા જણાય છે. હવે આપ જરા ઉંડી નજર કરશો તો સમજાશે કે લગ્નની ઉચ્ચતા તે કેવળ ઉચ્ચ વિદ્યા, અને ઉચ્ચ વિચારનું પરિણામ છે. આર્ય ધર્મની મહત્તાના જ્ઞાન અને વ્યવહાર ઉપર ઉચ્ચ લગ્ન ગ્રંથીનું બંધારણ રચાયું છે, અને કેવળ ઉચ્ચ આત્માની ઉર્મિઓમાં સમાપ્ત થતો આ સંસાર નથી, પરંતુ ભૌતિક સંબંધમાં પણ આ લગ્ન વ્યવહાર ઘણો જ સુખદ જણાયો છે.

સદરહુ પ્રકારના સંબંધમાં પતિ પત્ની મરણાન્ત સુધી એક બીજાના સુખદુઃખના સાથી બની પોતાની આશા નિરાશાનું તંત્ર જીવનમાં એક જ વખત છે. અને એક બીજાના સુખદુઃખમાંજ અન્યનું સુખદુઃખ સમાઈ રહ્યું છે એમ સમજી જીવન પ્રવાહ વહેવરાવે છે. આવી રીતથી મરણાન્ત સુધીની પવિત્ર ભાવનાથી પતિપત્ની ઠેઠ સુધી એક બીજાને નિભાવી લેતા શીખી પોતાની કામનાને સહેજ અંકુશમાં રાખતાં શીખે છે. એક બીજાના ઉપર સહચરી ભાવને વિના જાણ્યે કેળવતાં જાય છે. પોતાની ગૃહસ્થ વ્યવસ્થામાં પત્નીના ઉપર પતિનો સંપૂર્ણ વિશ્વાસ રહે છે, અને અન્યોન્યાશ્રય ભાવના પ્રકટાતાં પ્રેમની ઉર્મિનાં અંકુર ફૂટે છે. ધર્મની ભાવના ગાઢ થતી જાય છે અને વિષયની તેમજ અન્ન ઐહિકભોગની

વાચ્છના આવા પવિત્ર સંબંધમાં ઘણે ભાગે શિથિલતા પકડે છે. જીવનનું કેન્દ્ર જ્યારે એક જ વ્યક્તિમાં સ્થિર થાય છે ત્યારે મનનું ચાંચલ્ય ધીમું પડી જઈ વૃત્તિઓમાં એકાગ્રતા ઉત્પન્ન થાય છે આવા સંસારના વિલક્ષણ ભાવની ઘટમાળનો મનોહર સંસાર રચનાં એક માનું કુટુંબ કોઈ એવા અનિષ્ટ સંકટને અભાવે આનંદમાં પોતાનું જીવન પૂર્ણ કરે છે.

જ્યાં આગળ નાતરાંની સ્વાર્થ ભરી ભાવના ઉપર જ સંસાર રચાયેલો હોય છે. ત્યાં કન્યા વિક્રયની રિવાજ દાખલ થાય છે. વિધવાને એનાં માબાપ પૈસા અર્થે બીજા પતિને વેચવાનો વિચાર રાખે છે. પૈસા લઈને જો નાતરૂં કરી વિધવા પુત્રીને આપી દેવાય તો તો પછી પૈસા લઈને કન્યાને પરણાવવામાં માબાપને શો બાધ નડી શકે ? મનુષ્યનો વ્યવહાર પૈશાચિક વ્યવહારમાં સંક્રન્તિ પામતાં વાર લાગતી નથી. જે લોકને મધમાંસ જોતાં જ થરથરાટ વછુટવો જોઈએ તે લોકો કન્યા રૂપી પોતાનાં શરીરને પૈસા માટે વેચે છે એના કરતાં વધારે શું ત્રાસદાયક અને આશ્ચર્યકારક હોઈ શકે ? જે બાળકને મહા મહેનતે અને લાડ લડાવી નાનપણથી મોટા કરવામાં આવે છે તે બાળકને કેવળ પૈસા અર્થે ગમે તેવા ધણીને સ્વાધીન કરવામાં આવે એ શું માબાપની નિર્દયતા નથી ? ઘણે ભાગે આવા રિવાજમાં નાતરાનો પ્રચાર પુષ્ટિ આપે છે, કારણ કે આવી જાતિમાં વૈધવ્યના પરિણામે બીજા ધણીને દેવાનો ચાલ હોવાથી માબાપને પોતાનું છોકરૂ ગમે તેવા માણસને આપતાં જરાપણ આંચકો લાગતો નથી. કેટલીક વખત કન્યા વિક્રય કન્યાની અછતને અંગે કરવામાં આવે છે. અને આવા કારણને અંગે કરવામાં આવે તો કન્યા વિક્રય નાતરીઓ કરતાં નાનાતરીઆ નહિ એવી જ્ઞાતિએ સુધાગ એક દષ્ટિએ ઘણા સારા છે. અને સરકાર ધીમે ધીમે પ્રજાને રાજ્ય કર્યા ભારમાં હવે ભેળવતા જાય છે એ ઘણી આનંદની વાત છે. હિંદુસ્તાનની પ્રજાને આને માટે સરકારે સદાને માટે આભારી કરી છે. આ સુધારા પરિપૂર્ણ છે એમ સરકાર પોતે પણ માનતી નથી. એટલે એના સંબંધે આપણી જ્ઞાતિની દૃષ્ટિએ શું કહેવાનું છે તે સરકારને આપણે કહેવું જોઈએ. સરકારે કોઈ કોઈ કોમને ખાસ હક આપવાનું ધોરણ સ્વીકાર્યું હોય એમ પ્રતિત થાય છે. તો આ ધોરણને અનુસરી આપણે એમાં કાંઈ બોલવાનું કારણ રહે છે જ્યારે એવું ધોરણ સરકારે સ્વીકાર્યું છે ત્યારે આપણે કહેવું જોઈએ કે હિંદુસ્તાનનો ખેડૂત વર્ગ ખાસ લક્ષ આપવા યોગ્ય બીજી કોમો કરતા કોઈ રીતે ઓછો અગત્યનો નથી. નામદાર લોર્ડ કર્ઝન સાહેબે કહ્યું હતું કે સરકારની મહેસુલનો ઘણો મોટો ભાગ આ વર્ગજ આપે છે. અને એશી ટકા જેટલી આ દેશની વસ્તી ખેતીના જ સાધન ઉપર આશ્રિત છે તો વર્ગની આવશ્યક્તા સ્વીકારવાનું સરકારની લક્ષ બહાર રહ્યું હોવું જોઈએ અમુક રકમ સરકાર ધારા પેટે ભરતા હોય તેવા ખાતેદારોની કોન્સ્ટીટ્યૂસન્સી બનાવી આપણી કોમ તરફથી ધારા કાઉન્સીલમાં ઉત્તર ભાગનો એક મેમ્બર મોકલવાનો હક સરકારે આપવો જોઈતો હતો.

લોર્ડ મેસ્લીએ પણ રીફોર્મ ઉપર આપેલા પ્રથમ ભાષણમાં એ સંબંધી ખાસ ઇસારો કર્યો હતો, અને તે વચન ઉપર આધાર રાખી આપણે આજ સુધી રહ્યા હતા. પરંતુ અમલમાં મૂકતી વખતે આપણને વિસારી મૂક્યા એથી એક મોટો અન્યાય થયો છે.

આપણી મુશીબતો એવી છે કે આપણો પોતાનો માણસજ સરકાર સન્મુખ નીડરપણે અને સારી રીતે મૂકી શકે. સરકાર પોતાનીજ દૃષ્ટિથી આપણી મુશીબતો ઉપર ધ્યાન આપે છે. અન્ય વર્ગના લોકો શુભ ઇચ્છા વાળા હોવા છતાં પ્રયત્ન વડે પણ આપણા દુ:ખનો સંપૂર્ણ ચિતાર જાણી શકતા નથી. અને જ્યારે રાજ્યના કાર્ય ભરમાં આપણા હિતા હિતના ઘણાં પ્રશ્નો ઊભા થવાનો સંભવ છે. ત્યારે આવી સ્થિતિમાં હિંદુસ્તાનનો ખેડૂત વર્ગ જો અગત્યતા વાળો વર્ગ નહિ ગણાય તો પછી બીજા વર્ગનો અગત્યનો વર્ગ ગણવો એ સમજવું મુશ્કેલ છે.

ગૃહસ્થો, કેવળ દોષ અને મુશીબતો ગણવા બેસતાં તો ઉજળી ભવિષ્યની બધી આશાઓ નાશ પામી જશે. જ્યારે આપણી આજુબાજુ નવા યુગની-નવા જીવનની શરૂઆત થઈ છે ત્યારે આપણે દોષનેજ જોઈ બેશી રહેવાનો સમય નથી. આગળ ધપતી આખા દેશની પ્રજા સાથે ઉંચી કેળવણી લઈ ઉંચા હૃદય ભાવથી આપણું જીવનપવિત્ર કરી એક્તામાં જોડાઈએ એજ પ્રભુને આપણી પ્રાર્થના છે. અંદર અંદરના દ્વેષ વિખવાદ ભૂલી જઈ આખી પ્રજાનું ઐક્ય સાધી વધારવાનું સામર્થ્ય આપો એવી ઈશ્વર પાસે યાંચના છે.

વળી અમુક જ્ઞાતિ નિર્બળ થવાનું કારણ મુખ્ય ભાગ્યે જ્ઞાતિઓમાં નાનાં નાનાં તડો પાડી નાખવાથી કે એક ન્યાતમાં પેટા ન્યાતોના બંધારણથી થાય છે. અથવા કેટલેક અંશે ખોટા કુળ વિચારને માથે આવા પાપનો ભાર ચઢે છે. લગ્ન કરવા માટેનો પ્રદેશ હાલના કરતાં ઘણો બહોળો કરવાની જરૂર છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આખી આર્ય પ્રજા માત્ર ચાર મુખ્ય જ્ઞાતિઓમાં વહેંચી નાંખવામાં આવી છે અને આ મોટી અને વિશાળ ચાર જ્ઞાતિઓમાં લગ્ન કરવાની શાસ્ત્ર દૃષ્ટિએ સંપૂર્ણ છૂટ છે. કોણ જાણે કેવા પાપથી આ વિશાળ જ્ઞાતિઓ હાલમાં છે તે પ્રમાણે છે કે સંકડાઈ ગઈ ? મોટાઈના, કુળાભિમાનના, ઈર્ષા ભાવના કે સારા નરસાની અત્યંત ઝીણી દૃષ્ટિના ધોરણે આ પાપે આપણામાં ઘણા વખતથી વાસ કર્યો છે. આપણે સર્વેને આ સંબંધમાં ચેતવાનો વખત આવ્યો છે અને આવે પ્રસંગે પણ ધીમે ધીમે આપણા એવા સાંકડા વિચારને ઉદાર કરતા નહિ જઈએ તો એકઠાં થયેલા પાપના ભાર તળે કરાયેલા આપણી બુદ્ધિ છેવટે આપણને પાયમાલ કરી નાંખવા સમર્થ નીવડશે. જેમ બને તેમ અંદર અંદરના સર્વ ભેદ તોડી નાંખી કન્યા વ્યવહારનો આપણો પ્રદેશ વધારવાની ઘડી છે, અને પ્રાચીન કાળની પેઠે ગમે તે સ્થળેથી સરખી જ્ઞાતિ, ગુણ, વિદ્યા અને શુદ્ધ સંસ્કાર વાળી કન્યા લાવવાને કોઈ રીતે બાધ રહેવો ન જોઈએ. આપણા દેશમાં લાબે અંતરે વસતા જ્ઞાતિ બંધુઓના કુલાચાર વગેરે ઓળખવાનાં સાધનો પહેલાંના કરતાં વધારે અનુકૂળ છે એટલે વિવાહના કામમાં જાણી જોઈને છેતરાવાના પ્રસંગ પણ ઘણા જ થોડા રહેશે.

આ સ્થળે અમારા ચરોતરમાં આ છેલ્લાં આઠ દશ વર્ષથી ચાલતા સંકુચિતપણા વિષે બોલવું અનુચિત નહિ ગણાય અમારે ત્યાંના મુખ્ય તેર ગામમાં અમારો કન્યા વ્યવહાર સંકળાયો હતો, કારણ કે આચાર વિચારમાં ઘણે ખરે ભાગે આ ગામોમાં સમાનતા હતી. ત્યાર પછી કેટલાક સંજોગોથી વળી તેમાં ભેદ પડતાં છ ગામ

વાળાઓએ એકડા કર્યા અને પોતાનો ગોળ જુદો પાડ્યો. આનુ જોઈને આજુ બાજુના બીજા નાના ગામવાળાઓ આ તેર ગામમાં કન્યાઓ આપતા હતા. તેમણે પાછો પોતાનો ગોળ બાંધ્યો. આવી રીતની સંકુચિત દૃષ્ટિ છેક વધતાં વધતાં અન્યોન્ય પ્રતિ ઈર્ષા અને તેના પરિણામે વિવિધ પ્રકારના કજીઆઓ ઉત્પન્ન થાય તો તેમાં નવાઈ નથી. આવા પરિણામમાં દોષ ઉભય પક્ષે હશે પરંતુ મારી એવી નમ્ર વિનંતી છે કે આટલા થોડાક કાળના અનુભવથી જે શિક્ષણ મળ્યું છે તેનો લાભ લઈ હવે જે સંકુચિત વૃત્તિની શરૂઆત થઈ છે તે ઉભયને હાનિકારક હોવાથી બંધ થવી જોઈએ ભ્રાતુભાવની તુટી જતી લાગણીને ગમે તે યુક્તિએ બચાવી સમસ્ત ગુજરાતે એકતા ઉપર આવવાનો પ્રયત્ન કરવો જોઈએ અને આપણે સમજવું જોઈએ કે જે દુઃખ કહાડવાનું બ્હાનું કાઢી સંકુચિત વૃત્તિ કરી નાંખી હતી તે દુઃખમાં આવી વૃત્તિ યોગ્ય ઉપાય તરીકે બિલકુલ કામ લાગી નથી. માત્ર સારી કેળવણી એજ સર્વ રોગનો ઉત્તમ પ્રતિકારક છે, અને જેમ બને તેમ ઉતાવળથી આ કીમીયાનો ઉપયોગ આપણી જ્ઞાતિમાં છૂટથી થવાની જરૂર છે.

કુળના કેટલાક ખોટા વિચારે આ કન્યા વિક્રય જેવા એક બીજા રિવાજને ઘણી કરી જ્ઞાતિઓમાં ઘુસાડી દીધો છે અને તે પહેરામણીની બાબતમાં છે જેને કુલીન કુટુંબ કહીએ છીએ તે બધી જ્ઞાતિઓમાં ગણ્યા ગાંઠયાં જ હોય છે. કન્યા માબાપને આધીન હોઈ સ્વભાવે જ માબાપનું એના ઉપર વધારે હેત હોય છે. અને સારાં માબાપ કેટલુક ખર્ચ કરી એને સુખી થાય એવે સ્થળે પરણાવવાની ઉત્કંઠા રાખે છે. હવે આ ઉચ્ચ વૃત્તિ ઘણી પ્રશંસનીય છે. પરંતુ ઘણી વખત ઉભય પક્ષે વિવેક રાખવામાં નહિ આવવાથી પરઠણનો રિવાજ દુઃખ ઉત્પન્ન કરે તેટલી હદ સુધી પહોંચી ગયો છે. જો સમાન યોગ્યતા વાળા કુટુંબોમાં લગ્ન સંબંધ બંધાય તો આ રિવાજનું દુઃખ ઘણે ભાગે ઓછું થઈ જાય. મહાભારતમાં કુલવિચાર ઉપર બોલતાં નીતિજ્ઞ વિદુરે કહ્યું છે કે તપ વડે કુળ પ્રાપ્ત થાય છે અને ધર્મથી કુળનું રક્ષણ થાય છે. એટલે નૈતિક પંથમાં ચાલતાં નીચ જીવના ઉપર અંકુશ રાખી નકારી વૃત્તિઓનું દમન કરતાં પુરુષનું કુલ બંધાય છે અનેતેવા સંસર્ગમાં ઉછરેલાં વરકન્યા કુલીનના સંસ્તરવાળાં લેખાય છે. પરંતુ જો એવા તપમાં ચુક પડે અથવા તેવા કુટુંબથી પરોપકારર્થે નિશ્ચિત કરેલો ધર્મ જળવાય નહિ તે ફળનો ક્ષય પણ થાય છે, અને એક વખતનો કુલીન તે નીચે કુળને પ્રાપ્ત થાય છે. આવી રીતનો જો વિવેક રાખવામાં આવે. અને કુલીન અકુલનની કીંમત આવા ધર્મ વાક્ય પ્રમાણે કરવામાં આવે તો ખોટે વિચારે દોરવાઈ પહેરામણીના રિવાજને દૃઢ કરનારલોક ઓછા થઈ જશે.

લગ્નના સંબંધમાં જે જે દેષ બતાવવામાં આવ્યા તે સર્વ દોષને કાઢવાનો સારો ઉપાય હું ઘણી વાર કહી ગયો તેમ કેળવણીના ઉપરજ છે; અને મારે કહેવું જોઈએ કે સંસારના સડામાં મૂળ કરી વસેલા આવા અજીત દોષો કાઢવા માટે પુરૂષના કરતાં સ્ત્રી કેળવણીનો વધારે પ્રચાર કરવાની અગત્યા જણાય છે. અમારા તરફ હવે સ્ત્રી કેળવણી તરફ લોકોનું ધ્યાન ખેંચાવા લાગ્યું છે. પરંતું અહીંના સંસાર ઉપર નજર કરતાં સહેજ જણાઈ આવે છે કે સ્ત્રી કેળવણી પુરૂષની કેળવણી કરતાં હજાર ગણી પછાત છે. અને

કશી છેજ નહિ એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી. આપણા બાળકોને માટે, આપણાં પોતાના જીવનને ઉત્કૃષ્ટ કરવા માટે, આર્થિક સ્થિતિ સુધારવા માટે અને દુનિયાના બીજા આગળ વધેલા દેશોની હરિફાઈમાં ક્ષણભર ઠકી રહેવાને માટે આ સર્વ રોગ વિદારક ઉત્ત ઉપાયમાં આપણું વિત ખર્ચાવું જોઈએ. આપણામાં જે કોઈ કીમીયાની કીંમત ન સમજતો હોય તેના ઉપર પણ ન્યાત કે સરકાર તરફથી ફરજીયાત કેળવણી નાખવા સુધી ઉપાય લેતાં અટકવાની બીક રાખવાની જરૂર નથી.

ગૃહસ્થો ! આ સભાના કાર્યક્રમમાં હું બાળ લગ્નનો વિષય પણ મૂકેલો જોઉં છું. ત્યારે આશ્ચર્ય લાગે છે કે અહીં એવા કયા સંજોગોમાં આવા રિવાજનો ઉદ્ભવ થયો હશે ! બાળલગ્નના રિવાજ ઉપર આખા દેશમાં હવે તો એક મત થયો છે કે જેમ બને તેમ વરકન્યાની ઉમ્મર વધારવી જોઈએ. શરીર સંપત્તિ સુધારવા માટે આવો સુધારો ઘણો અગત્યનો છે પરિપકવ ઉમરે થયેલાં સંતાન બળબુદ્ધિમાં અને હવે ? આ ઉભય સંપત્તિની દેશને જરૂર છે. સુધરેલા તમામ દેશોમાં આપણા અહીંના કરતાં વિવાહની ઉંમર વધારે છે અને કાંઈક રૂઢિબલે કંઈક લગ્ન પાછળ વધારે ખર્ચ કરવાની પડી ગયેલી ટેવને પરિણામે કે પછી યોગ્ય દંપત્તિનું ભેડું આગળથી રોકી મૂકવાની લુલુપ્તાએ આ રિવાજ હજુ સુધી ચાલ્યા જાય છે. આપણે સર્વે સમજીએ છીએ કે એને જેમ બને તેમ નાબુદ કરી નાંખવો જોઈએ. છતાં એ હજુ આપણને છોડતો નથી એ આશ્ચર્ય છે ! આવા સંબંધથી હાનિનું મા અને બાપ બન્નેને સંપૂર્ણ ભાન થશે ત્યારે આનો અંત જલદીથી આવશે.

મહોલ્લે મહોલ્લે અને ઉઘાડે છોગે રસ્તામાં રોવા કુટવાનો કઢંગો રિવાજ એટલો તો હાસ્યાસ્પદ છે કે કોઈ પણ વિચારક એનો બચાવ કરી શકે તેમ નથી. કોઈને આવી રીતનો તમાસો કરવો ગમે તેમ તો નથી. છતાં માત્ર બીજા લોક શું કહેશે તેની બીકને લીધેજ આ ચાલ હજુ પણ ચાલ્યો જાય છે. એ આનંદ પામવાની વાત છે કે આવા વિષયો ઉપર લોક પ્રથમના કરતાં હાલમાં વધારે સંમત છે.

આપણી કોમમાં તેમજ સાધારણ રીતે સર્વ કોમોમાં પુર્વે પ્રચારમાં નહિ તેવા એક વ્યસનની બૂમ વધતી જતી સંભળાય છે. એથી ખરેખર ખેદ પ્રાપ્ત થાય છે. માદક પદાર્થનો ઉપયોગ માણસ હમણાં હમણાં બહુ વધી ગયેલો જણાય છે અમારા તરફ + દારૂનો ઉપયોગ થતો જોવામાં આવે છે ત્યારે આ દેશમાં તાડી જેવી ચીજોનો વપરાશ બહુ વિસ્તારમાં થાય છે એમ જણાય છે. આવી માદક ચીજો બુદ્ધિ હીણ કરી એનો અમલ ઉતરતાં શરીરને સિથિલ કરી નાંખે છે આવા શિથિલ શરીર વાળા લોક સંસારને વધારે બગાડતા જાય છે અને ન્યાતમાં એના સંબંધમાં ઘણો ઘણાં સારો બદોબસ્ત થવાની જરૂર છે.

ગૃહસ્થો. ઉપરના દોષ નિવારણ કરી સંસારને આનંદમય કરવા માટે આપણે મહાભારત પ્રયત્ન કરવા પડશે, અને ગામે ગામ શાળાઓ, પુસ્તકાલયો અને બોર્ડિંગો સ્થાપી ઉછરતી પ્રજાની સન્મુખ ઉચ્ચ સંસારનાં ચિત્ર ખડાં કરવાની યોજના માથે વહોરવી પડશે અને તેવા કાર્યને માટે આ જમાનામાં નાણાંની મોટી મુડીની જરૂર પડશે. આવે પ્રસંગે મોટા ન્યાત વરા કરી જે પૈસો જમણ મોજ મજાહમાં વાપરવામાં

આવે છે તેને આ દિશામાં વાળવાની ઘણી જરૂર છે અને જ્ઞાતિના બંધારણમાં જે ઉપયોગી અંશ છે તે આવું કાર્ય સાધવામાં ખર્ચવા મારી તમને નમ્ર ભલામણ છે.

આવા આર્થિક સંસારની ધમાલમાં આપણે આપણો વેદ સનાતન ધર્મ વિસરી જવો જોઈતો નથી. આજકાલ ધર્મની શિથલતા ઘણી જ જગાએ જોવામાં આવે છે અને આર્થિક દષ્ટિના પ્રાધાન્યમાં ધર્મ કેવળ વિસરાઈ જતો જણાય છે. નીતિના ધોરણને ગૌણ સ્થાને નાખી દઈ હરેક પ્રકારે કાર્ય સાધવાની ઉત્કંઠા થઈ આવે છે. પરંતુ આપણો સર્વ વ્યવહાર શાસ્ત્રે નિર્ણિત કરેલા માર્ગે જ ચાલવો આવશ્યક છે. આપણી કેળવણીમાંથી ધાર્મિક શિક્ષણનો અંસ જતો રહેતાં ઘણાં નિંદ્ય કૃત્યો : આપણે ન્યુસપેપરમાં વાંચવાં પડે છે. આપણા દેશને નહિ છાજે એવાં દુષ્ટ કૃત્યોમાં આર્ય પ્રજાના કેટલાક છટકેલ મગજ વાળા યુવકો પ્રેરાતા જોઈએ છીએ ધર્મ એ સંસારના દરીઆમાં આપણા વહાણને સમતોલ રાખનાર દૈવી વજન છે, અને તેના વિના આપણા નાવને ઉત્શૃબલ પવનનો ઝપાટો ગમે તે વખતે ઉંધુ કરી નાખવાની બીક રહે છે. આપણા ગુરૂ, રાજા, અને માતા પિતા ઈત્યાદિ વૃદ્ધ અને વિદ્વાન પુરુષોના ભણી આપણો ભક્તિ ભાવ સદા રહેવો જોઈએ. અને આવા સદ્‌ગુણની સાથે રહેલો સંસારજ સુખદ અને આનંદમય નીવડશે.

(એ ઉપરાંત ઘણી ખરી જાણવા લાયક બાબતો સહિત હાલમાં સરકારે દાખલ કરેલા નવા રાજકિય સુધારા સંબંધ બે બોલ કહી મહેરબાન પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ પૂરું કર્યું હતું.)

### દુઃખ સહન કરવું એ, દુઃખને જીત્યા બરાબર છે.

ધીમે ધીમે સહન શક્તિ એટલે સુધી વધારવી કે કોઈપણ જાતના હલકામાં હલકા અથવા ગંભીરમાં ગંભીર દુઃખથી પણ ગભરામણ ન થાય દરરોજ તાપમાં ફરવાનો મહાવરો પાડયો હોય તો ટેવથી તાપના આપણને બીલકુલ અસર ન લાગે. ભીલ વગેરે મનુષ્યો ઉઘાડે પગે ખરા ઉનાળામાં ખરે બપોરે વગર છત્રીએ અને વગર પગરખાએ ચાલ્યા જાય છે. છતાં તાપથી ગરમીથી દુઃખી થઈ તાપનું દુઃખ રડતાં તાપના દુઃખથી દીનતા કરતા કદી જોવામાં આવ્યાં નથી. સુખીઆ જીવઓએ આમ ભીલોની માફક કરવું એમ કહેવાનો આશય નથી આશય માત્ર એટલો જ કે ટેવના પ્રાબલ્યથી સહન શક્તિથી તાપથી થતુ દુઃખ મનુષ્ય જીતવા ઇચ્છે તો આ પ્રમાણે જીતી શકે છે.

શિઆળાની ટાઢમાં ફરવા જવાની ટેવ રાખ્યાથી ટાઢ આઠ ગાઉ આધી નાસે છે. ઘુણી આગળ-સઘડી આગળ ટાઢના દુઃખથી તાપ્યા કરવું એ ટાઢને જીતવાનો ઉપાય નથી. એ એક પ્રકારનું આળસજ છે. ધ્યાનમાં રાખો કે ટાઢ આળસુનેજ વાય છે. ઉદ્યોગી મનુષ્યને સર્વ લાભ કર્તા છે અને આળસુ માણસને તે સર્વ અડચણ કર્તા અને પ્રતિકૂળ લાગે છે. તમે કુદરતનો દોષ કાઢશો કે તારા તરફથી સરજાતી ટાઢ અમને બહુ જ કઠણ અને આકરી પડે છે. પરંતુ એમ નથી જ કુદરતે ટાઢને મનુષ્યને લાભની ખાતરજ સરજી છે. યાદ રાખો કે બાયલા પણાના આળસુ પણા વિચાર વાળા મનને જ ટાઢ વાય છે. ઉદ્યોગી તનને કોઈપણ દિવસ કિંચિત પણ ટાઢ વાતી નથી. ટાઢ ઉદ્યોગી તંન તેમજ મન ઉભયને અત્યંત

હિતકર અત્યંત અનુકૂળ અને ઉન્નતિ ક્રમને અત્યંત વેગથી વધારનાર છે ઉદ્યમથી શરીરના સાંચા ચાલવા માંડે છે અને સાંચાનાં ઘર્ષણથી શરીરમાં અત્યત ગરમી પ્રકટી ઉઠે છે. એ ગરમીથી રક્ત ઉષ્ણ થઈ વેગથી વહેવા માંડે છે અને એજ ગરમી ગમે તેવી બહારની ઠંડાને દૂર કરવા-હઠાડી દેવા-જીતવા સમર્થ છે. ગોદડામાંથી મોં બહાર કાઢીશું તો ટાઢ ખાઈ જશે એવા બાયલા વિચારને પુષ્ટિ આપી એક બે દિવસ મોડા સુધી ખાટલામાં પડી રહ્યાથી એવી ખરાબ ટેવ બળવત્તર થઈ, શત્રુના-ટાઢના પ્રાબલ્યમાં વધારો કરે છે. દિન પ્રતિદિન એનુ બળ વધી જઈ એ ટેવ ટાઢને અજીત બનાવે એમાં શી નવાઈ છે ! પણ ટેવ ટાઢને તાબેદાર બનાવે એમાં પણ નવાઈ નથી જ પહેલે જ દિવસે, ટાઢને લીધે ખાટલામાં પડી રહેવાનું મન થાય તેજ વખતે ગોદડાંને લાત મારી ઉઘાડે શરારેજ ખાટલામાંથી નીચે કૂદી પડો અને પછી જુઓ કે ટાઢ તમને શું કરે છે ! આટલેથી જ ટાઢ તાબે થઈ એને કદાચ તમો નહિ સ્વીકારો, પણ દરરોજ આવી ટેવ રાખી ખાટલામાંથી ઉઠો ઉઘાડે શરીરે એકાદ માઈલ દોડી પાછા આવો ટાઢ પાંખો કરી ઉડી જશે એટલું જ નહિ પણ દોડી આવ્યા બાદ તમારા શરીરમાં ગરમીનું બળ વધતાં તમને પ્રસ્વેદ થશે તમે જોશો કે જે ટાઢ ખાટલામાં પડી રહેલા મનુષ્યને ઉઠતાં ઉઠતાં અને ઉઠયા પછી કંપાવે છે તેજ ટાઢ તમને વશ થઈ ચૂકી છે. પ્રભાતમાં વહેલા ઉઠી ઉઘાડે પગે અને ઉઘાડે માથે દોડી આવવાના આવા પ્રકારની કસરતથી તમારા શરીરમાં ગરમી ઉપરાંત અનહદ બળયુક્ત વિદ્દુતને પ્રવાહ ચાલી રહે છે. કે જે વિદ્દુત તમારા ગમે તેવા અસાધ્ય રોગોને નાશ કરી તમારા તનની તથા મનની અપૂર્વ ઉન્નતિ કરવા સમર્થ છે ટાઢ જીતાય છે ત્યારે શો શા લાભ કરે છે તે તમારી મેળે જ અનુભવી જુઓ. ટાઢમાં ઉને પાણીએ નહાતાં જેનો જીવ ન ચાલે તેને ટાઢે પાણીએ નહાતાં આકાશ પાતાળ એક જણાય તેમાં શી નવાઈ છે ! પણ એજ ટાઢ અને એજ ટાઢુ પાણી ઉપર મુજબ એક ગાઉ દોડી આવનારના તન મનને કેટલું પુષ્ટિકારક છે તેનો પણ અનુભવ કરી જુઓ યાદ રાખો કે ટાઢ પરમેશ્વરે તમારા માટેજ સરજી છે. અને ટાઢ ઉપરનું અધિપત્ય તમે ધારો તો મેળવી શંકાઓમાં કાંઈપણ શક નથી. તમે જોયું હશે કે શરીરની વૃદ્ધિ જેટલી શિયાળામાં સત્વર થાય છે તેટલી અન્ય કોઈપણ ઋતુમાં નથી થતી શરીરની વૃદ્ધિ થાય છે તેટલી જ બલકે તેથી પણ વધારે પ્રમાણમાં મનની તથા આત્મિક શક્તિની વૃદ્ધિ પણ શિયાળામાંજ થાય છે. ટાઢને જીતી તેના ઉત્તમ ગુણોનો લાભ લેવાનો ઉપયા ઉપર કહ્યો તેજ છે. સાત ગોદડાં ઓઢી પહોર ચઢતાં સુધી ખાટલામાં પડી રહેવું એ નથી અને તમે ઉપાય માનતા હો તો એ ઉપાય ફક્ત એટલું જ સુચવે છે કે તમે ટાઢ્યાં ડરો છો એવી તમે ટાઢને ખાતરી કરી આપો છો અમે ટાઢથી જે ડરે તે ટાઢને જીતી શકે કે કેમ એ વાતની અમને પણ ખાતરી જ છે.

ગરમી તથા ટાઢને જીતવાના ઉપાયો જોતાં તમને જણાતું હશે કે શરદીને જીતવી એ પણ અશક્ય નથી વરસાદની ઋતુમાં ઘરમાંથી એક ડગ પણ બહાર ન નીકળનારા સુખીઆ જીવોને ઘરમાં બેઠાં બેઠાં શરદી થઈ જાય છે અને વરસાદની ધારામાં આખો દિવસ કામ કરનારા ખેડૂતોને શરદી શી ચીજ છે તે જાણવાની પણ આવશ્યક્તા નથી.

શરદીને વાસ્તવિક રીતે જીતવી હોય તેની સાથે બહાર નીકળી કુસ્તીમાં ઉતરવું વેઠવું સહન કરવું એ જ તે દુઃખને જીતવાનો સર્વોત્તમ ઉપાય છે ટેવથી સહનશક્તિ વધે છે અને સહન શક્તિ વધતાં ટાઢ તાપ અને શરદીનું આપણા ઉપર કાંઈજ જોર ચાલતું નથી.

આજ પ્રમાણે હરેક દુઃખ (આધિ, વ્યાધિ કે ઉપાધિ) સહન કરવાની ટેવ રાખ્યાથી જીતી શકાય છે. દુઃખને જ્યાં સુખ ભોગવવાનું મળે ત્યાં તેનું વારંવાર આગમન થાય છે અને લાંબી મુદતની પથારી પણ ત્યાંજ કરે છે દાખલા તરીકે એક મનુષ્યને તાવ આવે છે તેથી તે રૂએલ ગોદડાં ઓઢી ખાટલામાં સુઈ રહે છે અને મનને રૂચે તેવા પદાર્થો જમવા માટે તૈયાર કરાવે છે. અન્ય એક મનુષ્ય તાવ આવતાં જ તેવો ન તેવો સખત કામમાં વળગે છે અને ભોજનમાં ફક્ત લુખો રોટલો લે છે અથવા ભુખ્યો જ રહે છે. હવે કહો કે તાવની પથારી કોને ત્યાં પડશે ? સુખ ભોગવવાનું મુકીને દુઃખમાં જવાનું કોને ગમે ? જ્યાં અઘરૂં પડે ત્યાંથી તાવ પણ આઘો જાય છે.

માટે તન અને મનને સહન કરવાનું વ્યસને લગાડી એવાં રીઢાં દ્રઢ નિશ્ચયનાં બનાવો કે કોઈપણ દુઃખથી ગમે તેવા દુઃખથી બીલકુલ ગભરામણ ન થાય.

સુખી મનુષ્યોએ સુખવૈભવના સાધનોનો ઉપયોગ ન કરવો એમ કહેવાનો મારો આશરો નથી એ વાત ઉપર જણાવી છે, છતાં દરેકને એટલું તો જરૂરનું છે કે સહન શક્તિ રાખીને પ્રાપ્ત સાધનોથી નભાવી લેવું કોઈપણ ચીજ ન મળી શકે તો તેનાં વિના નજ ચાલે એમ થવું ન જોઈએ.

શ્રદ્ધાળુ જનો સહન કરવાના અડગ નિશ્ચયની શ્રી કરૂણાળુ પ્રભુને ખાતરી કરી આપો ખાતરી થતાં શ્રીપ્રભુને આપણા ઉપર સુખોની વૃષ્ટિ કરવાની તત્કાળ જરૂર પડે છે. તથાસ્તુ.

લેખક ગોવિંદભાઈ રાયજીભાઈ
દીવા-અંકલેશ્વર

## સંદર્ભ-સૂચી


* 'પટેલ બંધુ' - પુસ્તક ૫, અંક ૮, ૯, ૧૦, ૧૧, ૧૯૧૩ પાન ૧ થી ૨૯૮
* વધુ વિગતે માટે જુઓ. - ડૉ. મંગુભાઈ પટેલ, "પાટીદારોની ગૌરવ ગાથા" અમદાવાદ, ૧૯૯૪

## પ્રકરણ : ૩

# બીજી પાટીદાર પરિષદ ૧૯૧૩ (મોતા)

## સ્વાગત કમિટીના પ્રમુખ પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ, એમ. એ.નું ભાષણ

**સુજ્ઞ જ્ઞાતિ બન્ધુઓ,**

આજે સમસ્ત ગુજરાત પ્રદેશમાંથી પધારેલા આપ સઘળાઓને આવકાર આપવાનું મહાન કાર્ય મારા માથે મૂકવામાં આવ્યું છે. તેથી હું આપને અંતઃકરણપૂર્વક આ નાનકડા ગામમાં સ્વાગતના આનંદોદ્ગારથી વધાવી લઉં છું. ગુજરાતના દરેક તરફના પાટીદારોની પરિષદની આ બીજી બેઠક છે.

પહેલી બેઠક વાંઝ મુકામે ધી ઑનરેબલ પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી. ત્યાર બાદ દુષ્કાળ આદિ ઘણાં અનિવાર્ય કારણોને લીધે આશરે બે વર્ષ સુધી આ પરિષદની બેઠક ભરી શકાઈ નહોતી. પણ આજરોજ મોતા ગામના ઉત્સાહી સદ્ગૃહસ્થ પા. ગોકળભાઈ ભવાનભાઈના આમંત્રણથી અને ભક્તિભાવથી બીજી બેઠક આ સ્થળે ભરી શકવા **'પાટીદાર યુવક મંડળ'** શક્તિમાન થયું છે તે એક મોટા હર્ષની વાત છે.

આપણે અત્રે સમસ્ત પાટીદારોની આર્થિક, માનસિક અને શારીરિક ઉન્નતિનો વિચાર કરવા અને તેની સિદ્ધિ માટે ઉપાયો યોજવા એકઠા થઈએ છીએ. આપણે ફક્ત ભેગા થઈએ અને જ્યારે થોડાઘણા ઠરાવો પસાર કરી વિખેરાઈ જઈએ તેથી કાંઈ જ્ઞાતિનું શ્રેય થતું નથી. પણ જ્યારે પરિષદના ઠરાવો અમલમાં મૂકવા અને મુકાવવા બારે માસ કમર કસી મચ્યા રહીએ તો જ આપણી કોમનું ભલું કરી શકીએ છીએ. આપણી આર્થિક સ્થિતિ સુધારવા માટે કૃષિ વિદ્યાનો વિષય અત્રે ચર્ચવામાં આવે છે અને માનસિક સ્થિતિ સુધારવા માટે કૃષિ વિદ્યાનો વિષય અત્રે ચર્ચવામાં આવે છે અને માનસિક સ્થિતિ સુધારવા માટે બોર્ડિંગ હાઉસ જેવી કેળવણીની સંસ્થાઓ સ્થાપવા અને નિભાવવા પ્રયત્ન કરવામાં આવે છે. આ ઉપરાંત આપણી જ્ઞાતિમાં ફરજિયાત મરણ પ્રસંગના ખર્ચા, બાળલગ્ન જેવી અવનતિના ખાડામાં ઉતારી દેનાર રૂઢિઓ અને તેવા ઘણા સાંસારિક કઢંગા રિવાજોને દૂર કરવા યોગ્ય ઉપાયો યોજવામાં આવે છે. આટલા ઉપરથી આ પરિષદનું કાર્ય સાર્વદેશિક છે, તેવી સઘળાઓને ખાત્રી થશે. પરિષદના ઉદેશો ફલીભૂત થાય તેને માટે આપ સઘળાઓની સહાય્યની આવશ્યકતા છે.

આવા પરોપકારના કામમાં તમે સઘળાઓ તન, મન અને ધનથી મદદ કરવા પાછી પાની નહીં કરો તેવી અમને અભિલાષા છે.

વાંઝ મુકામે પહેલી પરિષદ ભરાઈ તે પછી આપણે ઘણું કરી શક્યા છીએ. મંડળનું માસિક **'પટેલ બન્ધુ'** એક પ્રથમ પંક્તિના માસિક તરીકે માન પામવા

લાગ્યું છે. આશરે દોઢ વર્ષ ઉપર **'સુરતમાં પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'**ની સ્થાપના કરવામાં આવી છે. આ સંસ્થાનો લાભ આશરે પચાસ વિદ્યાર્થીઓ લે છે અને તેના વહીવટ વિષે ઘણા સંભવિત ગૃહસ્થોએ સારા અભિપ્રાય દર્શાવ્યા છે. આવી સંસ્થાના પોષણ માટે પોતાના ગજા પ્રમાણે દરેકે- દરેક પાટીદાર ગૃહસ્થે પોતાનો ફાળો આપવો તે એની પવિત્ર ફરજ છે. આ સંસ્થામાં કંઈ એક જ તફાના પાટીદારોને દાખલ કરવામાં આવે છે તેમ નથી, પણ કડવા, લેવા, મતિઆ ઈત્યાદિ હરેક વિભાગના વિદ્યાર્થીઓને બોર્ડિંગ હાઉસમાં દાખલ કરવામાં આવ્યા છે. બોર્ડિંગ હાઉસને અંગે એક નાનકડું પુસ્તકાલય પણ છે. ગૃહસ્થો, આવી સંસ્થાનો ઉદ્ભવ થવો એ આપણી કોમની ભાવી ઉન્નતિનાં શુભ ચિહ્ન છે. આરંભેલા કામને હંમેશને માટે નિભાવવાની જવાબદારી દરેકેદરેક પાટીદારના શિર ઉપર છે.

બધા વિભાગના પાટીદારો વચ્ચે ઐક્ય કરવું અને તેઓની વચ્ચે જે કૃત્રિમ ભેદો ઊભા થયા છે તે દૂર કરવા તે આ પરિષદનો મોટામાં મોટો ઉદ્દેશ છે. કોઈ સ્થળના પાટીદારો (દાખલા તરીકે ચરોતરના) કેળવણીમાં આગળ વધ્યા હશે તો કોઈ સ્થળના કેળવણીમાં ઘણા પછાત હશે. પણ આવી પરિષદમાં ઊંચામાં ઊંચી કેળવણી પામેલા અને બિલકુલ અભણ પાટીદારો પણ એક- બીજાની સાથે ભેગા થઈ આખી કોમના હિતની ચર્ચા કરી શકે છે. આગળ વધેલા પ્રદેશનું અનુકરણ કરવાની ઈચ્છા પછાત પ્રદેશના લોકોના મનમાં ઉદ્ભવે છ અને તેઓ પણ જીવનકલહમાં આગળ દોડે છે. શરીરનો એક ભાગ ઘણો વિકાસ પામ્યો હોય તેથી કાંઈ માણસનું આખું શરીર તંદુરસ્ત છે એમ કહી શકાય નહિ. પણ જ્યારે શરીરના દરેક અવયવનો પૂરતો વિકાસ થાય અને બધાને સરખું પોષણ મળે ત્યારે જ શરીર આદર્શ આરોગ્ય ભોગવવા ભાગ્યશાળી થાય છે. તેવી જ રીતે જ્ઞાનનો પ્રદીપ કોમના દરેક મનુષ્યના હૃદયને પ્રકાશ આપે અને દરેકના હૃદયમાંથી અજ્ઞાનાન્ધકાર દૂર થાય એવું શુભ પરિણામ લાવવા આ પરિષદ મથે છે. કોમના આગળ વધેલા ગૃહસ્થોની સંગતિ પણ પછાત વિભાગોને ઘણી લાભદાયક છે. સારાની સાથે બેસવા-ઊઠવાથી સદ્‌ગુણની પ્રાપ્તિ અને દુર્ગુણનો નાશ થાય છે તેથી એક વખત એવો પણ આવે કે પાટીદાર કોમના બધા તફાઓ પોતાના કૃત્રિમ ભેદોને ભૂલી જઈ એક મોટી અને મજબૂત કોમ બની શકે. આ ઉદ્દેશને પાર પાડવા સતત પ્રયત્નની જરૂર છે, અને તેનો પ્રયાસ કરવા આપણે પછાત નહીં પડીએ એવી શુભ ધારણાને આપણે હૃદયમાં સ્થાન આપવું જોઈએ.

મારું કાર્ય આપને આવકાર આપવા પૂરતું જ છે. તેથી ફરીથી હું આપ સઘળા ડેલિગેટો જેઓ દૂર દૂર પ્રદેશોથી બીજી પાટીદાર પરિષદમાં પધાર્યા છો તેમને અંતઃકરણપૂર્વક **"પાટીદાર યુવક મંડળ"** તરફથી સ્વાગત આપું છું. જે ગૃહસ્થોએ પાસેના તેમજ આફ્રિકા જેવા દૂર દેશોમાંથી પરોક્ષ રીતે તારથી અથવા પત્રથી સહાનુભૂતિ દર્શાવી છે તેમનો પણ આભાર માનું છું, આપની પરિષદનું કાર્ય શરૂ કરવા આપને વિનંતી કરું છું.*

જિલ્લે સુરત, તાલુકે બારડોલી, મોજે મોતા ગામે
તા. ૧૭-૫-૧૩ થી તા. ૧૯-૫-૧૩ સુધી
બીજી પાટીદાર પરિષદ મળી તે પ્રસંગે
રાવ બહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી. એ., એલએલ.બી.
કડી પ્રાંત સુબા, એમણે પ્રમુખ તરીકે તા. ૧૭-૫-૧૩ને રોજ કરેલ ભાષણ

પાટીદાર બંધુઓ,

૧. પાટીદાર પરિષદ ઉત્પત્તિ

છેલ્લાં વીસ-પચીસ વર્ષથી વાણિયા, બ્રાહ્મણ, લુહાણ વગેરે જ્ઞાતિના લોકો, પોતાની કોમમાં કેળવણીનો વધારો કરવા, અનિષ્ટ રિવાજો દૂર કરવા અને જ્ઞાતિની ઉન્નતિ કરવાના બીજા ઉપાય લેવા દર સાલ પરિષદો ભરે છે. પાટીદાર કોમની પેટા શાખાઓ, જેવી કે કડવા, લેવા વગેરેમાં પણ આવો જ્ઞાતિસેવા કરવાનો કંઈક જુસ્સો કેટલાંક વર્ષથી આવેલો જોવામાં આવે છે. પરંતુ તે જુસ્સો માત્ર પોતાના વિભાગના નાના સમુદાય પૂરતો જ છે. પાટીદાર સમસ્ત વર્ગની સેવા કરવાના ઉદ્દેશથી સર્વ વિભાગના અને સર્વ કોમના પાટીદારોની પરિષદ ભરવાના બહોળા વિચારના ઉદ્‌ભવનું માન 'પટેલબન્ધુ'ના તંત્રી અને પ્રકાશક રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા અને તેમના પ્રયાસથી સુરત જિલ્લામાં સ્થાપન થયેલ પાટીદાર યુવક મંડળને ઘટે છે. આ ઉમંગી, ઉત્સાહી અને જ્ઞાતિ-હિતચિંતક યુવાનોના પ્રયાસથી પહેલી પાટીદાર પરિષદ સન ૧૯૧૦ના જાન્યુઆરી માસની તા. ૧૪-૧૫-૧૬ ને રોજ વાંઝ મુકામે સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે (૧) કોમના વિભાગ એકત્ર કરવા, (૨) કન્યા તથા વરવિક્રય બંધ કરવા, (૩) બાળલગ્ન અને કજોડાં અટકાવવાં, (૪) ન્યાતવરાનું ખર્ચ કમી કરવા, (૫) કેળવણીનો વધારો કરવા તથા વસ્તીગૃહો ઉઘાડવાં, (૬) રોવા-કૂટવાનું બંધ કરવા અને એવા બીજા જ્ઞાતિસુધારા માટે ઠરાવ કરવામાં આવ્યા હતા. સન ૧૯૧૦ પછી પરિષદ દર સાલ ભરવાનો વિચાર હતો. પણ આવાં મોટાં કામમાં, અને વિશેષ કરીને પાટીદાર જેવી મોટી ન્યાતમાં પ્રારંભમાં જે અડચણો સ્વાભાવિક રીતે આવે તે દૂર કરવાની મુશ્કેલીને લીધે સન ૧૯૧૧ તથા ૧૯૧૨માં પરિષદ ભરવાનું બની શક્યું નહોતું. પરંતુ જે ઉત્સાહી યુવકોએ આ કામની શરૂઆત કરી હતી તે આરંભશૂરા થઈ, પાછળથી નરમ પડી ગયા નહોતા. જ્ઞાતિસેવા તરફ તેમનો પ્રયાસ જારી જ હતો. પહેલી પરિષદમાં ઠર્યા પ્રમાણે તેમણે પાટીદાર વિદ્યાર્થીઓને માટે સુરતમાં વસ્તીગૃહ (બોર્ડિંગ હાઉસ) ઉઘાડેલું છે, 'પટેલબન્ધુ' એ નામનું માસિક ચાલતું રાખી જ્ઞાતિમાં જ્ઞાનનો ફેલાવો તે કરતા રહ્યા છે અને સમય અનુકૂળ આવતાં હાલમાં પાટીદાર પરિષદની બીજી બેઠક તેમણે મેળવી છે. એવી આશા રાખવામાં આવે છે કે પાટીદાર યુવકોના જ્ઞાતિસેવાના બિનસ્વાર્થ પ્રયત્નમાં જ્ઞાતિબંધુઓ તરફથી યોગ્ય મદદ મળશે તો હવે પછી દર સાલ નિયમિત રીતે પરિષદ ભરવાનું બની શકશે.

૨. કુર્મી ક્ષત્રિય મહાસભા : મારા જાણવામાં માત્ર ગયા નવેમ્બર માસમાં આવ્યું હતું અને હું ધારું છું કે હજુ ઘણા લોકોના જાણવામાં પણ નહિ હોય - કે ઉત્તર હિંદુસ્તાનમાં કેળવાયેલા કેટલાક ઉમંગી પુરુષોએ આખા હિંદુસ્તાનના કૃષિકાર વર્ગને એકત્ર કરી ઉન્નત સ્થિતિએ લાવવા "કુર્મી ક્ષત્રીય મહાસભા" એ નામની એક સભા સન ૧૮૯૩માં સ્થાપન કરી હતી. ધીમે ધીમે પોતાનો ઉદેશ વિસ્તૃત કરતી જઈ હાલમાં એ સભા આખા હિન્દુસ્તાનના પાટીદાર વર્ગને એકત્ર કરવાની ઊંચી નેમ રાખે છે. દક્ષિણના મરેઠા, મદ્રાસના રેડ્ડી, ગુજરાતના કણબી, પંજાબના ગુર્જર, એ બધા એક જ કુટુંબના છે, અને દેશકાળને લીધે થયેલા ફેરફારથી એકબીજા સાથેનો મૂળનો સંબંધ ભૂલી જઈ જુદી જુદી ન્યાતો બની છે, એમ બતાવી બધાને એકત્ર કરવાની ઊંચી ધારણા એ મહાસભા રાખે છે. ગઈ સાલના ડિસેમ્બર માસમાં વાર્ષિક મેળવડા વખતે તેમણે ગુજરાતના લેવા પાટીદાર કોમમાંથી પ્રમુખ પસંદ કરવાનો ઠરાવ કરી, મને આમંત્રણ કર્યું હતું; પણ મારાથી કેટલીક અડચણોને લીધે, તે સ્વીકારી શકાય એમ ન હોવાથી, ગુજરાતના કડવા પાટીદાર કોમમાંથી મારા વિદ્વાન મિત્ર પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ. એમને પસંદ કર્યા હતા. આમંત્રણ સ્વીકારી પ્રોફેસર સ્વામીનારાયણ આખા હિંદુસ્તાનના કણબી વર્ગને એકત્ર કરવાની સ્તુતિપાત્ર ધારણા રાખનાર કુર્મી ક્ષત્રીય કૉન્ફરન્સ બારા બાન્કી (આઉધ)માં ડિસેમ્બર ૧૯૧૨ની તા. ૨૪-૨૫-૨૬ના દિવસોએ મળી તેમાં અધ્યક્ષ તરીકે બિરાજ્યા હતા. આજે મળેલી આ પાટીદાર પરિષદનો ઉદેશ પણ કુર્મી ક્ષત્રીય કૉન્ફરન્સ જેવો જ ઊંચો છે. કદાચ એવા ઊંચા ઉદેશમાં તેને ફતેહ મળતાં વાર લાગે તો પણ માત્ર ગુજરાતના પાટીદારોને એકત્ર કરવામાં તે ફતેહ પામશે તો પણ તેણે એક મોટી સેવા બજાવી ગણાશે.*

૩. પાટીદારની પેટા જ્ઞાતિઓની ઉત્પત્તિ : આપણા દેશમાં મૂળમાં ચાર જ્ઞાતિઓ હતી. તેમાંથી ધીમે ધીમે વધીને હાલમાં સેંકડો થઈ છે, અને હજુ પણ તેમાં વધારો થતો જ જાય છે. આથી થતાં અનિષ્ટ પરિણામો તરફ કેળવાયેલા વર્ગનું લક્ષ ખેંચાયું છે અને તે દૂર કરવાને શા ઉપાય લેવા એ વિષે તેમણે અનેક રીતે વિચાર ચલાવ્યો છે. જ્ઞાતિ બંધન તદન દૂર કરવાની ઊંચી ધારણા રાખનારા જો કે પોતાની સ્પૃહામાં હજુ ફતેહ પામ્યા નથી, તો પણ તેમણે ચલાવેલી ચળવળથી પેટા જ્ઞાતિઓ એકત્ર થઈ જાય તો હરકત નથી એવું માનનારો એક મધ્યમ વર્ગ ઉત્પન્ન થયો છે અને તે એમ માને છે કે જુદી જુદી જાતના બ્રાહ્મણો એકત્ર થઈ બ્રાહ્મણની માત્ર એક જ ન્યાત, જુદી જુદી જાતના વાણિયા એકત્ર થઈ વાણિયાની માત્ર એક જ ન્યાત, અને એ જ પ્રમાણે બીજી ન્યાતોની પેટા નાતો એકત્ર થઈ એક મોટી ન્યાત થાય તો હાલના અતિ વિસ્તૃત ભેદથી જે હરકતો પડે છે તથા હાનિ થાય છે તે દૂર થઈ ધારેલો શુભ હેતુ પાર પડે. પાટીદાર પરિષદના નેતાઓ આ મધ્યમ પ્રકારના વિચાર રાખે છે. તેમની ધારણા લેવા, કડવા વગેરે ભેદ કાઢી નાંખી ગુજરાતમાં પાટીદારની

માત્ર એક આખી કોમ કરવાની છે. વાસ્તવિક રીતે તે એક જ કોમ છે. એક બીજા સાથે ખાવાપીવામાં કાંઈ બાધ નથી. માત્ર જુદા પ્રકારની લગ્નપદ્ધતિને લીધે કન્યાની આપ-લે કરવામાં પ્રતિબંધો ઉપસ્થિતિ થયા છે, અને તેથી કરીને જ મૂળમાં જ એક કોમ - એક જ જાત - તે હાલ જાણે જુદી જુદી ન્યાતો હોય એમ દેખાય છે. ઉદાહરણ તરીકે કડવા પાટીદારોમાં નવ, દસ કે અગિયાર વર્ષની મુદતે એકસામટાં લગ્ન કરવાનો બૂરો રિવાજ દાખલ થયો છે. તે દૂર કરી એ કોમના લોકો તેમના લેવા બંધુઓની પેઠે છૂટાં લગ્ન કરતા થશે ત્યારે લેવા અને કડવામાં કંઈ ભેદ રહેશે નહિ. નાતરાંનો રિવાજ કડવા પાટીદારમાં છે તેમ લેવાઓમાં પણ છે. ચરોતરનાં કેટલાંક ગામોના પાટીદારોએ બ્રાહ્મણોનું અનુકરણ કરી ઊંચામાં ખપવા માટે પુનઃલગ્નનો પ્રતિબંધ તુમાર દોઢસો વર્ષ થતાં કરેલો છે. તે પહેલાં પુનઃલગ્ન કરવાો રિવાજ લેવા અને કડવા તમામ પાટીદારોમાં હતો. પુનર્લગ્ન થતાં હોય તો તે બંધ કરવાં, અને બાળલગ્ન થતાં ન હોય તો દાખલ કરવાં, એ બે કેટલાંક વર્ષ ઉપર ન્યાતની ઉચ્ચ સ્થિતિનાં લક્ષણ ગણાતાં; જે ન્યાત કે ન્યાતનો પક્ષ પોતે વાસ્તવિક રીતે હોય તેના કરતાં ઊંચા ગણાઈ બ્રાહ્મણ, વાણિયા જેવા થવાની અભિલાષા રાખતા. તે પોતાનામાં ચાલતા વિધવા વિવાહ અને મોટી ઉમ્મરે પરણવાના સારા રિવાજ બંધ કરી પુનર્વિવાહ પ્રતિબંધ અને બાળલગ્ન જેવા હાનિકારક રિવાજ દાખલ કરતી. તે પ્રમાણે ચરોતરમાં કેટલાક ગામના લેવા પાટીદારોએ પણ કરી પોતાના બીજા બંધુઓ ઉપર શ્રેષ્ઠત્વ મેળવ્યું છે. લેવાઓનું અનુકરણ કરી કડવા પૈકી કેટલાક આગેવાનોએ પણ તેવા હાનિકારક રિવાજ દાખલ કરી પોતાની શાખામાં શ્રેષ્ઠત્વ મેળવ્યું છે. પરંતુ વાસ્તવિક રીતે તો બધા કડવા, મૂળમાં એક જ છે અને જે ભેદ પડેલા છે તે ઉપર જણાવ્યા પ્રમાણે મોટાઈ મેળવવાને ખોટા રિવાજ કાયમ કરવાથી જ પડ્યા છે એમ મને લાગે છે.

૪. **ગુજરાતના પાટીદારોની ઉત્પત્તિ :** ગુજરાતના કણબીઓની ઉત્પત્તિ વિષે આ સ્થળે વિવેચન કરવા બેસીએ તો ઘણું લંબાણ થઈ જાય. એ સંબંધમાં જુદા જુદા લોકોએ જુદા જુદા પ્રકારની કલ્પનાઓ કરી છે. લવના કુળના લેવા અને કુશના કુળના કડવા એવી પણ કલ્પના ઠોકી બેસાડેલી છે અને સાધારણ રીતે લોકોમાં તે ખરી મનાય છે."

શોધખોળ કરનાર વિદ્વાનોએ જે કલ્પનાઓ કરી છે તેમાં સૌથી વજનદાર ગણાતી એ છે કે, પંજાબ તરફથી ગુર્જર નામની ઓળખાતી જાત, એક તરફથી આબુને રસ્તે અને બીજી તરફથી ચાંપાનેરને રસ્તે ગુજરાતમાં દાખલ થઈ, અને એ જાતના નામ ઉપરથી સંસ્કૃત, ગુર્જરરાષ્ટ્ર પ્રાકૃત ગુર્જરરટ્ઠ અથવા ગુર્જર લોકોનો મુલક, એટલે કે ગુજરાત એ નામ પડ્યું છે. ગુજરાતમાં આવેલા ગુર્જર લોકોએ જુદા જુદા ધંધા કરવા માંડ્યા, અથવા તેમના આવતા પહેલાં એ દેશમાં જે સ્થાનિક જાતો હતી તેમાં તેઓ ભળી ગયા. તે ઉપરથી તેમની જુદી જુદી ન્યાતો થઈ, જેમ કે ગુર્જર વાણિયા, ગુર્જર સોની, ગુર્જર સુતાર અને

ગુર્જર કુંભાર કે જે આજ સુધી ગુજરાતમાં જોવામાં આવે છે. ગુજરાતના કણબીના બે મુખ્ય વર્ગ, લેવા અને કડવાના વંશજો પણ આ ગુર્જર પૈકીના હતા. કણબી એ શબ્દ સંસ્કૃત 'કુટુમ્બિન્' (જેને ઘર હોય તે) ઉપરથી થયો છે. પ્રાચીનકાળથી ખેતી કરનાર વર્ગ કણબી કહેવાય છે. ગુર્જર લોકોનો મૂળ ધંધો ઢોર ઉછેરવાનો હતો અને તેઓ ઘર વગર માત્ર અહીંતહીં ફરતા હતા પણ તેમના જે બંધુઓ ગુજરાતમાં આવી ખેતી કરવા લાગ્યા તે ઘર બાંધી રહેવાના કારણથી 'કુટુમ્બિન્' અથવા 'કણબી' તરીકે ઓળખાવા લાગ્યા. જેવી રીતે ગુજરાતમાં કણબીમાં લેવા અને કડવા એવા બે ભેદ છે, તેવી જ રીતે માળવાના ગુર્જરોમાં દહા અને કરડ એવા બે ભેદ છે. પંજાબમાં ગુર્જરોમાં હજુ પણ 'લેવી' એ નામની ઓળખાતી જાત છે અને પૂર્વ ખાનદેશમાં ગયેલા ગુર્જરો પણ 'લેવી' તરીકે ઓળખાય છે. આ ઉપરથી એમ લાગે છે કે લેવા અને કડવા એ નામો ગુજરાતમાં આવેલા ગુર્જરોની મૂળની શાખાઓ ઉપરથી થયા હશે.

**૫. પાટીદારની પૂર્વ સ્થિતિ** : ગમે તો લવના વંશના લેવા અને કુશના વંશના કડવા થયા હોય અગર તો એ બન્ને કરડ અને લેવી જાતની ગુર્જર શાખાઓનાં વંશ જ હોય, તો પણ એ બંનેમાંથી ગમે તે રીતે જોતાં પણ તેમનું મૂળ એક જ જણાય છે. વળી તેમના ધંધા અને રીતરિવાજમાં ઘણી સામ્યતા છે. તે પણ એ બંને કોમોની એક ઉત્પત્તિ સૂચવે છે. લેવા અને કડવા શાખાના ગુર્જર લોકોનાં ટોળાં જેમ જેમ ગુજરાતમાં દાખલ થતાં ગયાં તેમ તેમ પડતર જમીન આબાદ કરી વસાયત કરતાં ગયાં. આગેવાનો પાટીદાર, એટલે કે જમીનના ભાગીદાર અને તેમની જમીન ખેડનાર કણબી તરીકે ઓળખાવા લાગ્યા. ગામના આગેવાનો હજુ સુધી પાટીદાર જ કહેવાય છે. ગામનો પટેલ હજુ લેવા કે કડવા પાટીદાર સિવાય બીજો કોઈ ભાગ્યે જ હોય છે. ગુજરાતમાં ગામો મૂળમાં વસાવનાર પાટીદારો જ છે. મૂળ વસાયત કરનાર તરીકે સરકાર તરફથી તેમને કેટલાએક હક મળ્યા તે હજુ સુધી ઘણા ખરા કાયમ છે. પાટીદારે વસાવેલા ગામોમાં તેમના સુખ અર્થે દરજી, સુથાર, મોચી, કુંભાર, હજામ વગેરે કારીગરો બોલાવીને રાખવામાં આવ્યા તે હજુ સુધી 'વસવાયાં' એટલે તેઓએ વસવા માટે બોલાવેલા લોકો તરીકે ઓળખાય છે. વસવાયાં તરફથી પાટીદારોની વેઠ હજુ થાય છે. પાટીદાર મૂળથી તેમનાં વસાવેલાં ગામોમાં માન અને આબરૂની પદવી ભોગવતા આવ્યા છે. તેમની સાચવટ, ઈમાનદારી, ઉદારતા, નિખાલસપણું વગેરે સદ્‌ગુણો કહેવતરૂપ થઈ પડ્યા છે. 'કણબી પાછળ કરોડ, કણબી કોઈની નહીં પૂઠે', 'પટેલ પાદશાહ ના ચઢે તો વાણિયા શા વખાણવા', 'બાપા' વગેરે વચનો પાટીદારના સંબંધમાં વારંવાર બોલાતાં જોવામાં આવે છે.

**૬. હાલની સ્થિતિ** : આ ઉપયોગી કોમની હાલની સ્થિતિ તપાસીએ છીએ તો તેમાં મૂળ કરતાં ઘણો ફેરફાર પડી ગએલો જણાય છે. જો કે હજુ પણ તેમના થોડા છૂટાછવાયા આગેવાનો પોતાની મૂળની જાહોજલાલી હાલ સુધી ટકાવી રહ્યા છે, તો પણ એકંદરે તેમનો મોટો ભાગ નબળી અને કંગાલ સ્થિતિમાં આવી ગયો છે. તેમને

માથે દેવાનો બોજો થઈ ગયો છે અને દેવામાં તેમની જમીન-જાગીરો તેઓ ખોઈ બેઠા છે. એટલું જ નહિ પણ જે જમીનો તેમની પાસે રહી છે તેનું ઉત્પન્ન પણ તેમને ત્યાં ન રહેતાં વ્યાજ પેટે શાહુકારને ત્યાં જાય છે. રાત-દહાડો ટાઢ-તડકો વેઠી ઢોરની પેઠે મજૂરી કરવા છતાં પણ પેટ ભરીને ખાવાનું અને પૂરતું પહેરવા-ઓઢવાનું ન મળે એવી મોટી સંખ્યાના હાલના કણબીઓમાં જોવામાં આવે છે.

૭. **નબળી સ્થિતિનાં કારણો :** પાટીદારોની હાલની નબળી સ્થિતિ શાથી થઈ એ વિષે વિચાર કરીશું તો આપણને જણાશે કે તેનાં મુખ્ય કારણ : (૧) કેળવણીની ખામી, (૨) લગ્ન-મરણ વખતે થતાં હદપારનાં ખર્ચથી થતી આર્થિક નબળી સ્થિતિ અને (૩) ખેતીના સુધારા તરફ દુર્લક્ષ છે.

૮. **કેળવણી સંબંધી સ્થિતિ :** કેળવણી સંબંધી સ્થિતિનો વિચાર કરીએ છીએ તો છેલ્લાં પચીસ-ત્રીસ વર્ષમાં કંઈ શરૂઆત થયેલી જણાય છે. પચીસ વર્ષ ઉપર આપણી આખી કોમમાં કોઈ ગ્રેજ્યુએટ નહોતો. સન ૧૮૮૮ ની સાલમાં હું એલ.એલ.બી.ની પરીક્ષામાં પહેલાં ગુજરાતના પાટીદારોની પંદર લાખ માણસોની વસ્તીમાં બીજો કોઈ તે પરીક્ષામાં પસાર થએલો નહોતો. બી.એ. એલ.સી.ઇ. અને એલ.એમ. ઍન્ડ એસ.ની પરીક્ષાઓમાં માત્ર ચાર ગ્રેજ્યુએટ થયા હતા. છેલ્લાં પચીસ વર્ષમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. આપણામાં સો ઉપરાંત ગ્રેજ્યુએટો, બારીસ્ટરો વગેરે હોવાને આપણે હવે ભાગ્યશાળી થયા છીએ. મેટ્રિક વગેરેની સંખ્યા પણ ઘણી છે. તો પણ વસ્તીના પ્રમાણમાં આ બધું માત્ર દરિયામાં ખસ ખસ જેવું છે. કેટલાંક મોટાં ગામ કે જ્યાં શાળાઓની સગવડ થયેલ છે ત્યાં જૂજ માણસો કેળવણીનો લાભ લઈ શક્યા છે. પણ વસ્તીનો મોટો ભાગ હજી અંધકારમાં પડી રહેલો છે. કેળવણીનો બહોળો અર્થ કરી વાંચતા-લખતાં જેને આવડતું હોય તેને કેળવાયેલામાં ગણીએ તો પણ દસ હજાર પુરુષોમાં માત્ર ૨૫ અંગ્રેજી ભણેલા નીકળે છે અને અંગ્રેજી ભણેલી સ્ત્રી તો એક પણ જણાતી નથી. દેશીભાષામાં કેળવણી પામેલની સંખ્યા દર હજાર પુરુષોમાં ૫૦ એટલે કે સેંકડે માત્ર પાંચ જેટલી છે; અને સ્ત્રીઓ તો હજારમાં માત્ર પાંચ ભણેલી છે. બાકીના ૯૯૫ કેવળ અભણ છે. વળી આ પ્રમાણ માત્ર સરેરાશનું છે. ભણેલાનો મોટો ભાગ કસ્બા અને શહેરોમાં વસતા લોકોમાં છે. ગામડામાં તો સેંકડે એક-બે જણ સિવાય બધા અભણ જોવામાં આવે છે. આ આંકડા ઉપરથી કેળવણીમાં આપણાં લોકો કેટલા બધા પછાત છે તેનો તમને ખ્યાલ આવશે.

૯. **કેળવણી માટે કરવાની તજવીજ :** પ્રજાની કેળવણીને માટે સરકારે ગામેગામ શાળાઓ કાઢી છે. તાલુકે તાલુકે ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલો અને જિલ્લામાં નિદાન હાઈસ્કૂલ કાઢેલી છે. વડોદરા રાજ્યમાં શ્રીમંત ગાયકવાડ સરકારે તો પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી છે. તો પણ કેળવણીનો લાભ કેળવણી લેવા લાયક ઉમ્મરનાં તમામ છોકરાં લેતાં નથી. પોતાના છોકરાને અભણ રાખી, ખેતરમાં હુડા ટોવાનો હક ભોગવવા માટે વડોદરા રાજ્યમાં ઘણા ખેડૂતો સરકારમાં દંડ ભરે છે. ઇતર ઠેકાણે

શાળાઓનો લાભ બીજી કોમના લોકો લે છે પણ કણબી પાટીદારના છોકરા, કે જેઓ લોકલ સેસ ભરે છે અને જેમને લોકલ સેસ ભરવાના કારણથી સરકારે વિશેષ સવલતો કરી આપી છે, તે કેળવણીનો પૂરો લાભ લેતા નથી. માબાપો અભણ હોવાથી છોકરાંઓને ભણાવવાની જરૂરિયાત સમજતાં નથી. વળી કન્યા કેળવણીને તો તે તદ્દન નકામી ગણે છે. જે સમજુ માબાપો પોતાનાં છોકરાંને અંગ્રેજી ભણાવવા ઇચ્છા રાખતા હોય છે તેમને ભણતરના માટે ખર્ચને લીધે અને વિશેષ કરીને પરગામે, અંગ્રેજી શાળા હોય ત્યાં કોઈ સગું ન હોવાથી તથા બોર્ડિંગ વગેરેની સોઈ ન હોવાથી, ભણાવવાનો વિચાર માંડી વાળવો પડે છે. પાટીદાર કોમમાં અજ્ઞાનનો અંધકાર દૂર કરી જ્ઞાનરૂપી દીવાનો પ્રકાશ થવા માટે પહેલી જરૂરની વાત એ છે કે એ કોમના જે ઇસમોને ભણતરનો લાભ મળ્યો છે, તેમણે પોતાના અજ્ઞાન બાંધવોને પોતાનાં છોકરાં ભણાવવા બોધ આપવો જોઈએ. આનાથી મોટી જ્ઞાતિ- સેવા બીજી કોઈ નથી. વળી આવી સેવા કરવાને કંઈ વિશેષ તસ્દી લેવી પડે અગર ખર્ચ કરવું પડે એમ નથી. દરેક ગામે જેટલા ભણેલા હોય તેટલા પોતાના ગામમાં જ તજવીજ કરે તો પણ ઘણું થાય. કદાચ કંઈ તસ્દી લેવી પડે તો તે લેવાને ખુશીથી તત્પર થવું જોઈએ. જે લાભ સારા નસીબે આપણને મળ્યો છે, તે મેળવવાને આપણા બાંધવોને નસીબવાન કરવા એ આપણી ફરજ છે. બીજી જરૂરની વાત એ છે કે જ્ઞાતિના છોકરાને ભણાવવાની સગવડ કરી આપવા સારુ દરેક તાલુકે એક એક અગર નિદાન દરેક જિલ્લામાં એક એક બોર્ડિંગ સ્થાપવી જોઈએ. ભણેલા લોકો પ્રયત્ન કરે તો આવી બોર્ડિંગો સ્થાપવાનું કામ કંઈ મુશ્કેલ નથી. બોર્ડિંગ જેવા સ્વાર્થ અને પરમાર્થ કામમાં જ્ઞાતિના દરેક ઘરવાળાને એક એક રૂપિયા જેવી જૂજ રકમ આપવામાં કાંઈ ભારે પડે તેમ નથી. વળી એક એક રૂપિયો દરેક ઇસમ ન આપી શકે તો પણ પૈસાદાર લોકો પોતાની શક્તિ પ્રમાણે વધારે આપે, તેથી કંઈ પણ ન આપી શકે એવાનો બદલો વળી જશે. બોર્ડિંગને માટે મકાન, વાસણ, કુસણ અને નોકર ખર્ચની સગવડ, ફંડના વાર્ષિક ઉત્પન્નમાંથી થાય તો તે સિવાયનું થોડું ખાધા ખર્ચ ઘણાખરાં માબાપો આપી શકશે. કોઈ ગરીબ આટલું ખર્ચ પણ આપી શકે એમ ન હોય તો તેમનાં છોકરાં વગર ખર્ચે પણ બોર્ડિંગમાં રાખવાનું બનવા જેવું છે. ન્યાતવરા કરી હજારો રૂપિયાનું પાણી કરી નાંખવામાં આવે છે તેને બદલે આવી બોર્ડિંગોમાં કંઈ રકમ દાન તરીકે આપવામાં આવે તો નામનું નામ થાય અને જ્ઞાતિના ગરીબ છોકરાને ભણવાનો ખર્ચ મળે. ન્યાતિના ધારા તોડનાર પાસેથી સુરત તથા નવસારી જિલ્લામાં ભારે રકમો દંડ તરીકે લેવામાં આવે છે અને તેનો ઉપયોગ ન્યાતો ખવડાવવામાં કરાવવામાં આવે છે, તેને બદલે આવી રકમો ભેગી કરી એકાદ બોર્ડિંગ સ્થાપવામાં આવે અગર તેનાં વ્યાજમાંથી સ્કોલરશિપો આપવામાં આવે તો જ્ઞાતિને કેટલો બધો ફાયદો થાય એ તમારે ખાસ વિચાર કરવા જેવું છે.

૧૦. **પાટીદાર બોર્ડિંગ :** હું સાંભળીને ઘણો ખુશી થયો છું કે કડવા પાટીદારોના

લાભાર્થે પાટડીના દરબાર સાહેબના આશ્રયથી અમદાવાદમાં એક બોર્ડિંગ ઉઘાડવામાં આવી છે.* વળી મતમતાંતરની લાગણી બાજુએ રાખી પાટીદારની સર્વ કોમના અને સર્વ વિભાગના વિદ્યાર્થીઓને માટે સુરતમાં પાટીદાર યુવક મંડળે, એક બોર્ડિંગ હાઉસ સન ૧૯૧૧ના નવેમ્બરથી સુરતમાં ચાલુ કર્યું હતું તે થોડા સમયમાં સારી રીતે જામી હાલમાં લગભગ ૪૦-૫૦ વિદ્યાર્થીઓને માટે આશ્રયસ્થાન થઈ ગયું છે. પાટીદાર કોમના દરેક ગૃહસ્થે આ બોર્ડિંગ હાઉસને પોતાનાથી બનતી મદદ કરવી જોઈએ. એટલું જ નહિ પણ ઇતર ઠેકાણે જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં એવતી બોર્ડિંગે ઉઘાડવી જોઈએ. જ્યારે તેમ થશે ત્યારે જ જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો થશે, અને હાલનું અજ્ઞાન તથા અંધકાર દૂર થઈ જ્ઞાતિ ઉચ્ચ સ્થિતિએ આવશે.

૧૧. વડોદરા રાજ્યના માજી દિવાન મર્હૂમ રાજા સર ટી. માધવરાવે પોતાના એક ભાષણમાં કહ્યું હતુ કે, "જેમ જેમ વધારે જોઈએ છીએ અને અનુભવીએ છીએ, તેમ તેમ આપણી ખાત્રી થતી જાય છે કે આપણા લોકોને માથે જો કંઈ દુઃખો હોય તો તે તેમણે પોતાને હાથે પોતાના માથે મૂકેલા છે અને તેથી તે પોતે જ તે દૂર કરી શકે છે." આપણા સાંસારિક રિવાજોથી આપણે કેટલું બધું સહન કરીએ છીએ તેનો તમે વિચાર કરશો તો આ મહાન પુરુષના વચનમાં કેટલી બધી સત્યતા રહેલી છે તેનો તમને પૂર્ણ ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ. બાપનું બારમું, માનું બારમું, દીકરી કે દીકરાનું લગ્ન એ દરેક પ્રસંગે શક્તિ હોય કે ન હોય તો પણ શોભાને માટે ખર્ચ કરવું જોઈએ, એવી રીત દાખલ થઈ ગઈ છે. પોતાની જાત પાછળ જે ખર્ચવુ જોઈએ તે ખર્ચાતું નથી, પોતાનાં બાળકોની કેળવણીને માટે ખર્ચવું જોઈએ તે ખર્ચાતું નથી; ઘરમાં સુખથી રહેવાને જોઈતો સરસામાન ખરીદવાને ખર્ચાતું નથી, દરરોજ સારો અને પૌષ્ટિક ખોરાક ખાવામાં ખર્ચવું જોઈએ તે ખર્ચાતું નથી, પણ પેટ બાળી કરકસર કરી બચાવેલું દ્રવ્ય એક દિવસમાં ફૂંકી દેવામાં આવે છે. વળી ઘરમાં ન હોય તો પણ ખર્ચ કરવાની ફરજ હોવાથી ઘર કે જમીન કે તે બન્ને ગીરો મૂકી કે વેચીસાટીને પણ કારજ કરવું પડે છે, અને તેથી હંમેશને માટે પાયમાલી થાય છે. કેટલેક ઠેકાણે કન્યાનાં લગ્ન કરવામાં વરને મોટી રકમ પહેરામણી તરીકે આપવી પડે છે. તેમ વર તરફથી આવનારી મોટી જાનની મહેમાનગીરી ભારે ખર્ચ કરી કરવી પડે છે. તેથી ઊલટું કેટલેક ઠેકાણે છોકરો પરણાવવો હોય તો કન્યાના બાપને ખાઈકી તરીકે મોટી રકમ આપવી પડે છે. અથવા તો સાટાં તેખડાં ગોઠવી કન્યાઓ મેળવવી પડે છે. એકંદર કોમમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા સેંકડે દસના પ્રમાણમાં કમી છે. વળી કેટલાક કુલીન ગણાતા લોકોમાં એક કરતાં વધારે બાયડીઓ કરવાનો રિવાજ હોવાથી પરણવા લાયક કન્યાઓની અછતમાં વધારો થાય છે અને તેથી કન્યાવિક્રય, સાટાં-તેખડાં, ગોળ વગેરે અનેક પ્રકારના હાનિકારક રસ્તા પાટીદાર કોમના લોકોને લેવા પડે છે. કન્યાઓ બહાર જતી અટકાવવાને જ્યાંત્યાં ગોળ બંધાઈ ગયા છે. ગોળની અંદર લાયક વર ન મળે તો પણ કન્યા ગોળમાં જ પરણાવવી

જોઈએ. આથી અનેક પ્રકારનાં કજોડાં થાય છે. વળી ગોળ બહાર કન્યા આપવામાં આવે તો ભારે રકમ દંડ તરીકે આપવી પડે છે; અગર તો વ્યવહાર બહાર રહેવાનો પ્રસંગ આવે છે. કડવા બંધુઓમાં છૂટાં લગ્ન ન થતાં મુદતિયાં લગ્ન થાય છે એટલે કે નવ-દસ કે અગિયાર વરસે ઉમિયા માતાના પૂજારી લગ્ન ચિઠ્ઠી નક્કી કરે છે તે દિવસે ન્યાતમાં કુંવારાં હોય તેટલાં તમામ છોકરાંને પરણાવી નાંખવામાં આવે છે. આથી બાળલગ્ન, કજોડાં વગેરે થાય છે અને બાળ કન્યા મરી જાય તો કરેલું ખર્ચ નકામું જાય છે. મરણ પ્રસંગે બારમા ઉપરાંત ફરજિયાત કાંણે જવું પડે છે અને રસ્તામાં નિર્લજપણે રડી કૂટી દિલગીરીનો ખોટો દેખાવ કરવો પડે છે. નુકસાનકારક અને ત્રાસદાયક રિવાજોની સંપૂર્ણ યાદી કરવા જઈએ તો પાર પણ ન આવે. વળી ખોટા રિવાજો ઉપરાંત અજ્ઞાનતાને લીધે ઘણા પ્રકારના વહેમી વિચાર ચાલે છે, અને તેથી પણ ઘણી હાનિ થાય છે. ધર્મ સંબંધી બાબતોમાં લોકોની અજ્ઞાનતા તથા ભોળપણનો લાભ લઈ ધર્મને બાને ઢોંગી લોકો અનેક પ્રકારે તેમને ઠગે છે અને પોતાનો અર્થ સાધવાને તેમનું નુકસાન કરે છે.

**૧૨. મંડળો સ્થાપવાની અગત્યતા :** કેળવણીનો પ્રચાર વધશે અને અજ્ઞાન અને વહેમરૂપી અંધકાર દૂર થશે ત્યારે જ્ઞાતિના હાનિકારક રિવાજો ધીમે ધીમે દૂર થશે તેમાં કાંઈ સંદેહ નથી. માટે સુધારો કરવાને પહેલો અને સૌથી અગત્યનો માર્ગ તો કેળવણીનો ફેલાવો કરવાનો છે. કેળવણીના ફેલાવા સાથે હાનિકારક રિવાજોથી થતી ખરાબી વિષે ચર્ચા ચાલતી રહેવી જોઈએ. ગામેગામ જ્ઞાતિના સુશિક્ષિત લોકો નાની નાની મંડળીઓ સ્થાપે તો તેમનાથી કેળવણીના કામમાં મદદ થાય એટલું જ નહીં, પણ તેઓ ચાલતા હાનિકારક રીતરિવાજમાં પણ સુધારો કરી શકે. હું સાંભળીને ઘણો ખુશ થયો છું કે પાંચ- છ વરસ ઉપર 'પટેલબંધુ'ના તંત્રી રા. કુંવરજી વિઠ્ઠલભાઈ તથા અમીન ગોર્ધનભાઈ અને તેઓના મિત્રોના પ્રયાસથી સુરતમાં એક યુવકમંડળની સ્થાપના થઈ છે. પ્રથમ માત્ર થોડા સભાસદોથી શરૂઆત થઈ હતી પણ પાછળથી ધીમેધીમે તેમાં દિવસે દિવસે વધારો થઈ ગુજરાત, કાઠિયાવાડ વગેરે જુદા જુદા વિભાગમાં તેમાં સભાસદો દાખલ થયા છે. આ મંડળનો ઉદ્દેશ (૧) જ્ઞાતિમાં જડ ઘાલી પેઠેલા દુષ્ટ રિવાજોને દૂર કરવાનો, (૨) જ્ઞાતિના લોકોમાં કેળવણીનો ફેલાવો કરવાનો, (૩) વાંચનનો શોખ વધારવાનો અને વિદ્યાર્થીઓને કેળવણીની અનુકૂળતા કરી આપી ઉત્તેજના આપવાનો છે. આ યુવકમંડળ તરફથી 'પટેલબંધુ' નામનું એક માસિક પ્રસિદ્ધ કરવામાં આવે છે અને તેમાં જ્ઞાતિ ઉપયોગી વિષયોની ચર્ચા ચલાવી ઉપયોગી જ્ઞાનનો ફેલાવો કરવામાં આવે છે. આવા અનેક યુવક મંડળો સ્થાપવાની જરૂર છે. દરેક મોટા ગામે અગર નાના નાના ગામના સમુદાયમાં એક એક મંડળ સહેલથી નીકળી શકે અને તે ઉપયોગી વિષયોની ચર્ચા ચલાવી ન્યાતમાં કેળવણી અને જ્ઞાનનો વધારો કરવા તથા દુષ્ટ રિવાજો બંધ કરાવવા તજવીજ કરી શકે. આવાં નાનાં મંડળો તરફથી ચૂંટાયેલા પ્રતિનિધિઓ એકત્ર થઈ આવી પરિષદ દર સાલ

ભરે અને જ્ઞાતિહિતના વિષયોની ચર્ચા કરે તો તેથી થોડા વખતમાં બેશક ઘણો જ ફાયદો થયા વગર રહે નહિ.

**૧૩. ખેતીની સ્થિતિ :** માત્ર કેળવણીનો ફેલાવો તથા દુષ્ટ રિવાજો દૂર કરીને બેસી રહેવાનું નથી. જ્ઞાતિના લોકોની આર્થિક સ્થિતિ સુધારવાને પણ ઉપાય લેવા જોઈએ. ખેતી એ પાટીદાર લોકોનો મુખ્ય ધંધો છે. શહેર અને કસ્બામાં વસ્તા પાટીદારો ખેતીને બદલે વેપાર-રોજગાર કરે છે. કેળવણી પામેલા કેટલાક નોકરી-ચાકરીમાં પણ જોડાયા છે. પણ આવા લોકોની સંખ્યા પ્રમાણમાં ઘણી થોડી છે. વસ્તીનો મોટો ભાગ - સેંકડે પંચાણું ટકા - જમીનદાર અથવા ખેડૂત તરીકે માત્ર જમીનની પેદાશ ઉપર પોતાની આજીવિકા માટે આધાર રાખે છે. એકાદ વર્ષ કમી વરસાદ આવવાથી અગર બીજા કારણથી પાક બરોબર થતો નથી તેની માઠી અસર માત્ર ખેડૂતો ઉપર નહીં પણ આખા દેશના વેપારી વગેરે તમામ લોકો ઉપર થાય છે. આપણા લોકો મહેનતુ, કસબી અને સહનશીલતાવાળા છે. પરંતુ તેમની તથા તેમની ખેતીની સ્થિતિ તરફ નજર કરીએ છીએ તો તે જોઈએ તેવી સંતોષકારક લાગતી નથી. પ્રાચીન કાળમાં જે પ્રકારનાં હળ તથા બીજાં ખેતીનાં ઓજારો વપરાતાં તેજ હજુ સુધી વપરાય છે. ઢોરનાં છાણ, મૂત્ર સિવાય બીજાં ખાતર વપરાતાં નથી. છાણ, મૂત્ર પણ પૂરેપૂરું ખાતર તરીકે ન વપરાતાં તેનો ઘણો ભાગ નકામો જાય છે. અગર તો બળતણ તરીકે વપરાય છે. જ્ઞાતિનો મોટો ભાગ અભણ, અજ્ઞાન અને વહેમી છે અને તેને લીધે કરજ ગ્રસ્ત થઈ ગયો છે. ઘણા ભાગે તેમની પેદાશ તેમના પાસે પૂરેપૂરી ન રહેતાં તેનો મોટો ભાગ દેવામાં તણાઈ જાય છે. જે મહેનતુ ખેડૂત ઘણો શ્રમ લઈ ઘઉં, બાજરી પેદા કરે છે તેને ઘણા ભાગે ખાવાને માત્ર ઘેંશ જ મળે છે. જે ખેડૂતને ઘેર દૂધ, દહીં, ઘી વગેરે પેદા થાય છે તેને તથા તેના છોકરાંને છાશ પણ પૂરતી ખાવા મળતી નથી. જે કપાસ પેદા કરે છે તેને પહેરવા માટે પૂરતાં વસ્ત્ર પણ મળતાં નથી. તેમની ખેતીનો પાક પરભારો શાહુકારને ત્યાં જાય છે અને બી સરખું પણ તેમની પાસે રહેતું ન હોવાથી તે પણ જરૂર વખતે શાહુકારને ત્યાંથી લાવવું પડે છે. અન્યો અન્ય સહાય કરવાનો જુસ્સો આપણા ખેડૂતોમાં પહેલાં ઘણો હતો. સુંઢલ કરવી, વારાફરતી એકબીજાનું નીંદવા કે વાઢવા જવું એ વગેરે અન્યો અન્ય સહાયનાં કામો પહેલાં ઘણાં થતાં પણ હાલમાં અન્યો અન્ય સહાયનો જુસ્સો શિથિલ થએલો જોવામાં આવે છે. અન્યો અન્ય સહાય કરવાને બદલે એકબીજા પ્રત્યે દ્વેષભાવ રાખી એકબીજાનું ખોટું ઇચ્છવું, પારકાનું બાળી નાખવું, અગર ખેતર ગોદી નાંખવું, વગેરે અનેક પ્રકારના ખોટા રસ્તા પકડી એકબીજાનું નુકસાન કરવા તરફ લોકોની પ્રવૃત્તિ વિશેષ થયેલી લાગશે. દ્રવ્યનો સંચય કરવાનું ખેડૂત લોકો સમજ્યા નથી. સારું પાકે અગર શાહુકાર આપે તો લગ્ન, મરણ પ્રસંગે સઉથી વધારે ખર્ચ કરવામાં આવે છે પણ ભવિષ્યનો કંઈ પણ વિચાર ન કરતાં ભાટ, ભાંડ, ભવૈયા વગેરેને બહોળે દિલે દેણગી કરી દેવામાં આવે છે. પૂરતાં ખાતર તથા સારા બીજ

વગર ખેતીની પેદાશ કમી થતી જાય છે. ઢોરને ખાવાને સારો ચારો તથા પીવાને સારું સ્વચ્છ પાણી નહિ મળવાથી તેમની ઓલાદ બગડી દિનપ્રતિદિન તે પણ નાનાં અને કમજોર થતાં જાય છે. આ એકંદર હકીકતને લીધે ખેતીની સ્થિતિ સુધારવી એ ખેડૂતની આબાદી માટે એક અગત્યનો પ્રશ્ન થઈ પડ્યો છે અને તેનો સંતોષકારક નિર્ણય કરવો એ ખેડૂત કોમના આગેવાનોની મોટી ફરજ છે.

**૧૪. ખેતી સુધારવા યુરોપમાં થએલ તજવીજો :** પચાસ વર્ષ પહેલાં યુરોપખંડના ઘણાખરા દેશોમાં ખેડૂત અને ખેતીની સ્થિતિ આપણા જેવી જ અસંતોષકારક હતી; વિદ્યાકળામાં આગળ વધેલા પાશ્ચાત્ય દેશોના ખેડૂતો પણ પચાસ વરસ ઉપર આપણા ખેડૂતો જેવા વહેમી, અજ્ઞાન અને કરજગ્રસ્ત હતા. પરંતુ છેલ્લાં ત્રીસ-ચાળીસ વરસમાં પરોપકારી અને દેશદાઝ જાણનારા પુરુષોએ ખેડૂતોની સ્થિતિ તરફ લક્ષ આપી તેમની સ્થિતિ સુધારવાને માટે અનેક ઉપાયો યોજ્યા છે અને તેથી ત્યાં ખેડૂતોની સ્થિતિ પણ સુધરી ગઈ છે. ખેડૂતો ઘણે ભાગે કરજમાંથી મુક્ત થયા છે એટલું જ નહીં, પણ દ્રવ્ય સંચય કરવાનું શીખી પૈસાદાર પણ થતા ગયેલા છે. વળી મજૂરો ઓછા થયા ત્યારે સંચા કાઢી, તથા છાણ-મૂતરનું ખાતર પૂરતું ન મળવા લાગ્યું ત્યારે રાસાયણિક ખાતરો વાપરી તેમણે ખેતીની પેદાશ ઘણી વધારી નાંખી છે. ખેડૂતોની સ્થિતિ સુધારવાને જે ઉપાયો યોજવામાં આવ્યા હતા તેમાં સૌથી અગત્યનો ઉપાય ખેડૂતોમાં અન્યો અન્ય સહાય કરવાનો જુસ્સો ઉત્પન્ન કરવાનો અને તેમની આંટ વધારી તેમને જોઈતાં નાણાં સહેલાઈથી અને થોડે વ્યાજે મળી શકે એવી ખેતીવાડીની પેઢીઓ, મંડળીઓ, વગેરે સ્થાપન કરવાના ઉપાયો મુખ્ય હતા. યુરોપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયાના ખેડૂતોની ચઢતી થવાનું મુખ્ય કારણ ત્યાંના ખેડૂતોમાં એકત્ર થઈ એકબીજાને મદદ કરવાનો જુસ્સો છે. છેલ્લાં પચાસ વરસમાં ઉત્પન્ન થયો છે એ જ છે. આ જુસ્સો કેવી રીતે આવ્યો અને ઇતર ઠેકાણે તે કેવી રીતે વાવી શકાય, તેનો એક દાખલો જે થોડા વખત ઉપર કડી પ્રાંત ખેડૂત સભા સ્થાપવામાં આવી ત્યારે મેં જણાવ્યો હતો, તે હું તમને અત્રે જણાવવા યોગ્ય ધારું છું. બેલ્જિયમ દેશના એક ખેડૂતના ખેતરમાં બરાબર પાકતું ન હતું. એક દિવસે તેને પોતાના ધર્મગુરુને ત્યાં જવું થવાથી વાતે વાતમાં તે બોલ્યો કે, 'મહારાજ, મારા ખેતરમાં કંઈ પાકતું નથી, માટે શું કરું ?' ગુરુ મહારાજ ખેતીના શોખીન હતા; અને ખેતી સંબંધી ચોપડીઓ વાંચી કંઈક જ્ઞાન મેળવ્યું હતું, ને તેના અખતરા પોતાના બગીચામાં કરી પણ જોયા હતા. તેમણે પેલા ખેડૂતને પૂછ્યું કે - 'હું કહું તેમ કરીશ ?' ખેડૂતે કહ્યું, 'થાય એવું હશે તો કરીશ.' પછી મહારાજે તેને રાસાયણિક ખાતરનો કોથળો આપી કહ્યું, 'આ ખાતર તારા ખેતરમાં નાંખજે.' વાસ વગરના આવા ધૂળ જેવા ખાતરથી શું થાય, એમ ધારી ખેડૂત પોતાના મનમાં હસવા લાગ્યો, તો પણ ધર્મગુરુના માનની ખાતર તે ખાતર તેણે લીધું, અને બટાટા વાવવાના પોતાના ખેતરમાં તેનો ઉપયોગ કીધો. આથી બટાટાનો પાક પહેલાં કરતાં ત્રણગણો વધારે

થયો; ત્યારે તેને આસ્થા આવી અને એવા ખાતરની તેણે ફરી માગણી કરી એટલું જ નહિ, પણ તેના આડોશી-પાડોશીએ પણ તે વાપરવાની ખાહેશ દેખાડી. રાહીન પ્રદેશના ખેડૂતોએ ખેતી ઉપયોગી ચીજો સામટી ખરીદ કરવાને થોડા વખત ઉપર મંડળીઓ સ્થાપી હતી, તે વિષે ધર્મગુરુના વાંચવામાં આવેલું હોવાથી તેમને એવી એક મંડળી સ્થાપવાની તેણે સૂચના કરી પણ જેમ આપણે અહીં અભણ ખેડૂતોને એવી શિખામણ આપવામાં આવે છે ત્યારે શરૂઆતમાં તે તરફ તેઓ શંકાની નજરે જુએ છે અને કદાચ કોઈ અમલદાર કહે તો તેની શિખામણ માત્ર શરમ કે બીકથી માને છે. તેમ પેલા ગુરુમહારાજના કહેવા ઉપર ભરૂસો આવ્યો નહિ, તો પણ તેમને રાજી રાખવા માટે સાત ખેડૂતો એક મંડળી સ્થાપવા કબૂલ થયા. થોડા વખતના અનુભવથી તેઓને માલૂમ પડ્યું કે મંડળ માટે જોઈતો માલ સામટો લેવાથી સારો મળે છે અને વળી સ્તો મળે છે. આ ફાયદા જોઈ મંડળીમાં પાછળથી સેંકડો લોકો દાખલ થયા અને આ મંડળીનો દાખલો લઈ બીજી સેંકડો મંડળીઓ સ્થાપન થઈ; અને હાલમાં આવી મંડળીઓ ખેડૂતોના ઉદ્ધારનું એક મોટું હથિયાર થઈ પડ્યું છે. આવી રીતે મંડળીઓ સ્થાપવાથી ખેડૂત લોકોને જોઈતા માલ ઉપરાંત જોઈતાં નાણાં પણ સહેલાઈથી અને સસ્તા વ્યાજે મળી શકે છે, એટલું જ નહિ પણ તે જ્યારે જોઈએ ત્યારે મળી શકે છે. વળી ખેડૂતોની મંડળીઓ ખેડૂતોમાં વિદ્યાકળા સંબંધી જ્ઞાનનો વધારો કરે છે અને અજ્ઞાન, વહેમ, હાનિકારક સંસારી રિવાજો વગેરે ધરાવતા દેશોમાં ખેડૂતોની સ્થિતિમાં ઘણો સુધારો થયો છે અને પચાસ વરસ ઉપર દર એકરે જે પાક થતો હતો તેનાથી અત્યારે ચાર-પાંચ ગણો વધારે થાય છે અને આગળ ઉપર એથી પણ વધારે થશે એવી આશા રહે છે.

**૧૫. ખેતીવાડીના સુધારા માટે કેવી તજવીજો આપણે અહીં થઈ શકે ?** : યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં ખેડૂત અને ખેતીની ઉન્નતિ માટે જે તજવીજો થઈ છે તે બધી અહીંનાં આપણાં હાલનાં નાનાં નાનાં ખેતરો વગેરે વિશેષ પ્રકારની સ્થિતિને લીધે જો કે પૂરેપૂરી દાખલ કરવાને અડચણ આવે એમ છે તો પણ તેમાંની ઘણીખરી દાખલ થઈ શકે એવી છે. ઉદાહરણ તરીકે આપણે અહીં ખેડૂતોની સભાઓ સ્થાપી શાસ્ત્રીય રીતે ખેતી કરવાની પદ્ધતિ જેટલે દરજ્જે દાખલ થઈ શકે તેટલે દરજ્જે દાખલ કરવાને કાંઈ હરકત નથી. ગામેગામ ખેતીવાડીનાં સહકારી મંડળો સ્થાપન કરવાને કાંઈ હરકત નથી. ખેડૂત લોકોને શિક્ષણ લેવાને કાંઈ હરકત નથી. ખેતી ઉપયોગી નાના નાના સાંચા દાખલ કરી, હાલ મજૂરીના ભારે દર આપવા પડે છે તથા પાંગોઠાં વીંઝી સખત મહેનત કરવી પડે છે તેનો બચાવ સહેલથી થઈ શકે એમ છે. બી, ખાતર વગેરેમાં સુધારો કરવાને કંઈ હરકત આવવા જેવું નથી. ઘણું થઈ શકે તેમ છે. પણ તેની પહેલ કરનારાની અને અજ્ઞાન લોકોને સમજાવી નવી પદ્ધતિના ફાયદા બતાવનારની જરૂર છે. આવી બાબતોમાં આગળ પડતો ભાગ લઈ પહેલ કરવી એ દરેક કેળવાયેલા અને સમજુ પાટીદારની ફરજ

છે. આ પરિષદમાં જે ગૃહસ્થો આજે હાજર થયા છે, તે પોતાના ગામમાં, અગર ગામ નાનું હોય તો આસપાસનાં થોડાં ગામના જૂથમાં ખેડૂતની સભા સ્થાપન કરે અને સરકારના ખેતીવાડી ખાતા તરફથી જોઈતી માહિતી મેળવી અનુભવમાં મૂકે તો ખેતીમાં ઘણો સુધારો થઈ શકે. સમજદાર અને શીખેલા એવા ગામના આગેવાન લોકોએ આગળ પડી ખેતીવાડી ખાતું ઉઘાડવા સરકારનો સ્તુત્ય હેતુ પાર પાડવાને માટે તજવીજ કરવી જોઈએ, એટલું જ નહીં પણ જે વાતો સરકારથી થવા જેવી ન હોય તે પોતે ઉપાડી લેવી જોઈએ. ઇતર ગામો જ્યાં ખેડૂતોની સ્થિતિ સુધરી ગઈ છે ત્યાં તે ઘણે ભાગે ખાનગી લોકોએ લોકલાગણીથી તથા બિનસ્વાર્થ અને આત્મભોગે જ તજવીજો કરી છે, તેને લીધે જ થયેલી છે. આવી જ રીતે આપણે અહીં એવી તજવીજો કરવાની કેટલી બધી અગત્યતા છે, એ સંબંધી આ પરિષદમાં વિચાર કરી, ખેતીવાડીનું શાસ્ત્રીય જ્ઞાન આપણા લોકોમાં શી રીતે વધારવું એ વિષે નિર્ણય ઉપર તમે આવશો એવી મને આશા છે.

**૧૬. ખેતીના સુધારાથી ફાયદા :** ખેતીના સુધારા તરફ લક્ષ આપી તજવીજ કરવાથી કેટલો બધો ફાયદો થાય તેનો માત્ર એક નાનો દાખલો તમારી આગળ રજૂ કરવાની હું રજા લઉં છું. અમારા કડી પ્રાંતમાં વાવેતર કરવા લાયક એકંદર જમીન ગોળ આંકડામાં ઓગણત્રીસ લાખ વીઘાં છે. એ પૈકી પચીસ લાખ વીઘાં ખાતે દાખલ છે અને ચાર લાખ વીઘાં પડતર છે. ખેડાણ જમીનમાં દર વીઘે સરેરાશ નીવલ ઉત્પન્ન સુમારે દસ રૂપિયા આવે છે. યુરોપમાં સુધરેલા ઢબની ખેતી થાય છે; ત્યાં વીઘાનું સરેરાશ ઉત્પન્ન સાઠથી પોણોસો રૂપિયા એટલે આપણા કરતાં છ-સાતગણું થાય છે અને તેમાં પણ દર સાલ વધારો થતો જાય છે. આ ઉપરથી ખ્યાલ કરો કે માત્ર કડી પ્રાંત જેટલા નાના પ્રદેશમાં દર સાલ કેટલી બધી ખોટ પામવામાં આવે છે. કડી પ્રાંતની પેઠે જ ગુજરાતના બીજા ભાગોમાં પણ ખેતીવાડીની સ્થિતિ છે. આપણી ઊતરતા પ્રકારની ખેતીને લીધે આખા ગુજરાતમાં આપણે દર સાલ કેટલી બધી ખોટ ખમીએ છીએ ? તેનો સરવાળો કરીએ તો કરોડો રૂપિયા થાય. આપણે અહીં હાલ જે પાકે છે તેમાં જાસ્તી નહિ પણ દર વીઘે માત્ર રૂ. ૧ જેટલું વધારે થાય તોપણ દર સાલ લાખો રૂપિયાનું ઉત્પન્ન વધે. દર વીઘે માત્ર એક રૂપિયા જેટલું ઉત્પન્ન વધારવું એ કંઈ મુશ્કેલ વાત નથી. ખેતીનું ઉત્પન્ન દર સાલ વધતું જાય તો તેની અસર ખેડૂતો ઉપર અને એકંદર વેપાર-રોજગાર ઉપર કેટલી બધી થાય કે જેથી લોકોનાં સુખ અને સગવડોમાં કેટલો બધો વધારો થાય તેનો વિચાર કરો. વળી માત્ર એક રૂપિયા જેટલું ઉત્પન્ન વધારી અટકવાનું નથી. એ જ પ્રમાણે થોડો થોડો વધારો કરી આપણે ધીમેધીમે બીજા સુધરેલા દેશોની હારમાં આવીએ ત્યારે દર સાલ કરોડો રૂપિયાનો ફાયદો થાય એ ઊઘડ છે.

**૧૭. ખેડૂત સભાઓ ગામેગામ સ્થાપવી :** આ વિષય એટલો બધો બહોળો છે કે તેના ઉપર જેટલું બોલવું હોય તેટલું બોલી શકાય પરંતુ મેં જે ટૂંકામાં કહ્યું

છે તે કરતાં વધારે બોલી ખેતીની સુધારણા કરવાની આવશ્યકતા વિષે તમારી વિશેષ ખાત્રી કરવાની જરૂર હોય એમ મને લાગતું નથી. તમે બધા ખેડૂત કોમના આગેવાનો અને સમજદાર છો. તમારામાંના કેટલાક ખેતીના સુધારા કરવાની શરૂઆત પણ કરી ચૂક્યા છો એમ મારા જાણવામાં આવ્યું છે. પણ માત્ર ગણ્યાગાંઠ્યા થોડા માણસો છૂટીછવાઈ રીતે આવા પ્રકારની જૂજજૂજ તજવીજો કરે એ બસ નથી. ખેતીમાં રોકાયેલા તમામ લોકોમાં સુધારો થવો જોઈએ; ને તે કરવાનો માર્ગ માત્ર એટલો જ જણાય છે કે એવા બધા લોકોએ મંડળી જેવી એક સંસ્થામાં જોડાઈ ગામેગામ તે મારફતે તજવીજ કરવી જોઈએ, કે જેથી થોડે ખર્ચે ઘણું થઈ શકે. આવી મંડળીની શરૂઆત હાલ નાના પાયા ઉપર થોડા આગેવાનો તરફથી થાય અને તે ફાયદાકારક છે એમ બીજા લોકોને બતાવી આપવામાં આવે તો પાછળથી હજારો ખેડૂતો તેમાં જોડાશે અને જે સુધારા એકલદોકલથી બનવા જેવા નથી, તે બધાના એકત્ર પ્રયાસથી થઈ શકશે. ખેડૂત લોકોની સભા સ્થાપવાની મારી સૂચના કંઈ નવીન નથી. અત્યાર પહેલાં આપણા દેશમાં ઘણે ઠેકાણે ખેડૂતોની સભાઓ સ્થપાઈ ચૂકી છે. આ તરફના ભાગમાં ઉત્સાહી અને આગળ પડતા લોકોએ ખેડા જિલ્લામાં તથા ભરૂચ જિલ્લામાં પણ આવી સભાઓ સ્થાપન કરેલી છે. ભરૂચની સભા ઘણું સારું કામ કરે છે. તેમાં લગભગ બે હજાર જેટલા મેમ્બરો છે. આવી રીતે દરેક ઠેકાણે તજવીજ થવાની જરૂર છે. ગામેગામ ગામની ખેડૂતસભા, મહાલના ખેડૂતોની મહાલ પૂરતી ખેડૂતસભા અને પ્રાંતના ખેડૂતોની પ્રાંત પૂરતી ખેડૂત સભા, સ્થાપન થવી જોઈએ. મને કહેવાને ખુશી ઊપજે છે કે અમારા કડી પ્રાંતના ખેડૂતોએ હાલમાં જ ગામેગામ, મહાલે મહાલ અને આખા પ્રાંત માટે સભા કાઢવાનું ગયા મહિનામાં જ ઠરાવ્યું છે. જો કરેલી શરૂઆતમાં તેઓ મચ્યા રહેશે તો બેશક તેમને ફતેહ મળ્યા વિના રહેશે નહિ અને તેમના દાખલા ઉપરથી એવી બીજી ઘણી ખેડૂત સભાઓ નીકળશે.

**૧૮. ખેડૂતોની સહકારી મંડળીઓ :** ખેડૂતોને ખેતીના કામ સારુ વખતો-વખત પૈસાની જરૂર પડે છે. તેઓ શાહુકારને ત્યાં પૈસા લેવા જાય છે તો ભારે વ્યાજ આપવું પડે છે. એટલું જ નહીં પણ તુર્ત નાણાં મળતાં નથી. વળી દરેક ખેડૂત છૂટક કર્જે કાઢવા જાય તો તેની શાખ જેટલી ગણાય તેના કરતાં ઘણા ખેડૂતો ભેગા મળી પોતાની મંડળી કરે અને એ કામને એ કાજને જવાબદાર થઈ કર્જે લેવા જાય તો શાહુકાર તે ખુશીથી અને ઓછે વ્યાજે આપે. મંડળી કાઢવાથી અન્યોઅન્યને મદદ કરવાનો જુસ્સો વધે છે, સંપ વધે છે અને ધંધાને માટે જોઈતાં નાણાં જ્યારે જોઈએ ત્યારે અને જેટલાં જોઈએ તેટલાં મળી શકે છે. વળી તે પોતાને સગવડ પડે એવી મુદત ઠરાવી મુદતની અંદર પાછાં આપી શકાય છે. પોતાની બચત મંડળીમાં વ્યાજે મૂકવાની સગવડ થાય છે. મંડળીના એકને બચતનું વ્યાજ મળે છે ત્યારે બીજા નાણાંની જરૂરવાળાને તે જ નાણાં માફક દરથી વ્યાજે મળવાની સગવડ થાય છે. કરજ લેનારને મંડળીને જે વ્યાજ આપવું પડે તેમાંથી મંડળીના એક સભાસદ તરીકે તેને પોતાનો

હિસ્સો પરત મળે છે. ગામના જ લોકો મંડળીના સભાસદ હોવાથી અને તેમને તેમની લાયકી જોઈ દાખલ કરેલા હોવાથી મંડળીએ આપેલાં નાણાં ઘલાવાની કંઈ ધાસ્તી રહેતી નથી. મંડળ સ્થાપવાથી પૈસા જોઈએ ત્યારે અને સસ્તા વ્યાજથી મળવાની સગવડ થાય છે એટલું જ નહિ, પણ મંડળીના સભાસદો પોતાની ખેતીનો માલ એકઠો કરી વેચી શકે છે અને તેમ કરવાથી સારો ભાવ મેળવી શકે છે. તેમજ મંડળના સભાસદો પોતાને જરૂરની ચીજો એકઠા થઈ ખરીદવાથી સસ્તે ભાવે ખરીદી શકે છે. આ અને બીજા અનેક ફાયદા ખેડૂતોની સહકારી મંડળીઓ સ્થાપવાથી થાય છે. ઇટાલી, બેલ્જિયમ, જર્મની, ઇંગ્લાંડ વગેરે દેશોમાં ખેડૂતોની સ્થિતિ આપણે અહીંની પેઠે જ કરજગ્રસ્ત હતી. મંડળીઓ સ્થાપવાથી છેલ્લાં ત્રીસ-ચાલીશ વર્ષથી તેમની સ્થિતિ ઘણી સુધરી ગઈ છે અને તેમનામાં પૈસા બચાવવાનો તથા કરકસરનો ગુણ આવી તેઓ ધનાઢ્ય પણ થયા છે. ખેડૂતોની સહકારી મંડળીઓ આ દેશમાં ઉઘાડી ખેડૂતોને લાભ કરવા માટે સરકારે ખાસ ખાતું સ્થાપ્યું છે અને જે મંડળીઓ સરકારમાં નોંધાવવામાં આવે તેમને સ્ટાંપ, નોંધણી તથા કોર્ટ ફીના કાયદામાંથી સરકારે કૃપાવંત થઈ બાતલ કરી છે. તેથી એ બદલના ખર્ચની તેમને ઘણી બચત થાય છે. આવી મંડળીઓ હાલમાં કેટલેક ઠેકાણે ઊઘડી છે. પણ હજુ ઘણે ઠેકાણે ઉઘાડવાની બાકી છે. જો ખેડૂત લોકોની સભાઓ તથા સુરતમાં ઊભું થયું છે તેવું યુવક મંડળ તથા એવાં જ બીજાં ઉત્સાહી મંડળો સહકારી મંડળીઓ સંબંધી હકીકત અજ્ઞાન ખેડૂતોને સમજાવી તેમની મંડળીઓ ઉઘડાવે તો તેમણે પોતાની કોમની એક મોટી સેવા કરી ગણાશે.

**૧૯. ખેતરો એક જથ્થે રાખવાં** : ઉપર મેં જે ટૂંકામાં દર્શાવી છે તે મોટી મોટી અને તે સિવાય બીજી અનેક નાની નાની બાબતોમાં જ્ઞાતિનું ભલું ઇચ્છનાર અને જ્ઞાતિ બંધુઓની ઉન્નતિ ચાહનાર બંધુઓને મહેનત કરવાને વિશાળ ક્ષેત્ર છે. તેમની મહેનતનું ફળ કંઈ એકદમ આવવાનું નથી. જે બંધુઓને માટે તે પ્રયત્ન કરશે તે બંધુઓ પણ કદાચ પોતાની અણસમજને લીધે તેમની સામા થશે અને તેમના રસ્તામાં હરકતો નાંખશે, પણ પોતાની ધારણા શુદ્ધ અને પ્રેમ પ્રેરિત છે એમ સમજી તેમાં ખંતથી મચ્યા રહેવાથી તેમને ફતેહ મળ્યા વગર રહેશે નહિ. ખેતીની પેદાશ વધારવામાં ખેડૂતોની આર્થિક સ્થિતિ નબળી હોવા ઉપરાંત, તેમનાં ખેતરો નાના તથા છૂટાંછવાયાં આવેલાં છે એ પણ છે. એક કકડો ગામની એક ભાગોળે અને બીજો બીજી ભાગોળે અને ત્રીજો તેથી જુદે ઠેકાણે એ પ્રમાણે આવેલાં હોવાથી, ખેતીનાં ઓજાર એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં ઘણો નકામો વખત જાય છે. તથા શ્રમ લેવો પડે છે. સચવામણ ખર્ચ વધે છે તથા ખાતર પુંજો પણ બરોબર નાંખી શકાતો નથી. સુધરેલી ઢબના ઓજાર વાપરવાને જમીનના નાના ટુકડાથી ઘણી અડચણ આવે છે. જાપાનમાં પહેલાં આવી જ સ્થિતિ હતી. પણ ત્યાંના લોકોએ છેલ્લાં ૪૦-૫૦ વર્ષમાં પોતાના દેશમાં બીજા સુધારા કર્યા તેમાં ખેતરોના નાના નંબરો કાઢી નાંખી મોટા નંબરો

કરવાનો અને દરેક ખેડૂતની જમીન એક જથ્થે કરવાનો મોટો સુધારો કર્યો છે. આથી ખેડૂતની મહેનત ઘણી કમી થઈ છે. ખેતર ઉપર દેખરેખ સારી રહી શકે છે, સુધરેલી ઢબની ખેતી થઈ શકે છે અને એકંદરે ખેતીની પેદાશમાં ત્રણ-ચાર ગણો વધારો થયો છે. આવી જ તજવીજ આપણે અહિં થવી કંઈ અશક્ય નથી. ખેડૂતોમાં સંપ હોય તો તેઓ પોતે જમીનના અદલાબદલા કરી તથા સરસા નરસી જમીન પ્રમાણે ઉપરામણી આપી પોતપોતાની જમીન એક જથ્થે કરી શકે. જ્યાં લોકોથી બનવા જેવું ન હોય ત્યાં સરકાર મદદની માંગણી કરવામાં આવે તો તે પણ મળી શકે. જમીન એક જથે કરવાનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે અને તે ઉપર યુક્ત રીતે વિચાર ચલાવી કંઈ નિર્ણય ઉપર વેળાસર આવવું એ દરેક ખેડૂતની અને ખેડૂતના મિત્રની ફરજ છે.

**૨૦. સુધારાની તજવીજો ચાલુ થઈ ગઈ છે :** જોકે પાટીદાર લોકો હજુ ઘણા પછાત છે તો પણ છેલ્લાં વીસ-પચીસ વર્ષથી તેમનામાં જ્ઞાતિસુધારા સંબંધી ચળવળ શરૂ થઈ છે. ચરોતરના લેવા પાટીદારોમાં તથા કુલીન ગણાતા કડવા પાટીદારોમાં કન્યાને માટે લાયક વર મેળવવાની મુસીબતને લીધે તથા કદાચ તેવો વર મળે અને ભારે ખર્ચ કરી કન્યાને પરણાવવામાં આવે તો પાછળથી થતી વેવાઈ પક્ષ તરફથી કનડગતોથી કંટાળવાનો કન્યાના બાપને લાચારીભર્યો પ્રસંગ આવે નહિ એટલા માટે કન્યાને જન્મતાં વાર જ દૂધપીતી કરવાનો દુષ્ટ રિવાજ દાખલ થઈ ગયો હતો. તે હવે જોવામાં આવતો નથી. ઉત્તર વિભાગના માજી કમિશનર મિ. જી. એફ. શેફર્ડ, મર્હૂમ દેસાઈ હરિદાસ વિહારીદાસ અને બીજા જ્ઞાતિ-શુભેચ્છકોના પ્રયત્નથી લગ્ન પ્રસંગે કરવાના ખર્ચમાં ઘટાડો કરવાના નિયમ સુમારે ત્રીસેક વર્ષ ઉપર થયા હતા. માટલીઓ આપવાના, કાંણો કરવાના વગેરે ત્રાસદાયક રિવાજો કમી કરવાના ઠરાવ ભાદરણ, ધર્મજ, સોજીત્રા, કરમસદ વગેરે ગામોમાં લોકોએ ભેગા થઈ સાત-આઠ વર્ષ ઉપર કર્યા હતા. બારમાની ન્યાતમાં મોટા માણસોએ જવું નહિ એવો બંદોબસ્ત ઘણાં ગામોમાં થયો છે અને તેથી બારમાનું ખર્ચ પહેલાં કરતાં કંઈ કમી થતું જાય છે. નાનાં બાળકોને પરણાવવાં એ હાનિકારક છે, એમ લોકોનો કંઈ ભાગ સમજવા લાગ્યો છે. શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ' કરી બાર વર્ષની અંદર કન્યાઓ અને સોળ વર્ષની અંદરના છોકરા પરણાવવાનો પોતાના રાજ્યનાં પ્રતિબંધ કર્યો છે. તેની અસર તેમના રાજ્ય બહારના પણ તેમની રૈયત સાથે કન્યાની આપ-લેનો સંબંધ રાખનારા પાટીદારો ઉપર પણ થઈ છે. હવે નાનાં નાનાં બાળકોને તેમનાં માબાપ કે ગાંયજાએ કેડમાં ઘાલીને મંગળ ફેરા ફેરવવા પડે એવો શરમ ભરેલો દેખાવ જોવામાં આવતો નથી. કડવા પાટીદારો પોતાનાં મુદતિયા લગ્નથી થતા ગેરફાયદા સમજવા લાગ્યા છે. છૂટાં લગ્ન કરવાની શરૂઆત તે કોમના સમજુ અને ડાહ્યા પુરુષોએ કરી છે. આઠ-દસ દહાડા ઉપર એવું એક છૂટું લગ્ન અમારા કડી પ્રાંતનાં સૈઢવ ગામે થયું હતું, અને તેને ઉત્તેજન આપવા પ્રોફેસર સ્વામીનારાયણ અને બીજા જ્ઞાતિહિતચિંતક ગૃહસ્થો હાજર થયા હતા. મુદતિયા લગ્નના ગેરફાયદા અને

છૂટાં લગ્ન કરવાની આવશ્યકતા હવે લોકો સમજવા લાગ્યા છે. તે કરવામાં તે હજુ પાછા પડે છે તેનું કારણ સ્વાર્થી લોકોની ખટપટ અને ઉમિયા માતાનો કોપ થશે એવી ખોટી બીક છે. પણ ભાવનગરના રાજેશ્રી હરજીવનદાસ, જેમણે છૂટું લગ્ન કરવાની પહેલ કરી હતી. તેમનો પુત્ર અમૃતલાલ યોગ્ય હોઈ મેડિકલ કોલેજમાં અભ્યાસ કરે છે. તેમજ તેમની પછી બીજા લોકોએ એવાં લગ્ન કર્યા તેમને કંઈ હાનિ થઈ નથી. એ વાત લોકોના જાણવામાં આવશે, ત્યારે તેમની બીક દૂર થઈ તેઓ પણ છૂટાં લગ્ન કરતા થશે, એવી આશા રહે છે. કડવા બંધુઓ જ્ઞાતિસુધારા અર્થે કોન્ફરન્સ ભરે છે, માસિક કાઢે છે, અને એકંદરે જ્ઞાતિહિતાર્થે બનતી તજવીજો કરવા લાગ્યા છે. મુદતિયાં લગ્નને લીધે જ કડવા કોમ લેવા કોમથી જુદી જણાય છે. જ્યારે તે દૂર થશે ત્યારે લેવા અને કડવાનો ભેદ નીકળી જઈ બંને એકત્ર થઈ જશે, એવી હાલ ચાલતી સુધારાની તજવીજ ઉપરથી આશા રહે છે.

**૨૧. આગેવાનોએ કરવાની તજવીજ :** જોકે આવી રીતે સુધારાની તજવીજ શરૂ થઈ છે તો પણ હજુ તે શરૂઆત જ છે. માત્ર થોડા સમજુ લોકોએ પોતાના રીતરિવાજોમાં કંઈ ફેરફાર કર્યો છે. પણ જ્ઞાતિનો મોટો ભાગ તો નઠારા રિવાજથી ખરાબ થતો જારી જ રહ્યો છે. આવી પરિષદો ભરાતી રહી પ્રયાસ જારી રહેશે ત્યારે જ આખી કોમમાં સુધારો થશે. વળી માત્ર પરિષદો ભરી ઠરાવ કરવાથી કંઈ થવાનું નથી. કરેલા ઠરાવ પ્રમાણે બધાએ વર્તવું જોઈએ. આગેવાનોએ પોતે કહે તે પ્રમાણે કરી બતાવવું જોઈએ. જ્યાં સુધી તેઓ પોતાના કહ્યા પ્રમાણે વર્તશે નહીં ત્યાં સુધી તેમના કહેવાની કંઈ અસર થશે નહીં. જ્યારે તેઓ પોતાના કહ્યા પ્રમાણે વર્તશે ત્યારે જ તેમના દાખલાથી બીજા લોકો ઉપર ઘણી સારી અસર થશે. સુધારાની પહેલ કરનારને માટે શરૂઆતમાં ઘણાં સંકટ આવી પડે છે; તેમને અનેક પ્રકારની હેરાનગતિ ભોગવવી પડે છે. તેમના પોતાના ઘરમાં તેમ સગાવહાલામાં તેમના વિચાર પસંદ પડે નહીં એવાં માણસો હોય છે. એવાં વિરુદ્ધ વિચારનાં માણસો તેમના ઉપર અનેક પ્રકારનું દબાણ લાવે છે અને તેથી જો તેઓ કાચા મનના હોય તો પોતાના આગળ પડતા વિચાર છોડી ચાલતો વહીવટ ચલાવે છે. આથી સુધારાના કામે ઘણો ધોકો લાગે છે. સુધારાની વાત કરનારા પણ પોતાને ઘેર પ્રસંગ આવે ત્યારે તે પ્રમાણે નહીં ચાલનારાને ફરીથી સુધારાની વાત કરતાં શરમાવું પડે છે. તેમનું પોતાનું વર્તન તેમના બોલવા વિરુદ્ધનું હોવાનું જણાતાં લોકો એમ માને છે કે જે તે જ સારું છે અને સુધારાની ખાલી વાતો કરનારા પણ મઠ ફાકી પાછા ઠેકાણે આવ્યા છે. આ પ્રમાણે થવા દેવું બરોબર નથી. પોતાના બોલ્યા પ્રમાણે પ્રસંગ આવે વર્તી બતાવવું તે સુધારા કરવામાં આગળ પડનાર દરેક ઇસમની ફરજ છે. જો તેમ કરવાની હિંમત ન હોય, અને જોખમ વહોરવાનું સામર્થ્ય ન હોય તો તેમણે મૂંગે મોઢે બેસી રહેવું એ જ તેમને માટે તથા સુધારાના કામને માટે હિતકર છે.

**૨૨. કુલીનોનું કર્તવ્ય :** જ્ઞાતિના સુધારા કરવામાં બે પક્ષ તરફથી વિરુદ્ધતા થાય

છે. એક તો અજ્ઞાન વર્ગ તરફથી અને બીજું સુધારો થવાથી જેમને નુકસાન થવાનું તેમના તરફથી અજ્ઞાન વર્ગની વારંવાર સમજૂતી કરવાથી તથા તેમાં કેળવણીનો ફેલાવો કરી સુધારાપક્ષ તેને પોતાની પખમાં સહેલાઈથી લઈ શકે છે. પણ સ્વાર્થી પક્ષના સંબંધમાં તેમ કરવું જરા કઠણ પડે છે. કુળવાન ગણાતા કેટલાક લોક એમ માને છે કે, સુધારો થશે તો પછી આપણો ભાવ કોણ પૂછશે ? તેમણે યાદ રાખવું જોઈએ કે, જેમ જેમ કેળવણીનો પ્રચાર વધતો જશે અને જૂના ભૂલ ભરેલા વિચાર દૂર થતા જશે તેમ તેમ કહેવાતા કુલીનને બદલે વિદ્વાન અને સારા વિચારના ગૃહસ્થો તરફ લોકોની પસંદગી વધારે થશે. માટે કેળવણી લેવી અને સુધારો કરવો એ તેમના પણ હિતની વાત છે. જો તેઓ તેમ નહિ કરે તો પછાત રહી જશે અને તેમનો ભાવ કોઈ પૂછશે નહિ. કુલીન લોકો પોતાનું ખરું હિત સમજતા હોય તો સુધારાના કામમાં તેમણે આગળ પડીને મદદ કરવી જોઈએ. એટલું જ નહિ પણ પહેલ કરવી જોઈએ. તેમ કરવાથી તેમનાં સગાંસંબંધીના તેમના પ્રત્યેના પ્રેમભાવમાં વધારો થશે અને તેમના તરફ બીજા લોકો વધારે આકર્ષાશે, ચાલતા વહેવારમાં આપણે જોઈએ છીએ કે, જેઓ આઠીઆ, હઠીલા અને ત્રાસ આપનાર જણાય છે; તેમને ત્યાં સંબંધ કરવા જતા લોકો પાછા પડે છે અને જે માયાળુ, ખુશીથી આપવામાં આવે તે લઈ સંતોષ માનનાર અને સામાને કોઈ પ્રકારની હેરાનગતિ નહીં કરનારા છે. તેમને ઘેર લોકો ચાહીને જાય છે.

**૨૩. કેવી રીતે કામ કરવું :** બીજી સારી બાબતોની પેઠે જ્ઞાતિ સુધારાની બાબતમાં પણ ધીરજ અને ખંતથી સારું પરિણામ આવે છે. કરવાનું ઘણું છે, પણ તે બધું એક જ વખતે અથવા હાલ તુર્ત થઈ જશે એમ કંઈ નથી. થોડું હાલ, થોડું તે પછી, અને બાકીનું તે પછી, એ પ્રમાણે ધીરે ધીરે તજવીજ કરવામાં આવશે તો ધારેલો હેતુ સહેલાઈથી પાર પડશે. જે બાબતમાં બધાનો એક મત હોય, અથવા એક મત થવા જેવો હોય તે પહેલાં લેવી અને તેની ઉપર સંપૂર્ણ લક્ષ આપવું. તે પછી વીવાદગ્રસ્ત બાબતો લેવી અને તે ઉપર સંપૂર્ણ ચર્ચા ચલાવવી તથા તેના લાભાલાભ સમજાવવા અને બધાનો અથવા નિદાન મોટા ભાગનો તે ઉપર એકમત કરવો. આ પ્રમાણે ડહાપણ અને યુક્તિથી કામ કરવાથી વિશેષ વિરુદ્ધતા ન થતાં એક પછી એક સુધારા દાખલ થતા જશે અને પાટીદાર પરિષદે કરવા ધારેલો સ્તુત્ય હેતુ પાર પડશે.

**૨૪. કેળવણી સર્વ સુધારાનો પાયો :** કેળવણીનો ફેલાવો એ એવી બાબત છે કે તેમાં ભાગ્યે જ કંઈ મતભેદ થાય. કેળવણીના ફાયદા હવે ઘણાખરા લોકો સારી રીતે સમજે છે. જો તેઓ પોતાનાં બાળકોને ભણાવવામાં પછાત રહેતાં હશે, તો તેનું કારણ ઘણું કરીને તેમની નબળી સ્થિતિ સિવાય બીજું કંઈ નહીં હોય. મેં ઘણાં માબાપો સાથે તેમ ઘણા જુવાનો સાથે આ બાબત વાતચીત કરી છે અને મને બધાએ કહેલું છે કે, પૈસા વગર શી રીતે ભણીએ ? ઘણા પાટીદાર જુવાનો મારા જોવામાં એવા આવ્યા છે કે, જેમને સાધનો હોત તો તેઓ ગ્રેજ્યુએટ થયા વગર રહ્યા ન હોત.

જો તેમને વિલાયત જવાની સગવડ હોત તો સિવિલ સર્વિસ જેવી મોટી પરીક્ષા માન સાથે તેઓ પસાર કરી આવ્યા હોત પણ સાધન નહિ હોવાથી માત્ર ૭ રૂપિયાના માસ્તર તરીકે પડી રહ્યા છે ! પાટીદારોને કેળવણી લેવામાં મુખ્ય અડચણ સાધનની જ આવે છે. આવાં સાધન કરી આપવાં એ જ્ઞાતિ ભાઈઓની ફરજ છે. ન્યાતમાં સારી સમજવાળા અને પૈસાદાર ગૃહસ્થો નથી એમ નથી. ન્યાતના હિત માટે આવા ગૃહસ્થોએ એકત્ર મળી કંઈ યોજના કરવાની જરૂર છે. પૈસાદાર લોકો પોતાના દ્રવ્યનો અનેક રીતે બહોળા હાથે ખર્ચ કરે છે. પરંતુ તેનો વ્યાપ યોગ્ય માર્ગે થાય તો તેથી તેમની નામના થવાની સાથે જ્ઞાતિનું પણ હિત થાય. કેળવણી એ જ માણસને ઉન્નત સ્થિતિએ પહોંચાડે છે એમ અનુભવથી હવે સિદ્ધ થઈ ચૂક્યું છે. કેળવણી લેવાને જે સાધનોની ખોટ પડે છે, તે સાધનો પૂરાં પાડવાં એ જ જ્ઞાતિના શુભચિંતક અને ઉદારચિત્ત તવંગર ગૃહસ્થોનું કર્તવ્ય છે. આ કર્તવ્ય છે. આ કર્તવ્ય પાર પાડવા માટે ઘણા રસ્તા છે. કેળવણી જેવા સારા કામને માટે એક મોટું ફંડ કરવું જોઈએ અને તેમાં શક્તિવાળા દરેક જ્ઞાતિ ભાઈએ મદદ આપવી જોઈએ. આવા કામમાં મદદ કરવા સૌ ભાઈઓ તૈયાર થઈ આગળ પડે તો લાખો રૂપિઆનું મોટું ફંડ કરી શકાય. મેં આગળ જણાવ્યું છે તેમ આપણામાં કેટલાક જૂના રિવાજો એવા ખર્ચાળ છે કે તેમાં કંઈ કમી કરી, કેળવણીને માટે તે દ્રવ્યનો ઉપયોગ કરી શકીએ એમ છે. ન્યાતમાં કેળવણી વધશે તો જૂના, ખર્ચાળ અને હાનિકારક રિવાજો ઓછા થતા જશે અને જે જે બાબત પર સુધારા કરવાને આપણે ધારીશું તે સહેલાઈથી થઈ શકશે, માટે જ્ઞાતિમાં કેળવણીનો વધારો કરવા તરફ આપનું લક્ષ ખાસ રીતે રાખવા હું આપને આગ્રહપૂર્વક વિનંતી કરું છું. સ્ત્રી-પુરુષો બન્નેને કેળવણી મળવી જોઈએ. જમીનને કેળવીએ તેમ વધારે પાક આવે એવી સમજૂતવાળા ખેડૂત વર્ગના લોકોએ સમજવું જોઈએ કે માણસને પણ જેમ કેળવીએ તેમ વધારે સારું થાય. તમારામાંના કેળવાયેલા લોકોની સ્થિતિ કેવી છે અને જે અજ્ઞાન રહ્યા છે તેમની સ્થિતિ કેવી છે તેની સરખામણી કરશો તો તેટલા ઉપરથી પણ કેળવણી કેવો ફેરફાર કરી નાંખે તે તમને સહેજ જણાશે. બાળકોને પરણાવવા કાળજી રાખવા કરતાં તમે જો તેમને ભણાવવાની કાળજી રાખો, એટલે તે સારાં અને કમાતાં થશે; તમે જો તેમને નાનપણમાં ભણાવશો તો મોટપણમાં યોગ્ય વખતે પરણવાનું કામ તે પોતાની મેળે કરી લેશે. કેળવણીરૂપી દીવાનો પ્રકાશ પાટીદાર કોમમાં જ્યારે પૂર્ણ રીતે પડશે ત્યારે અજ્ઞાનતા, વહેમ અને ચાલતા આવેલા જે હાનિકારક રિવાજો તેમનામાં પ્રચલિત છે, તે આપોઆપ અદશ્ય થઈ જશે. કેળવણી એ જ તમારું મુખ્ય લક્ષ્યબિન્દુ રાખો. કેળવણી માટે જેટલું બની શકે તેટલું કરો, બોર્ડિંગો ઉઘાડો, સ્કોલરશિપો આપો, ફંડ કરો અને જે કંઈ બની શકે તે ખરા મનથી અને ખરી લાગણીથી કેળવણી માટે કરો એ જ મારે તમને મુખ્ય કહેવાનું છે.

૨૫. આપણા લોકોને ઊંચી પાયરીએ લાવવાને અગત્યની વાત એ છે કે આપણા

આશયો હંમેશ ઊંચા હોવા જોઈએ. કેળવણીથી તે પણ થશે. જેમ આશય ઊંચા તેમ આચારવિચાર પણ ઊંચા હોય છે. આપણા કરતાં આપણાં સંતાનો વધારે સારાં અને વધારે સુખી શી રીતે થાય ? આપણે હાલ રહીએ છીએ તેના કરતાં વધારે સારાં સગવડવાળાં અને સુખદાયક ઘરમાં રહેવાનું શી રીતે થાય ? આપણો પોષાક શરીર સંરક્ષણને બંધ બેસતો શી રીતે કરી શકાય ? આપણે સારો અને પૌષ્ટિક ખોરાક શી રીતે લેતા થઈએ ? - વગેરે સુખી જીવન માટે ખાસ ઉપયોગી બાબતો છે જેના તરફ આપણું લક્ષ જવું ઘટે છે. તેમ થશે ત્યારે આપણી જાત પ્રત્યે આપણી ફરજ આપણે વધારે સમજતા થઈશું, અને આપણી સકમાણીના પૈસા વગર વિચારે નિરુપયોગી બાબતોમાં ખર્ચી નાંખીએ છીએ તે, ખર્ચતાં અટકીશું. મારું એમ કહેવું નથી કે, માણસે પોતાની સારી મહેનતની કમાણી મોજશોખમાં ઉડાઉપણે ખર્ચી નાંખવી. મારા કહેવાનો ઉદ્દેશ એવો છે કે, હાલ પોતાની જાત તરફ જે દુર્લક્ષ રાખવામાં આવે છે, તે દૂર કરી વિચારપૂર્વક પોતાને માટે કાળજી કરવી જોઈએ. જ્યારે એમ થશે ત્યારે ન્યાત વરા વગેરેમાં થતું બેહદ ખર્ચ આપોઆપ અટકી જશે.

૨૬. બંધુઓ ! આજે જે કારણ માટે તમે મળ્યા છો તે તમારા ભવિષ્યની ઉન્નતિ માટે ખાસ ઉપયોગી છે. આવા મેળાવડા કરી ભેગા મળવાથી અને એકબીજા સાથે વિચાર કરવાથી આપણા ખરા લાભની વાત શું છે તે આપણે નક્કી કરીએ છીએ. વળી એકબીજા સાથે મળવાના આવા પ્રસંગો આવવાથી અન્યોન્ય પ્રત્યે હેતપ્રીતિ વધે છે, અને જે ઐક્યની આપણે ખાસ જરૂર છે તે ઐક્ય આવે છે. દર સાલ ભેગા મળી પાછલા વર્ષમાં શું કર્યું તેનો હિસાબ તપાસી જોવાથી, અને હવે પછી શું કરવું તેનો વિચારપૂર્વક પ્રોગ્રામ ગોઠવવાથી ધીરે ધીરે પણ ચોક્કસ રીતે આગળ વધાય છે; અને એવી રીતે મંડ્યા રહેવાથી આખરે લક્ષ્યબિન્દુએ પહોંચાય છે.

૨૭. બંધુઓ ! આજના મેળાવડાનો વિષય ઘણો બહોળો છે અને તેના ઉપર જેટલું બોલવું હોય તેટલું બોલી શકાય એમ છે. પરંતુ આપણા જ્ઞાતિ બંધુઓનો જે પ્રકારનો સમુદાય આજે ભેગો થવાની ધારણા રાખવામાં આવી હતી તે તરફ લક્ષ રાખી ટૂંકામાં સરળ અને સાદી ભાષામાં માત્ર થોડું જ બોલવાનું મેં યોગ્ય ધાર્યું છે. જો તે તમને પસંદ પડશે અને તમારું આજનું કાર્ય કરવામાં કંઈ દરજ્જે ઉપયોગી થશે તો મને ઘણો સંતોષ થશે, ઉપોદ્‌ઘાત તરીકે આટલું બોલી હવે આજનું કામકાજ શરૂ કરવાને આપને હું વિનંતી કરું છું.

## પ્રથમ પાટીદાર પરિષદનો અહેવાલ

## (વાંઝ - ૧૪, ૧૫ અને ૧૬ જાન્યુઆરી - ૧૯૧૦)

અત્યારે આપણા દેશમાં સર્વત્ર ચૈતન્ય વ્યાપી રહેલું અનુભવીએ છીએ. સેંકડો વર્ષ થયાં અનેક પ્રકારના કઢંગા રીતરિવાજોનો માર સહન કરતા અમારા પાટીદાર બંધુઓ પોતાની કુંભકરણની નિદ્રાનો ત્યાગ કરી જમાના પ્રમાણે કંઈક પણ પ્રગતિ કરવા તૈયાર થયા છે; અને આપણી જ્ઞાતિનો ઉદય એ જ સઘળા યુવાનોના આશયનું

કેન્દ્રસ્થાન થયું છે.

આ પ્રમાણે પ્રત્યેક દિશામાં ઉન્નતિના જયઘોષ સુસ્વરથી સંભળાવા લાગ્યા છે – એ જ આપણા દેશના ઉદય માટે શુભ ચિહ્ન છે. જે પ્રજાના જીવન ઉપર આખી સૃષ્ટિના જીવનનો આધાર છે તે પ્રજા જ્યારે ઉન્નતિના સમયમાં મૂગે મોઢે કંઈ પણ હિલચાલ કર્યા સિવાય બેસી રહે તો પછી એમ મનાય કે આખી સૃષ્ટિનું પાલન કરનાર પ્રજા આળસુ છે - પ્રમાદી છે. પણ આનંદથી અને ગૌરવથી મને કહેવા દો કે જે પ્રજાનાં અંતઃકરણમાં ક્ષત્રિયત્વના તેજસ્વી અને જુસ્સાદાર વિચારો પ્રભુએ મૂક્યા છે તે પ્રજા કદી પણ આવા શુભ પ્રસંગનો લાભ લીધા વિના રહે જ નહિ.

દરેક કોમ કે દેશની ઉન્નતિનો આધાર તે પ્રજાના સ્વાભિમાનના ગુણ ઉપર રહે છે. જે પ્રજાના અંતઃકરણમાં સ્વાભિમાનનો જુસ્સો પ્રકટ થયો નથી તે પ્રજાને માટે કદી પણ ઉન્નતિની આશા રાખી શકાય નહિ; માટે જ્ઞાતિ કે દેશના મહાન પુરુષો તે ગુણનો સંચાર કરવા તનતોડ મહેનત કરી રહ્યા છે.

પાટીદાર કોમને અજ્ઞાનતાના અંધકારમાંથી દૂર કરવા, કેળવણી, સાંસારિક સુધારાવધારા જમાના પ્રમાણે દાખલ કરવા વગેરે શુભ ઉદ્દેશથી સર્વ વિભાગના, સર્વ પેટા કોમના, સભાસદોથી એક 'પાટીદાર યુવક મંડળ' સ્થાપન કરવામાં આવ્યું. આ મંડળ નિરંતર પોતાની જ્ઞાતિની ઉન્નતિ કયા પ્રકારે જલદી થાય તે જોવા માટે ઉત્સુક છે અને તે દશા પ્રાપ્ત કરવાને કલ્યાણકારી અનેક કાર્યો હાથ ધરવા પણ ચૂકતું નથી. કોઈ પણ જાતના સાધન વિના મંડળ ઘણાં સંગીન અને હિતકારક કાર્યોનો પાયો નાંખે છે, પરંતુ ખંત, ઉત્સાહ સાથે કર્તવ્ય-પરાયણ રહેવાથી પ્રભુ તે પાર પાડે છે. આ જ બતાવી આપે છે કે પ્રભુ અમારા યુવક મંડળના કાર્ય તરફ કૃપાદૃષ્ટિથી જુવે છે અને અમારો ધર્મ છે કે મહાન પિતા પરમેશ્વરને હરહંમેશા વધારે ને વધારે રાજી કરવા. બાપ અને દીકરા વચ્ચે જ્યાં મતભેદ હોય ત્યાં તે ઘરની કેવી સ્થિતિ થાય તેનો વિચાર કરવાથી તે સહજ સમજાશે, તે પ્રમાણે જે મનુષ્ય મહાન પિતા પરમેશ્વરના 'મનુષ્યનો ધર્મ છે કે પ્રજાને ઉપયોગી થઈ પડે તેવાં અનેક કામો કરવાં' આ સિદ્ધાંતને માન્ય નથી કરતો તે મનુષ્ય પ્રભુને પ્રિય નથી, અને તેટલા જ કારણથી આપત્તિના સમયમાં તેવા દુષ્ટ મનુષ્યને પ્રભુ સહાય કરતા નથી. અંગ્રેજીમાં કહેવત છે કે 'જે પોતાને મદદ કરે છે તેને જ ઈશ્વર મદદ કરે છે; અન્યને નહિ.'

કેવળ નિઃસ્વાર્થપણે જ્ઞાતિ સેવા કરવા તૈયાર થયેલા યુવકો અનુભવસિદ્ધ કરી શક્યા છે કે મનુષ્ય માત્ર ધારે તો શ્રદ્ધાપૂર્વક ગમે તે મહાન કાર્ય કરવા શક્તિમાન છે ! પણ ફક્ત સ્મરણ એટલું જ રાખવાનું છે કે દૃઢ નિશ્ચય, અડગ ટેક, એકવચનીપણું, અડગ હિમ્મત, તેમજ ન્યાયદૃષ્ટિને ધારણ કરી પોતાનું વર્તન - પોતાનું જીવન દિનપ્રતિદિન ઉચ્ચ કક્ષામાં મૂકવા પ્રયત્ન કરી રહ્યું છે. જ્ઞાતિસમુદાયને જાગ્રત કરવાના સિદ્ધાંતને લઈને પ્રથમ વાચન પૂરું પાડવા માટે કોઈ પણ સાધન તૈયાર કરવાની મંડળને ઇચ્છા થઈ અને તે ટૂંક મુદતમાં પ્રભુએ અમારા પ્રયાસ પ્રમાણે પાર પાડી છે. આપ સર્વ બન્ધુઓ જોઈ

જાણી શક્યા હશો કે પાટીદાર કોમને ગૌરવયુક્ત બનાવનાર 'પટેલબંધુ' માસિકપત્ર મંડળ ઘણી જ કાળજીપૂર્વક ચલાવે છે અને તેને માટે જ્ઞાતિના અને પરજ્ઞાતિના ધુરંધર વર્તમાન પત્રકારો તેમજ પરીક્ષાત્મક સાક્ષરોના ઉત્તમ અભિપ્રાયો છે. મંડળના સભ્યોને પણ ખાત્રી થઈ છે કે આપણા 'પટેલબન્ધુ' દ્વારા જ્ઞાતિમાં કોઈપણ શુભ હિલચાલ થવા લાગી છે. આ જ અમારા કાર્યની પરાકાષ્ઠા છે. આથી જ અમારાં હૃદય દિનપ્રતિદિન વધારે અને વધારે સંગીનકાર્ય કરવા પૂર વેગથી ઉશ્કેરાય છે. પ્રભુ તેને પોષણ આપે છે. 'પટેલબંધુ'ને શરૂઆતમાં પગભર કરવામાં અમારા આફ્રિકાવાસી બંધુજનોએ જે શ્રમ લઈ ગ્રાહકો વગેરે કરવાના કામમાં તનતોડ મદદ કરી હતી તે ઉપકાર મંડળ કદીપણ ભૂલી જાય તેમ નથી. પ્રભુ અમને અને અમારા બંધુઓને જય અપાવે.

મંડળે પોતાના પ્રથમના કાર્યમાં વિજય મેળવ્યો એટલે દિવસે દિવસે તેને કંઈક આગળ વધવાની પ્રબળ ઇચ્છા થઈ. 'પટેલબંધુ'નું પહેલું વરસ પૂરું થયું અને નવા વરસની શરૂઆતમાં તરત જ મંડળને પરિષદ ભરવાની જરૂર જણાઈ. જાન્યુઆરી માસની તા. ૯મીને રોજ મંડળને તે બાબતની જરૂર છે તેવો વિચાર ઉદ્ભવ્યો અને તે વિચાર તે જ માસની તા. ૧૫-૧૬-૧૭ના દિવસોમાં પાર પડેલો જગતે જોયો. જે સમયે મંડળે પ્રથમ પાટીદાર પરિષદની બેઠક વાંઝ મુકામે કરી, ત્યારે જ્ઞાતિનાં સઘળાં જનો એમ જ માનતાં હતાં કે આવાં મહાન કાર્ય કરવાં તે બાળકોની રમત નથી. અલબત્ત બંધુઓ, તે કંઈ બાળકોની રમત નથી. ગમે તે રમત કે ગમે તેવું મોટું કાર્ય હો; પણ ફક્ત ખંત, ઉત્સાહ અને સાહસિક વૃત્તિ તથા ઐક્યની જ એમાં રમત, ગમત કે કસાકસી છે. ધ્રુવ પણ એક ન્હાનો બાળક જ હતો. પણ તેણે જગતને નવાઈ પમાડે તેવું મહાન કાર્ય ખંત અને ઉત્સાહની કસાકસી કરી કર્યું હતું. **गुणाः पूजास्थानं गुणिषु न च लिगं न च वयम्** - બંધુઓ ગુણીજન વિષે ગુણ એ જ પૂજવા યોગ્ય છે; નહિ કે તેની વય કે આકૃતિ. વિઘ્નસંતોષી બંધુઓ અમારા લોકોપયોગી આ કાર્યની હાંસી ક્યારે થશે તે જોવા જાણવા ઉત્સુક હતા; પણ પરમાત્મા શ્રીકૃષ્ણના શબ્દોમાં કહીએ તો 'જે ધર્મ, કર્મ કે ફરજ નિષ્કામ શ્રદ્ધાપૂર્વક કરાય છે, ત્યાં વિજય તો કુદરતી રીતે જ થાય છે' – જ્યાં પ્રભુની હાજરી છે ત્યાં કઈ વાતની ન્યૂનતા હોય ? પ્રભુ અમારી સમીપ છે અને અમે સઘળાં કામો તેમની સંમતિથી જ કરીએ છીએ. એટલે તેમાં નાસીપાસ થવાનો અમને લેશપણ અવકાશ જ નથી.

જે સમયે પ્રથમ પરિષદની હિલચાલ થવા લાગી તે વખતે ચરોતરના અમારા એક ઉત્સાહી મિત્રે અમારી હાંસી ન થાય માટે અગાઉથી ચેતવણી આપવા અમને એક પત્ર મારફત જણાવ્યું કે બંધુઓ, તમે પાટીદાર પરિષદ એવું સાર્વજનિક નામ રાખ્યું છે, એટલે એમાં ગુજરાતના સર્વ વિભાગના અને સર્વ પેટા કોમના ભાઈઓ પધારવાના જ. તમારી જાણ બહાર ન જ હોવું જોઈએ કે આપણી પાટીદાર જ્ઞાતિની વસ્તી સોળ લાખ ઉપરની છે. તો તેમાંથી સમજુ અને કેળવાયેલો વર્ગ આવે તો પણ ઓછામાં ઓછી દસ હજાર માણસની સગવડ કરી જ હશે. આ હકીકત અમારા

જીવનને ઉચ્ચ બનાવનાર અમારા મંડળના પ્રત્યેક કાર્યમાં ધન અને હિંમતથી કિંમતની મદદ કરનાર અમારા વડીલ મહાશય રણછોડજી જીવણજીની જાણમાં આવી. તે પ્રસંગે તેમણે અમને માત્ર એટલા જ શબ્દો કહ્યા કે શા માટે તમે મનમાં ક્ષોભ પામો છો ? કોઈ પણ જાતની ચિંતા તમારે કરવાની નથી. તમે માત્ર તમારું કર્તવ્ય કરો અને તે સઘળી તૈયારી હું એકલો માથે રાખવા તૈયાર છું. પણ જ્યાં આવા ઉત્સાહી સ્વયંસેવકો હોય ત્યાં બીજા પણ ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ પ્રમાણે ઉત્સાહ, ખંત અને દૃઢતા બતાવી આપે તેમાં આશ્ચર્ય શું છે ? કેમ કે મંડળમાં તેવા ગુણોવાળા જ આકર્ષાઈ સાથે મળે છે. અમારે અમારા કામમાં એવી સુંદરતા બતાવી આપવાની હતી કે જેને લઈને અમારા ગામને, જ્ઞાતિને અને મંડળને યશ મળે.

અમારા બંધુના ઉત્તેજન કરનાર સમયોચિત શબ્દોથી અમારામાં શૌર્ય આવ્યું અને તત્કાળ ચાર દિવસમાં જેમ બને તેમ તાકીદે સુંદર કાર્ય કરવાની સઘળી તૈયારીઓ કરી. પ્રમુખ તરીકે જ્ઞાતિકુળદીપક ઓનરેબલ સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈજી પધાર્યા અને નીચે જણાવ્યા પ્રમાણે અગત્યના ઠરાવો પસાર કર્યા ને પરિષદનું કામ તદ્દન સાંગોપાંગ રીતે પાર પડ્યું. અમે ગામના સઘળા ઉત્સાહી યુવકોને અને પૂજ્ય વૃદ્ધ જનોને કહેવા માગીએ છીએ કે મહાશય રણછોડજી જીવણજીની માફક તમારા હૃદયમાં જાહેર હિંમત, નિઃસ્વાર્થ જ્ઞાતિસેવા અને અડગ ટેકનો પ્રાદુર્ભાવ કરો. જરૂર તમારા પોતાના આત્માની, પોતાના ગામની, પોતાની જ્ઞાતિની ઉન્નતિ છે. પ્રભુ સર્વના હૃદયમાં એવી શુભ લાગણી પ્રેરે !

**પ્રથમ પાટીદાર પરિષદમાં પસાર થયેલા અગત્યના ઠરાવોની રૂપરેખા.**

ઠરાવ ૧લો. બ્રિટિશ રાજ્ય તરફ સંપૂર્ણ વફાદારી આ પરિષદ જાહેર કરે છે.

ઠરાવ ૨જો. લોકપ્રિય નાસિકના કલેક્ટરના ખૂનને દિલગીરી અને કમકમાટી ભરેલા આ કૃત્ય કરનાર પ્રત્યે ધિક્કાર પ્રદર્શિત કર્યો.

ઠરાવ ૩જો. ધારાસભામાં ખેડૂત તરફથી સભાસદ નિમાવા જોઈએ. ખેડૂતો સિવાય બીજી કોઈ કોમ રાજ્યની સેવા વિશેષ કરી શકતી નથી તે પ્રતિ નામદાર સરકારનું ધ્યાન ખેંચવું.

ઠરાવ ૪થો. પુનાની કૉલેજ જેવી ખેતીવાડીની કૉલેજની ગુજરાતમાં સ્થાપના કરાવવી. વરસાદ અનિયમિત હોવાથી બાંધકામ, નહેરો વગેરે વધારવા ફરજિયાત કેળવણી રાજ્યમાં દાખલ કરવા માટે ગાયકવાડ સરકારનો ઉપકાર માનવા અને તે પ્રમાણે સર્વત્ર કરવા નામદાર બ્રિટિશ સરકારને અરજ કરવાના ઠરાવો કર્યા.

ઠરાવ ૫મો. વધતા જતા વૈભવ તથા કૃત્રિમ નકલોથી બચવા અને દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા સર્વને ભલામણ કરવી.

ઠરાવ ૬ઠ્ઠો. મરણ પાછળના શાસ્ત્રવિરુદ્ધ રોવા-કૂટવાના રિવાજ તરફ આ પરિષદ ધિક્કારની નજરથી જુએ છે.

ઠરાવ ૭મો. આ પરિષદ નામદાર ગાયકવાડ સરકારે 'બાળલગ્ન પ્રતિબંધક' તથા ફરજિયાત કેળવણી દાખલ કરવાબદલ તે નામદારનો આભાર માને છે.

ઠરાવ ૮મો. મરણ પાછળ થતા ખરચો બંધ કરવા ભલામણ કરે છે.

ઠરાવ ૯મો. આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર કરવા માટે યોગ્ય સ્થાને બોર્ડિંગ હાઉસો સ્થાપન કરવા ભલામણ કરે છે.

ઠરાવ ૧૦મો. પરિષદના નિભાવ માટે અને તેનાં બીજાં કાર્યો માટે કમિટી નીમવામાં આવે છે; અને તેના પેટ્રન તરીકે ઓ. સરદાર પુરુષોત્તમદાસને નીમવામાં આવે છે.

ઠરાવ ૧૧મો. આપણી કોમમાં જે જે વિભાગો પડી ગયેલા છે, તેને એકત્ર કરવા આ પરિષદ અંતઃકરણથી ઇચ્છા રાખે છે.

ઠરાવ ૧૨મો. કન્યાવિક્રય તરફ આ પરિષદ ધિક્કારની નજરથી જુએ છે.

ઠરાવ ૧૩મો. વર અને કન્યાની ઉમરમાં હંમેશાં વરની ઉંમર ચાર વરસ મોટી રાખવા આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

આ પ્રમાણેના ઠરાવો પાસ કરી પ્રથમ પાટીદાર પરિષદની બેઠક ત્રીજા દિવસે બરખાસ્ત થઈ હતી. મંડળના સઘળા યુવાનોનાં અંતઃકરણમાં એવો નિશ્ચય થયો કે આ જ પ્રમાણે દર વરસે પરિષદો ભરવી.

પ્રથમ પાટીદાર પરિષદમાં થયેલા ઠરાવો કેવળ કાગળ ઉપર જ ન રહેવા દેતાં, તેને અમલમાં મૂકવા મંડળ આજ સુધી પ્રયત્ન કરે છે. જ્યાં સુધી અમારાથી બની શકે તેટલા ઠરાવો ફક્ત કાગળ ઉપર રહે ત્યાં સુધીમાં એકથી વિશેષ પરિષદ ભરવાની અમને લેશ પણ જરૂર જણાઈ નહિ. જ્યારે પાસ કરેલ ઘણાખરા ઠરાવ માટે મંડળે સંતોષકારક પ્રવૃત્તિ કરી; અને જનસમાજ તે પ્રવૃત્તિને માન આપવા લાગ્યું અને સંતોષ જાહેર કર્યો કે ત્યારે બીજી પરિષદ ભરવાનું નક્કી કર્યું. પરિષદની અંદર જે જે ઠરાવ થાય છે તે અમે અમારા ભવિષ્યના ઉદ્દેશ સમજી, તે ઉદ્દેશ પાર પાડવા જ એ અમારું કર્તવ્ય સમજીએ છીએ. પહેલી પરિષદમાં પાસ કરેલા ઠરાવો પૈકી, ધારાસભામાં સભાસદ દાખલ કરાવવા શક્તિમાન અમે નથી થયા. બાકી ઘણાખરા ઠરાવો પ્રમાણે થોડે ઘણે અંશે પણ કાર્ય કરી. લોકોનો સંતોષ મેળવ્યો છે અને ત્યાર પછી જ હવે અમારે બીજી પરિષદ ભરવાની જરૂર જણાયેલ છે. ૯મો ઠરાવ અમલમાં મૂકતાં અમને બહુ મુશ્કેલીઓ વચમાં આવેલી પણ તેથી જનસમાજને ફાયદો વિશેષ હોવાથી એક પણ પાઈના ફંડ સિવાય બોર્ડિંગ હાઉસ સ્થાપન કર્યું. શરૂઆતમાં ૧૪-૧૫ વિદ્યાર્થીઓ હતા, પણ રફતે રફતે તેની વ્યવસ્થા વગેરેથી આકર્ષાઈ હાલમાં ૫૦ જેટલા પાટીદાર વિદ્યાર્થી બંધુઓ દાખલ થયા છે. તેમાં અમારું યુવક મંડળ બોર્ડિંગ એક વીશી તરીકે નહિ, પણ એક આશાજનક અને આદર્શરૂપ થઈ પડે તેવી સંસ્થા પ્રતિષ્ઠિત ગૃહસ્થો માને છે. બની શકે તેટલા ઠરાવ અમલમાં મૂક્યા પછી હવે પરિષદની જરૂર જણાઈ. બીજી પરિષદ વધારે આકર્ષક થઈ પડે તેમાં નવાઈ નથી. આવા જ કારણથી મંડળને

ઘણી વસ્તીવાળા વિભાગમાં - મધ્યભાગમાં એની બેઠક કરવાની જરૂર જણાઈ. કેટલાંક બીજાં ગામોમાં એ સંબંધેની તજવીજ કરી, પણ અમારા સઘળા ભાઈઓ તરફથી નકારમાં જવાબ મળતાં મોતા ગામના ઉત્સાહી ગૃહસ્થ મહાશય ગોકળભાઈ ભવાનભાઈને એ બાબતની વાત કરી. મને અભિમાનથી કહેવા દો કે અમારી તે માગણી તેઓએ વિના આનાકાનીએ અને હૃદયની લાગણીપૂર્વક સ્વીકારી અને મોતામાં પરિષદ નક્કી થઈ. છેવટ એટલું જ કહી શકે અમારા મંડળના પરિષદ ભરવાના શુભ ઉદ્દેશને આ વેળા આચરણમાં મૂકનાર મહાશય ગોકળભાઈ ભવાનભાઈ છે, એટલું જ નહિ પરંતુ યુવક મંડળ સમજે છે કે ઘરડા વિના ગાડું ચાલતું નથી તેટલા જ માટે પોતે વયોવૃદ્ધ હોવા છતાં પણ મંડળને પોતાના અનુભવનો લાભ આપવાને ખાતર, મંડળ કદી પણ ભારે જોખમમાં આવી પડે તેવાં કાર્યો હાથ ન ધરે તેવી સૂચના આપવાની ખાતર પોતે યુવક મંડળના મેમ્બર થઈ દરેક પ્રકારે જ્ઞાતિસેવા કરવા તૈયાર થયા છે. પ્રભુ, એમના અંતઃકરણમાં વિશેષ અને વિશેષ શક્તિ આપે ! કે જેને લઈ જ્ઞાતિને ઉપયોગી થઈ પડે તેવાં અનેક કામો તેઓ પોતાને હાથ ધરી શકે. ગામના તેમજ પરગામના ગૃહસ્થોને પણ અમારી નમ્ર વિનંતી છે કે રા. ગોકળભાઈ ભવાનભાઈના જેવા ઉત્તમ વિચારકને હૃદયમાં કોતરી રાખશો. જશ-અપજશ મળવો તો પ્રભુને હાથ છે, પણ એટલું જ કહેવાની જરૂર છે કે કેવળ પરોપકારી વૃત્તિથી કરેલ કાર્ય અપયશ કદી પણ અપાવતું નથી. પાટીદાર યુવક મંડળ આ છેલ્લાં વર્ષોમાં કાર્ય કરવામાં આગળ અને આગળ વધ્યું છે અને પોતાનું કામ આદર્શરૂપ બનાવવા ભાગ્યશાળી થયું છે તે માત્ર મંડળના કાર્યદક્ષ પ્રેસિડન્ટને લઈને જ છે. હું સ્વતંત્ર વિચારથી મારા અંતઃકરણના વિચાર મુજબ જો જણાવીશ તો મારે કહેવું જોઈએ કે જ્યારથી અમારા મંડળને ભાઈશ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલે મદદ કરવા માંડી છે અર્થાત્ મંડળના પ્રેસિડેન્ટ થઈ પોતાના કીમતી વખતનો ભોગ આપી વારંવાર જે જહેમત ઉઠાવી છે ને ઉઠાવે છે તેને લઈને જ મંડળ વધારે આદર્શરૂપ થયું છે. પ્રભુ અમને એવાં અનેક હૃદય પ્રાપ્ત કરાવો કે જેને લઈ અમને અમારા માર્ગ વધારે વધારે વિસ્તાર પામી જ્ઞાતિજનને ઉપયોગી થઈ પડે તેવાં કામો કરવાને શક્તિમાન થઈ શકીએ. દિવસ અનુકૂળ છે. અમને ઘણા બંધુઓ સુંદર હૃદયના મળ્યા છે તેથી હું હિમ્મતથી કહીશ કે અમારું કાર્ય ખરેખર જ્ઞાતિ અને દેશને ઉપયોગી થઈ પડશે. છેવટે આ પરિષદનું સઘળું કામકાજ જ્ઞાતિશિરોમણી વિદ્વવર્ય અને કાર્યદક્ષ પ્રેસિડન્ટ સાહેબ નિર્વિઘ્ને પાર પાડે એ જ અમારા મંડળની અને અમારા કાર્ય પ્રતિ મીઠી નજર રાખનાર બન્ધુઓની છેવટની ઈચ્છા છે. પ્રભુ સર્વ મહેચ્છાઓ પૂર્ણ કરો. અમારા બંધુઓનો ઉદ્ધાર કરો !

**(મોતા - તા. ૧૭, ૧૮ અને ૧૯ મે, ૧૯૧૩)**

**'પાટીદાર યુવક મંડળ'**ના પ્રયાસથી પાટીદારોની પહેલી પરિષદ વાંઝ મુકામે સને ૧૯૧૦માં ઓ. સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપણા નીચે

ભરાયા પછી તેની બીજી બેઠક સુરત જિલ્લાના બારડોલી તાલુકાના મોતા કસબામાં તા. ૧૭-૧૮ અને ૧૯ (શનિ, રવિ ને સોમ) માહે મે સને ૧૯૧૩ના દિવસોમાં રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ બી.એ., એલએલ.બી. કડી પ્રાંતના સૂબા સાહેબના પ્રમુખપણા નીચે ભરાઈ હતી.

**પરિષદના ભવ્ય મંડપની રચના :** પરિષદ માટે મોતા ગામ નજીક તળાવ કાંઠાની ખુલ્લી હવાવાળી વિશાળ જગ્યામાં દોઢ-બે હજાર માણસ સમાઈ શકે એવો ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. તેમાં ડેલિગેટો અને વિઝિટરોને બેસવા માટે ખાસ અલાયદી ગોઠવણ કરવામાં આવી હતી. પરિષદના પ્રમુખ, સ્વાગત કમિટીના પ્રમુખ અને બીજા માનવંતા ગૃહસ્થોને માટે ખાસ પ્લેટફોર્મ બાંધવામાં આવ્યું હતું. મંડપની અંદર અને બહાર રંગબેરંગી ધજાપતાકા ચઢાવી દેવામાં આવ્યાં હતાં; જે વૈશાખ માસના ફરફરતા પવનની અંદરઊડતા દૂરથી આવનાર માણસને કંઈ અલૌકિક દેખાવ આપી રહ્યાં હતાં. મંડપના દરવાજા ઉપર મોટા રાતા અક્ષરોમાં **સ્વાગતમ્**નું આવકાર દેનારું બોર્ડ તેમજ અંદર પણ જાતજાતના મુદ્રાલેખોના તકતા ટાંગી દેવામાં આવ્યા હતા. જે સઘળા સુરતના 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'ના વિદ્યાર્થીઓએ ચીતર્યા હતા. આ ઉપરાંત ટેબલ-ફરનિચર જાતે બનાવી પૂરું પાડેલ હતું. મંડપની સઘળી વ્યવસ્થા અને શોભા વૉલંટિયરોના જનરલ કેપ્ટન મિ. ચુનીલાલ મૂળચંદ પટેલ તવાવાળાની ઉત્સાહભરી લાગણી અને અથાગ મહેનતને આભારી છે.

**પરિષદના પ્રમુખ રા. બ. ગોવિંદભાઈની પધરામણી :** પરિષદના પ્રમુખ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ ઇટોલાથી મધ્ય રાત્રિ પછી બેઠેલા આજે પ્રભાતમાં સૂર્યોદયની સાથે સુરતના સ્ટેશન ઉપર આવી પહોંચ્યા હતા. જ્યાં પરિષદના અનુયાયીઓ પૈકી પાટીદાર યુવક મંડળના પ્રેસિડેન્ટ મિ. ચંદુલાલ બહેચરલાલ પટેલ, વાઇસ પ્રેસિડેન્ટ મિ. ગોર્ધનદાસ કહાનદાસ અમીન અને 'યુવક મંડળ પાટીદાર બોર્ડિંગ હાઉસ'ના ઓનરરી સુપ્રિન્ટેન્ડન્ટ મિ. કલ્યાણજી વિઠ્ઠલભાઈ તથા સુરતના અન્ય ગૃહસ્થો વગેરે યોગ્ય સત્કાર દેવાને હાજર હતા. બ્રેકફાસ્ટ (નાસ્તો) લીધા પછી સુરતથી સવારે આઠ વાગે ટાપ્ટીવેલી રેલવેની ઊપડતી ટ્રેનમાં રા. બ. ગોવિંદભાઈ પરિષદનું પ્રમુખપદ લેવા માટે બારડોલી જવા ઊપડ્યા હતા. રસ્તામાં ગંગાધરા સ્ટેશને ઘણા ખરા ડેલિગેટો ઊતરનાર હોવાથી ત્યાં 'સ્વયંસેવક પાટીદાર પરિષદ' એવા સુંદર રેશમી પટાધારી વૉલંટિયરોની એક ટુકડી હાજર હતી. તેમણે ટ્રેન આવી પહોંચતાં 'રા. બ. ગોવિંદભાઈ સાહેબનો જય' 'માનવંતા પ્રમુખ સાહેબનો જય' 'શ્રી પાટીદાર પરિષદ જય' ઇત્યાદિ શબ્દોથી સ્ટેશન ગજાવી મૂક્યું હતું. ગંગાધરા ઊતરનાર ડેલિગેટો માટે વાહનની સંપૂર્ણ સગવડ રાખેલી હતી. પ્રમુખ સાહેબ અને તેમના સાથીઓ ગંગાધરે નહિ પણ બારડોલી ઊતર્યા હતા. ત્યાં સ્ટેશન ઉપર સ્વાગત કમિટીના પ્રમુખ પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ., પલસાણા

તાલુકાના નાયબ સૂબા સાહેબ મિ. ભીમભાઈ, પરિષદના જનરલ સેક્રેટરી મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ, 'ખેતીવાડી વિજ્ઞાન'ના અધિપતિ મિ. દુલેરાય છોટાલાલ અંજારીઆ, 'કડવા હિતેચ્છુ'ના વ્યવસ્થાપક મિ. હીરાલાલ વસંતદાસ પટેલ, મિ. ગોકળભાઈ ભવાનભાઈ પટેલ તથા મિ. કાળાભાઈ ગોપાળભાઈ વગેરે મોતાના આગેવાનો, બારડોલી બોર્ડિંગના વ્યવસ્થાપક મિ. ફકીરભાઈ વશનજી પટેલ, મિ. તુળસીભાઈ, મિ. ભીમભાઈ મોરારજી, મિ. જગાભાઈ નારણજી પટેલ તથા રંગબેરંગી ધજાપતાકાવાળા ૫. વોલંટિયરોની ટુકડી સાથે તેમના સુપ્રિન્ટેન્ડન્ટ મિ. ચુનીલાલ મૂળચંદ પટેલ દહાણુંવાળા વગેરે આવકાર દેવોને હાજર હતા. ટ્રેન આવી પહોંચતાં 'જય જય' અને

"ઊંચે સૂરે પૂર ઉરે,
થ્રી ચીયર્સ હિપ્ હિપ્ હુર્રે.
હિપ્હિપ્ હુર્રે હિપ્હિપ્ હુર્રે,

ના ગગનભેદી પોકાર વડે સ્ટેશન ગાજી ઊઠ્યું હતું. બાદ સ્વાગકમિટીના પ્રમુખ પ્રો. સ્વામીનારાયણે રા. બ. ગોવિંદભાઈને વેઇટિંગ રૂમમાં હારતોરા આપ્યા હતા. પછી સઘળા મોતા જવા ઊપડ્યા હતા. પ્રમુખ સાહેબ અને તેમના સાથીઓ માટે ઘોડાની ગાડીઓ તથા બીજા સઘળા માટે બળદની સવારી ગાડીઓ મોટા પ્રમાણમાં હાજર હતી. પ્રમુખ સાહેબની ગાડી આગળ વોલંટિયર, કેપ્ટન મિ. ચુનીલાલ અને કવિઠાના ઉત્સાહી પટેલ મિ. જગાભાઈ ઘોડેસ્વર થઈ ચાલતા હતા. ગામમાં પહોંચતાં ત્યાં પણ ઉત્સાહભર્યો આવકાર આપવાને લોકોની ઠઠ જામી હતી. 'જયજય'ના પોકારો વચ્ચે સઘળા ગામમાં પેઠા હતા. સરઘસ જોવા દરેક મહોલ્લામાં ને ઘેરઘેર લોકોની ઠઠ જામી રહી હતી. પ્રમુખ સાહેબ અને તેમના સાથીઓને ખાસ ભવ્ય અને સુંદર મકાનમાં ઉતારો આપવામાં આવ્યો હતો. તે ઉપરાંત પ્રતિષ્ઠિત ગૃહસ્થો, સામાન્ય સભાસદો, 'યુવકમંડળ'ના સભાસદો અને વોલંટિયરોને માટે જુદી જુદી કેમ્પો રાખવામાં આવી હતી. સઘળા ડેલિગેટો માટે રસોડાની ખાસ અલાહેદી ગોઠવણ રાખવામાં આવી હતી અને દરેક કેમ્પમાં કામ કરનાર વોલંટિયરોની ગોઠવણ યોગ્ય રીતે રખાઈ હતી.

## પાટીદાર યુવક મંડળની સભા

## પરિષદ માટે વિષયો નક્કી કરવા નિમાયેલી સબજેક્ટ કમિટી

તા. ૧૭મી શનિવારે પરિષદના પ્રમુખ સાહેબની પધરામણી થવા બાદ બપોરે બે વાગ્યે પરિષદના ભવ્ય મંડપમાં 'પાટીદાર યુવક મંડળ'ની સભા નીચેનાં કામ કરવા માટે કાયમના પ્રેસિડેન્ટ મિ. ચંદુલાલ બહેચરલાલ પટેલના પ્રમુખપણા નીચે મળી હતી. જે વેળા જુદા જુદે સ્થળેથી આવેલા આશરે ૪૦ સભાસદોએ હાજરી આપી હતી. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈની દરખાસ્ત અને રા. ગોર્ધનભાઈ કે. અમીનના અનુમોદનથી રા. ચંદુલાલે પ્રમુખસ્થાન લીધા બાદ સભાનું કામ શરૂ કરતાં જણાવ્યું

કે પ્રત્યેક અંગોનો હિસાબ તપાસી નવા વરસ માટે બજેટ મંજૂર કરવા, સેક્રેટરી તરફથી મંડળનો વાર્ષિક રિપોર્ટ વાંચવા, 'પટેલબન્ધુ' 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ' અને લાયબ્રેરીના નિયમોમાં જોઈતો સુધારોવધારો કરવા, પાટીદાર પરિષદ માટે સબજેક્ટ કમિટી નીમવા, પરિષદમાં યુવક મંડળ તરફથી મંડળના પ્રેસિડેન્ટે વાંચવામાં ભાષણ મંજૂર કરવા, તેમજ ત્રણ વર્ષ થઈ જવાથી નિયમ પ્રમાણે નવી ચૂંટણી કરવા આપણે સઘળા એકત્ર થયા છીએ.

ત્યાર પછી જણાવવામાં આવ્યું કે દરેક ખાતાનો હિસાબ તથા રિપોર્ટ દરેક સભાસદને અગાઉથી પહોંચાડવામાં આવ્યા છે માટે તેમાં જો કોઈને કોઈ ઠેકાણે વાંધો હોય તો પ્રદર્શિત કરશો. કોઈ તરફથી વાંધો ઉઠાવવામાં આવ્યો નહિ એટલે પ્રમુખે તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો.

ત્યાર બાદ નીચેના નિયમો પસાર થયા હતા :

(૧) મંડળના પેટ્રનની ફી અધપર્યંત રૂ. ૫૧/- હતી તે હવેથી વધારીને રૂ. ૧૦૧ રાખવી.

(૨) લાઈફ મેમ્બર (જીવન પર્યંતના સભાસદો)ની ફી રૂ. ૨૫/-ને બદલે રૂ. ૫૧/- રાખવી.

(૩) મંડળના સભાસદના પહેલો અને બીજો એમ બે વર્ગ હતા તેને ઠેકાણે હવેથી એક જ વર્ગ રાખવો અને તેની વાર્ષિક ફી રૂ. ત્રણ ઠરાવવી, પ્રી-મેમ્બર કાઢી નાખવા.

(૪) મંડળનું માસિક મંડળ સ્થાપિત બોર્ડિંગ હાઉસમાં અન્ય તેવે સ્થળે છે તેમ ફરજિયાત રાખવું અને તે બદલ ત્યાંના વિદ્યાર્થી પાસે વાર્ષિક લવાજમ માત્ર ૦-૧૨-૦ બાર આના જ લેવા.

(અન્ય વિદ્યાર્થીઓ માટે રૂ. ૧-૦-૦ છે તે જ કાયમ રાખવો.)

(૫) લાયબ્રેરી ફી તરીકે બોર્ડિંગના વિદ્યાર્થી પાસે બે આનાને બદલે માત્ર એક આનો લેવો.

(૬) પરજ્ઞાતિના ઘણા માણસો પોતાના છોકરાને આપણી વ્યવસ્થાથી સંપૂર્ણ રીતે સંતોષ માની આપણા બોર્ડિંગ હાઉસમાં દાખલ કરાવવા બહુ ઇંતેજાર છે પણ તેમને આજ સુધી દાખલ કરવાનો નિયમ ન હોવાથી નિરાશ કરવા પડતા. આપણી સંસ્થાનો ઉદ્દેશ વિદ્યાના પ્રચારનો જ હોવાથી આપણાથી પહોંચી શકાય તેટલા વિશાળ ક્ષેત્રમાં તેનો લાભ આપવો ઇષ્ટ છે. માટે હવેથી પરજ્ઞાતિના લાયક વિદ્યાર્થીઓને ફંડનો લાભ નહિ આપતાં પૂરેપૂરો ખરચ તેમની પાસે લઈ તેમને દાખલ કરવા. પણ આવા વિદ્યાર્થીઓનું પ્રમાણ બનતાં સુધી સેંકડે ૧૦ ટકા કરતાં વધારે હોવું ન જોઈએ.

(૭) 'પટેલબંધુ' માટે ટાઇટલ પેજ અને તેમાં દાખલ કરવાની મંડળની જાહેરખબર આદિ બાબત ચોક્કસ કરાયેલ. પરિષદના વિષયો નક્કી કરવા પછી નીચે પ્રમાણેના ગૃહસ્થોની એક સબજેક્ટ કમિટી નીમવામાં આવી.

(૮) સ્થાનિક બોર્ડિંગ વગેરેની પખવાડિયે તપાસ કરવા માટે સ્થાનિક ગૃહસ્થોની

કમિટી નિમાઈ હતી. તે અનુસાર મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા, મિ. ગોર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જિનિયર, મિ. સાકરલાલ હરિવલ્લભદાસ પારેખ વગેરે નિમાયા હતા.

પરિષદ માટેની સબજેક્ટ કમિટી

૧. શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ અમીન, બી.એ. (પેટલાદ)
૨. રા. પ્રેમાનંદ ધોળીદાસ પટેલ (વડોદરા)
૩. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ (સિહોર-ભાવનગર-કાઠિયાવાડ)
૪. રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા (વાંઝ-સુરત)
૫. રા. ગોર્ધનભાઈ કહાનદાસ અમીન (સિનોર-કાનમ)
૬. ડૉ. હીરાલાલ ગોપાળદાસ દેસાઈ (ધમીજ-અમદાવાદ)
૭. રા. હીરાલાલ વસંતદાસ પટેલ (અમદાવાદ)
૮. રા. ચુનીલાલ વનમાળીદાસ પટેલ (ભરૂચ)
૯. રા. ગોકળદાસ કહાનજી કા[illegible]આ (ગોંડલ)
૧૦. રા. ફકીરભાઈ વસનજી બાબલા-નવસારી પ્રાંત)
૧૧. રા. લાલભાઈ ઉકાભાઈ માસ્તર
૧૨. રા. ભીમભાઈ મોરારજી પટેલ (વડોલી તા. બારડોલી)
૧૩. રા. નારણભાઈ માધવભાઈ (વરાડ-બારડોલી)
૧૪. રા. ભૂલાભાઈ કસનજી પટેલ (લસકાણા)
૧૫. રા. ચુનીલાલ મૂળચંદ પટેલ (શકરપોર-ખંભાત)

ઉપર પ્રમાણેના ગૃહસ્થોની સબજેક્ટ કમિટી નિમાયા બાદ સેક્રેટરી મિ. કુંવરજી વિઠ્ઠલભાઈએ જોહનિસબર્ગની 'ધી પાટીદાર યુનાઇટેડ સોસાઈટી'નો બોર્ડિંગ અને માસિકને અસાધારણ ઉત્સાહપૂર્વક મદદ કરવા બાદ ઉપકાર માનવાનો ઠરાવ મુકાયો હતો, જેને પ્રમુખે યોગ્ય શબ્દોમાં ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો. 'ધી પાટીદાર યુનાઇટેડ સોસાઈટી' તરફથી તેના એક મેમ્બર મિ. નારણજી માધવભાઈએ જવાબમાં જણાવ્યું કે, અમે અમારી ફરજ ઉપરાંત વધુ કશું કર્યું નથી. જ્ઞાતિની ઉન્નતિને માટે સ્થાપન થયેલી સંસ્થાને દરેકે મદદ કરવી જ જોઈએ. તો અમે પણ તેમ જ કીધું છે. કંઈ વિશેષ કર્યું નથી. ને ભવિષ્યમાં પણ મારા ત્યાંના બંધુઓ પોતાની ફરજ અદા કરવા ચૂકશે નહિ એવી મારી ખાત્રી છે. વગેરે વિવેચન કર્યા બાદ પોતાની બેઠક લીધી હતી.

તે પછી ત્રણ વરસ પૂરાં થયેલાં હોવાથી નવાં વરસને માટે નીચે પ્રમાણેની કાર્યવાહકોની સર્વાનુમતે ચૂંટણી થઈ હતી.

| | | |
|---|---|---|
| પ્રમુખ | - | રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ |
| ઉપપ્રમુખ | - | રા. ગોર્ધનભાઈ કે. અમીન |
| મંત્રી | - | રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા |
| ઉપમંત્રી | - | રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા |

કોષાધ્યક્ષ (ટ્રિઝરર) - રા. વલ્લભભાઈ માવજીભાઈ મહેતા
પુસ્તકાધ્યક્ષ - રા. ચુનીલાલ મૂળચંદ પટેલ

એ ઉપરાંત કાર્યવાહક કમિટીમાં બે પ્રતિષ્ઠિત મેમ્બરોને દાખલ કરવાનો રિવાજ છે તે મુજબ રા. ભીમભાઈ મોરારજી અને રા. માધવભાઈ જીવણજી ચૂંટાયા હતા.

'પટેલબન્ધુ'ના તંત્રી તરીકે રા. કુંવરજી વિઠ્ઠલભાઈ અને 'બોર્ડિંગ હાઉસ'ના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ નિમાયા છે. માસિક સંબંધી લેખોની પસંદગી આદિ કામકાજને માટે પ્રમુખ, તંત્રી, સુપ્રિન્ટેન્ડન્ટ, (હોદાની રૂઈએ) અને ડૉ. હીરાલાલ ગોપાળદાસ તથા ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જિનિયર એ ગૃહસ્થોનું માસિક મંડળ નિમાયું હતું.

ઉપરોક્ત સર્વ કાર્ય સર્વાનુમતે કર્યા બાદ પ્રેસિડેન્ટે અન્ય સહાયક બંધુઓનો અંતઃકરણથી ઉપકાર માનતાં જણાવ્યું કે, અદ્ય પર્યંત મંડળની અનેક પ્રવૃત્તિની પ્રત્યેક પ્રગતિમાં જે કંઈ સંગીનતા કે સારું જનસમાજને જણાયેલ છે, તેનું માન અમારા સહાયક બધુઓના જ પ્રયાસને આભારી છે; પરંતુ તેમાં જે કાંઈ ખામી જણાય તે અમારી પોતાની જ છે. કેમ કે એ પ્રકારની સૂચના ઉપાડી લેવામાં અમે અશક્ત કે પછાત રહ્યા છીએ. રાજ્ય અને પ્રજાનો સંબંધ અભેદ - ઘાડો- પિતાપુત્ર વચ્ચેના સંબંધ જેવો, શુદ્ધ અંતઃકરણથી માનીને યોગ્ય સત્તાની વચ્ચે લેશ પણ આવ્યા સિવાય રાજા-પ્રજા પ્રતિનાં સ્વરૂપો અસ્તોદયમાં ધૈર્ય રાખી સુધારીએ છીએ. તે જ પ્રમાણે સુધારવા નવા કાર્યવાહકોએ પ્રયત્ન ચાલુ રાખવાનો છે.

જ્ઞાતિબંધુઓમાં કેળવણી પ્રત્યે ભાવ વધારી, પૃથક્કરણ કરતાં એકીકરણની પદ્ધતિને અનુસરી, બંધુઓને ચાલુ જમાનાની સાથે રાખવા, તેમજ ઉપયોગી વાચન પૂરું પાડવા પ્રસિદ્ધ વર્તમાનપત્રોના શબ્દમાં કહીએ તો 'કૃષિ, સમાજ, સાહિત્ય, નીતિ આદિ સંબંધી વિવિધ પ્રકારનું જ્ઞાન ફેલાવનાર, અને અન્ય જ્ઞાતિને પણ ઉપયોગી થઈ પડે એવું 'પટેલબન્ધુ' માસિક પાંચ વરસથી બહાર પાડીએ છીએ. તેની પ્રગતિ માટે તંત્રી મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા તથા સબજેક્ટ કમિટીને ધન્યવાદ આપીએ છીએ. શરૂઆતમાં કંઈ પણ ઉત્તેજન સિવાય 'પટેલબન્ધુ' દેવા કરીને પણ સારી રીતે ચલાવી રાખી ઉત્તમ બનાવવાનું માન માજી તંત્રી મિ. ગોર્ધનભાઈ અમીન અને હાલના ઉત્સાહી તંત્રી મિ. કુંવરજીભાઈને ઘટે છે. આપણા બાળ બને એક અપૂર્વ વિદ્યાવીર કે દાનવીર બનાવી સર્વોત્તમ નાગરિક બનાવવાના શુભ આશયથી પ્રતિષ્ઠિત વિઝિટરોના શબ્દોમાં કહીએ તો "સુઘટિત વ્યવસ્થાવાળી, 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ' જેવી સંસ્થા સારી રીતે ચલાવી શકીએ છીએ. તેને માટે 'ઉત્સાહી અને આત્મશ્રદ્ધાળુ ઓનરરી સુપ્રિન્ટેન્ડન્ટ મિ. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા અને દાનવીર 'ધી યુનાઈટેડ પાટીદાર સોસાયટી'નો ઉપકાર માનવાની તક મંડળ ગુમાવતું નથી.

પહેલી પરિષદના દરેક ઠરાવો કાગળ ઉપર જ નહિ રાખતાં, તેને યથાશક્તિ

અમલમાં મૂકવા માટે મંડળની દરેક પ્રવૃત્તિ પ્રશંસાપાત્ર છે; અને કંઈ પણ સંગીન કાર્ય કર્યા પછી આપણે ભવિષ્યમાં હવે શું કામ કરવાનું બાકી રહ્યું તે જનસમાજને પૂછવા, બીજી પાટીદાર પરિષદની પ્રવૃત્તિ મંડળે કરેલી છે તે સમયાનુસાર છે. ભવિષ્યમાં જાહેર સભા પરિષદ, વર્તમાનપત્ર અને ઉપદેશક દ્વારા આપણી મુશ્કેલીઓ તથા જરૂરિયાતો તેના શુદ્ધ સ્વરૂપમાં જનસમાજને જણાવીશું. ઓજાર, બીયાં, ખાતરનો સંગ્રહ, પાણીનો પુરવઠો, જરૂર જણાતી વખતે પૈસો-ટકો ધીરવા, ઢોરનો વીમો ઉતારવા, પાકના વેચાણની વ્યવસ્થા કરવાનાં સાધનો ખેડૂત વર્ગને આપણે અનેક પ્રકારે મેળવી આપવાનાં છે.

ખેતીવાડીની સ્વતંત્ર હાઈસ્કૂલો, કૃષિ-ફીશાળા, ને ગ્રામ્યશાળામાં આપણને અનુકૂળ બાબત દાખલ કરવા, લક્ષ રાખી સ્ત્રી અને પુત્રની કેળવણી ઉચ્ચ કરવાની છે. કેમ કે ફળદ્રુપ હિંદુસ્તાનનું ભવિષ્ય મુખ્યત્વે ખેતીની કેળવણી ઉપર જ આધાર રાખે છે.

છેવટે નવા કાર્યવાહકો પોતાની ફરજ બરાબર રીતે બજાવી સંતોષ આપશે એવી ઇચ્છા દર્શાવી, અન્ય સભાસદોનો ઉપકાર માની પ્રમુખે પોતાની ખુરસી લીધી હતી. ત્યાર બાદ પ્રમુખનો આભાર માની સભા વિસર્જન કરવામાં આવી હતી.

**સબજેક્ટ કમિટીએ ઠરાવેલો કાર્યક્રમ**

ત્રણ વાગે 'સબજેક્ટ કમિટી' યુવક મંડળના કેમ્પમાં મળી હતી અને તેમણે પ્રથમ દિવસને માટે નીચે પ્રમાણેનો કાર્યક્રમ ઘડ્યો હતો.

**તા. ૧૭મી મે - ૧૯૧૩**

૧. મંગળાચરણ (સ્વયંસેવકો)
૨. સમાજગીત (સ્વયંસેવકો)
૩. સ્વાગત કમિટીના પ્રમુખ સાહેબનું ભાષણ. (પ્રોફેસર-જેઠાલાલ સ્વામીનારાયણ, એમ.એ.)
૪. પરિષદના પ્રમુખ સાહેબની ચૂંટણી (દરખાસ્ત મૂકનાર રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ અને તેને ટેકો આપનાર રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન.)
૫. પરિષદના પ્રમુખ સાહેબનું ભાષણ.
૬. સહાનુભૂતિ દર્શાવનારા પત્રો અને તારો (રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ)
૭. પ્રથમ પરિષદનો રિપોર્ટ (રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા)
૮. યુવક મંડળની વિજ્ઞપ્તિ (યુવક મંડળના પ્રમુખ)
૯. નામદાર શહેનશાહ જ્યોર્જ અને મહારાણી શ્રી મેરીનું તથા ના. સયાજીરાવ ગાયકવાડનું દીર્ઘાયુષ્ય ઇચ્છનારા ઠરાવો. (પ્રમુખ સાહેબ)

**પરિષદની પહેલા દિવસની બેઠક**

આજે સાંજે પાંચ વાગ્યાથી ડેલિગેટો અને પરિષદમાં ભાગ લેવા આવેલા પાટીદાર કોમના સભ્યજનો વગેરેથી મંડપ ભરાઈ ગયો હતો. બરાબર વખતસર

પરિષદના પ્રમુખ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ આવી પહોંચતાં તેઓશ્રીને હાજર રહેલ સભ્યજનોએ હર્ષ સાથે તાળીઓના અવાજથી વધાવી લીધા હતા. સ્વાગત કમિટીના સભાસદો અને પ્રમુખે તેઓને માટે ઠરાવેલી ઊંચા આસન ઉપરની જગામાં તેમને બેઠક આપી હતી. ત્યારપછી પરિષદે પોતાની આજની બેઠકનું મંગળ કાર્ય ઈશ્વરસ્તવન સાથે શરૂ કર્યું હતું. ઈશ્વર સ્તવન થયા પછી આજના પ્રસંગને યોગ્ય સમાજગીત સ્વયંસેવકોએ સુંદર રાગથી ગાયું હતું. ત્યાર પછી સ્વાગત કમિટીના પ્રમુખ પ્રો. સ્વામીનારાયણે પોતાનું આવકાર આપનારું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જે અમે આગળ છાપ્યું છે.

**પ્રમુખની ચૂંટણી**

પાટીદાર યુવક મંડળના પ્રેસિડન્ટ રા. ચંદુલાલ બહેચરલાલ પટેલે જણાવ્યું કે, આજના અપૂર્વ પ્રસંગે આપણે આપણામાંથી અપૂર્વ પ્રમુખ ચૂંટી કાઢવાના છે. જે મહાશય રાજા-પ્રજા ઉભયનું હિત જાળવવામાં કે પાળવા-પોષવામાં નિષ્પક્ષપાત હોય, જે મહાશયમાં હલકાં રાજ્યો ઉદ્ધારવાનો અને પડેલ જનને ચઢાવવાનો વિનય હોય, જે મહાશય અમારી ઉન્નતિ માટે નિરંતર પ્રયાસ કર્યા કરતા હોય તેવા મહાશયની જ પ્રમુખ તરીકે આપણે ચૂંટણી કરવાની છે-આવા મહાશયોના ગુણોનું વર્ણન કરવા વાણી અસમર્થ છે, કેમ કે 'જે ભાવ ઉરમાં ઊછળે તે વાણીમાં વસતા નથી' તે પ્રમાણે મૌન ધારણ કરી જનસમાજે માન્ય કરેલા એવા મહાશય રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી.એ., એલએલ.બી.ને આપણા અપૂર્વ પ્રસંગના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવાની હું દરખાસ્ત મૂકું છું. (તાળીઓ)

એ દરખાસ્તને મિ. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન (વર્ણાવા)એ ટેકો આપતાં જણાવ્યું કે, મિ. ચંદુલાલની દરખાસ્તને અનુમોદન આપતાં મને આનંદ થાય છે અને તે આનંદ પ્રદર્શિત કરવાની મારામાં શક્તિ નથી. જે નામ પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યું છે તે નરરત્ન એવી ભૂમિના છે કે, જે ભૂમિએ ગોવર્ધનરામ માધવરામ, હરિદાસ વિહારીદાસ, મણિભાઈ નભુભાઈ જેવાં વીર- રત્નો ઉત્પન્ન કીધાં છે, તે ભૂમિના જ તેઓ છે. તેમના સંબંધમાં હું જે કાંઈ બોલું તે સોના ઉપર ગીલીટ ચઢાવવા જેવું છે, એમ છતાં પણ હું કહી શકીશ, કે સોનાને જેમ ગેરૂથી ઓપવામાં આવે છે તેમ તેમને માટે હું કાંઈ કહું તો તેમાં કાંઈ દોષ નથી. અમારી પાટીદાર કોમમાં તેઓએ અંગ્રેજી અભ્યાસ પોતાની મેળે કીધા પછી પહેલવહેલા એલએલ.બી. તેઓ જ થયા હતા, એટલું જ નહિ પણ કેટલીક પરીક્ષામાં તેઓ પહેલા જ પસાર થયા હતા. તેઓ ન્યાય ખાતામાં હતા ત્યાં એવું ઉત્તમ પ્રકારે કામ કીધું છે, કે તેમની ન્યાય આપવાની કીર્તિ પ્રજાના હૃદયમાં હજુ સુધી રમી રહેલી છે. એવા ન્યાયાધીશ અમને હમેશાં મળે એવું પ્રજાજન ઇચ્છે છે. તેઓ પોલીસ કમિશનરના હોદ્દા ઉપર હતા ત્યારે પણ લોકોનો સહેજ પણ કચવાટ જણાતો તો તેઓ તેને તરત નાબૂદ કરતા અને એવો કચવાટ તેમના વખતમાં છેક નાબૂદ થયો હતો; એટલું જ નહિ પણ તેમના ખાતાના

પોલીસના નાયકથી તે મોટા અમલદારની પણ તેઓએ સારી પ્રીતિ સંપાદન કરી હતી, અને કેટલીકવાર જેમ બને છે તેમ પોતાના ખાતાનાં માણસ કે પ્રજાની ઇતરાજીમાં તેમને ઊતરવું પડ્યું ન હતું. નામદાર માજી વાઇસરોય લોર્ડ મિન્ટોના આગમન સમયે તેમણે કરેલી ઉત્તમ વ્યવસ્થા એવી હતી કે બીજા કોઈ તેવી રીતનો બંદોબસ્ત ભાગ્યે જ કરી શક્યા હોય. સેન્સસ કમિશનર તરીકે તેઓએ આખા હિંદુસ્તાનમાં સૌથી સરસ રીતે કામ કીધું હતું. તે બનાવની કદર તરીકે ના. સરકારે તેમને રાવ બહાદુરનો કિતાબ આપ્યો હતો અને મને જણાવતાં આનંદ થાય છે, કે નડિયાદના વિદ્વાન મિ. મણિભાઈ નભુભાઈનાં વિદ્વત્તાભર્યાં પુસ્તકોથી પાશ્ચાત્ય કેટલીક પ્રજા તેમને પૂજ્ય તરીકે માનતી હતી, અને તેમની પ્રશંસા કરતી હતી; તે જ પ્રમાણે આ આપણા નડિયાદના નરરત્ન રા. બા. ગોવિંદભાઈ આખા હિંદુસ્તાનમાં તો શું પણ ઇંગ્લાંડમાં પણ વખણાયા છે અને તેમના સેશન્સ કમિશનરના હોદ્દા ઉપરથી વડોદરા રાજ્યનાં લખેલા સેન્સસ રિપોર્ટ ઉપરથી એમને ઇંગ્લાંડની માણસજાતનો ઇતિહાસ શોધનાર સભાના સભાસદ નીમવામાં આવ્યા છે. એ સભામાં એવો નિયમ હોય છે કે, જે સભાસદ નીમાવાના હોય તેની દરખાસ્ત મૂકનાર અને ટેકો આપનાર સભાસદોની અંગત ઓળખના તે હોવા જોઈએ; પણ ખાસ અપવાદ તરીકે તેમના સંબંધમાં તો તેમનાં નામથી નહિ, પણ તેમનાં કામની ઓળખથી તેમને સભાસદ નીમવામાં આવ્યા છે. આ માન આવી રીતે કોઈને પણ મળ્યું ન હોય એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. હવે હું આપ સઘળાઓનું તેમના સૂબા સાહેબ તરીકેનાં કરેલાં કાર્ય તરફ લક્ષ ખેંચીશ. નવસારી પ્રાંતમાં ટૂંક વખત માટે સૂબાના હોદ્દા ઉપર હોવા છતાં નવસારી લાઈબ્રેરી, ફીમેલ આર્ટ વગેરે પ્રજાકીય કામોમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો, અને ત્યાંની પ્રજા હજુ પણ તે માટે તેમને ધન્યવાદ આપે છે. હાલમાં કડી પ્રાંતની પ્રજામાં ખેડૂતોની સભાની તેઓએ સ્થાપના કરી છે અને ખેડૂતો પ્રભુના પ્રેમભક્ત 'ગોવિંદ' 'ગોવિંદ' નામનો જપ જપ્યા કરે છે તેમ અમારા પ્રભુ તુલ્ય શ્રીમંત મહારાજા સાહેબની પ્રજા આ 'ગોવિંદ'નો જ જાપ જપે છે અને એવા અમલદારો હંમેશને માટે મળે તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે. રા. બા. ગોવિંદભાઈ પાટીદાર કોમના કુલીન કુટુંબના હોવા છતાં, કુલીન કુટુંબોના ચેપી દુષ્ટ રિવાજોના સંયોગમાં હોવા છતાં એ રિવાજોને જડમૂળથી નાબૂદ કરે છે, કરાવવાને માટે ગામેગામ ફરી તનમનથી પ્રયત્ન કરે છે. એઓ સાહેબ માત્ર મ્હોઢેથી બોલનાર સુધારક નથી, પણ કામ કરી દેખાડનાર છે. દાખલા તરીકે હું જણાવીશ કે એમના પિતાના મરણ સમયે એઓ બધા (ચારે) ભાઈઓ સારી સ્થિતિમાં અને આજુબાજુના સંબંધીઓનો આગ્રહ હોવા છતાં પણ મરણ પ્રસંગનો વધારે ખર્ચ કીધો નથી. એકંદરે મેં જણાવ્યું તેમ આ આપણી જ્ઞાતિના મહાપુરુષ જાણવામાં જડ જ તરીકે કામ કરવામાં, પોલીસ તરીકેની અમલદારી કરવામાં, રાજા-પ્રજાની પ્રીતિ મેળવવામાં આખા હિંદુસ્તાનમાં તો શું, પણ કામથી માણસજાતના 'ઇતિહાસની શોધ

કરનારા મંડળ'ના સભાસદ થવામાં એક્કા છે. એટલું કહી હું રજૂ થયેલી દરખાસ્તને અનુમોદન આપું છું. એ પછી રા. બા. ગોવિંદભાઈએ તાળીઓના ગડગડાટ વચ્ચે સભાનું પ્રમુખસ્થાન લીધું હતું; અને તે પછી તેમને, સ્વાગત કમિટીના પ્રમુખને અને અન્ય સંભવિત ગૃહસ્થોને હારતોરા આપવામાં આવ્યા હતા.

## પ્રમુખનું ભાષણ

### સુરત સ્ટેશનના બનાવની યાદ

પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ ભાષણ કરતાં જણાવ્યું કે જ્ઞાતિસેવા કરવા માટે મને જે માન આપ્યું છે તે માટે તમારો આભાર માનું છું. આપણે મૂળ એક જ છીએ અને ચરોતરમાં જ રહેતા હતા. ત્યાંથી તમારા બાપદાદા આ તરફના ભાગમાં આવતાં આપણે છૂટા પડ્યા છીએ. છતાં એ વાતને ૨૦૦-૩૦૦ વરસ વહી જવા પછી પણ તમે મને સંભારીને આ સ્થળે બોલાવીને જે માન આપ્યું છે તેને માટે તમારો આભાર માનું છું. તમે મારા ઉપર ચાહીને જે ભાર મૂક્યો છે તે સેવા બજાવવાને હું નિષ્ફળ નીવડીશ; એમ છતાં પણ જે મીઠી નજરથી તમે મને આ મોટું માન આપ્યું છે, તેવી જ મીઠી નજરથી મારી ખામીને નિભાવી લેશો એવી શરતે હું મારું આ પદ સ્વીકારું છું. તે પછી તેમણે પોતાનું વિદ્વત્તાભરેલું છાપેલું ભાષણ હાજર રહેલાઓની પૂર્ણ પસંદગી અને તાળીઓના અવાજ વચ્ચે વાંચ્યું હતું. તે ઉપરાંત તેમણે પોતાના ભાષણમાં વધુમાં બોલતાં જણાવ્યું કે, સુરત ખાતે આજે જ મારા જોવામાં એક બનાવ આવ્યો છે કે બે-ત્રણ પાટીદારો કે જેમણે અમારા ચરોતરની પાઘડી પહેરી હતી, તેઓને જોઈને અમે પૂછ્યું કે તમે મોતા આવો છો ? જવાબમાં તેમણે કહ્યું કે ના, અમને તે બાબતની ખબર નથી. પણ અમે પાદરા તાલુકાના દરાપરા ગામના રહીશ છીએ અને અમારી છોકરી છે તેને ચરોતરમાં એક કુલીન ગામમાં આપી છે. અમાર વેવાઈ સુરત જિલ્લામાં એક માસ્તર છે. તેણે પહેલું આણું વળાવ્યું છે અને મોકલતા નથી. રૂ. ૩૦૦ આપીશું ત્યારે પાછી તેડી જઈશું. મેં પૂછ્યું, ત્યારે તમે શા માટે ગોળમાં નહિ આપી ? કહેવાતા કુલીન શોધવા કેમ ગયા ?

તેણે કહ્યું, અમે પસ્તાઈએ છીએ. તો મારી સર્વને સલાહ છે કે લગ્નમાં કેવળ કુલ તરફ જ નહિ જોતાં ગુણને જ પ્રાધાન્ય આપવું. વગેરે વિવેચન કીધા બાદ પ્રમુખ સાહેબે પોતાની બેઠક લીધી હતી.

### પરિષદની ફતેહ ઈચ્છનારા તથા સહાનુભૂતિ દર્શાવનારા સંદેશા

પ્રમુખ સાહેબના ભાષણ પછી પરિષદના કામ તરફ સહાનુભૂતિ દર્શાવનારા પત્રો અને તારના સંદેશા મિ. ચંદુલાલે વાંચી સંભળાવ્યા હતા. જે ગુજરાત કાઠિયાવાડના જુદા જુદા વિભાગોમાંથી આવ્યા હતા એટલું જ નહિ, પણ દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ઉત્તર હિંદ, બિહાર વગેરે દૂરનાં સ્થળોમાંથી પણ આવ્યા હતા. જેમાંના મુખ્ય નીચેના હતા.

ધી યુનાઈટેડ પાટીદાર સોસાયટી જોહનિસબર્ગ, બાબુ મિથિલાશરણ સિંહા

બી.એ., બી.એલ. બાંકીપુર વગેરે તરફથી તારો તથા રા. બ. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ, શ્રીયુત ગોપાળદાસ અંબાઈદાસ અમીન, ઑ. મિ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી.એ., એલએલ.બી., ઑનરેબલ મિ. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ બેરિસ્ટરએટ-લૉ, શ્રીમાન શંકરભાઈ જોરાભાઈ અમીન સોલિસિટર, શ્રીયુત વિઠ્ઠલભાઈ ધનજીભાઈ પટેલ, શ્રીયુત ખુશાલદાસ ગોકલદાસ પટેલ, શ્રીયુત ઝવેરભાઈ નાથાભાઈ અમીન દીવાન સાહેબ-લીંબડી, શ્રીયુત લક્ષ્મણભાઈ પટેલ, સબએડિટર 'ગુજરાતી પંચ', શ્રીયુત ડાહ્યાભાઈ આદરભાઈ બી.એ., શ્રીયુત વિહારી, રા. રણછોડભાઈ વહાલજી પટેલ, રા. કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ વગેરે વગેરે.

પરિષદના દિવસોમાં લગ્ન હોવાથી ઘણા જ્ઞાતિબંધુઓ પરિષદમાં ભાગ લઈ શક્યા નથી, જો આ સબળ કારણ ઉપસ્થિત થયું ન હોત તો હાલ જે રંગ જામ્યો હતો તે કરતાં વિશેષ જામત. સહાનુભૂતિના પત્રો વંચાયા પછી પરિષદના જનરલ સેક્રેટરી મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતાએ પ્રથમ પરિષદનો રિપોર્ટ વાંચ્યો હતો.

એ પછી પ્રમુખ રા. બ. ગોવિંદભાઈએ જણાવ્યું કે આપણે આજે આપણા રાજ્યકર્તા ના. શહેનશાહ જ્યોર્જ અને તેમનાં બાનુ ના. મહારાણી મેરી કે જેઓ આપણા તરફ ચાહની લાગણી ધરાવતાં રહ્યાં છે અને જેમના રાજ્યમાં ખેતીકારો અને આપણને બધાને એક સરખા પ્રકારનાં સુખો મળે છે તેમના પ્રત્યેની રાજપિતા અને રાજમાતા તરીકેની પ્રીતિની ભાવિક લાગણી રજુ કરવાની જરૂર છે. તેઓ નામદાર થોડા વખત ઉપર આપણા દેશમાં પધાર્યાં હતાં; અને જે પ્રેમ આપણી પ્રત્યે તેઓએમાતાપિતા તરીકે દર્શાવ્યો હતો અને હજી દર્શાવે છે તે બાબતથી તમો સર્વ સારી રીતે જાણીતા હોવાથી મારે કહેવાની જરૂર નથી. એટલે તેમના સંબંધી જે ઠરાવ હું અત્રે રજુ કરું તે તમે તાળીઓના અવાજ વચ્ચે પસાર કરશો એવી આશા છે. એ પછી તેઓએ નીચેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ પહેલો : આ બીજી પાટીદાર પરિષદ્ નામદાર મહારાજ જ્યોર્જ પંચમ અને નામદાર મહારાણીશ્રી મેરીના ભારતીય પ્રજા તરફના પ્રેમ માટે આનંદ પ્રદર્શિત કરે છે અને તેમનાં દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.**

એ પછી પ્રમુખ સાહેબે જણાવ્યું કે એક બીજો એવો જ અગત્યનો ઠરાવ રજુ કરવાનો છે. તે એ કે ગુજરાતનો થોડોક ભાગ બ્રિટિશ પ્રજાનો અને થોડોક ભાગ ગાયકવાડી પ્રજાનો ગણાય છે અને તે બન્ને એક જ છે એમ કહીએ તો ચાલે. નામદાર ગાયકવાડ સરકારે દેશ પરદેશ ફરીને ત્યાંનો અનુભવ મેળવીને પોતાના રાજ્યમાં કેટલાક સુધારા કીધા છે અને તે સુધારા એવા છે કે હિંદની બધી પ્રજા તેની પ્રશંસા કરે છે. બાળક પેદા થાય કે તેને કેળવણી આપવાની માબાપની ફરજ છે અને જે માબાપ પોતાનાં છોકરાને કેળવણી આપવાની ફરજ જો ચૂકે તો તે દોષવાન કહેવાય, એ માબાપને પોતાની ફરજ અદા કરવા માટે ના. મહારાજશ્રીએ ફરજિયાત કેળવણી દાખલ કરવાનો પોતાના રાજ્યમાં સુધારો કીધો છે અને પોતાની પ્રજાને તેનો લાભ

આપ્યો છે. ગાયકવાડી અને બ્રિટિશ પ્રજાને અરસ્પરસ સંબંધ હોવાથી તેનો લાભ બદાને એક સરખો હોવાથી તે માટે ઠરાવ કરવાની જરૂર છે. એટલા માટે બીજી દરખાસ્ત એવી મતલબની રજુ કરું છું કે :

**ઠરાવ બીજો : આ પાટીદાર પરિષદ્ પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણી, બાળલગ્ન પ્રતિબંધક નિબંધ, આદિ લોકોપયોગી કાયદા પસાર કરી પ્રજાનું હિત ઇચ્છવા માટે શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવનો ઉપકાર માની તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.**

ઉપરના બન્ને ઠરાવો પરિષદ્માં હાજર રહેલાઓએ તાળીઓના અવાજ વચ્ચે પસાર કીધા પછી પરિષદ્ બીજા દિવસના સવારના ૮ વાગ્યા ઉપર મુલતવી રહી હતી.

## બીજા દિવસની કાર્યવાહી

### કાર્યક્રમ

### તા. ૧૮મી મે સને ૧૯૧૩

### (સવારના ૮ થી ૧૦-૩૦)

| | | |
|---|---|---|
| (૧) | ઈશ્વર સ્તુતિ | સ્વયંસેવક |
| (૨) | કૃષિ સંબંધી ગાયન | (સ્વયંસેવક) |
| (૩) | ઠરાવ ૩જો | દરખાસ્ત મુકનાર મિ. ગોકળદાસ કહાનજી - ગોંડળ<br>અનુમોદન. ગોકળભાઈ ભવાનભાઈ - મોતા<br>મિ. દુલેરાય છોટાલાલ અંજારીઆ. સીરા-કાઠીયાવાડ<br>મિ. મુળજીભાઈ નથ્થુભાઈ - તરભણ,જિ. : સુરત<br>મિ. પ્રેમાનંદ ધોળીદાસ વડોદરા |
| (૪) | સંવાદ - વિક્રમ અને ભાભારામ | (સ્વયંસેવકો) |

પરિષદ્ની મુલતવી રહેલી બીજા દિવસની બેઠક આજરોજ સવારે આઠ વાગે થઈ હતી. પ્રમુખ સાહેબ મંડપમાં પધારતાં સઘળાઓએ ઊભા થઈ તાલીઓના અવાજથી તેમને વધાવી લીધા. આજનું કામ શરૂ થતાં આરંભમાં સ્વયંસેવકોએ ઈશ્વર સ્તુતિ તથા કૃષિ સંબંધી ગાયન ગાયાં હતાં.

ઠરાવ ત્રીજો - ખેતીની હાલત સુધારવાની અરજ : ગોંડળવાળા મિ. ગોકળદાસ કહાનજીએ જણાવ્યું કે આપણા દેશનો ઉદ્યોગ વધારવાને ખેતી સુધારવાની જરૂર છે. આપણી ભૂમિમાં જેટલા પ્રમાણમાં કાચી જણસ નીપજાવવા માગીએ તેટલી બની શકે છે. સુધરેલા દેશો સાથેની સરખામણીમાં આપણી જમીન બર નહિ આવવાનું કારણ આપણો જમીન સુધારવા તરફનો અભાવ છે. આપણા દેશની ૩૩ કરોડ માણસની પ્રજાનો આધાર અજ્ઞાન વર્ગ ઉપર છે, તે માટે તેમને કેળવણી આપવાની જરૂર છે. તેમ કેળવણીની ગેરહાજરીમાં અને કૃષિ શાસ્ત્રની કેળવણી અને નિયમો

જાણ્યા વિના ખેતી કરવાથી આપણી સ્થિતિ સુધારવાની તથા હાલમાં છોકરાઓ ત્રણ ચાર ચોપડી શીખ્યા પછી ખેતીના કામે લાગે છે અને તેથી તેઓ ભૂલી જાય છે. કેટલાક તો છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી પરીક્ષા આપી નોકરીમાં રહી જાય છે તેઓને તે પછી પોતાનો ધંધો કરવા કહે છે ત્યારે તેઓ કહે છે કે અમારે ભણવાની શી જરૂર છે ? તેઓ તે ધંધો કરવા શરમાય છે. એવી રીતે ભણ્યા પછી નોકરી ન મળે તો ધોબીનો કુતરો નહિ ઘાટનો કે ઘરનો એવી સ્થિતિ તેમની થઈ પડે છે. આ સ્થિતિ સુધારવાને નામદાર સરકારે ખેતીની કેળવણી આપવાને કેટલીક શાળા ખોલી છે, પણ તે કરતાં ખેતીવાડીની શાસ્ત્રીય કેળવણી આપનારી કૉલેજ સ્થાપવાની જરૂર છે, કે જેથી યુવાન છોકરાઓ ખેતીને લગતું શિક્ષણ કેળવણી આપનારી કૉલેજ સ્થાપવાની જરૂર છે કે, જેથી યુવાન છોકરાઓ ખેતીને લગતું શિક્ષણ મેળવી શકવા સાથે કેટલીક તેઓમાં પેસેલી હાનિકારક કુટેવો છોડવા ઉપરાંત કેળવણીના બળે કરીને ખેતીમાં શો સુધારો કરવો તે બાબત તેઓની મગજશક્તિ કામ કરી શકશે. આ માટે ગામડામાં કેળવણી આપવાની જરૂર છે. હવે જમીનનો કસ આપણા ત્યાં કેમ ઘટી ગયો તે વિષે કહીશ કે, યુરોપના લોકો આપણે ત્યાંનું મોંઘું ખાતર લઈ જઈ વાપરે છે અને તેથી તેઓની ખેતી સુધરે છે. આપણે છાણનાં છાણાં કરી બાળી મૂકીએ છીએ અને એ રીતે આપણે કેટલોક જમીનને લાભ કરનારો ભાગ નિરર્થક જવા દઈએ છીએ. જમીનનો રસકસ કેમ વધે તે ઉપર આપણે વિચાર કરવાની જરૂર છે. આપણે બે ઓળે વાવનાને બદલે એક ઓળે વાવણી કરવાની જરૂર છે. જેટલે ઊંડે વાવેતર કરવું હોય તેટલે ઊંડે ચાસ પાડી પછી ખાતર નાંખવું જોઈએ. ખેડૂતોને માટે સહાયકારી મંડળી સ્થાપવાની ઘણા લાભો થાય છે.

એક માણસ કાંઈ કરી શકે નહિ. પણ વધુ માણસોનો જથ્થો મળીને પરસ્પરની મદદથી જે કામ કરે તે વધારે સારું થાય; કારણ કે તેથી એક માણસને ખોટ ન જાય અને ઓજારો વગેરેના સંબંધમાં જોઈતી મદદ મળી શકે અને વધારે મૂડી રોકવાની જરૂર પડે નહિ.

એ પછી તેઓએ ત્રીજો ઠરાવ નીચે પ્રમાણેનો રજુ કર્યો.

ઠરાવ ત્રીજો

**આ પાટીદાર પરિષદ્ ખેડૂતોની માનસિક, આર્થિક અને શારીરિક સ્થિતિ સુધારવા માટે નામદાર સરકારને નીચે પ્રમાણે અરજ કરે છે. (૧) ખેતીવાડીનું ઉચ્ચતર જ્ઞાન આપવા ગુજરાત પ્રાંત માટે એક મધ્ય સ્થળે ખેતીવાડી કૉલેજ સ્થાપવી, (૨) ખેતીવાડીનું સપ્રયોગ શિક્ષણ ગુજરાતી ભાષામાં આપવા માટે દરેક જિલ્લામાં એક ખેતીવાડીની સ્કૂલ, મોડલ ફાર્મ સાથે સ્થાપવી, (૩) ગ્રામ્ય શાળાઓમાં ખેતીવાડીનો વિષય ફરજિયાત શીખવવો, (૪) ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા અર્થે સરકારે સહાયકારી મંડળના અધિકારી (Registar of credit co-operative societies)ની નિમણૂંક કરી ખેડૂતોની સહાયકારી**

**મંડળીઓ કઢાવવા તજવીજ કરી છે તેને માટે આ પરિષદ્ સંતોષ, બતાવે છે; અને ગામેગામ સહાયકારી મંડળો ઉઘડાવવા નમ્રતાપૂર્વક સરકારને વિનંતી કરે છે. (૫) કૃષિશાસ્ત્રનું જ્ઞાન અને કૃષિની આધુનિક પદ્ધતિઓની માહિતી, ઘેર ઘેર સઘળા ખેડૂતોને આપવા માટે પગારદાર ઉપદેશકો નીમવા.**

મોતા ગામના પટેલ ગોકળભાઈ ભવાને ઉપરની દરખાસ્તને ટેકો આપ્યા બાદ ઉપલી દરખાસ્તને વધારે મજબુત કરવા અનુમોદન આપવા 'ખેતીવાડી વિજ્ઞાન'ના અધિપતિ મિ. દુલેરાય સી. અંજારીયાએ અનુમોદન આપતાં પોતાને ખેતીવાડી સંબંધના વિષય ઉપર આ ત્રીજીવાર બોલવાના મળેલા પ્રસંગ માટે આભારની લાગણી જાહેર કરતાં ગુજરાતના ખેડૂત અને ગુજરાતની ખેતીવાડીની આબાદીને લગતા વિષય ઉપર અસરકારક વિવેચન કર્યું હતું જે નીચે પ્રમાણે છે :

### ગુજરાતના ખેડૂત અને ગુજરાતની ખેતીવાડીની આબાદીના ઉપાય

**રા. બા. મહેરબાન પ્રમુખ સાહેબ તથા પાટીદાર ગૃહસ્થો,**

પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી અને 'પટેલબંધુ'ના તંત્રી સ્નેહી કુંવરજીભાઈનાં આમત્રણથી હું આજે આપ ભાઈઓનાં દર્શન કરવા શક્તિમાન બન્યો છું. આપ ભાઈઓ જ્ઞાતિ સુધારણાના આધુનિક કાળમાં ચાલતા વિચારોને અમલમાં મૂકવા વાંઝ મુકામે ભેગા મળ્યા હતા અને હાલમાં આ આપનો બીજો પ્રયાસ છે. પુરુષ પ્રયત્ન અને ઈશ્વર કૃપા હોય તો પુરુષાર્થમાં જરૂર ફતેહ મળે છે. જ્ઞાતિનું ભલું કરવા ખાતર ને લાંબા કાળથી ઘર કરેલા રીવાજો નિર્મૂળ કરવા આપનો પ્રયાસ સ્તુતિપાત્ર છે. તે સાથે તમારી જ્ઞાતિનો અસલ ધંધો ખેતીવાડીનો છે કે જેના ઉપર આખી દુનિયાનું તંત્ર ચાલે છે એટલે કે તમો જ દુનિયામાં વસ્તા મનુષ્ય પ્રાણીને પોષણ આપનારા છો અને તમારી મહેનતનું જ ફળ દુનિયા ભોગવે છે. રાજાની તિજોરી ભરનાર તમે જ છો. વેપારીને વેપારની વસ્તુ દેનાર તમે જ છો. ઉદ્યોગ હુન્નર માત્ર તમારા ધંધા ઉપર અવલંબી રહ્યા છે. એવા તમો સોનાના હાથવાળા છો અને તમારો ખેતીવાડીનો ઉદ્યોગ સર્વ ઉદ્યોગોનો રાજાધિરાજ છે - એક અંગ્રેજ કવિએ કહ્યું છે તેનો અર્થ કવિતામાં નીચે પ્રમાણે છે.

### હરિગીતની ચાલ

કૃષિ યંત્રથી ખેતર વિષે, હે કામ કરતા માનવી,
સૌજન વિષે અહંકાર તારો નકી નકી છે વ્યાજબી.
કેમ કે કૃષિકાર ઉપર અન્નનો આધાર છે,
અવનિ વિષે સૌ માનવીના અન્નસામાં પ્રાણ છે.
સ્ટેટ નાનાં ને વળી, મોટાં બધાં તુજને નમે,
કાર્યભારી સ્ટેટની, ચાલે કૃષિના ઉદ્યમે.
કૃષિકાર ખેતર હળ તણી હૈયાતી નહિ તો સ્ટેટ શું,
કૃષિકાર ઉપર સ્ટેટનો આધાર છે સાચું કહું.

બંદગી જ્યારે કરે, સૌ ઈશ ભયહારી તણી,
દરરોજ આપો દાસને ખોરાક રે જગના ધણી.
વિશ્વાસ રાખી પ્રભુપરે, કૃષિકાર પ્રત્યુત્તર કરે,
બંદગીથી માગીયું તે આપશું અમ તો ખરે.

ઉપરની કવિતામાં ઈશ્વરથી બીજે દરજ્જે તમોને ગણવામાં આવ્યા છે અને ખેતીના ઉદ્યોગને પ્રથમ પદ આપ્યું છે. અંગ્રેજીમાં કહ્યું છે કે - Agriculture is the mother of every art હુન્નર માત્રની જનેતા ખેતી છે.

## ખેતીવાડી ને ખેતી કરનારની હાલની સ્થિતિ

આવી ઉત્તમ ખેતી અને તે કરનારની હાલમાં પડતી દશા ચાલે છે તે જોઈ કયું હૃદય દ્રવિત થયા વિના રહેશે ? જે જમીન, બળદ, હથિયાર, ખાતર, બીજ ને ખેડૂત તથા પાણી તમારા વડવાઓના વખતમાં હતાં અને અખૂટ ઉપજ આપતાં તે જ જમીન બળદ હથિયાર ને તમે છો છતાં જમીનની પેદાશ ઘટી ગઈ અને તમારી હાલત નબળી થઈ તેનું કારણ તપાસવું જોઈએ.

૧. જમીનની ઊંડી ખેડને ઉથલપાથલ જે દિવસ ઉગ્યા પહેલાં થતી તે બંધ થઈ છે.
૨. ગળતીયાં ખાતર ઘણા જત્થામાં ખેતરમાં પુરતાં પાડવા બંધ થયાં છે.
૩. બળદ જોરદાર, ભરાવાવાળા, મજબુત બાંધાના હતા તે ઓછા થયા છે.
૪. વાવવાનાં બીયાં પસંદ કરી અલગ સંગ્રહી રાખવામાં આવતાં તે રિવાજ બંધ થઈ બજારીઆં બી વાવવાં શરૂ થયાં છે.
૫. પાણીમાં મુખ્ય આધાર વરસાદનાં પાણીનો તે વરસાદ અનિયમિત વરસવા લાગ્યો અને નવાણ પુરતાં હોય તો તેમાં મીઠા પાણી ન હોય અગર પૂરતાં પાણી હોતાં નથી.
૬. મજૂરીની મોંઘવારી મજુરો પરદેશ ને મીલોમાં જવાથી વધી છે.
૭. પૈસો કે મૂડી ખેતીનાં કામમાં જોઈએ તે પૂરતી નથી.
૮. ખેતીવાડીની કેળવણીની ખામી છે.
૯. કુસંગ, અનાચાર, ઈર્ષા વધ્યાં છે. નીતિ ધર્મથી અલગ થઈ દુર્ગુણોને ગ્રહણ કર્યા ને શુદ્ધભાવના કે આત્મભાવનો નાશ થયો છે.

ઉપરનાં મુખ્ય કારણો ખેતીવાડી અને ખેડૂતની પડતી થવાનાં છે. આ બધા વિષયો ઉપર વિવેચન અત્યારે કરું તો દિવસોના દિવસો સુધી ચાલે એવા મહાન વિષયો છે અને જેમાંના ઘણા ખરા મારા તરફથી પ્રસિદ્ધ થતાં ખેતીવાડી વિજ્ઞાન માસિકમાં પ્રસિદ્ધ થયા છે. વળી તમો કે જે વિદ્વાન છો તેમને હું વધારે શું શીખવી શકું ?

તમારી ખેતીવાડીની ઉન્નતિ કરવાનો મુખ્ય રસ્તો તો એ છે કે ખેતીવાડીની કેળવણી તમારી પ્રજાને આપવી. અમુક લખતાં વાંચતાં ગુજરાતી અને અંગ્રેજી આવડ્યા બાદ ગુજરાતી ભાષામાં ખેતીવાડીનું શિક્ષણ આપવું અને આવી સ્કૂલ દરેક તાલુકામાં હાલ એકેક કરવી અને તેની સાથે ખેતર રાખવું. તેમાં બધું કામ બતાવવું

અંગ્રેજી ભાષામાં ખેતીવાડીનું જ્ઞાન આપવા કૃપાળુ બ્રિટીશ સરકાર તરફથી હિંદુસ્તાનના બધા પ્રાંતમાં ખેતીવાડીની શાળા મોટા પાયા ઉપર કરેલી છે; પણ પ્રીવીઅસ પાસ થયેલા કે મેટ્રીક પાસ થયેલા તેમાં દાખલ થઈ શકે છે. આટલે સુધી અભ્યાસ કરેલા હાલમાં ખેડૂત વર્ગમાં ઘણા જ થોડા છે એટલે તે શાળાનો લાભ લઈ શકાતો નથી; માટે ગુજરાતી કૃષિ શાળાના નાના પાયા ઉપર ને ટૂંકા વખતમાં વ્યાવહારિક ખેતીવાડીનું શિક્ષણ ખેડૂત પુત્રોને આપે એવી કરવાની ખાસ જરૂર છે. આવી એક સ્કૂલ પુનામાં સરકારે કરી છે. આવી નિશાળ થવા માટે તમારા તરફથી ઘર દીઠ એક રૂપિયો દર વરસે આપવામાં આવે એવો ઠરાવ થાય ને હાલમાં કામ શરૂ કરવા અમુક અમુક રકમો ભરાય તો થઈ શકે એવું છે.

ખેતીવાડીનું કામ કેમ સારા પાયા ઉપર આવે તે માટે બ્રિટીશ સરકાર ઘણો મોટો શ્રમ ઉઠાવે છે ને ખરચ કરે છે, પરંતુ તેનું સંગીન ફળ હજુ મળ્યું નથી. આવાં કાર્યમાં આત્મભોગ વગર ફતેહ મળતી નથી. અજ્ઞાન ખેડૂત વર્ગને જ્યાં સુધી નવિન બીજ, ખાતર, હથિયાર વગેરેનો ઉપયોગ આપણે કરીને સાબિત કરી ન આપીએ ત્યાં સુધી તેઓ વાત કબૂલ કરતા નથી, માટે કરી બતાવવા માટે ઠેકાણે ઠેકાણે નમુનાનાં ખેતરો થવાની જરૂર છે અને તેવાં ખેતરો કરાવવા પુરતી મદદ કરવી જોઈએ.

હું હાલ મારા સરાના કાશીવિશ્વનાથ ફાર્મમાં જે જે નવિન વસ્તુ વાવું છું, ખાતર નાંખું છું અને નવિન હથિયાર વાપરું છું તે ખેડૂતો જુએ છે તે ખાત્રી કરે છે અને જે ફાયદાવાલું જણાય છે તે ગ્રહણ કરે છે. અજ્ઞાન વર્ગનો દિલાસો આપી કામ લેવાનું છે તેને હડધૂત કરીને કે અમલદારનું રૂપ ઘડીભર બાજુ મૂકીને બતાવવામાં આવે છે તો તે જરૂર સમજી જાય છે. **સુધારણા કરવા ઈચ્છા ધરાવનારની પ્રથમ ફરજ એ છે કે તેમણે પ્રથમ પંડે સુધરવું. પછી પોતાના ગૃહ કુટુંબને સુધારવું, પછી પાડપાડોશી, સગાસ્નેહી, પછી નાતજાત, પછી ગામ અને છેલ્લું દેશ સુધારવા જવું જોઈએ.**

**જેઓ પંડે સુધરેલ નથી, રહેણી કરણી એક સરખી રાખતા નથી, જેમની શાખ પર પણ સમાજને વિશ્વાસ નથી, જેમના આચાર કે વિચાર શુદ્ધ નથી, જેઓ પોતાના અંતઃકરણને પણ છેતરનારા ડોળી છે. જેઓ નીતિ અનીતિનો વિચાર ધરાવવામાં પાછલ છે. જેઓ પોતાના કુટુંબ પ્રત્યે પ્રેમ અને ભ્રાતૃભાવ ધરાવનારા નથી પણ કજીઆમાં મચ્યા રહેવામાં માન સમજે છે અને જેઓ મર્યાદામાં રહેવાની ઈચ્છા ધરાવતા નથી એવા ઉચ્છેદક સુધારાવાળાઓથી કંઈપણ સુધારા થતા નથી. ખરા સુધારા કરાવવાવાળાએ તો સમુદાયમાં રહી સુખદુઃખના સમાન ભાગીયા થવું જોઈએ. તેવા પોતાના શબ્દો ઉપર શ્રદ્ધા ઉત્પન્ન કરવા જેવું કૌશલ્ય બતાવી અવનતિનાં કારણો દૂર કરવામાં મરણાંત સુધી ભોગ આપી પોતાની પાછળનાઓને તે નવો પાઠ શીખવે છે.**

ગીતાજીમાં કહ્યું છે કે, સૌએ સૌના વર્ણાશ્રમ પ્રમાણે વર્તવું, પણ હાલમાં તે

વાત ભૂલ જવાઈ છે અને પશ્ચિમના સુધારામાં વગર વિચારે દોડ્યા જાય છે તેથી દુઃખી થાય છે. વિચાર કરો. આપણા પૂર્વજો કેવા ડાહ્યા ને દીર્ઘ દ્દષ્ટિથી કામ કરનારા હતા, તેઓએ પોતાના ધંધામાં કેવી આબાદી કરી હતી ને આબાદ થયા હતા. આપણે તેના જ પુત્રો છીએ છતાં એના જેવા તન બદનમાં નથી. આપણાં મન પણ એવાં ઉદાર નથી અને આપણી પાસે એટલું ધન પણ નથી. આ તનમન ધનની નબળાઈ આપણામાં આવી છે તેનો નાશ કરવા માટેનો મુખ્ય ઉપાય ખેતીવાડીનો આપણો મૂળ ધંધો કે જે હાલ નબળી દસામાં છે તેને હાથ ધરવાનો છે.

જ્યારે આપણી જમીન કસથી ભરપૂર હતી ત્યારે જેવું મોટા કણનું પુષ્ટિકારક અનાજ ઉત્પન્ન કરતી તેવું હાલ ઉત્પન્ન કરતી નથી કારણ કે તેને ઊંડી ખેડાતી નથી તેમાં ખાતર પડતું નથી. વળી કસ વગરની ધરતી માતા થવાથી તેમાંથી થતું બી પણ નબળું થાય છે અને એ નબળાં બી આપણો ખોરાક છે તેથી આપણા શરીર પણ નબળાં થાય છે. બી નબળું થાય છે તે ઉપરાંત જે વેપારીને ત્યાંથી એ બી વાવવા લેવામં આવે છે તે દોઢાં બમણાં કરીને આપે છે. એ તો બાજુએ રહ્યું, પણ સડેલું ઉગવાની શક્તિ જતી રહી હોય એવું બી આપે છે તેથી પૂરું પાધરું ઉગતું નથી અને વાવવાની મોસમ જાય છે. એટલે બાર માસની પરસેવા ઉતાર કરેલી મહેનત ખેડૂતોની છુટી પડે છે. કસ વગરની જમીનમાં કસ વગરનું બી વવાય છે તેમાંથી કસ વગરનું અનાજ ઘાસ થાય છે જે બળદનો ખોરાક હઈ બળદમાં કૌવત આવતું નથી અને ગાય ને બળદ પણ નબળાં રહે છે. નબળી ગાય, તેનું વાછરડું પણ નબળું એટલે નબળા બળદથી ખેડ પણ નબળી થાય. ગાયનું દૂધ પણ ચરબીના ભ્રામ વગરનું પાણી જેવું થાય તે પીવાથી કે ખાવાથી શરીરમાં કૌતવ પણ આવે નહિ. વળી આપણે સ્વાર્થ પરાયણ થયા એટલે આપણું કામ સારું થવા દરકાર રાખીએ છીએ અને બીજાનું બગડે તો છોને બગડે એવી ઈર્ષાવાળી પ્રકૃતિવાળા થતા જઈએ છીએ એટલે તેનું ફળ પણ કુદરતથી વરસાદ ઘણો થોડો વરસવારૂપે હાલમાં ખરાબ આવવા લાગ્યું છે. વરસાદ ઉપર ને પાણી ઉપર આપણી ખેતીની પેદાશનો મુખ્ય આધાર છે; તે તકસર વરસતો નથી. કુવામાં પાણી ખારાં હોય અગર પુરતાં ખેતીકામ માટે હોય નહિ એટલે પાણી વગર વાવતેર થઈ શકતું નથી. વળી મજુર ખેતીનાં વાઢવા છોરવા લણવા વગેરેના કામમાં જરૂર જોઈએ તે શહેરોમાં મીલો થવાથી અને બીજાં સંચા કામ થવાથી મજૂરી વધારે મળવાથી ગામડામાંથી જતા રહ્યા છે તેમજ ભાદરવા આસોમાં તાવની બિમારીમાં ગામડામાં જે થોડાં મજૂર હોય તે માંદા પડ્યા હોય છે એટલે દુકાળમાં અધિકમાસ થવાથી ખરી મોસમમાં બમણી મજુરી આપતા મજૂર મળતો નથી. વળી કેટલાક આફ્રિકા, બરમા, બંગાળા વગેરે તરફ કમાવા ચાલ્યા ગયા છે એટલે મજુરની વસ્તી હાલમાં દરેક ગામડામાં ઘણી ઓછી થઈ છે. કદી બીજાં ગામોથી મજુર લાવીને ખેતરવાડીનું કામ કરાવવા વિચાર થાય તો પાસે પુરતો પૈસો તે કામ કરાવનારને ચુકવવા હોય નહિ એટલે મૂડીની મોટી ખામી પડે છે. આમ જમીનનો કસ ઊંડી ખેડ વગર ને ખાતર વગર ઓછો થયો તેમાં નબળાં બી વાવવાથી

ઉપજ ઓછી કસ વગરના અનાજ ઘાસની થઈ. આવાં નબળાં અનાજ ઘાસનો ખોરાક ખાવાથી ખેડૂતો ને ખેતીનાં જાનવર નબળાં થયાં, ઈર્ષા, દ્વેષ કુસંગ, એકપેટાપણું, સ્વાર્થ ને મેલાં અંતઃકરણ થવાથી પાપાચરણ વધ્યું ને તેથી વરસાદ થોડો વરસવા લાગ્યો, કુવાનાં પાણી ઊંડા ગયાં, મજૂર પરદેશ ભાગી ગયાં તેથી મોંઘા થયાં, મોંઘા મજૂરને દેવા પૈસા જોઈએ તે પાસે રહ્યા નહિ અને આ બધાં નબળાં પરિણામ આવ્યાં તેનો વિચાર મન સાથે કરી સુરસ્તે ચડવા કેળવણી જોઈએ તે ખેડૂતોમાં મળે નહિ; એટલે પછી આપણા સોનાના હાથવાળા ખેડૂતોને સોનું પેદા કરનારી આપણી જમીન અત્યારે નિકાસ ને નબળી બની છે તેને કસવાળી કરવા ખેતી કરનાર ખેડૂતોને ખેતીની કેળવણી આપવા તથા પૈસાની મદદ કરવા અને ઘણી પેદાશ કરવા ખાસ જરૂર છે.

**આપણા ગુજરાતના ખેડૂતો જેવા મહેનતુ અને હોશિયાર કોઈ પણ હિંદુસ્તાનના ભાગના ખેડૂતો નથી એમ રસાયણ શાસ્ત્રી ડાકટર વોલ્ડર, મદ્રાસ ખેતીવાડીના ડિરેક્ટર ડાકટર બેનસન, ખેતીવાડી કૉલેજના પ્રીન્સિપાલ ડાકટર રોબર્ટસન વગેરે બ્રિટીશ ઑફિસરો પોતાના રિપોર્ટમાં લખે છે. આ પ્રમાણે ગુજરાતના ખેડૂતોનાં વખાણ થાય છે. તેમને તે પાત્ર છે પણ તેમને પડતાં દુઃખો અસંખ્ય છે.** તેનું બ્યાન કરીશ તો આપની આંખોમાંથી આંસુની ધારા ચાલશે.ખેડૂતોનાં દુઃખો દૂર કરવા ખાસ જરૂર છે. તેને હલકામાં હલકો સિપાઈ, તળાટી, મુખી, વહીવટદાર વગેરે વગેરે તેમની અજ્ઞાનતાનો લાભ લઈ ઘણીક રીતે સતાવે છે અને તેની કહાણી મેં સાંભળી છે. નજરે જોઈ છે અને તેના મારાથી બન્યા તે ઇલાજ લીધા છે. પણ ભાઈ ! એકલો માણસ શું કરી શકે ? મારા ખેડૂતભાઈઓની સેવા બજાવવા તેને ખેતીવાડીનું શાસ્ત્રોક્ત જ્ઞાન આપવા વિવિધ વાવેતરનાં, જમીન સુધારવાનાં, હથિયાર ઓજારના ઉપયોગનાં, બગીચામાં ફળઝાડ ને શાકભાજી કરવાનાં, ખાતર બનાવી તેનો ઉપયોગ કરવાનાં, જાનવરની ઓલાદ સુધારી, ઘી દૂધ વધારવાનાં તેના દરદો જાણી દવા કરવાનાં, કપાસની ઉપજ વધારવાની ઉત્તમ રીતોનાં, ખેતીમાંથી પૈસો કેમ ઝાઝો કમાવો તેની કુંચીનાં, કલ્મી આંબા વાવીને ઉપજ લેવાનાં, લાખની ખેતી કરવાનાં, નવાણ કરી પાણીનો ઉપયોગ કરવાનાં અને તે સિવાય દર માસે સુધરેલા દેશોમાં કરવામાં આવતા ખેતીવાડીના સુધારા વધારાથી અમેરિકાના, યુરોપના જાપાનના અને ઑસ્ટ્રેલિયા વગેરે દેશોના ખેડૂતો કેમ સમૃદ્ધિવાન થયા ને હાલ પોતાની આબાદી કેવાં સાધનોથી કરતા જાય છે તથા આપણે પ્રમાણમાં કેટલા પછાત છીએ વગેરે વગેરે અનેક વિષયોથી ભરપૂર 'ખેતીવાડી વિજ્ઞાન' નામનું માસિક પણ વરસ થયાં ખેડૂત ભાઈઓ માટે બહાર પાડું છું. વળી સાયલા સ્ટેટના મારા મુરબ્બી મહેરબાન કૃપાળુ પાટવી કુમાર સાહેબ મદારસિંહજી સાહેબની દેખરેખ નીચે ઉત્તમ જાતની વઢીઆરી ગાયો બે હજાર રાખી ઉત્તમ વાછરડા ને વાછરડી કરવાનું કામ પણ પંદર વરસ થયાં ખેડૂતોને બળદ પુરા પાડવા શરૂ કર્યું છે. આવી રીતે આ શરીરથી જે સેવા બજાવાય છે તે બજાવે છે ને બજાવશે. વળી એક લાખ રૂપિયાનું ફંડ થાય તો એક ગુજરાતી ભાષામાં ખેતીનું શિક્ષણ

જમીનદાર ગરાસીયા અને ખેડૂતોના દીકરાઓને આપવા એક કૃષિશાળા ને નમૂનાનું ખેતર પણ મારી સંભાળ નીચે બહુ મતે ઠરે તે જગોએ કરવા મારો વિચાર છે. પણ ભાઈઓ, દરેક મહાન કાર્યો સુધરેલા દેશોમાં એક બીજાની મૂડી ભેળી કરીને કરવામાં આવે છે. અગર શેર કાઢે છે અને આવા મહાન કાર્યો ઉપાડી લે છે. આપણા દેશમાં આવાં દેશોપયોગી મહાન કાર્યો ઘણાં થયાં છે ને થાય છે પણ જે ખેતીવાડી ઉપર રાજા ને પ્રજાની આમદાની કે આવક અવલંબી રહી છે ને જે હાલ ઘણી અસ્ત દશામાં છે તેને ઉદય દશામાં લાવવા થોડી જરૂર નથી અને તે માટે કાંઈ નાનો પ્રયત્ન કામનો નથી પણ ભગીરથ પ્રયત્ન કરવાનો છે.

આપણી દયાળુ બ્રિટીશ સરકાર, પોતાનાથી બને છે તે ખેતીની આબાદી કરવા ખરચ કરે છે. વળી હાલના આપણા માનવંતા નામદાર મહેરબાન લૉર્ડ વીલીંગડન મુંબઈના ગવર્નર સાહેબ પણ ખેતીવાડીને ઉત્તેજન દેવાના વિચાર ધરાવનારા છે. તેવા સમયમાં જો ખેતીવાડીની ગુજરાતી ભાષામાં કેળવણી ખેડૂતોના છોકરાઓને દેવા માટેની કૃષિશાળા મોટા સ્કેલ ઉપર થાય તો ઘણી મદદરૂપ થશે જેની ચર્ચા કડવાકણબી ભાઈઓએ બાવળામાં ભરાયેલી પરિષદ્‌માં કરી પણ છે.

**અરે ભાઈઓ, આપણે ગુજરાતીઓ સાહસિક ઓછા નથી. તેમાં પણ તો પાટીદાર વર્ગ જેવો સાહસિક ને હિંમતવાન છે તેવો બીજો વર્ગ નથી. તમારામાંના ઘણા આફ્રિકા, બરમા, અમેરિકા અને સીલોન વગેરે તરફ ગયા છે. તમારામાંના ઘણા વિલાયત જઈ ખેતીની કેળવણી લઈ ત્યાંની મહાન ડીગ્રી લાવેલા છે અને ઘણા યુનિવરસિટીની ડીગ્રી ધરાવનારા છે. તે ઉપરાંત દીવાન પદની માનવાળી પદવી ઉપર પણ તમારા જ ભ્રાતાઓ છે.** એ તમો આજે તમારી જ્ઞાતિની ઉન્નતિ વ્યવહાર પ્રકરણમાં કરવા અહીં બીજીવાર ભેળા થયા છો. તે પ્રસંગે આપણો અસલ ધંધો ખેતી કે જે ઉપર **આખી તમારી કોમનો ને આખી દુનિયાની આજીવિકાનો મુખ્ય આધાર છે તે ખેતીનો ધંધો ખીલવવા માટે તત્પર થસો તો જ આપણો ને આપણા દેશનો ઉદય તુરત થશે.** મૂળમાં સડો હોય તે પાતરાંને દવા કરીએ તો કદી પણ સુધરે નહિ. તેમ ખેતીવાડી ઉપર દેશની દોલત આબાદાની ને વેપાર રોજગાર વગેરેનો મુખ્ય આધાર છે તે સુધારવાની પહેલી જરૂર છે. તમોને ખબર તો હશે કે પુનાવાસી મહારાષ્ટ્ર પ્રજાએ આજે ચાર વરસ થયાં 'ડેકન ખેતીવાડી મંડળ' સ્થાપ્યું છે. તેમાં મુંબઈના નામદાર ગવરનર પ્રમુખ છે અને પુના ખેતીવાડી કોલેજના પ્રિન્સીપાલ ડૉક્ટર માન, રેવન્યુ કમીશનર, પુના કલેક્ટર અને પુના તરફના કેટલાક સરદારો તેના મેમ્બર છે. તેની દેખરેખ નીચે ખેતીવાડીનું માસિક નીકળે છે. જેની સાત હજાર પ્રતો ખેડૂતોમાં જાય છે. ખેતીવાડીની સભા દરેક તાલુકામાં મળે છે ને તેમાં ખેતીના સુધારાવધારા કરવાની ચર્ચા ચાલે છે. ખેડૂતોને નવિન નવિન ખેતીની રીતો ખાતરના અખતરા અને બીઆં જાનવર વગેરે તમામ બાબતો બતાવવામાં આવે છે. મેળા ભરી ઇનામ દેવામાં આવે છે. આમ અનેક રીતે આપણા મુંબઈ ઇલાકાના

દક્ષિણ વિભાગમાં ચાર વરસ થયાં ખેતીની આબાદી કરવા હીલચાલ ચાલી રહી છે; ત્યારે આપણી ગરવી ગુજરાતમાં એમાંનું કશું નથી તેથી અફસોસ થાય છે. પણ જ્યાં સુધી સૌ સાથે મળી એક જબરું ખેતીવાડીનું મંડળ ન કરીએ અને અમુક દિવસોએ ભેળા મળી તે વિષે વિચાર ન કરીએ ત્યાં સુધી કંઈ પણ પરિણામે પહોંચાય નહિ. માટે આપણા પૂર્વજોનો જે અસલ ધંધો ખેતીનો હતો તે આપણે પણ તે જ ધંધો અન્નપાન દેનારો છે તે ઉપર ધ્યાન દેવા મારી આપ ભાઈઓને નમ્ર અરજ આ ટાકણે છે.

આપણા પૂર્વજો અને આપણા ઉપર રાજ કરનારા અસલ કેવા ઉત્તમ ગુણવાન કદરદાન અને પ્રજાપાલક અને દેશોદ્ધાર કરનારા હતા. ત્યારે દેશમાં લક્ષ્મી, રિદ્ધિસિદ્ધ સંપને જંપ હતો. તેવી જ રીતે ચાલતા સમયમાં આપણા ઉપર રાજ્ય કરતા રાજરાજેન્દ્ર મહારાજાધિરાજ નેકનામદાર જ્યોર્જ ધી પંચમ સાહેબનાં મોકલાવેલા શાંતિનું રાજ્ય ચાહનારા અને હિન્દુસ્તાનની પ્રજાની ઉન્નતિ અને આબાદી જોવાને ઇચ્છનારા હિંદુસ્તાનના રાઈટ ઓનરેબલ નેક નામદાર મહેરબાન વાઈસરાય લોર્ડ હાર્ડીંજ સાહેબના અમલમાં સઘળે શાન્તિનું રાજ્ય પ્રવર્તે છે. સિંહ ને બકરી એક ઓવારે પાણી પીએ છે અને જ્યાં ખેતીવાડીની ઉન્નતિ કરવાને અભિલાષા રાખનાર ઉમદા ખવાસના આપણા ઇલાકાના મહેરબાન લોર્ડ વીલીંગડન સાહેબ ગવર્નર તરીકેપધાર્યા છે તેવા કુદરતથી અનુકૂળ સંજોગોમાં આપણા દેશની ખેતીવાડીની આબાદી કરવાનુ મહાન કાર્ય ગુજરાત ખેતીવાડીનું મંડળ સ્થાપવા અને ગુજરાતીમાં ખેતીની કેળવણી આપવાની કૃષિશાળા કરવા અનુકૂળ વખત છે. તેથી તે લાભ લેવા આપ ભાઈઓ પછાત રહેશો નહિ, તો હું આજનો મારો પ્રયાસ સફળ થયો એમ સમજીશ. આપ પાટીદાર ભાઈઓએ આપની પરિષદ્‌માં મને બોલાવી જે માન આપ્યું છે, તથા ઘણાં લાંબા વખતથી મારા મનમાં રમી રહેલા ખેડૂત ભાઈઓની સ્થિતિ સુધારવાના ઉદ્‌ગારો કાઢવા રજા આપી તે માટે આભારી છું. આવા મહાન જ્ઞાતિના કામના મેલાવડામાં ભાગ લેવા પ્રેરણા કરનાર તથા આકર્ષણ કરી આટલે દૂર સુધી બોલાવનાર 'પટેલ બન્ધુ' માસિકના તંત્રી મીસ્તર કુંવરજીભાઈનો પણ હું આભાર માનું છું. વળી કૃપાળુ પરમેશ્વરે પાટીદારોની જ્ઞાતિનાં ભૂષણરૂપ આ પરિષદ્‌ના પ્રમુખ સાહેબ મે. રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ કડી પ્રાંતના સુબા સાહેબે મને મારા ખેડૂત ભાઈઓનો ઉદ્ધાર કયે રસ્તે થઈ શકે તે બાબતમાં ઘણા વરસથી અંતઃકરણમાં સમુદ્રના મોજાંની માફક ઉછળી રહેલા ઉદ્‌ગારો દર્શાવવા પરવાનગી આપી તે માટે મોટો ઉપકાર માનું છું. છેલ્લે છેલ્લે પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરું છું કે તે દયાળુ પ્રભુ મારા દેશની ખેતીવાડી ને ખેડૂતોની આબાદી કરે, સર્વ રાજા પ્રજાના મનમાં ખેતીનો ઉત્તમ ધંધો કેળવવાને પ્રેરણા કરે અને સર્વ ભાઈઓનાં નીખાલસ અંતઃકરણ કરી આત્મભાવથી વર્તવાની જીજ્ઞાસા ઉત્પન્ન કરે અને આપણા રાજ્ય કર્તા જ્યોર્જ મહારાજા તથા તેમનાં પ્રતિનિધિ

વાઈસરાય લોર્ડ હાર્ડીંજને દીર્ઘાયુ કરે એવી પ્રાર્થના છે. તથાસ્તુ.

ડી. સી. અંજારીઆ.

**'ખેતીવાડી' વિજ્ઞાનનાં અધિપતિ**

મિ. અંજારીઆ પછી મિ. ફકીરભાઈ વસનજીએ એ દરખાસ્તને વધુ અનુમોદન આપ્યું હતું.

એ પછી ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**ખેતીવાડી સંબંધી સંવાદ :** કણબી વિના રાજા પ્રજાની સ્થિતિ કેવી થાય ? કણબીની મહત્તા કેટલી છે ? વગેરે બતાવનાર વિક્રમ અને ભાભારામનો રસ ભર્યો સંવાદ બે વિદ્યાર્થીએ કર્યો હતો. જે અત્યંત આકર્ષક હતો. મે. પ્રમુખ સાહેબે પોતે સંવાદ કરનાર વિદ્યાર્થીની બોલવાની છટા વગેરેનાં ઘણાં વખાણ કર્યા હતા.

**ઠરાવ ચોથો :** બોર્ડિંગને મદદ કરવી. પ્રોફેસર સ્વામિનારાયણે ચોથો ઠરાવ એવી મતલબનો રજૂ કર્યો હતો કે, **"આ પાટીદાર પરિષદ્ જ્ઞાતિમાં કેળવણીની અભિવૃદ્ધિ કરવા માટે સગવડ પડતે સ્થળે વિદ્યાર્થીઓ માટે વસ્તિગૃહો સ્થાપવાં અને સુરત, બારડોલી, અમદાવાદ વગેરે સ્થળે સ્થપાયેલા વસ્તિગૃહો (બોર્ડિંગ હાઉસ) માટે શક્તિ અનુસાર દરેક જ્ઞાતિ બન્ધુઓએ મદદ કરવી"** એવો ઠરાવ કરે છે. એ ઠરાવના સમર્થનમાં તેમણે જણાવ્યું કે :

**છપ્પન લાખ બાવા પાછળ દર વરસે બરબાદ થતા રૂ. ૨૫ કરોડની રકમ**

પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એમ. એ.એ જણાવ્યું કે, કેળવણી લેવાને માટે આપણે વસ્તિગૃહો સ્થાપન કરવાની જરૂર છે. કેટલાંકોને આપણે એવી ફરિયાદ કરતાં સાંભળીએ છીએ કે અમારા છોકરાઓને ભણાવવાને માટે ઘણા પૈસા ખરચવા છતાં તે છોકરાઓ ભણ્યા નહિ. આનું કારણ શું હશે ? તેનું કારણ એ જ છે કે, અજ્ઞાન માતા પિતાના હાથ નીચે છોકરાઓને રહેવું પડે છે. એટલે તેઓ તેના અભ્યાસ સંબંધે કાંઈ કાળજી લઈ શકતા નથી. પ્રાચીનકાળમાં માબાપો પોતાના છોકરા ઉપરનો ઘેલો પ્રેમ છોડીને છોકરાઓને ગુરુને ત્યાં મોકલતાં હતાં. તેમ આપણે પણ જો બાળકોને હમણાના વખતમાં વસ્તિગૃહમાં મોકલી આપીએ તો ત્યાં તેઓ ઉપર સારી દેખરેખ રહેવાથી તેમને સુખ થશે. ગામડાંઓમાં છોકરાઓ ચાર પાંચ ચોપડી સુધીનો અભ્યાસ કરવા માટે જાય છે, પણ ત્યાંનો ખર્ચ લગભગ દસ પંદર રૂપિયા જેટલો થતો હોવાથી અને જે માબાપોની આર્થિક સ્થિતિ નબળી હોય છે, તેઓ છોકરાઓને વધારે અભ્યાસ ન કરાવતાં છઠ્ઠા ધોરણની પરીક્ષા અપાવી નોકરી ઉપર રહેવાને અથવા તો પોતાના ખેતીના ધંધામાં નાખી દેવાનું પસંદ કરે છે. કેટલીકવાર ગામડાના છોકરાઓ બહાર શહેરમાં અભ્યાસ કરવા જાય છે, ત્યાંનું વાતાવરણ જો ખરાબ હોય છે તો તેની અસર તે છોકરા ઉપર થવાનો સંભવ રહે છે. મોજ શોખ માટે પ્રસિદ્ધ થયેલાં મોટાં શહેરોમાં તો છોકરાઓ ખાસ કરીને બગડવાનો સંભવ વધારે રહે છે. એટલા માટે તેમાં છોકરાઓ ઉપર બરાબર દેખરેખ રહી શકે અને તેઓ પોતાના જાતિ ભાઈના

છોકરાઓ સાથે રહી પોતાનો અભ્યાસ સારી રીતે આગળ વધારી શકે તે માટે અને ખર્ચમાં બચાવ કરી શકાય તે માટે દરેક શહેરમાં અને તાલુકામાં બોર્ડિંગ હાઉસોની ખરેખરી જરૂર છે. વસ્તિગૃહની ગેરહાજરીમાં પોતાના સગાં વહાલાને ત્યાં અભ્યાસ માટે છોકરાઓ જઈને રહે છે. ત્યાં પંદર વીસ દિવસ પછી તેની સ્થિતિ એવી થઈ પડે છે કે, તેટલો વખત પછી તેને ખાવાપીવાના સંબંધમાં પણ કેટલીક હાડમારી ખમવી પડે છે અને તે ઉપરાંત તેના અભ્યાસમાં પણ કેટલીકવાર એવે વખતે ખલેલ આવી પડે છે. એટલાં કારણથી વસ્તિગૃહો ઉઘાડવાની અગત્ય થઈ પડે છે.

**પાટડીના નામદાર દરબારે** અઢી વર્ષ ઉપર અમદાવાદમાં (કડવા માટે) સ્થાપવામાં આવેલી બોર્ડિંગ માટે એક મકાન બંધાવવાને માટે રૂપિયા એક લાખ સુધીની રકમ ખર્ચવાની ઉદારતા બતાવી છે. (તાળીઓ) આથી એ બોર્ડિંગ માટે એક મકાન મળવાની સગવડતા થઈ છે. આવી રીતે એક માણસની મદદ ઘણીવાર બને છે તેમ તેને થકવી નાખે છે, પણ જો બીજા ગૃહસ્થો તરફથી થોડી થોડી મદદ આવાં બોર્ડિંગ જેવાં ખાતાને આપવામાં આવે તો તેથી ઘણું મળી શકે. **બોર્ડિંગ જેવું ખાતું કેવું ઉપયોગી કામ બજાવે છે તે જેઓએ સુરતના બોર્ડિંગની મુલાકાત લીધી હશે તેઓની અને અત્રે વોલંટીયર તરીકે કામ કરતા બોર્ડરોની ખંત, નમ્રતા વગેરે ગુણો ઉપરથી પૂર્ણ ખાત્રી થઈ શકશે. સુરતના બોર્ડિંગને મદદ કરી તેને નિભાવવાની જરૂર છે.** પ્રાચીન કાળમાં ગૃહસ્થો હતા અને ત્યાં ઘણા છોકરાઓ રહી વિદ્યાભ્યાસ કરતા હતા. પણ હાલમાં તે પદ્ધતિનો લય થયો છે. સુધરેલા દેશોમાં હાલમાં કેળવણીને માટે વધારે ધ્યાન અપાય છે; અને અમેરિકામાં લોકોએ કરોડો રૂપિયા ખર્ચી વિશ્વવિદ્યાલય સ્થાપન કીધાં છે. જ્યારે આપણે ત્યાં તેમ કોઈ કરતું નથી. એક માણસ બાવો છું કહી બહાર ભિક્ષા લેવા આવે છે તો તેને આપણે ઝટ પૈસો કાઢી આપીએ છીએ.

છેલ્લી વસ્તીની ગણતરી ઉપરથી એવા બાવાઓની સંખ્યા હિંદુસ્તાનમાં છપ્પન લાખની જણાય છે. તેઓને જો રોજ ખાવા પાછળ બબ્બે અનાજ ગણવામાં આવે તો એ રીતે દર વરસે રૂપિયા પચ્ચીસ કરોડની મોટી રકમ થઈ જાય છે !! જે રકમ તેમના જેવાઓને ફોગટની આપી તેઓને એદી બનાવવાના કામને ઉત્તેજન આપવામાં ધુમાડો કરી દેવામાં આવે છે. જ્યારે નામદાર દરભંગાના મહારાજા અને મદનમોહન માળવીયા જેવા પુરુષોને કેળવણીને લગતાં વિશ્વવિદ્યાલય સરખાં કામ માટે જોઈતી રકમ મેળવવાને મુશ્કેલી નડે છે ! જે બનાવ માટે આપણને થોડું શરમાવવા જેવું નથી ! વિદ્યાનું દાન સર્વ દાનમાં શ્રેષ્ઠ ગણાયું છે તમે અન્ન અથવા વસ્ત્ર દાન કીધું હશે તો તે તમને પશુપક્ષીની યોનિમાં પણ પાછું આપી શકાય છે. ત્યારે વિદ્યાદાન એવું દાન છે કે જે પાછું મેળવવા માટે મનુષ્યનો જ ઉત્તમ અવતાર લેવો પડે છે, તો વિદ્યાનું દાન કરીને તમે બોર્ડિંગો સ્થાપો અને એવાં બીજાં કામો કરો કે જેથી તમારું અને બીજાઓનું કલ્યાણ થાય.

ઉપલી દરખાસ્તને મિ. મોતીભાઈ નરસિંહભાઈ અમીન (પેટલાદ બોર્ડિંગના પિતા

ઉત્પાદક) બી. એ. એ ટેકો આપતાં જણાવ્યું કે, મિ. સ્વામિનારાયણે વસ્તીગૃહની આવશ્યકતા ઘણી સારી રીતે બતાવી છે એટલે તે સંબંધમાં હું કાંઈપણ વધુ વિવેચન કરવાને બદલે તે સંસ્થા કેમ સ્થાપી શકાય તે વિષે ટૂંકમાં કાંઈ બોલીશ. આપણી પાટીદાર કોમમાં અંગ્રેજી વાંચી લખી જાણનારા ૪૦૦ માણસની વસ્તીમાં ૧, ગુજરાતી લખી વાંચી જાણનાર ૨૦ માણસે ૧, અને ૨૦૦ સ્ત્રીઓ દીઠ ૧ ભણેલી સ્ત્રીની રાસ આવે છે. કેળવણીને લગતી આ સ્થિતિ દીલગીરી ભરેલી છે. ઈશ્વરે જેઓને વિદ્યા અને ધન સંપત્તિનાં સાધનો આપ્યાં છે તેઓ જો પોતાના ભાઈબંધો માટે કાંઈ ન કરે તો તેઓ પાપી ભ્રષ્ટ છે. તેવાઓ જો શિક્ષણ લેતાં છોકરાઓને પુસ્તકો, પાટીઓ વગેરે આપવાનો વિચાર કરે તો તેથી હાલ કેળવણીનું જે પ્રમાણ છે તે વધી જશે. મેં ગુજરાતમાં ઘણા બોર્ડિંગો જોયાં છે અને મુંબઈના પારસી પીટીટ ઓફર્નેજ બોર્ડિંગની પણ મેં મુલાકાત લીધી છે.

તે પારસી બોર્ડિંગ જોવાથી મને વધારે આનંદ થયો છે. પોતાની કોમનું ભલું કરવાની ઇચ્છા ધરાવનારે તેનો અનુભવ ખાસ લેવો એવી મારી તેમને ભલામણ છે. તે ઓફર્નેજ બોર્ડિંગ માટે પીટીટ કુટુંબે ૨૦ લાખની મોટી રકમની મદદ કરી છે અને તેમાં ૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને ત્યાં તેઓને માટે બધા પ્રકારની સગવડ અને અનુકૂળતા છે ત્યાં સુથારી, છાપખાનાનું અને દરેક ધંધાનું શિક્ષણ અપાય છે, પારસીઓની કોમમાં આવો આશ્રય મળે છે, તો પાટીદાર જેવી મોટી વસ્તી ધરાવનારી કોમમાં એવી મદદ ન મળી શકે, એ ખેદ પામવા જેવું છે. હજામો જેવી એક નાની જાત પણ પોતાનું કામ કેવી સરસ રીતે કરી શકે છે તેનો ધડો લેવા જેવો દાખલો હું તમારી સન્મુખ એકવાર ફરીથી રજુ કરું છું અને તે એ છે કે તેમને એક ધર્મશાળાની જરૂર હતી, તે માટે તેઓને રૂ. ૭ હજારની રકમ જોઈતી હતી તે રકમ તેઓએ એવી રીતે ઊભી હતી કે તેઓમાં લગ્નની બે ન્યાતો થતી તેમાંની એક ન્યાત કરવા ઠરાવી બીજી ન્યાતના ખરચના પૈસા એ ફંડ ખાતે લેવામાં આવતા હતા અને પાંચ રૂપિયા દરેકજણ બધી જાતની ગોઠવણ કરી હતી. જો આ પ્રમાણે પાંચ પચીસ જણાઓ એક સંપ થઈ આપણામાં કોઈ બોર્ડિંગ જેવી સંસ્થા ઊભી કરવાને ધ્યાન પર લે તો તે બની શકે એમ છે. આવાં વસ્તીગૃહો અનેક સ્થળે થવાની જરૂર છે. ગુજરાતમાં ગુજરાતી શાળામાં શીખતા વિદ્યાર્થીઓ માટે પણ વસ્તીગૃહની જરૂર છે. જો તે માટે એક એક રૂપિયાની રકમ દર વર્ષે આપણી કોમમાં ગૃહસ્થો તરફથી આપવામાં આવે તો ઘણું મળી શકે અને તેથી એક નહિ પણ એકસો ને એક એવાં બોર્ડિંગો ઊભા કરી શકીએ. મને આશા છે કે તમે સ્થાપન થયેલાં બોર્ડિંગને પુરતું ઉત્તેજન આપી નવાં બોર્ડિંગો સ્થાપવાના કામમાં જોઈતી સહાયતા આપશો.

'કડવા હિતેચ્છુ'ના તંત્રીએ ઉપલી દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે શહેરમાં માબાપો પોતાના છોકરાંને પોતાની અજ્ઞાન કે બીજી અવ્યવસ્થાને લીધે સંભાળી શકતાં નથી તો તેવી વેળાએ એવાં બોર્ડિંગોમાં એક સાથે રહી પૂરતી દેખરેખ નીચે શીખી શકે તે માટે બોર્ડિંગની જરૂર છે. એટલું કહીને ઉપલી દરખાસ્તોને અનુમોદન આપ્યું હતું.

મિ. ચંદુલાલ બહેચરલાલ પટેલે વધુ અનુમોદન આપતાં કહ્યું કે પુત્ર પિતાનું જ રૂપ છે. એમ કહી પુત્ર કેળવણીના વિષય પરનું શ્રીયુત વિહારીએ લખી મોકલેલું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. અને પાટીદાર યુવક મંડળની સુરતમાં આવેલી સર્વ પેટા કામને ઉપયોગી બોર્ડિંગની મદદ કરવા યુવક મંડળ તરફથી નીચે પ્રમાણે અપીલ કરી હતી.

## પુત્ર કેળવણી

(શ્રીયુત વિહારી તરફથી પરિષદ્‌માં રા. ચંદુલાલે વાંચેલો નિબંધ)

મહાશય મોતીભાઈ નૃસિંહભાઈ અમીન બી.એ. પેટલાદ બોર્ડિંગના પાળકપોષક પિતા અને ગુજરાત કોલેજના પ્રોફેસર જે. સી. સ્વામિનારાયણ એમ.એ. જેવા મહાશય તરફથી બોર્ડિંગો સ્થાપવા જે ઉપયોગી દરખાસ્ત મુકાયેલ છે તેને છેલ્લાં ૧૦ વર્ષથી બોર્ડિંગમાં જ અહર્નિશ જીવન ગાળનાર વિદ્યાર્થી તરીકે અનુભવથી હું ટેકો આપું છું. પિતાનું જીવન તેના બચ્ચાં માટે જ છે તેમ ભગવતી શ્રુતિ સ્મૃતિ અને પાશ્ચાત્ય ફીલોસોફર તથા કેળવણીકારના વચનાનુસાર સિદ્ધ કરી બતાવવા શ્રીયુત વિહારીનો પરિષદ્ માટે લખેલ 'પુત્રની કેળવણી'નો નિબંધ આપ સમક્ષ વાંચી બતાવવા મને હું ભાગ્યશાળી માનું છું.

## પુત્રની કેળવણી

ભગવતી શ્રુતિસ્મૃતિ અનુસાર કહેવુ જોઈએ કે પુત્ર એ પિતાનું જ રૂપ છે. સંસારમાંથી નામરૂપનો નાશ થયા છતાં **आत्मा वै पुत्र नामासि** । એ શ્રુતિ અનુસાર પુત્રરૂપે પોતાનો જ આત્મા શેષ રહે છે. શ્રીમદ્ ભાગવત દશમમાં પણ શ્રી ભગવાને પોતે કહ્યું છે કે :

**आत्मा वै पुत्र उत्पन्न इति वेदानुशासनम् ।**

આ પુત્ર, પૌત્ર કે પાંચ પચીશ પેઢીમાંથી કોઈપણ અસાધારણ મનુષ્ય ઉત્પન્ન થઈ વિદ્યા, કળા, ધર્મ કે ભૂમિનો ઉદ્ધારક થાય તો આગળની સર્વ પેઢીઓને તારે છે; બીજી શ્રુતિ અનુસાર પંચદશીમાં પણ કહેવાયું છે કે :

**अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ।**
**मनुष्यलोको जय्यः स्यात्पुत्रेणैवेतरेणनो ॥**

તે અનુસાર આ લોક અને પરલોક શિક્ષણ પામેલા પુત્રથી જ સફળ થાય છે; વળી કેળવણી અને સર્વ બાળકોનું હિત ઇચ્છનાર કેળવણી અને બાળકોના પિતા સમાન ફ્રેડ્રીક ફ્રોબેલનું પણ મહાન અને પ્રથમ સૂત્ર છે કે Let us live for our children આપણું જીવન આપણાં બચ્ચાં માટે જ છે; તેમજ શિક્ષણ અને નીતિના ઉત્તમ શાસત્ર શુક્ર નીતિમાં પણ કહ્યું છે કે :

**विद्यागमार्थं पुत्रस्य वृत्त्यर्थं यतते च यः ।**
**पुत्रं सदा साधु शास्ति प्रीतिकृत्स पिताऽनृणी ॥**

જે પિતા પુત્રના વિદ્યાભ્યાસને માટે અને પુત્રના યોગ્ય ધંધાને માટે યત્ન કરે

છે, તેમજ નિરંતર પુત્રને સારું શિક્ષણ આપે છે તે જ પ્રીતિપાત્ર પિતા ઋણ રહિત થાય છે. માટે પુત્રોને જેમ બને તેમ ઊંચી કેળવણી આપી યોગ્ય સ્થિતિમાં મૂકવા એ માત પિતાની પ્રથમ ખાસ ફરજ છે. જીવનમાં ઉદેશ એ જ હોવો જોઈએ એમ કહેવામાં પણ બાધ નથી. કેળવણીમાં શાનો શાનો સમાવેશ થાય છે, તે જાણવા માટે મહાન કેળવણીકાર અને પાશ્ચાત્ય ફીલોસોફર હર્બર્ટ સ્પેન્સરનાં વચન અહીં કહીશ તો તે અસ્થાને નહિ ગણાય. The end of Education is to prepare us for complete living. For complete living we must know in what way to treat our body, in what way to treat our mind, in what way to manage our affairs, in what way to bring up family in what way to utailise those sources of happiness which nature supplies-how to use all our faculties to the greatest advantage of ourselves and others.

આપણા માયાળુ તત્રભવાન્ સમ્રાટશ્રીએ પણ કલકત્તામાં ભાષણ આપતાં કહ્યું છે કે :

It is my wish that a network of schools and colleges may be spread over the land from which loyal, manly and useful citizens may go froth able to hold their own in industries and agriculture and all the vocations of life.

એ રીતે અનેક મહાશયોના કહેવા પ્રમાણે ઊંચામાં ઊંચી કેળવણીનો હેતુ એક બહાદુર સ્વદેશાભિમાની, રાજ્યભક્ત, દેશભક્ત, ઉપયોગી નાગરિક તરીકે તથા યોગ્ય પિતા તરીકેની પોતપોતાની ફરજ અદા કરવાની છે. આવી રીતે કેળવણીમાં ઘણી ઉપયોગી બાબતનો સમાસ થતાં તે સર્વ સંબંધી કહેવાનો અવકાશ કે સ્થાન આ નથી. પણ તેમાંના એક ગુણ વીરત્વ વિષે એટલે કે બહાદુર-વીર-દયાવીર, દાનવીર, શૂરવીર કે વિદ્યાવીર પુત્ર શી રીતે તૈયાર થઈ શકે અથવા તે સંબંધમાં માતપિતાએ કઈ રીતની કેળવણી કે શિક્ષણ આપવું જોઈએ તે વિષે હું કંઈક કહીશ. જે કેળવણીના એક દેશ એક અંશરૂપ હોવા છતાં તેમાં ઓછા વધતા પ્રમાણમાં બીજા અંશોનો પણ સમાવેશ થાય છે.

કેળવણીકારો કહે છે કે, કેળવણી પારણામાંથી જ શરૂ થવી જોઈએ. કહેવા દો કે કેળવણીનો પ્રારંભ તે કરતાં પણ અગાઉથી થવો જોઈએ. એક વીર પુત્રના ગર્ભના આધાનથી અગાઉ દંપતિની નસેનસમાં પળેપળ સ્વાતંત્ર્ય વીરત્વનું જોર ઉછળતું હોય અને દંપતિના હૃદય સંપૂટમાં તે જ્યોતિ સ્વરૂપે એકમેક થઈ તેના બનેલા મોતીને દંપતિના સૂક્ષ્મ પ્રેમરૂપ પક્ષી ચાંચમાં ગ્રહણ કરે છે ત્યારે પ્રીતિ, પ્રેમ, મોદ, પ્રમોદ, સ્નેહ એ સર્વ એકમાં જ એકત્ર કરી પરસ્પરના રતિરસમાં ઝીલી ઝીલાવી ત્રિપુટી વિસારી હૃદયની એકતા કે સમાધિ ધરીને વીરત્વના મૂર્તિમાન સ્વરૂપ વીરનું બીજાધાન કરી વીરાંગના આનંદથી વર્તે છે. દેશપ્રીતિ કે સ્વદેશભક્તિને સ્વપ્નમાં પણ સાંભળી સંભારીને જેણે ગરીબોને સહાય કરી નથી

તેને બીજાં જન ચાહતાં નથી અને જે તે :

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય,
મુએ ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય.

ગરીબના નિશાસા લે છે તે મનુષ્યોને ગરીબો ધિક્કારે છે. એવું જ્ઞાન પોતાના બાળકને આપવું.

ખરી કેળવણીનો હેતુ અનેકને પોતાના જેવા કરવાનો હોવો જોઈએ. કેળવણીકાર Ruskin રસ્કીન કહે છે કે : The entire object of true Education is to make people not merely do the right things : not merely industrious but to love industry; not merely learned, but to love purity; not merely just, but to hunger, and thirst after, justice. તે સંબંધમાં મહાન પુરુષોએ સ્વીકારેલાં ટૂંકા સૂત્રોમાં કહેવા દો કે :

Be great to be of greater use,
Be rich to enrich the poor,
Rise to raise the fallen

છેવટ એ સૂત્રોના ભાષાંતર સાથે એવી રીતે વર્તનારને સરસ્વતી શ્રી શક્તિ અને આત્મતત્ત્વ કે ઈશ્વરવિચાર - જેમાંના ત્રણ કે બે પણ ઘણે ભાગે સાથે વસતાં નથી, તે ચારે પ્રાપ્ત થવાની અભ્યર્થના સાથે મારું બોલવું બંધ કરું છું.

(વસંત તિલકા)

"થાઓ મહાન કરવા સુમહાન કામો,"
"દીનો શ્રીમંત કરવા બહુ લક્ષ્મી પામો;"
"ઊંચે ચડો જન પડેલ ચડાવવાને,"
સેવો સરસ્વતી, શ્રી, શક્તિ, સ્વ, શ્રીપતિ, ને,
**તથાસ્તુ ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

તમારો **વિહારી**

## બીજા દિવસની સાંજની બેઠક

### કાર્યક્રમ

(૧) Try try try again (સ્વયંસેવક).

(૨) **ઠરાવ પમો**

દરખાસ્ત મૂકનાર :
રા. રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત)
અનુમોદન - રા. રા. નાયબ સુબા મિ. ભીમભાઈ
અનુમોદન - રા. રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન (વરણામા)
અનુમોદન-રા. રા. ગોર્ધનભાઈ કહાનદાસ અમીન (સીનોર)
અનુમોદન - રા. રા. વલ્લભભાઈ પ્રેમજી પટેલ (શિકેર)

(૩) ઠરાવ ૬ઠ્ઠો
દરખાસ્ત - રા. રા. મકનજી ગોપાળજી (અછારણ-સુરત)
અનુમોદન - રા. રા. દુલેરાય સી. અંજારીઆ (સરા-કાઠિયાવાડ)

(૪) ઠરાવ ૭મો
દરખાસ્ત : પ્રો. સ્વામીનારાયણ એમ. એ.
અનુમોદન : રા. રા. ભીમભાઈ

(૫) સંવાદ - મારા છોકરાને બાવો બનાવીશ (સ્વયંસેવકો)

(૬) ઠરાવ ૮મો
દરખાસ્ત : રા. રા. હીરાલાલ વસંતદાસ પટેલ (અમદાવાદ)
અનુમોદન : રા. રા. ચુનીલાલ વનમાળીદાસ (ભરૂચ)
અનુમોદન : રા. રા. મકનજી ગોપાળજી (અછારણ)
અનુમોદન : રા. રા. છોટાલાલ રાયજીભાઈ (ગણપતપુરા)

પરિષદ્દનું બીજા દિવસનું અધુરું રહેલું કામ બપોરનો વખત તાપનો હોવાથી સાંજના સાડા પાંચ વાગે કરવાનું મુલતવી રાખ્યું હતું. તે પ્રમાણે સાંજે સાડા પાંચે પરિષદ્દનું કામ શરૂ થતાં શરૂઆતમાં 'ફરી ફરીને કરો' એ મતલબનું અંગ્રેજી ગીત (Try Try again) એક વોલીંટીયરે ગાઈ સંભળાવ્યું હતું અને તેનું ગુજરાતી ભાષાંતર નાયબસુબા સાહેબ મિ. ભીમભાઈએ કરતાં જણાવ્યું હતુ કે તમે ગમે તો હારો, પાછા પડો કે ગમે તે થાઓ પણ તમે ફરી ફરીને કંટાળ્યા વગર પ્રયત્ન કરવાથી ફતેહમંદ થશો. તમો લેવા અને કડવા કણબી જુદા પડ્યા છો તે બધાને એકઠા કરવાનો હેતુ છે અને તે માટે તમોને એકઠા કર્યા છે માટે તમારા મનમાં એવો ઉત્સાહ આવવો જોઈએ કે ધાર્યું તે કરવું માટે ફરીફરીને કરવું એ તેનો હેતુ છે.

ઠરાવ ૫મો

મિ. કુંવરજી વિઠ્ઠલભાઈએ પાંચમો ઠરાવ એવો રજુ કીધો કે, 'આ પાટીદાર પરિષદ્ મરણ પાછળનો ભારે ખરચ બંધ કરવા અને મરણ પાછળના રોવા કુટવાના રિવાજને નાબુદ કરવાનો ઠરાવ કરે છે' દરખાસ્તની તરફેણમાં બોલતાં મિ. કુંવરજીએ જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં રોવા કુટવાનો અને ન્યાતવરાનો વહેવાર ઘણો જ દાખલ થયો છે. આપણા બાપદાદાના વખતમાં તે રિવાજ નહોતા. આપણામાંના ઘણા કહે છે કે આપણા બાપદાદા વરામાં ગોળપાપડી અને વાલ ખવડાવતા હતા ! તે જતું રહી આજે તો ધારી દૂધપાક જોઈએ, અને તે ન કરે તો આપણી આબરૂ જતી રહે એમ માને છે. એવી માન્યતાને લીધે એવા ઉડાઉ ખરચ આપણે દેવું કરીને પણ કરવા પડે છે. ખાવા જેવી વસ્તુ માટે હજારો રૂપિયાનો ખર્ચ કરીએ છીએ. પરંતુ એથી આપણી અધોગતિ થતી જાય છે.

અમારી ન્યાતે ત્રણ દિવસને બદલે એક દિવસ વરો કરવાનો ઠરાવ કીદો છે તે એક અહોભાગ્યની વાત છે. એક દિવસ જમવાથી આપણી ભૂખ જતી રહેતી નથી પણ એ

રીતે ન્યાતવરા પાછળ હજારો રૂપિયા ઉડાવી દેવા કરતાં ન્યાતના ગરીબોને સહાય કરવા પાછળ તેનો ઉપયોગ કરવાથી બેશક લાભ ઘણો જ થાય. જેની સારી આવક હોય તે ભલે તેમ કરે પણ આપણી પાસે પૈસા ન હોય તો તેવા વરા કરવાની જરૂર નથી. એવા ન્યાતવરાના લાડુ અમે ઉડાવીએ છીએ ત્યારે અમારા સારા વિચારો પણ નષ્ટ થઈ જાય છે. અમારું 'યુવક મંડળ' તેવા ખરચો બંધ કરવાના પ્રયત્ન કરતું રહે છે અને બીજાઓના ટેકાઓથી આપણે સુધારાના જમાનામાં એવો ખરચો બંધ કરવાને થોડેક દરજ્જે ભાગ્યશાળી થયા છીએ. (તાળીઓ) અમારા આગેવાનો પણ આવા માર્ગો લેવાને તૈયાર થયા છે. વડોલીમાં અને બીજે સ્થળે 'યુવક મંડળો' ઊભા થયા છે અને તેને ન્યાત તરફથી મદદ મળે છે. આગેવાનોનો ધર્મ છે કે જેથી ન્યાતિજનની હાનિ થતી હોય એવા રિવાજોને તોડી ફોડીને બતાવી આપવું કે તેથી અમુક હાનિ થાય છે માટે તે દૂર કરવા. એટલા માટે તમોને મારી અરજ છે કે તમે તેમ કરીને બતાવી આપો કે પાટીદાર કોમ તેવા ખરચોના અટકાવ કરવા. તૈયાર છે. રોવા કુટવાના રિવાજના સંબંદમાં બોલતાં જણાવીશ કે તે એક ખરાબ રિવાજ છે અને આપણા પ્રમુખે પોતાના પ્રાંતમાં એ રિવાજ અટકાવવાને સરીયામ રસ્તા ઉપર રોનારા ઉપર ફોજદારી કાયદો લાગુ પાડ્યો છે. આ રોવા કુટવાના રિવાજને પરિણામે બૈરાંઓ ભેગાં મળીને ત્યાં નિંદાઓ કરવા સિવાય વધુ કાંઈ પરિણામ આપણા સંસારની અંદર આવતું નથી. પાટીદાર કોમ આ બાબત ધ્યાનમાં લઈને બતાવી આપશે કે એ કોમ ખરેખરો સુધારો કરવામાં આગેવાન છે, અમે એ માટે ગમે તેટલું કહીશું યા બખાળા નાખીશું તો પણ તેનો મોટો આધાર તમો અમારા વૃદ્ધ મહાશયો ઉપર રહેલો છે. માટે તમો ભાઈઓએ તે બાબતમાં આગેવાની ભર્યો ભાગ લઈ બતાવી આપવું ઘટે છે કે એવા ખરાબ રિવાજને નષ્ટ કરવામાં અમે સઘળા એકમત છીએ.

એ પછી કઠોરના નાયબ સુબા મિ. ભીમભાઈએ જણાવ્યું કે, હું આ સંબંધે લંબાણથી નહિ બોલતાં ટૂંકમાં એટલું જ કહીશ કે મિ. મહેતા એ તમને રોવા કુટવાનું બંધ કરવાનું કહ્યું તે તો જાણે ઠીક છે. એ બાબતમાં વિચાર એ કરવાનો છે કે તે કરનાર તો તમારા બૈરાં છે તો તમે તેને જઈને તે બાબત કહેશો તો તે સાંભળશે કે ! પણ તમે દઢ થાઓ તો બનશે. મારો બાપ મરી ગયો ત્યારે હું પચીશ વરસનો હતો. તે વેળા મેં કહ્યું કે મારો બાપ ૬૬ વરસનો મરી ગયો તેમાં રડવું નથી, ત્યારે મારી કાકીએ તે માટે વાંધો લીધો પણ મેં કહ્યું કે મારો સગો બાપ મરી ગયો તેમાં તમને શું છે તમે તેમ છતાં રડવા માગતાં હો તો ચકલે જઈ રડો. મારી બૈરી તો નથી આવવાની. તે આવે તો મને ફારગતી આપે. (હસાહસ) તે પછી મારાં સાસરીયાં આવ્યાં ત્યારે મેં ચકલે જઈ કહ્યું કે, તમારે રડવું હોય તો તમારે ગામ જઈ રડો ને પછી આવો. તમે મરનારને માટે દીલગીર હો તો તમો મોજ શોખ ઓછા કરો. શા માટે રડવું કુટવું ? માટે તમે આ બાબત ખુશીમાં હોય ત્યારે સમજાવજો. આપણે ત્યાં બૈરાં કરતાં પુરુષો વધારે કેળવાયેલ એટલે તેમાં જ ખોટ. હું કડીમાં માસ્તર હતો ત્યારે હું રા. બા. ગોવિંદભાઈને ત્યાં વાતો કરતો હતો મને મારી સ્રીએ કહ્યું

કે તમે બહાર જાઓ ત્યારે હું ઘરમાં શું કરું ? મેં કહ્યું કે તમે ભણેલા નથી માટે વાત કોની જોડે કરું. ત્યારે તેણે કહ્યું કે તેમાં વાંક કોનો ? તમારો જ. તે પછી હું તેનો તોડ કાઢવાને માટે સારી સારી ચોપડી લાવ્યો તે હું વાંચું અને તે સાંભળે એમ કીધું. એટલે તેને ભણવાનો શોખ થયો એટલે આપણે પણ તેની સાથે નીચે ઉતર્યા. તે પ્રમાણે તમે ઘેર જઈ સમજાવજો કે, હમે તો એવો ઠરાવ કીધો છે અને તેમાં સહી કરીને આવ્યા છીએ શું કરવું ? અમારો દોષ કદાચ હશે તો હવે પછી સુધારશું. એ પ્રમાણે આ ઠરાવને ઘરમાં જઈને સમજાવજો અને તે પાળવાને તમે દૃઢ બનજો.

મિ. ભાઈલાલભાઈએ દરખાસ્તની પુષ્ટિમાં જણાવ્યું કે, આ દરખાસ્ત સંબંધે મિ. કુંવરજીભાઈ અને નાયબ સુબા સાહેબે ઘણું કહ્યું છે. છતાં તે વિષય એટલો જરૂરનો છે કે તે ઉપર જેટલું કહેવા માગીએ તેટલું કહી શકાય. આ ઠરાવ આપણા પોતાના હાથે જ કરી શકીએ તેવો છે અને તે જો આપણે ન કરીએ અને બીજા પાસે કંઈ માગીશું તો તે કહેશે કે તમે કરી શકો તે નથી કરતા અને અમારી પાસે શા માટે માગો છો ? માટે આપણે હાથે જ બને તે કરી બતાવવાની જરૂર છે. રોવા કુટવાના રિવાજ જેવો જ, ઉડાઉ ખરચનો રિવાજ છે એ રિવાજ પરસ્પર વ્યવહારને બહાને શરૂ થયો હતો તેનો આજે અનર્થકારી માર્ગે ઉપયોગ કરવામાં આવે છે. પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ પોતાના પિતાની પાછળ તેમની સારી સ્થિતિ છતાં તેવો ખરચ નથી કીધો તે બદલ તેમને ધન્યવાદ દેવો ઘટે છે. એ રીતે તમારે તમારા સુખને ખાતર એ રિવાજ બંધ કરવાની જરૂર છે.

રોવા કુટવાના ખરાબ રિવાજ વિષે વધુ અનુમોદનમાં રા. ગોવર્ધનભાઈ કે. અમીને બોલતાં જણાવ્યું કે, વહીવટદાર સાહેબે કહ્યું છે એટલે વધુ ન કહેતાં એટલું કહીશ કે આજે રોવા કુટવાનો રિવાજ એક જાણે શોખ જેવો થઈ પડ્યો હોય તેમ કેટલીકવાર યુવાન સ્ત્રીઓ કુટે છે. પણ તેથી તેને રોગ ઉત્પન્ન થાય છે અને તેથી તેનાં દુધમલ્લ બાળકોને પણ દુઃખકારક થઈ પડે છે તો સુધારો કેમ ન કરવો ?

હિન્દુસ્તાન સરખા પ્રાચીનકાળથી વિદ્યાકલાસંપન્ન દેશમાં હરેક બાબતમાં ફેરફાર થયો નહિ હોય તે સંભવનીય જ નથી. તેવી જ રીતે આપણી જ્ઞાતિના રીતરિવાજોમાં ફેરફાર નહિ થયો હોય એમ માનવું તે અયોગ્ય જ ગણાય. વેદકાળનો ધર્મ અને આચાર આજે રહ્યો નથી; એટલું જ નહિ પણ તે કાળના દેવદેવતા પણ આ જ લુપ્તપ્રાયઃ થયા છે. બ્રાહ્મણના નિત્ય નૈમિત્તિક કર્મમાં ઈન્દ્ર, મરૂત, વરૂણ, અગ્નિ, સોમ, આદિત્ય, વસુ ઈત્યાદિનાં નામનો ઘોષ થતાં હશે અને કદી કદી થનારા હોમહવનમાં તેમને હવિર્ભાગ પણ આપવામાં આવતો હશે, તથાપિ તે દેવતાઓનો અમલ આજે બ્રાહ્મણો પર નહિ જેવો બન્યો છે. ઈતર સામાન્ય લોકોમાં તેમનાં નામ જન્મમાં કદી સાંભળવામાં પણ નહિ હોય એવા સેંકડો માણસો મળશે. પ્રાચીનકાળના કહેવાતા જે આચાર વિચાર આપણા પુરાણમાં જણાઈ આવે છે. કિંવા પુરાણમાં તે કાળમાં ચાલુ રહેલા જે કેટલાક આચારવિચારનું વર્ણન છે તેનો સમાજમાં આજે કિંચત્ ભાગ પણ જણાતો નથી. તે કાળના અનિર્બંધ વિવાહ અને નાના પ્રકારના પુત્ર આજે

સર્વ માન્ય નથી. કુટુંબ વ્યવસ્થામાં પણ ધીમે ધીમે મહત્ત્વનો ફરક પડતો ગયેલો છે. સમાજમાં જુદી જુદી જાતિનો પરસ્પરનો તત્કાલિન સંબંધ આજે બદલાઈ ગયો છે. આવી રીતે પુરાતન ચાલ, રીતિમાં મહાન અંતર પડેલ છે એ નિઃસંશય છે; પરંતુ આ સર્વ કાળમાં જો એકાદ વાત કાયમ રહી હોય તો તે એ જ છે કે આપણા પુરાતન રીતરિવાજને આપણે સજ્જડ વળગી રહેવું. તેમાં લેશ માત્ર ફેરફાર થવા દેવો કામનો નથી અને તે પડે તો આપણે પતિત થયા ! એ જ આપણા લોકોનો આગ્રહ છે ! પોતાની પ્રજાના હસ્તે મનુપ્રણિત ધર્મનું ઉલ્લંઘન થાય નહિ એવો જપ જે જપે તે જ રાજા ખરો પ્રજા પાલક, દક્ષ એ મંત્ર આપણે હજારો વર્ષથી એક સરખો જપીએ છીએ. મુખથી જે બોલીએ છીએ તે જ અંતઃકરણમાં ઠસે છે; એ ન્યાયથી આપણામાં સુધારણાનો પ્રવેશ થવા દેવો તે કમીપણાનું લક્ષણ છે એવી સમજૂત આપણામાં તદ્દન રૂઢ થઈ ગઈ છે એટલું જ નહિ પણ આપણા લોકોના શરીરની તે એક અવયવ બની રહી છે. તેથી આપણા લોકોમાં સુધારણા કરવાને જેટલું કઠણ છે તેના કરતાં સુધારણા કરવી જરૂરની છે, અને સુધારણા થઈ તે સારુ થયું' એમ સામાન્ય લોકોના મનમાં ઠસાવવું બહુ મુશ્કેલ છે. એક મોટા સંત મહાત્માએ કહ્યું છે કે, 'બોલે તે પ્રમાણે ચાલે તેના ચરણને વંદન કરવું.' તે પ્રમાણે તેવા તેજદાર પુરુષો જ્ઞાતિમાં જેટલા વધુ નિર્માણ થશે તેટલા પ્રમાણમાં જ્ઞાતિની ઉન્નતિ નિઃસંશય થશે, તે ખરું છે; પરંતુ હાલના સમયમાં બોલવા પ્રમાણે ચાલનારની જે અછત છે તે કરતાં આપણે ચાલીએ તે પ્રમાણે બોલનારા લોકોની વાણી સમાજને અધિક જરૂરની છે ! આવી સરળ બુદ્ધિ ધરાવનારા લોકોની વાણી સમાજને અધિક જરૂરની છે. આવી સરળ બુદ્ધિ ધરાવનારા લોકની સંખ્યામાં વધારો થતો જશે તો સામાજિક સુધારણાનું મહાન કાર્ય થશે. આપણે પોતે સુધારણાનો ફાયદો લઈશું તો તેના વિરુદ્ધ પ્રતિપાદન કરનારા કમી થતા જશે.

પોતે જ પુત્રીને મોટી કરી તેને યોગ્ય શિક્ષણ આપી, પ્રૌઢવિવાહ અને સ્ત્રીશિક્ષણ વિરુદ્ધ વ્યાખ્યાન આપનારા દેશભક્ત જો કમી થશે તો તે યોગથી સમાજમાંનો દંભ નહિ જેવો થઈ જશે અને સુધારણાનું પગલું જોશભેર આગળ પડતું જશે.

સામાજિક સુધારણાના ગયા પચાસ વર્ષનો ઇતિહાસ જોઈશું તો તે વખતના સમાજ સુધારક જે કંઈ થવું જોઈએ એમ કહેતા હતા તે પૈકીનો ઘણો ભાગ આજે સાધ્ય બનેલો છે, એમ જણાઈ આવશે. તે સમય કરતાં હાલમાં વ્યક્તિસ્વાતંત્ર્ય વિશેષ છે. લોક હસશે, લોક શું કહેશે, એ ભીતિ નિદાન આપણામાં સુશિક્ષિત અને શાણા કહેવાતાની નજર સન્મુખ પહેલાંની માફક ભેસાસુર સ્વરૂપ ધારણ કરી ઊભી રહેવાને નહિ જેવી બનેલી છે. અમુક ગૃહસ્થે બારમું નહિ કર્યું, અમુકે રોવા કુટવાનો રિવાજ કહાડી નાખ્યો, અમુકે પરદેશગમન કર્યું વગેરે વાતો સાંભળી જેમના હૃદયમાં શૂળ ઊભું થતું તે હવે અસ્તિત્વમાં વધુ પ્રમાણમાં હોય તેમ જણાતું નથી. બાલવિવાહ નિદાન પુત્રોના સંબંધમાં તો પલાયનમઃ કરી ગયા જેવું છે. છોકરીઓના સંબંધમાં

જો અમુક વય અંદર લગ્ન થવું જ જોઈએ એવી વિક્ષિત મર્યાદાની સમજૂત ન હોત તો આ અવિચારી ચાલથી સારા પ્રમાણમાં મુક્તિ મળી હોત. પરદેશ ગમન માટે આપણી જ્ઞાતિમાં કંઈ હરકત છે જ નહિ. સારાં કહેવાતાં ઘરોની પુત્રીઓ હવે નિશાળમાં જવા લાગી છે. થોડા વર્ષમાં વહુઓને પણ યોગ્ય શિક્ષણ આપવાનો પ્રસંગ આવવાનો રંગ દેખાય છે. ગમે તે ધંધો કરવામાં હવે વિશેષ હરકત આવે તેમ નથી. કિંબહુના અમુક જ ધંધો કરવો જોઈએ એવા વિચાર છોડી સ્વતંત્રપણે ધંધો કરનાર માણસો નીકળે તો તેમાં હવે ઘણા લોકો આનંદ માનતા થયા છે. જ્ઞાતિમાંના જે વિભાગને કનિષ્ટ કહેવામાં આવે છે અને તેની સાથે વિશેષ સંબંધ જોડવા જે ઉચ્ચ શ્રેણીનો કહેવાતો વિભાગ છે તેમાંના કેટલાએક વિદ્વાનોના વિચાર કનિષ્ટ ગણાતા વિભાગને ઉચ્ચ શ્રેણીના બનાવવા જોઈએ એવા થયા છે; પરંતુ વાંધો એટલો છે કે તેઓ પોતાના વિચારો સ્વતંત્રપણે પ્રકટ કરવા હજુ શક્તિમાન થયા નથી. સારાંશ એ છે કે સુમારે વીસ પચીસ વર્ષ પરના સુધારકના જે વિચારો હતા તે હવે આપણા પગ આગળ કંઈક દેખાવા લાગ્યા છે; પરંતુ સામાન્ય જનોને આ વાતોની કંઈ દાદ છે કે ? આપણે અને આપણા અભિમાની આગેવાનો વેગથી આગળ જનારી ગાડીમાં બેઠેલા છીએ તથા પાછળ રહેવાનો ગમે તેટલો અટકાવ આપણે કરીએ છીએ તો પણ આપણી ગાડી અટકતી નથી તેનું ભાન સામાન્ય લોકોને છે કે ? અદ્યાપિ સુધારણાનો પ્રવેશ જ્ઞાતિમાં થવા ન દેતાં તેની પૂર્વની સ્થિતિ આપણે કાયમ રાખેલી છે અને તેવી કાયમ રાખવામાં આપણને તરવાનો ઉપાય છે... એમ સામાન્ય રીતે લોક સમજે છે, તેમજ લોકછંદાનુવર્તી આગેવાન તે ભ્રમ કાયમ રાખે છે. સુધારાના માર્ગમાં લોકોની આ પ્રવૃત્તિ ઘણી અડચણ કરે છે. આપણો નિત્ય વ્યવહાર પણ ઘણા અંશે આ જ ધોરણ પર ચાલે છે. આપણે અમુક વાત કરી કહેવા કરતાં તે થઈ કહેવા તરફ આપણો ડોળ અધિક છે. 'તારું લગ્ન થયું કે ?' કહી આપણે કોઈને પ્રશ્ન કરીએ છીએ. 'તેં તારું લગ્ન કર્યું કે ?' કહેતા નથી. 'તને નોકરી મળી કે ?' 'તેં મેળવી કે ?' કહેતાં નથી. એવાજ પ્રકારનાં બીજા અનેક ઉદાહરણ દર્શાવી શકાશે.

સુધારણા થઈ નહિ, તે આપણે કરી અને કરવી તે આપણું આવશ્યક કર્તવ્ય છે એવી વૃત્તિ લોકોમાં ઉત્પન્ન થયા સિવાય સુધારાનો પ્રારંભ થયો કહી શકાશે નહિ; ત્યાં સુધી સુધારણાને આગળ લાવશે અને આપણે ગયેલી વાતોને વળગી રહીશું કિંવા રહ્યા છીએ એવો ઢોંગ કરીશું વગેરે ખેંચતાણ ચાલુ રહેશે એ સ્પષ્ટ છે. આ ખેંચતાણમાં, વિશેષતઃ જ્યાં જ્યાં ઢોંગની મદદ લેવાની વાસના આપણી જ્ઞાતિમાં હશે ત્યાં ત્યાં આપણા કુળની ખરાબી થયા સિવાય રહેશે નહિ. હરવખત બીજાને ફસાવવા અને પોતે ફસાઈ પડવું, એવો ધંધો ચાલ્યા પછી સત્ય, ન્યાય અને નીતિ ખરાબ થયા સિવાય કેમ રહેશે ? દરરોજ એકાદ તત્ત્વ બાજુએ મૂક્યા સિવાય ચાલવાનું નથી એમ માનીશું તો આપણામાં તે જ કે નિશ્ચય કેવી રીતે રહેશે ? અન્યાય, અસત્ય અને અનીતિનો તિરસ્કાર કેમ આવશે ? અને આપણા અંગમાં પ્રખર તેજસ્વિતાની

જરૂર છે એમ લાગશે તો પણ તે પ્રત્યક્ષ કેવી રીતે દેખાશે ?

આપણા સમૂહમાં સુધારો થયો છે એમ નાઈલાજે કબુલ કરવું પડે તો પણ તે સુધારો કાળાનુસાર આપોઆપ થયો, તેને સમાજસુધારકોની લેશ માત્ર જરૂર પડી નથી વગેરે સમાજ સુધારાના વિરોધીઓ હંમેશ કહે છે. આ પ્રમાણેનું તેમનું કહેવું ઉપર કહેલા ઢોંગનું એક સવરૂપ છે, તે કહેવાની જરૂર નથી. કાળ અનાદિ અનંત છે, તેવી જ રીતે આકાશ પણ છે; એટલે નૈયાયિકોના કહેવા પ્રમાણે આ સૃષ્ટિમાંની પ્રત્યેક વાત કાળ અને આકાશની મદદ સિવાય થઈ નથી, તે માટે જ પચાસ વર્ષમાં થયેલી સુધારણા કરવામાં તેમનો સમાવેશ થવો જોઈએ એમ જો વીરવૃદ્ધ પક્ષનું કહેવું હશે તો તે આપણે કબુલ કરવું જોઈએ ! હાલના સુધારાનું શ્રેય સુધારાના ખરા નેતાઓને લેવા નહિ દેવાનું ધારી તે કોઈપણ રીતે અટકાવવું જરૂરનું છે; એવી બુદ્ધિથી ઉપલો કોટીક્રમ નીકળ્યો હોત તો પણ તે વિરુદ્ધ તકરાર કરવાની ભાંજગડમાં કોઈ પણ પડ્યો ન હોત; પરંતુ કાળાનુસાર સુધારો થાય છે. માટે યત્ન કરવાની જરૂર નથી, અને જો કોઈ કરતો હશે તો તે 'અવ્યાપારેષુ વ્યાપાર' કરે છે, એટલું જ નહિ તો તેની ખટપટથી સુધારો ડરીને ફક્ત પાછળ હઠે છે, અને હઠ્યો છે ! આ વિચિત્ર સિદ્ધાંત લોકોને ખરો બતલાવવા માટે આ કોટીક્રમ આગળ આવે છે. કાળ પોતે નિર્બળ છે, તેને પુરુષ પ્રયત્નની જરૂર છે, એ વાતો સામાન્ય વ્યવહારમાં આપણે માન્ય કરતા હોવાનું જણાય છે. મધ્યાન કાળે રસોઈ કર્યા સિવાય દીવો થતો નથી, તે આપણે હંમેશ જોઈએ છીએ; તો પછી સુધારો આપોઆપ કેવી રીતે થાય ? આપણી આંખ આડા કાન કરવાની રીતને લીધે કદી તે આપોઆપ થયેલાનો ભાસ થશે; પણ ભોજનકાળે ભોજન મળવામાં કિંવા સાયંકાળે દીવા સળગાવવામાં મનુષ્યના પ્રયત્નની જેટલી જરૂર છે, તેટલી જ સામાજિક સુધારણા તૈયાર કરવામાં મનુષ્યના કામની જરૂર છે તે લક્ષમાં રાખવું જોઈએ.

હાલના કાળમાં જે જે સ્થાને સુધારો થયો છે તે આપોઆપ થયો નથી. દાખલા તરીકે જાપાનીઓએ જે સુધારો કર્યો તે આપોઆપ થયો નથી ! આપણે જવાનું ક્યાં છે અને તે સ્થાને જઈ પહોંચવાનો કયો માર્ગ છે વગેરેનો નિર્ણય કરી આનાકાની નકરતાં કિંવા એકાદ વંઠી ગયેલા ઢોર પ્રમાણે ભળતી બાજુએ માથું ન મારતાં, જાપાને પોતામાં સુધારો કરી લીધો, અલૌકિક સ્વાર્થ ત્યાગ કર્યો અને નિઃસીમ દેશભક્તિના જોર ઉપર ઉન્નતિ થવી કેટલી શક્ય છે તે જગત્‌ને પ્રત્યક્ષ દર્શાવી આપ્યું છે, તેવો જ પ્રયત્ન જો આપણી જ્ઞાતિમાં થવાને માટે તેવી જ અલૌકિક પુણ્યતા અને ભાગ્યની જરૂર છે. પણ ઈશ્વરી કૃપાથી એવું મહાન ભાગ્ય હસ્તમાં આવતાં પૂર્વે આપણે સુધારો કરવો, નિદાન તેનો માર્ગ પકડવો જરૂરનો છે અને તે સુધારો સમજી સાવધાન ચિત્તથી કરવાને આપણે તૈયાર છીએ એમ અંતઃકરણપૂર્વક અને ખરી નિષ્ઠાથી કહેવા તૈયાર થવું જોઈએ.

આપણી બદલાયેલી પરિસ્થિતિમાં આપણે હિંમત ધરી રહેવું જોઈએ, એટલું જ નહિ પણ અન્ય જ્ઞાતિઓમાં અને રાજકીય બાબતોમાં આપણને મહત્ત્વનું રૂપ - સ્થાન

મળે એવી મહત્ત્વાકાંક્ષા આપણે રાખવી જોઈએ. અર્થાત્ સુધારો એકાદ બાહ્ય શક્તિથી થશે કહેવા કરતાં આપણે સુધારો કરીએ એવી ઉમેદ ધરી ઉદ્યોગે લાગવાનો હવે કાળ આવેલો છે. તેનાથી જો આપણે વિમુખ થઈએ તો ખરેખર આપણે ભાગ્યહીન છીએ એમ જ કહેવુ પડશે. હમણા જે રોવા કુટવાનું બંધ કરવા અને ન્યાતવરા નહિ કરવાના સુધારા મુકાયા છે તેને હું આટલું કહી સંપૂર્ણ અનુમોદન આપું છું અને આશા રાખું છું કે આ ઠરાવ તે ઠરાવ જ રહેવા પામે નહિ પણ અમલમાં મુકાય. રા. ગોધર્નભાઈ પછી શિકોરના પટેલ રા. વલ્લભભાઈ પ્રેમાભાઈએ યોગ્ય શબ્દમાં સદર્હુ ઠરાવને ટેકો આપ્યા બાદ ઠરાવ પસાર થયો હતો.

ઠરાવ છટ્ઠો : મિ. મકનજી ગોપાળજી અછારણવાળાએ અત્રે એવો ઠરાવ રજુ કીધો કે ગાયોના પાલણ તરફ દુર્લક્ષ થવાથી બળદની અછત થઈ ગઈ છે, માટે દરેક ખેડૂતે ગાયો પાળવી અને બળદો તૈયાર કરવા એ પાપ છે, એ માન્યતા ખોટી છે; એવું આ પાટીદાર પરિષદ ઠરાવે છે.

આ ઠરાવની પુષ્ટિમાં મિ. મકનજીએ જણાવ્યું કે, આજનો વિષય ૧૦ વરસની રોહીણી જેવો છે. ગાયના વાછરડાને વાપરવાને દોષ માનવામાં આવે છે. આપણા ધર્મમાં ગાયનું પૂજન કરવા જણાવેલું છે. હિંદના તમામ ભાગમાં ગાયને લક્ષ્મીના નામે ઓળખવામાં આવે છે. આપણા હિંદનો નિર્વાહ ગાયો ઉપર હતો. તે આપણી જીવનશક્તિ હતી. હવે આપણામાં કોઈ જાતનું પૂજનીયપણું રહ્યું નથી. આજે મુસલમાનના ઘરમાં તેમજ યુરોપિયનોને ત્યાં ગાયો પાળવામાં આવે છે. ત્યારે કોઈ ખેડૂતના ઘરમાં ગાય નીકળશે નહિ. આપણે ગાયોને પાળતા ન હોવાથી તે કસાઈખાને વેચાઈ જાય છે. તેના વાછરડાને ઉપયોગમાં નહિ લઈ શકાય એવા વ્હેમને લીધે આપણે ગાયો પાળતા નથી. પણ હું કહું છું કે, વાછરડો રાખવામાં અને તેને ખેતીના ઉપયોગમાં લેવાને પાપ નથી. તેમ છતાં જો પાપ માનવામાં આવતું હોય તો હું તેનું આ અને પેલા ભવનું પાપ મારે માથે લઉં છું - આપણા પાટીદારોની ગરીબાઈ ગાયનું રક્ષણ નહિ કરવાને જ આભારી છે.

એ પછી કઠોરના વહીવટદારે તે દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, હું ભાઠેલો છું અને મારા બાપદાદા ખેડૂતો હતા. મેં ગાયના આઠ વાછરડા ઉછેરી મોટા કીધા છે અને તેના તો મને ૨૫૦ રૂ. ઉપજ્યા છે. કોઈ માણસે કાંઈ કારણે વહેમમાં લોકોને એવું ઘેલાપણું લગાડ્યું છે કે, વાછરડા વાપરવામાં તેમાં પાપ છે, જો તેમ હોય તો મિ. મકનજીભાઈએ તે પાપ પોતાને માથે લીધું છે અને તે બોજો તેમનાથી નહિ ઊંચકી શકાય તો હું પણ કહું છું કે, તે પાપ મારે માથે અને હું મરી જઈશ ત્યારે મારા છોકરાને પણ તે પછીનું પાપ માથે લેવાને કહેતો જઈશ.

મિ. દુલેરાય સી. અંજારીઆએ ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે, બળદ વિના ખેતીનું હળ હાંકી શકાતું નથી. ગાય ખેતીને માટે ઉપયોગી બળદ આપે છે. તો તે ગાયનું રક્ષણ કરવાની સર્વેની ફરજ છે. સાયલાના કુંવરે કોઈ પણ

દેશી રાજ્યે નહિ કીધેલું તેવું ૨૦૦૦ ગાય પાળવાનું કામ કીધું છે કે, જેની આવક વાર્ષિક રૂપિયા એક લાખની છે. અગાઉ રાજા બ્રાહ્મણોને ગાય પાળવા આપતા હતા. આપણા કૃષ્ણ પરમાત્માએ પણ ગાય પાળી હતી. શિવજીએ પોઠીઆનું વાહન રાખ્યું; તે પણ ગાય અગત્યની વસ્તુ હોવાને લીધે છે. એ જોતાં ગાયના વાછરડા થાય તેને ખેતીના ઉપયોગમાં લેવામાં પાપ નથી. સાયલાના કુંવરે મને ૪૦ ગાયો પાળવા આપી છે તે હું પણ પાળું છું. માટે ગાય જેવી ઉપયોગી વસ્તુ પાળવાની જરૂરની છે. એણ કહી તે માટે રજુ થયેલી દરખાસ્તને હું ટેકો આપું છું બાદ ઠરાવ પસાર થયો હતો."

**ઠરાવ સાતમો :** પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણે રજુ કીધો કે, 'આ પાટીદાર પરિષદ બાળલગ્નનાં દુષ્ટ રિવાજથી શારીરિક, માનસિક, આર્થિક હાનિ થાય છે, તે લક્ષમાં લઈ નાની ઉંમરનાં થતાં લગ્ન બંધ કરી છોકરાઓને વીસ વરસની ઉમ્મર સુધી લગ્ન નહિ કરવાનો આગ્રહપૂર્વક ઠરાવ કરે છે.

પ્રો. જેઠાલાલે ઠરાવની પુષ્ટિમાં જણાવ્યું કે આપણો ૧૬મા ૧૭મા સૈકાનો બાહુબળનો જે જમાનો હતો તે હવે ગુમ થઈ ગયો છે અને વીસમા સૈકાનો નવો જમાનો હાલમાં શરૂ થયો છે. આપણા પ્રાચીન પુરુષો પ્રાર્થનામાં સુખ, વૈભવ કે સમૃદ્ધિની કોઈ જાતની માગણી કરતા ન હતા જ્યારે બીજાઓ પ્રાર્થનામાં બક્ષીસ અને સુખની માગણી કરે છે આપણા હિંદુ ધર્મના ગાયત્રી પાઠમાં એવી ઇચ્છા બતાવવામાં આવે છે કે, પરમાત્મા અમારી બુદ્ધિને ઉગ્ર તેજસ્વી કરો. એવી જે પ્રાર્થના આપણા પ્રાચીન ઋષિમુનિઓ કરતા તે બુદ્ધિનો આ જમાનો છે. આજે આપણે એવો ઠરાવ પસાર કીધો છે કે, તેમાં બાલકોને બોર્ડિંગમાં રાખીને તેઓને અભ્યાસ કરાવવો અને તે કામમાં તમોએ મદદ આપી છે. હવે આપણે બુદ્ધિ ખીળવવાનું જે કામ આપણે કરવાનું છે, તે એ છે કે જે મહા પુરુષો માનસિક ધૈર્ય વિનાની નિર્માલ્ય પ્રજાને જોઈ આંસુ ગાળે છે, તેવા મહા પુરૂષો ઉત્તમ પુત્રો કેમ કરી શક્યા હતા ? તેઓએ જીંદગીના ચાર ભાગ પાડ્યા હતા અને તેનાં પહેલાં ૨૫ વરસ બ્રહ્મચર્યાશ્રમમાં ગાળતા અને તેને લીધે મૃત્યુને પણ તેઓ જીતતા હતા. એ બ્રહ્મચર્યને આજે આપણે વીસરી ગયા છીએ આપણે બોર્ડિંગ સ્થાપીશું પણ જ્યાં સુધી આપણે બાળલગ્નો અટકાવ કરીશું નહિ, ત્યાં સુધી કંઈ વળવાનું નથી. આપણી પાટીદાર કોમની ૨૦ લાખ માણસની વસ્તી છે અને તે અત્યારે છુટી પડી ગઈ છે. અમદાવાદમાં કડવા આઠીઆનો એક વિભાગ છે. આઠીઆનો અર્થ પોતાના વેવાઈને દંડનાર અથવા કનડનાર એવો થાય છે. તેઓ પોતાને ઊંચા માને છે. જાણે પરમેશ્વરે તેમને ત્રણ આંખ આપી નહિ હોય અને બીજાને બે આંખ હોય ! આપણી કોમ છુટી પડવાનું કારણ નાનામાં નાની અકુદરતી વયે છોકરા છોકરીને પરણાવવા બનાવને આભારી છે. તમારા પાટીદારના છોકરાઓને ખેતીનું કામ કરવાને જે શારીરિક બળની જરૂર છે તે શારીરિક બળ આ રીતે બાળ વયમાં લગ્ન કરીને નષ્ટ કરો છો અને તેથી કરીને જ્યાં સુધી તમે બાળલગ્ન કરવાનો રિવાજ દૂર નહિ કરશો, ત્યાં સુધી સર્વે ધૂળ ઉપર લીંપણ કરવા જેવું છે. આપણા

ધર્મશાસ્ત્રમાં મોટી વયે લગ્ન કરવાનું ફરમાવ્યું છે અને ૨૫ વરસની વય થતાં સુધી તો વસુ બ્રહ્મચર્ય પાળવા ઠરાવેલું છે અને તે પછી ૪૪ વરસની વય સુધીને માટે રૂદ્ર બ્રહ્મચર્ય અને ૪૮ વરસની વય સુધી આદિત્ય બ્રહ્મચર્ય પાળનાર તરીકે ઓળખાતો હતો. તે ઉપરથી જણાશે કે, આ જાતનું બ્રહ્મચર્ય પાળવામાં આવતું હતું અને તેવી હાલતમાં આ દેશ જાહોજલાલી ભોગવતો હતો. આજે એ વાત તમને કહેવામાં આવે તો તમે માનો પણ નહિ કે અસલ લોકો પચાસ વરસની વય સુધી પરણતા પણ ન હતા અને તે સમય સુધી માણસનો કાળ જુવાનીનો ગણાતો હતો. હજુ પણ વિલાયતમાં ૫૦ વરસ પછી લગ્ન થાય છે. એ વગેરે દાખલા જોતાં તમારી ખાત્રી તશે કે આપણા ઋષિમુનિઓનું કહેવું ખોટું તો નથી જ. આપણા મનુ ભગવાને આજ્ઞા કરી છે કે ૩૦ વરસની વયના પુરુષ સાથે ૧૬ વરસની કન્યાનું લગ્ન કરવું. વળી એમ પણ કહ્યું છે કે, જો કન્યાને માટે લાયક પતિ ન મળે તો તેવા વખતમાં કન્યાને પરણાવી દેવાનું કૃત્ય હાનિકારક છે. મનુ મહારાજે કહ્યું છે કે, જો કન્યાને માટે લાયક ગુણવાન પતિ ન મળે તો મરણપર્યંત બ્રહ્મચર્ય પાળીને કન્યાને પિતાની પાસે (ઘેર) રહેવામાં કાંઈ દોષ નથી. પ્રાચીનકાલમાં આ પ્રમાણે મોટી વયે લગ્ન કરવાનો રિવાજ હોવા છતાં નાની વયમાં લગ્ન કરવાનો રિવાજ પાછલા જમાનાનાં કેટલાંક જુલ્મી રાજ્યમાં ઊભો કરવો પડ્યો હતો. કેટલાક તે વેળાના બ્રાહ્મણોએ આપણા શાસ્ત્રમાં કેટલાક નવા શ્લોકો એવા એવા દાખલ કરી દીધા કે, ૮ વરસની કન્યાને ગૌરી, ૧૦ વરસીને રોહિણી અને તે પછીની વયની કન્યાને રજસ્વળાની સંજ્ઞા આપી છે. તે વેળાના કોઈ પંડિતે આવા અનર્થભર્યા શ્લોકો બનાવીને હાલમાં હિંદનું સત્યનાશ વાળી નાખ્યું છે. મનુ તો એમ પણ જણાવે છે કે, રજસ્વળા કન્યા થયા પછી ૩ વરસ સુધી ઉતાવળ ન કરતાં ૪થે વરસે તેના લગ્ન કરવાને અડચણ નથી. વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે ગર્ભાશયના અવયવો બરાબર ખીલે તેટલા માટે રજસ્વળા થયા પછી ૩ વરસ સુધી રાહ જોવાની જરૂર છે. આ બાળલગ્નના તાવને અટકાવવાને માટે નામદાર ગાયકવાડ સરકારે એક મોટો ડોઝ આપવા છતાં તેને કેટલાંકો ન માનતાં દંડ આપીને પણ તેવા લગ્નો કરવા જાય છે. કેટલાંક તો બાળલગ્નો કાયદો કરવા છતાં એવું કહે છે કે સરકાર શું કરશે ? હમે તો છ છ દિવસના બાળકને પરણાવીશું ! પણ તેઓ સમજતા નથી કે બાળલગ્નના કેટલા ગેરફાયદા છે ? ભાવનગરવાળા મિ. હરજીવનદાસે સંવત ૧૯૬૩માં પોતાના પુત્રના છુટા લગ્ન કરી બતાવી આપ્યું છે કે સંસાર સુધારો કરવાનું કામ ૫૦ માણસથી નથી થઈ શકતું પણ તે એક જ માણસ કરી શકે છે. તેમનું અનુકરણ કરનારા અમારી ન્યાતમાં તે પછી ઘણા નીકળ્યા છે અને બીજા નીકળી આવવાથી એક જાતની તે પ્રથા થઈ પડશે. ઉપનિષદમાં પણ ૩૦ વરસના પતિ સાથે ૧૬ વરસની કન્યાનું લગ્ન કરવા જણાવ્યું છે. શાસ્ત્રમાં એવા ઘણા પુરાવા છે. ૧૬ વરસ પહેલા વરને પ્રાપ્ત થતી કન્યાની ઘણી ખરાબ સ્થિતિ થાય છે અને તેવો એક દાખલો ગઈ તારીખ આઠમીના 'ગુજરાતી પંચ'માં ભરૂચમાં બનેલા બનાવને લગતી પ્રગટ થયેલી હકીકતથી આપણને

મળે છે. ત્યાં એક વણિક શખ્સે ૧૩ વરસની વયની કન્યા સાથે લગ્ન કરવા પછી તે છોકરીને તેના માતાપિતાએ સાસરે મોકલી, જ્યાં બીજે દિવસે તે બિચારી મરણ પામી હતી આવો બનાવ બને ત્યાં દુકાળ કેમ ન પડે ?

ઉપલા બનાવને લગતો મુકરદમો ભરૂચના પારસી મેજીસ્ટ્રેટ આગળ રજૂ થતાં છોકરીની ઉંમર ૧૩ વરસની જણાયાથી મેજીસ્ટ્રેટે છોકરાને છ અઠવાડિયાની સાદી કેદની સજા કરી. એ બાબત સરકારનું ધ્યાન ખેંચ્યું છે કે સંમતિ વયની છોકરીની ઉંમરની મુદત ૧૨ વરસની છે. તેને પરિષદ પણ જો એ મતને ટેકો આપે તો આપણે પણ નામદાર સરકારને છોકરીની સંમતિ વય ૧૨ ને બદલે ૧૬ ની કરવા માટે અરજ કરીએ વગેરે જણાવી તેઓએ પોતાની કોમને પ્રતિજ્ઞા લેવા આગ્રહ કીધો હતો કે એવા બાળલગ્ન કરવા નહિ. તેવાં લગ્ન કરાવનાર માબાપ ખૂની છે અથવા તો છોકરીના લોહીના પીનાર છે, એમ કહેવામાં કંઈ ખોટું નથી.

કઠોરના વહીવટદાર મિ. ભીમભાઈએ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે નામદાર ગાયકવાડે બાર વરસ સુધી લગ્ન કરનારને રૂ. ૧૦૦ની સજા ફરમાવી છે. પણ જેને ત્યાં ૫ કે ૧૦ ભાર જેટલો કપાસ થાય છે તેઓ તો એ રકમ પોતાને ભારે નીહ પડતી લેખે છે. તેથી તેને બદલે જો તેવાં લગ્ન કરનાર માબાપને બે-ચાર ચાબખા બાંધી મારવાની સજા ફરમાવી હોય તો તે કંઈ ભારે પડે નહિ ? (હસાહસ) મેં એક એવા નવ વરસની કન્યાનાં લગ્ન નહિ કરવાની તેના માબાપને સલાહ આપી હતી અને મને તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે સ્ત્રીને રજોદર્શન થયા પછી ત્રણ વરસ પછી પુરુષના સંસર્ગની જરૂર પડે છે.

પ્રમુખે આ ઠરાવ પસાર કરવા અગાઉ જણાવ્યું કે આપણે ખેતરમાં કાચુ બી વાવતા નથી તો છોકરીઓના લગન કાચી ઉંમરે શા માટે કરવા જોઈએ ? માટે તમે મનથી નિશ્ચય કરો કે ૨૦ વરસના છોકરા સાથે ૧૪ વરસની કન્યાનું લગન કરવું.

બાદ ઉપલો ઠરાવ પસાર થયો હતો.

**ઠરાવ ૭મો : અમદાવાદના મિ. હિરાલાલ વસંતદાસે રજુ કીધો કે, 'કડવા પાટીદાર કોમમાં હવે સંખ્યાબંદ છુટી તિથિઓએ લગ્ન થવા લાગ્યા છે, તેથી પાટીદાર પરિષદ્ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડને વિનંતી કરે છે કે બાળલગ્ન પ્રતિબંધક નિબંધના ૮મા સેકશનની (ક) કલમ કાઢી નાંખીને તે કાયદો કડવા પાટીદારોને પુરેપૂરો લાગુ પાડવો.**

તેમણે જણાવ્યું કે ગાયકવાડી રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો લાગુ પાડી ૧૬ વરસનો છોકરો અને ૧૨ વરસની છોકરી થયા સિવાય ન પરણાવવાનું ઠરાવ્યું છે, પણ કડવા ન્યાતમાં દસ વરસે લગન આવતાં હોવાથી તેમને બાતલ કીધા હતા. કડવા પાટીદારમાં તેવો રિવાજ કેમ દાખલ થયો તેની કાંઈ સમજ પડતી નથી. તે કાંઈ સાધન ન હોવાથી રિવાજ પડ્યો હશે. તે ગમે તેમ હોય પણ તે રિવાજમાં સુધારો કરવાનું હવે લોકોને માલમ પડવા લાગ્યું છે અને રૂઢીના તે સખત બંધારણને અત્યાર

સુધી પકડી રહેવા પછી મિ. હરજીવનદાસે સંવત ૧૯૬૩માં છુટું લગન કીધા પછી તે બંધારણમાં ફેરફાર થયો અને બીજા કેટલાકો તે મત સાથે મળતા થયા. તે પછી માતા બોલવાના સંબંધમાં ફાટફુટ થતાં બે લગ્નો સંવત ૧૯૬૩માં જુદા જુદા ઠરાવ્યાં અને રાંદેરમાં એક સભા મળીને વૈશાખ સુદ ૮નાં લગ્ન ઠરાવ્યાં હતાં. સંવત ૧૯૬૬માં બે લગ્નતિથિ જાહેર થવા પછી કેટલાંક લગ્નો છુટી તિથિઓએ થયાં હતાં. તે પછી ગયા પૌષમાં અમદાવાદમાં, વૈશાખમાં રાંદેરમાં છુટાં લગ્ન થયાં છે અને પછી શેગવા ગામે એક લગ્ન થનાર છે. આ રીતે છુટાં લગ્ન થવા લાગવાથી મને લાગે છે કે બાળલગ્ન પ્રતિબંધક કાયદાના ૮માં સેકશનની (ક) કલમની હવે કાંઈ જરૂર ન હોવાથી આ પરિષદ્ નામદાર ગાયકવાડ સરકારને તે કલમ કાઢી નાંખવાને અરજ કરવાનું જરૂરનું ધારે છે, તો હું ધારું છું કે તમે તેને અગત્યનું ધારી ટેકો આપશો.

મિ. ચુનીલાલ વનમાળીદાસે કહ્યું કે બાર વરસના લગનની અમારા કડવા કોમની પ્રથા તોડવી એ પણ અમને ભારે લાગે છે. આ બાર વરસના લગ્નની પ્રથા અમારી જ્ઞાતિને બ્રહ્મચર્યનું જ્ઞાન હોય તો તે પ્રથા અમારી કોમ જરા પણ ટકવા દે નહિ, અને આપણે આગળ જે બધા જ્ઞાનની બાબતો કહી તે વેદાધ્યાયને અને ધર્મજીજ્ઞાસા એ સઘળા સાધનો બ્રહ્મચર્ય વિના પ્રાપ્ત થઈ શકે એમ નથી. એટલું જ નહિ પણ બ્રહ્મચર્ય વિના આપણી આર્થિક સ્થિતિ તેમજ શારીરિક સ્થિતિમાં પણ સુધારો થવા પામે નહિ. બાળલગ્નના હાલના રિવાજને લીધે વર તેર વરસનો હોય જ્યારે કન્યા ૧૭ વરસની થઈ ઘરસંસારમાં પડી જાય છે અને તેની સાથે પુરુષ ગુંટાવવાથી દેવા વગેરેની ખરાબ સ્થિતિમાં આવી પડે છે. મિ. મકનજી અછારણવાળાએ તેમજ મિ. છોટાલાલ રાયજીભાઈએ વધુ ટેકો આપ્યા પછી પ્રમુખે જણાવ્યું કે આ ઠરાવ આપણા કડવા જ્ઞાતિમાં મુદતીઆ ઠરાવવાલાને માટે છે. એ ન્યાતમાં હવે છુટાં લગ્ન થવા લાગ્યાથી તેની જરૂર નથી લાગતી. નામદાર મહારાજાએ તે છૂટ જે કારણે આપણે માટે મૂકી છે તે અપવાદ હવે રહેલો ન હોવાતી આપણે કાઠી નાંકવાને કહેવું એ જરૂરનું છે અને સરકારને સૂચના રૂપે આ એક ઠરાવ હોવાથી તે પસાર કરવાને કાંઈ વાંદો નથી. માટે તે તરફ તમારી પસંદગી હોય તો જણાવશો. તાલીઓના અવાજ વચ્ચે લોકોએ તે ઠરાવ પસાર કીધો હતો.

એ પછી જલાલપોરના પાટીદાર યુવક મંડળના એક ઉત્સાહી મિ. માધવજી જીવણજીએ પ્રમુખ રા. બા. ગોવિંદભાઈની પરવાનગી લઈ પાટીદાર વર્ગના ગરીબ છોકરાઓને કેળવણી લેવાના કામમાં નાણાં સંબંધી મદદ આપવા માટે એક અપીલ કરવાની અરજ કરતાં પ્રમુખે તેમને તેવી અરજ કરવાની પરવાનગી આપી હતી. જે ઉપરથી મિ. માધવજી જીવણજીએ ગરીબોને પડતી હાડમારી વર્ણવી તેવા વર્ગના વિદ્યાર્થીને મદદ કરવા માટે ફંડ કરવા અપીલ કરી હતી. તેને પાટીદાર યુવક મંડલના ટ્રેઝરર વલ્લભભાઈ માવજીભાઈ મહેતાએ યોગ્ય શબ્દોમાં ટેકો આપ્યા બાદ ફંડની ટીપ ફેરવવાથી સભામાં જ આશરે ૪૦૦ રૂપિયાની રકમ ભરાઈ ગઈ હતી. એ પછી

'હું મારા પુત્રને બાવો બનાવીશ' એ સંવાદ બે વોલંટીયર છોકરાઓએ કરી બતાવ્યો હતો. જેમાં એક છોકરાને ખરો સાધુ - બ્રહ્મચર્ય વ્રત પાળીને તેની મરજી પ્રમાણે ત્યાગી બાવો બને તેમ કરવા દેવાને જણાવવામાં આવ્યું હતું. વળી જનસમાજના કલ્યાણાર્થે બાવો બને તો તેમ થવા દેવાનું વધુ અગત્યનું જણાવી કહ્યું કે અશોકના વૈભવ કરતાં આપણા વૈભવ અને સુખ વિશેષ નહોતા, છતાં તેણે પોતાના પુત્રને જનસેવા કરવાની તક આપી હતી તો આપણે તેમ કરવામાં કાંઈ વાંદો નથી એમ જણાવ્યું હતું. એ પછી સુરત બોર્ડિંગના એક બોર્ડરભાઈ રામભાઈ ગોવિંદજી ઉમરાખવાલાએ ખેતીના ઉદ્યોગને સંબંધે એક ટુંક ભાષણ વાંચ્યું હતું. જેમાં ખેતીની મહત્ત્વતા દર્શાવી તે ધંધામાં નસીબ ઉપર હાથ દઈ બેસી રહેવાને બદલે આળસ તજી દઈને ઉદ્યોગી થઈ મચી રહેવાને આગ્રહ કીધો હતો. પ્રમુખ રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈએ સદરહુ બોર્ડર રામભાઈ ગોવિંદજીએ ઉપલા વિષય ઉપર અસરકારક વિવેચન કરવા માટે હાજર રહેલાઓને ઉદ્દેશીને કહ્યું હતું કે આ છોકરો કેળવણી લેવાથી કેવો હોંશિયાર થયો છે અને બોર્ડિંગને મદદ આપી તેવા વધુ છોકરાઓને પેદા કરવાને મદદ કરવી એ કેટલી જરૂરની બાબત છે તે તમો જોઈ શકશો. અત્રે તેનો બાપ કે કોઈ સગા યા ગામના માણસો છે ? કે જેઓને એવા છોકરા ધરાવવા માટે મગરૂર થવા જેવું છે અને તેમને ધન્યવાદ ઘટે છે.

એ પછી મિ. કુંવરજીએ જણાવ્યું કે ઓરણા ગામની ગામસુધારકસભાએ સ્થાપન થઈ કાંઈક કામ કરી બતાવ્યું છે અને તેણે બોર્ડિંગ ફંડમાં રૂ. ૧૦ની રકમ આપી છે. આવા મંડળો ગામેગામ ઊભા થઈ તેની સહાયતાથી પારસી કોમ જેવી ઉજ્જવળ આપણી કોમ થાય એવી અમારી ઇચ્છા છે. એ પછી મિ. કુંવરજીએ જણાવ્યું કે આજ બે દિવસથી આપણે જે શ્રી નારાયણનું સ્મરણ કર્યા કરતા હતા તે શ્રી નારાયણ આપણી પરિષદ્‌માં સાક્ષાત્ રૂપે પધાર્યા છે અને તે શ્રી નારાયણ મહુધાના-હાલ સુરતના-જાણીતા પાટીદાર કોમના આગેવાન અને માજી ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર તથા ઓનરરી ફ. ક. મેજીસ્ટ્રેટ રા. બા. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ છે કે જેઓએ અમારા યુવક મંડળનું મુરબ્બીપદ સ્વીકારી અમારામાં ઉત્સાહનું સિંચન કર્યું છે.

એ પછી પરિષદ્ રાતના સાડા આઠનો વખત થઈ જવાથી બીજા દિવસે (સોમવારે) સવારે આઠ વાગ્યા ઉપર મુલતવી રહી હતી.

**પાટીદાર પરિષદ્‌ની ત્રીજા દિવસની બેઠક**

**ગોળનું બંધારણ તોડવાનો અને એક ઉપર બીજી સ્ત્રી નહિ કરવાના ઠરાવો પ્રમુખનાં છેલ્લાં વચનો - નિરાશારૂપી પરિષદ્‌ની બાંધેલી કલ્પનાનું આશાના રૂપમાં ફરવું**

**રૂ. ૧૦૦૧ની ન્યાતિમદદ.**

**પ્રમુખને આપેલું માનપત્ર અને તેનો તેમણે વાળેલો જવાબ**

આજે સવારમાં પાટીદાર યુવક મંડળનો તથા પાટીદાર પરિષદ્‌નો ફોટો લેવાયા

પછી ત્રીજા દિવસની આજની પાટીદાર પરિષદ્‌ની છેલ્લી બેઠકનું કામ સવારે આઠ વાગે શરૂ થતાં ઓન. સુપ્રિન્ટેન્ડન્ટ મિ. કલ્યાણજીએ બોર્ડિંગ હાઉસને બલેશ્વરી પક્ષની ન્યાતિ તરફથી રૂ. ૧૦૦૧, ચોર્યાશી પક્ષ તરફથી ગરીબ વિદ્યાર્થી ફંડમાં રૂ. ૧૦૧ અને મોતા ગામ તરફથી રૂ. ૭૫, સુરતના યુવક મંડળ પાટીદાર બોર્ડિંગ હાઉસના ફંડમાં ભરાયેલા જાહેર કીધા હતા.

બાદ પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ જણાવ્યું કે, આપણે આજે નવમો ઠરાવ કરવાનો છે અને તે ઠરાવ એક ઉપર બીજી સ્રી નહિ કરવાને લગતો છે. એ સંબંધે જો કઠોરના વહીવટદાર સાહેબ મિ. ભીમભાઈ હાજર હોત તો તેઓ તમને રમુજી ભાષામાં બહુ સારી રીતે સમજાવી શકતે. એ ઠરાવ ઘણો અગત્યનો છે. છેલ્લી વસ્તી ગણત્રી પ્રસંગે માલમ પડ્યું હતું કે પાટીદાર કોમમાં ૧૦૦૦ પુરુષે ૭૦૦ સ્રીઓ રાશ આવે છે, તેમાં વિધવાઓનો સમાસ પણ થઈ જાય છે. જ્યારે દેશની સરેરાશ હિંદુઓની ગણત્રી જોતાં ૧૦૦ પુરુષે ૯૦ની રાશ આવે છે. આપણી પાટીદાર કોમમાં કેટલાકો જેમ ગાયો, ભેંસો વગેરે ઢોરો મોટાઈને ખાતર રાખે છે, તેમ કેટલાકો બહુ બૈરીઓ પણ પરણે છે. મેં સાંભળ્યું છે કે, એક પટેલે તો સાત સુધી બાયડીઓ પરણી છે. સારું છે કે પૈકી ત્રણ તો બિચારી મરી ગઈ છે અને ચાર બાયડીઓ રહી છે ! અમારા ગામમાં અગાઉ દેવું થઈ જતું ત્યારે દેવા માટે જપ્તિ થઈ આવે ત્યારે કરજ વિતાડવાને તેઓ વધુ બાયડી પરણતા, પરંતુ હવે તે રિવાજ નાબુદ થયો છે. પરંતુ આ તરફ તે રિવાજ ચાલુ રહેલો જોવામાં આવે છે, તે હવે પછી ઓછો થશે એમ હું ધારું છું. હવે હું મિ. કલ્યાણજીને એ સંબંધી દરખાસ્ત મુકવાને જણાવું છું.

મિ. કલ્યાણજી વિઠ્ઠલભાઈએ તે પછી **ઠરાવ આઠમો** : એવો રજુ કીધો કે, **એક પર બીજી સ્રી કરવાની રૂઢી તરફ આ પાટીદાર પરિષદ્ સખત રીતે પોતાની તિરસ્કારની લાગણી જાહેર કરે છે અને તે રિવાજને નાબુદ કરવા દરેક પાટીદારને પરિષદ્ ભલામણ કરે છે.**

મિ. કલ્યાણજી વિઠ્ઠલભાઈએ ઠરાવની પુષ્ટિમાં જણાવ્યું કે આ રિવાજ સંબંધે પ્રમુખ સાહેબે જણાવેલું હોવાથી મને વધારે બોલવાની જરૂર જણાતી નથી એટલે હું ટૂંકમાં માત્ર એટલું જ કહીશ કે લગ્ન સંબંધ જરૂરનો છે. જંગલી અને સુધરેલી બન્ને જાતોમાં સંબંધનો એક સરખી રીતે સ્વીકાર થયેલો છે, પરંતુ આપણા ધર્મમાં તે સંબંધને વધારે મહત્તા લાગુ પાડી છે. આપણામાં થઈ ગયેલાં રામચંદ્રજી જેવા એક મહાન પુરુષે પણ એક જ પત્નીવ્રત રાખ્યું હતું. તેઓનું અનુકરણ કરી આપણા ઉપલા ઠરાવને અનુમોદન આપવું જોઈએ છે. આ પ્રસંગને અનુકૂળ મહાન પુરુષોના સિદ્ધાંતને અનુસરી લગ્ન સંબંધી વ્યાખ્યાન બોર્ડિંગ સુપ્રી. રા. કલ્યાણજીએ કર્યું હતું. મિ. કિશોરભાઈ હીરાભાઈએ વધુ અનુમોદન આપતાં જણાવ્યું કે, એક કરતાં વધુ સ્રી કરવાનાં દુ:ખ તમને માલમ પડ્યા વિના રહ્યા નહિ હશે. એથી કુટુંરૂપી વૃક્ષમાં કલેશના કીડાને જન્મ મળે છે અને તેનો નાશ થાય છે. માટે એક ઉપર બીજી સ્રી કરવી નહિ.

એ પછી મિ. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસે જણાવ્યું કે દુનિયામાં કુટુંબ સુખ ભોગવવાને સ્ત્રીને પુરુષનું જોડું બનાવ્યું છે અને તેઓ વચ્ચે પરસ્પર એક સરખો પ્રેમ રહેવો જોઈએ. આ દુનિયામાં સ્ત્રીની કિંમત સાધારણ નથી. આપણામાં સ્ત્રી એ છોકરાં ઉત્પન્ન કરવાનો સંચો છે. છોકરાવાળી સ્ત્રી સાસુ સસરા અને પુરુષને પ્રિય લાગે છે પણ વાંઝણી સ્ત્રીને લોકો નિંદે છે અને અપ્રિય થઈ પડે છે. પણ તેમ થવાનું શું કારણ છે, તેના તરફ કોઈ નજર કરતું નથી. પુરુષ કમ તાકાતવાળો છે કે કેમ ? એ બાબત ડોક્ટર હોય તો તે મત આપી શકે. એમ છે એમ છતાં પણ એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ ધિક્કારવા લાયક અને દુઃખરૂપ છે. તેને આપણે વખોડી કાઢવો જોઈએ છે.

મહારાજ પ્રેમદાસે જણાવ્યું કે આ જગતનું કારણ ભોક્તા અને ભોગ્ય એ બે ચીજ છે. ભોગ્ય શક્તિ સ્ત્રીની અને ભોક્ત શક્તિ પુરુષની એ બે સૂર્ય અને ચંદ્ર જેવી એક સરખી છે. કારણના ગુણ કાર્યમાં હોય છે. તેમ ચંદ્રના ગુણ સ્ત્રીમાં છે. સૂર્યનું કાર્ય પુરુષ છે અને ફક્ત શક્તિના ગુણ પુરુષમાં છે. આ બે શક્તિથી આપણો સંસાર ક્રમ ચાલે છે. ત્યારે શાસ્ત્રમાં એક જ લગ્ન નક્કી કીધું છે એમ છતાં પણ કોઈ કારણે એકાદ ઋષિએ તેવી આજ્ઞા આપી હોય તો તેનો લાભ સદાને માટે લેવાનો નથી. મારા સાંભળવા પ્રમાણે એકમતીયા પાટીદારના ઘરમાં બે સ્ત્રીઓ થઈ હતી. એ બંને પાણી ભરવા ગઈ. ત્યાં એકને જોરાવર સ્ત્રીએ હડસેલો મારતાં તે પાણીમાં પડી હતી અને સ્ત્રીહત્યા થઈ હતી એ રીતે એક ઉપર બીજી સ્ત્રી કરવાથી કુટુંબની અધોગતિ થાય છે અને દ્રવ્યની અને વ્યવહાર કાર્યમાં પાયમાલી થાય છે. માટે ગૃહસ્થો, પુરુષોએ એક ઉપર બીજી સ્ત્રી કરવી નહિ. ભોક્તૃ ભોગ્ય શક્તિ એક જ છે, તો પુરુષનું જોડું એક જ રહેવું જોઈએ છે અને એક જ પત્ની પુરૂષે ધારણ કરવાની અગત્ય વિચારી લોકોએ એક ઉપર બીજી નહિ કરવાનો દૃઢ સંકલ્પ કરવો.

મિ. વિઠ્ઠલદાસ લક્ષ્મીદાસે જણાવ્યું કે બાળપણમાં પરણવાનો રિવાજ આપણી ન્યાતમાં અસ્તિત્વ ધરાવતો હોવાથી લાકડે માંકડું વળગાવી દેવા જેવો બનાવ બને છે અને પછી પુખ્તવયે આવ્યા પછી લાયક જોડું ન બનવાતી સ્ત્રી પુરુષો વચ્ચે સારો સંબંધ રહેતો નથી અને આખો સંસાર તેઓને બગડે છે, અને એક એકનું ઘર થતું નથી માટે બાળપણમાં પરણવાનો રિવાજ બંધ કરવાથી જ એક ઉપર બીજી સ્ત્રી કરવાનો પ્રસંગ આવશે નહિ.

મિ. મકનજીએ કહ્યું કે આપણે ન્યાયને રસ્તે ચાલી સ્ત્રીનો હક લૂંટવો જોઈતો નથી. દુનિયામાં સ્ત્રી પુરુષની સમાનતા એક સરખી સમાયેલી છે, માટે જો તમે સુખની ઇચ્છા કરતા હો તો કુદરતના નિયમે તમે વર્તો. એક માણસ દુઃખી હોય તો તેણે માનવું કે મેં અમુક પાપ કીધું છે અને સુખ મળે તો સમજવું કે પુણ્ય કીધું છે. વીર્ય જેવું રત્ન ઈશ્વરે આપણને બક્ષેલું છે તેનો દુરુપયોગ કરવો નહિ. એ વર્ય સંપાદન કરવાને જોઈતું અન્ન મેળવવાને માટે આફ્રિકા વગેરે જઈ દાસત્વપણું કરવું પડે છે, તો તે મહામુશ્કેલી એ મેળવવામાં આવતા વીર્યનું રક્ષણ કરી દુષ્ટ પાપથી બચવાની

તમોએ ખાસ સંભાળ લેવી એવી મારી તમને ભલામણ છે.

એ પછી દરખાસ્ત સર્વાનુમતે પસાર થઈ હતી.

### મૂળ છૂટું કેમ પડ્યું ?
### ગોળો તોડવાની જરૂરને લગતો ઠરાવ

એ પછી પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ જણાવ્યું કે, આપણા બધા મૂળ એક જ જાતના કણબી હતા પણ જમીન ખુટી જવાથી યા નિર્વાહ માટેનાં સાધનો ન મળવાથી બીજા સ્થળોમાં જઈ વસવાટ કરવા લાગ્યાથી એ સ્થળના ફેરફારે કરીને આપણે છુટા પડી ગયા છીએ.

આપણામાં પણ કન્યાના સંબંધમાં ભેદ પડી ગયો છે. એ ભેદ આપણા લોકો જુદા જુદા ભાગોમાં વિખરાઈ ગયા ત્યારે કન્યા માંહોમાંહેના એક જ જત્થામાં આપલે કરવાના સંબંદમાં ગોળના આકારમાં બંધારણ થયા અને તે બંધારણ અત્યાર સુધી ચાલુ રહ્યા છે. પણ હવે એ ભેદો કાઢી નાંકીને એકએક સાથે મળી જવાની જરૂર છે અને તેમ કરીને આપણા વચ્ચેના બંધુભાવની લાગણીને મજબુત બનાવવા થતા પ્રયાસને ધીમે ધીમે આગળ વધારવા જોઈએ છે. એ પછી તેઓએ મિ. પ્રેમાનંદ ધોળીદાસને એ બાબતની પોતાની દરખાસ્ત રજુ કરવાને સૂચના કરી હતી.

મિ. પ્રેમાનંદ ધોળીદાસે નવમો ઠરાવ એવો રજુ કીધો કે :

**ઠરાવ નવમો : આ પાટીદાર પરિખદ્ જુદા જુદા સ્થળોના વિભાગો, તડો અને ગોળો ઈત્યાદિ તફા દૂર કરી સમગ્ર જ્ઞાતિનું ઐક્ય કરવાને ઈચ્છા દર્શાવે છે.** મિ. પ્રેમાનંદે દરખાસ્તની પુષ્ટિમાં જણાવ્યું કે, આપણે આજ ત્રણ દિવસથી મળીને આપણા વચ્ચે સુધારા રૂપી જે અમૃત ઝરવા લાગ્યું છે, તેનું પાન કરવા લાગ્યા છીએ એમ છતાં પણ તમે કોઈ કંટાળી ગયા નથી અને જે કાંઈ અત્રે કામ થાય છે તે શાંતિથી જુઓ છો તથા સાંભળો છો તે ખુશી થવા જેવો બનાવ છે. આપણે છુટા પડ્યા પછી હવે ભેગા થવાનો વખત આવ્યો છે. આપણે હંમેશાં કપડાં અને ખાવાં પીવાની બાબતમાં ઉચ્ચ કોમનું અનુકરણ કરીએ છીએ. તેમ આ સંબંધમાં પણ તમારે ઉચ્ચ કોમ પૈકી ઔદિત્ય કોન્ફરન્સે પણ રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર કરવાનો ઠરાવ કીધો છે, તો તમારે પણ તેનું અનુકરણ કરી તેમ કરવાની જરૂર છે. અગાઉના વખતમાં બ્રાહ્મણો ક્ષત્રિય કે વૈશ્યની કન્યા લેતા હતા.

આજે બહારગામ જનારાઓ કોઈ સારી વસ્તુ ત્યાં જુએ છે તો તે લઈ આવે છે. તમે પોતે પણ તમારી ખેતીને માટે દૂરનું સારું બી ખેતીના સુધારા માટે લાવો છો, અનેક રીતે ખેતીના સંબંધે જેમ તમે કરો છો તેમ છોકરાઓનાં સંબંદમાં પણ વર્તો. એક વિદ્વાને કહ્યું છે કે, ખેતરમાં એકને એક બી વારંવાર નાંખવાથી સારો પાક થતો નથી, તેમ લગ્નની બાબતમાં પણ વિચાર કરવાનો છે. ખેતીના કામને માટે જેવો હેતુ રાખો છો તેવો જ તમારા સંસારના સંબંધમાં પણ હેતુ રાખવો ઘટે છે. શારીરિક બાબતો ઉપર દૃષ્ટિ આપી કામ કરવાથી ઘણા લાભો થાય છે. તમે પોતે

જ તમારો સંબંધ ઘણો ટૂંકો કરી નાંખ્યો છે. તેને હવે વધારી મોટો કરવા પગલાં લેવા જોઈએ છીએ. તેટલા માટે ગોળ અને તફાના બંધારણોને તોડી નાંખીને એક કરવાની અગત્ય છે. આપણા બીની જાત ઉતરી ગઈ છે, તેમ માણસની જાત પણ ઉતરી ગઈ છે. આ જ પાંચ પચીશ વર્ષમાં વાડા ઘણાં સાંકડાં થઈ ગયા છે અને એ સળોને લીધે લોકોની દૃષ્ટિ ઘણી ટૂંકી થઈ ગઈ છે, તે સળોને દૂર કરવાની છે. તમારો ગોળ મોટો થશે ત્યારે જ તમારો હેતુ પાર પડી તમોને હાલ જે ખોટ માલમ પડે છે, તે પૂરી પડશે. પ્રમુખ રા. બા. ગોવિંદભાઈ અને રા. બ. નારણભાઈ લલ્લુભાઈ સાથેના ટૂંક સહવાસ ઉપરથી તમારો તેમના તરફ પ્રેમનો ઝરો કેટલો ઉછળે છે ? તે રીતે તમારા સમૂહના વધારાથી પરસ્પર પ્રેમનો ઝરો વધારે પ્રમાણમાં ઉછળશે અને તેનો લાભ તમને મળ્યા વિના રહેશે નહિ. તમે નાની બાબતને મોટું રૂપ આપો છો તેને બદલે મોટી બાબત ધ્યાનમાં લો એવી મારી તમોને સૂચના છે.

મિ. ગોવર્ધનભાઈ ડાહ્યાભાઈએ આ ઠરાવના ટેકામાં જણાવ્યું કે આજે તમે અહીં ભેગા થયા છો તે પણ પેટા જ્ઞાતિઓનાં ભિન્ન ભિન્ન ભેદોને ભૂલી જઈ એકતાથી મળી જ્ઞાતિ ઉત્કર્ષ કેમ થાય તેનો વિચાર કરવાને મળ્યા છો, તો પછી તમારે આ તડોના બંધારણને તોડી નાંખી એક થવાને કોશિશ કરવી ઘટે છે. "કંઈ લાખો નિરશામાં અમર આશા છુપાઈ છે.' એવા વિદ્વાન સાક્ષર મણીભાઈના વચનનું સ્મરણ કરતાં હું કહીશ કે એક વખત તેવો પણ આવશે કે જે આપણને આગળ લઈ જશે. એ ઐક્યનું દોરડું હમણાં વણાવા લાગ્યું છે અને માંહોમાંહો જ્ઞાતિપ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો છે એ બનાવ ખુશાલીભર્યો છે.

મમતા યા હઠથી ન્યાતિભેદો પડેલા છે. એ ભેદ રાખવા વાસ્તવિક નથી. એવા ભેદો રહેવાથી રાગ, દ્વેષ યા કલેશો ઊભા થાય છે. તે મટાડવાને માટે એકેક સાથે ખાનપાનનો વ્યવહાર કરવો જરૂરનો છે એમ કહી ઉપલા ઠરાવને મિ. સી. વી. પટેલે અનુમોદન આપતાં જણાવ્યું કે આપણી ન્યાતમાં અંદર અંદર ખાવા પીવામાં કોઈ જાતની અડચણ નથી, પણ કન્યા આપ લે કરવાના સંબંધમાં અડચણ છે. આપણે જ્યારે આ સમાજની અંદર વગા (ગોળ) તોડવાની હિલચાલ કરી રહ્યા છીએ ત્યારે કડી પ્રાંતમાં કડવા પાટીદારોમાં તથા ભરૂચ જિલ્લાનાં તથા વડોદરાની આજુબાજુના વાકલના કાનમના લેવાઓ પોતપોતાના ગોળો બાંધવાની મોટી હિલચાલ કરી રહ્યા છે તે લોકોને તેનું કારણ પૂછવામાં આવતાં તે જણાવે છે કે અમુક ગામોના લોકો કે જેઓ કુલીન ગણાય છે તે લોકોમાં અમારી કન્યાઓ મોટે ભાગે ખેંચાઈ જાય છે, તેથી અમારા ગામમાં કન્યાની અછત પડે છે. તે ઉપરાંત તે કુલીન ગણાતા લોકોને અમે કન્યા દેવા જઈએ છીએ ત્યારે પુષ્કળ દ્રવ્ય, ચાંલ્લાં, પૈઠણ તથા વાંકડા લેવામાં તથા કન્યાના બાપને નીચ ગણીને પૈસા લેવામાં ગમે તેમ કનડે છે. આ કુલીનો પોતાની કુલીનતા ચૂકે નહિ ત્યાં સુધી વગા જથા એકઠા થઈ શકે નહિ. આ વાત જો કે અશક્ય છે, તો પણ ચરોતરના કુલીન ગણાતા ગામો પૈકીનાં આપણા પ્રમુખ

સાહેબ રા. બા. ગોવિંદભાઈ તેમજ રા. સ્વામિનારાયણ વગેરે મોટા માણસોએ જ્યારે આ સભામાં વગા જથા તોડવાને આગેવાની ભર્યો ભાગ લીધો છે, તેથી મારી ખાતરી થાય છે કે, હવે એ ગોળ તોડવાને કોઈ જાતની અડચણ પડશે નહિ. આપણો આ ઠરાવ રજુ કરનાર મિ. પ્રેમાનંદભાઈએ પોતાના વગા જથાઓની બહાર કન્યા દેવાના જે ફાયદા સમજાવ્યા તેને ટેકો આપું છું. **दुहिता दुर्हिता** એટલે કન્યાઓ દૂર દેશમાં આપવી એ હિતકારી છે. આપણો એક ઓળખાણવાળો પરદેશમાં રહેતો હોય તો આપણને કેટલો ફાયદો થાય ? પરદેશમાં ઓળખાણ હોવાને લીધે આપણે તેને ચીઠ્ઠીપત્રીઓ લખી તે માટે આપણે અભિમાન ધરાવીએ છીએ, તો પછી પરદેશમાં કન્યાની લેવડ દેવડ થઈ સગાઈનો સંબંધ જોડાવાથી તે દેશનો વેપાર રોજગાર અને કળાહુન્નર આપણા દેશમાં સ્વાભાવિક ચાલ્યા આવે છે અને પરદેશગમનમાં ઘણી અનુકૂળતા થઈ પડે છે. વગા જથાઓમાં અમુક ગામડાંઓ હોય છે અને તે સાથે એકાદ શહેર જોડાયેલું હોય છે. શહેરમાં વસનારા આપણા પ્રમુખ સાહેબ જેવાની કન્યાઓ કે જેઓ અંગ્રેજી અથવા ગુજરાતી ચોથા પાંચમાં ધોરણ સુધી અભ્યાસ કરેલો હોવાને લીધે તેને લાયક તેમનાં વગાઓમાં વિદ્વાન વર્ગ ન મળવાથી જે કજોડાં થાય છે તે દુઃખનું મૂળ આપણા ગોળ જ છે. એ વગા જથા તોડવામાં આગેવાનીભર્યો ભાગ લેનારાઓનાં નામ મારે ભૂલી જવાં ન જોઈએ. જો હું ભૂલતો ન હોઉં તો જેના માટે આપણી સમાજને મોટું માન છે તે વસોવાળા દેસાઈ ગોપાળદાસભાઈનું લીમડીના દિવાન સાહેબ ઝવેરભાઈની પુત્રી સાથે જે લગ્ન થયું તે આ ગોળોનું નિકંદન કાઢનાર છે.

એ સિવાય લેવા અને કડવાઓમાં બીજા ઘણાં દાખલા બનેલા છે. છતાં આગેવાનોના જ માત્ર એકાદ બે દાખલા આપ્યા છે. આ વાડા, જથાના કુલીનો પોતાની કુલીનતાનું અભિમાન છોડી દે અને બીજા ગામો સાથે બીજા વગાઓ સાથે, કોઈને હલકા, ઊંચા, નીચા ના ગણી તે લોકો સાથે કન્યાની લેવડદેવડ કરે તો જ તુટી શકે તેમ છે.

## સૂચના રૂપ ઠરાવ

પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ જણાવ્યું કે આ ઠરાવ સૂચના રૂપે છે તે બાબતે તમે વિચાર કરીને એક રસ્તે આવજો. કેટલાક જણાના ચહેરા ઉપરથી હું કહું છું કે એ બાબત વિચાર કરવા જેવી છે. મહારાજ કહે છે કે, ઘર ખૂણે જેઓ કરે છે તેને જાહેરમાં તેમ કરવાને સી અડચણ છે ? મતીઆ લોકો માત્ર મડદાં દાટવાનો આપણથી જુદો રીવાજ ધરાવે છે બાકી તે લોકોની રીતભાત, આચાર-વિચાર વગેરે આવી ધુણે છે અને મુઝાવર જે પ્રસાદ આપે છે તે ખાય છે. તેઓ માત્ર ધર્મથી જુદા પાડ્યાં છે બાકી આપણા સરખા વિચારના પણ છે. ન્યાતોનાં ગોળ પણ તમે કાંઈ આજે કાઢી નાખો તેમ નથી, પણ બધું ધીરે ધીરે થશે. અમારું કહેવું પણ એમ નથી કે, બધું આજે જ કરો પણ સર્વેમાં અમારું કહેવું એ છે કે તમે કેળવણીમાં આગળ વધો એટલે સઘળુ થશે તમારા ગોળમાં લાયક વર ના મળે તો કન્યા ક્યાં

દેવી એવો વિચાર કરવાનો રહે છે. પણ બધે જ આપવાની હોય તો લાયક વર મળે.

## સતાવીશીના આગેવાનોએ છુટાં લગ્ન માટે લીધેલી પ્રતિજ્ઞા

આ પરિષદે ત્રણ દિવસમાં કરેલાં કાર્યનુ શું પરિણામ આવ્યું છે એવો સવાલ પૂછનારાઓને તથા પરિષદ્‌ના કામકાજનું અવલોકન કરનારાઓને યથાર્થ રીતે લક્ષમાં આવી શકે એવો બનાવ આ પરિષદ્‌ના આજના દિવસની આ હેઠળ આપેલી વિગત ઉપરથી સિદ્ધ થતો જોવાનું બની આવશે અને એવી આશા રાખવામાં આવે છે કે પાટીદાર વર્ગની સમગ્ર પ્રજાના જાણવામાં એ હકીકત આવશે ત્યારે તેઓ પણ તે દાખલાનું અનુકરણ કરવાને આવતી પરિષદ્ સુધી ખોટી ન થતાં પોતાના અંતઃકરણના દૃઢ નિશ્ચય સાથે એવો જ સંકલ્પ કર્યા વિના રહેશે નહિ. પરિષદ્‌ના કાર્યની પૂર્ણાહૂતિના આજના દિવસે જ પાટીદાર વર્ગના બે સભ્યો શ્રીમાન તુળજારામભાઈ નાથાભાઈ પાદરાવાળા તથા પુરુષોત્તમદાસ હરગોવનદાસ વડોદરાવાલાએ એવો સંકલ્પ કીધો છે કે, હમારી દીકરીઓનાં છુટાં લગ્ન કરવાનો દૃઢ નિશ્ચય અમારા અંતઃકરણથી આજે અમે જાહેર કરીએ છીએ.

પ્રમુખ રા. બા. ગોવિંદભાઈ અને સ્વાગત કમિટિના પ્રમુખ મિ. જેઠાલાલ સી. સ્વામિનારાયણ તથા બીજાઓએ તેઓએ આવી ઉદાર લાગણી કોમના સુધારાના પગલાં તરીકે જાહેર કરવા માટે ધન્યવાદ આપ્યો હતો.

## પ્રમુખનું છેવટનું ભાષણ

એ પછી પ્રમુખ રા. બા. ગોવિંદભાઈએ પરિષદે પોતાનું કામ ખતમ કરેલું જણાવતાં પરિષદે કરેલા દશે ઠરાવો સંબંધે ટૂંક ઇશારો કરતાં જણાવ્યું કે હવે આપણે થોડો વખત રહ્યા આપણે દસ ઠરાવો કીધા તેમાં પહેલો નામદાર શહેનશાહનું દીર્ઘાયુષ્ય ઇચ્છનારો ઠરાવ છે, તે હું નામદાર બ્રિટિશ સરકાર તરફ મોકલી આપીશ અને તેથી તે નામદાર આપણી પરિષદ્‌ની સુધારાની હિલચાલ જાણીને ખુશી થશે. નામદાર ગાયકવાડે કરેલા સુધારા સંબંધે કરેલો ઠરાવ તે નામદારના દીવાન તરફ મોકલવામાં આવશે અને તે બંનેના જે જે જવાબો આવશે તે 'પટેલ બંધુ' તરફ પ્રગટ થવાને હું મોકલી આપીશ. ખેતીના સુધારને લગતો ઠરાવ સરકાર તરફ મોકલશું અને સરકાર પોતાને નાણાં સંબંધી સગવડ થશે તેમ તે સુધારા કરશે પણ આપણે તેની મદદ ઉપર જ આધાર રાખીને બેસી નહિ રહેતાં ખેતીકારોના ગામવાર મંડળો સ્થાપી બની શકે તે સુધારા કરવા અને તેમાં સરકારથી તગાવીની મદદ માગતાં તે મળી શકે એમ છે. ખેતીવાડીના સંબંધમાં જે અડચણો મુખ્યત્વે કરીને છે તેના નાના નાના નંબરોની છુટી છુટી જમીનોને બદલે એક જથાના નંબરની જમીન કરી આપવા સરકારને અરજ કરવી કે જેથી તેની સચવામણી વગેરેનો જુદો જુદો ખરચ થતો બચી શકે. એ ઉપરાંત મહેનતમાં પણ તેથી બચાવ થશે. ચોથો ઠરાવ કેળવણીના ફેલાવા માટે બોર્ડિંગો કાઢવા અને તેને મદદ કરવા સંબંધે છે તે માટે તમે મદદ આપવી કબૂલ કરી છે અને લગ્ન આદિ પ્રસંગના ખરચો કમી કરી તમે વધુ મદદ

કરશો એવી આશા છે. પાંચમો ઠરાવ રોવા કુટવા તેમજ જમણવારના ખરચો ઓછા કરવાને લગતો છે. એ બાબતે મિ. ભીમભાઈએ તમોને લંબાણથી ગઈ કાલે સમજાવ્યું છે એટલે વધુ ન બોલતાં કહીશ કે કડોદના પટેલ અને બીજાઓએ રોવા કુટવાનું બંધ કરવા તથા જમમવાર નહિ કરતાં પૈસા બચે તે બોર્ડિંગમાં આપવા કહ્યું છે અને તેનું અનુકરણ બીજાઓએ કરવા સંબંધે છે. ગાયોને પાળવાથી અને તેના વાછરડાનો ઉપયોગ કરવાથી કોઈજાતનું પાપ થતું નથી એ વિષે મિ. મકનજીભાઈએ અને મિ. ભીમભાઈએ તમોને લંબાણથી જણાવ્યું છે. છઠ્ઠો ઠરાવ બાળલગ્ન સંબંધે છે અને તે સંબંધમાં પ્રોફેસર સ્વામિનારાયણે હૃદયને લાગણી કરે તેવી રીતે લંબાણથી કહ્યું છે એ લગ્ન બંધ કરી મોટી વયના લગ્ન કરવાથી બીજા માર્ગો સાથે ઉન્નતિના વધુ માર્ગ તેથી ખુલ્લા થશે. ખુશી થવા જેવું છે કે, એવાં છુટાં લગ્નો થવા લાગ્યા છે. બાળલગ્ન સંબંધે નામદાર વડોદરાના મહારાજાએ આપણાં દશ વરસની લાંબી મુદતે લગ્ન આવતા હોવાથી જે છુટ મુકી છે તે કાઢી નાંખવાને મેં એકવાર અરજ કરી હતી ત્યારે તેઓએ તે માટે એ કોમના મોટા ભાગ તરફથી અરજ આવેથી તેમ કરવા જણાવ્યું હતું, સંવત ૧૯૭૬માં જ્યારે ફરી લગ્નો નીકળે ત્યારે તે બાબતે વિચાર કરવા કહેલું, પરંતુ મેં તેમને તેટલો વખત વિતવા નહિ પામશે, એવો ઇશારો કીધો હતો અને આ સંબંધનો ઠરાવ તેઓ ઉપર જશે ત્યારે તેઓ ખુશી થશે.

એક ઉપર બીજી બાયડી કરવા સંબંધે બોલતાં પ્રમુખે જણાવ્યું કે, એ રિવાજ-કઢંગો છે અને તેથી તે રિવાજ બંધ કરવાની જરૂર છે અને તમે જો તેમ કરવાની ના પાડશો અને તેમ કરવાનો તમારો હક્ક છે એમ માનશો તો સ્ત્રીઓ પણ બીજો ધણી કરવાનો હક માગશે. (હસાહસ) અને તે તમારે તેને આપવો પડશે. અંગ્રેજી સ્ત્રીઓ, જેવો પાર્લામેન્ટમાં બેસવાનો હાલ હક માગે છે તેમ તમારી સ્ત્રીઓ પણ માગસે. આ બાબતે છોકરીના માબાપોએ પણ વિચાર કરવાની જરૂર છે. એ પછી પ્રમુખે આગળ ચાલતાં જણાવ્યું કે આ પરિષદનું કામ શરૂ થયું અને પહેલી પરિષદ મળી ત્યારે હું નીસારીમાં હતો તે વેળા મિ. પ્રેમાનંદદાસ સાથે બે ત્રણ છોકરા ટોપી પહેરીને આવ્યા હતા. તે વેળા તેમની સાથે જો મિ. પ્રેમાનંદ ન હોત તો હું તેમને મળત પણ નહિ !! અને તેઓને મારો સિપાઈ કદાચ આવવા પણ દેતે નહિ ? તેઓએ મને વાંઝ ગામે પરિષદ્ મેળવવાની વાત કરી ત્યારે હું તે છોકરાઓ સામુ જોઈ મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે આ શું કહે છે ? આ છોકરાઓ શું કરી શકવાના હતા ? એમ છતાં મેં તેમને કહ્યું કે જો અવાસે તો આવીશ. એ પછી મને મિ. પુરુષોત્તમદાસે લખ્યું કે તમે ત્યાં આવજો તે ઉપરથી મેં જવાનો વિચાર કીધો અને ત્યાં બરોબર માણસ ન મળે તો પટેલ તલાટીઓને સાથે લઈ જવાનો વિચાર કીધો હતો. પણ તે વેળા મને અકસ્માત વડોદરે મહારાજા સાહેબે બોલાવવાથી હું ત્યાં ગયો એટલે વાંઝ જઈ શકાયું નહિ. પણ પછી જ્યારે પરિષદ્નો હેવાલ મેં વર્તમાનપત્રોમાં વાંચ્યો ત્યારે મને મારી ભૂલ માલમ પડી. એ પણ બહારના દેખાવ ઉપરથી જ - અંદરના ગુણ જાણ્યા વિના મિ. કુંવરજીના

સંબંધમાં જે વિરોધ બાંધી બેસી મેં એક સખશને અન્યાય આપ્યો તે બદલ હું પસ્તાયો હતો. એ પછી દિલમાં તે માટે કાંઈ ભાવના થયેલી. આ પરિષદના સંબંધમાં હું મિ. કુંવરજી વિઠ્ઠલભાઈને ધન્યવાદ આપું છું કે આ પરિષદ્ તેમના ભાઈઓ અને તેમના મિત્રો મિ. ચંદુલાલ, કલ્યાણજી વગેરે જેઓ મિ. કુંવરજીના એક અંગરૂપ છે, એમ હું માનું છું તેઓ સઘળાઓએ મલીને આટલે દરજ્જે આણ્યું છે તે માટે તમોને પણ હું ધન્યવાદ દઉં છું. તમો ગુજરાતમાંથી ઘણાકોને અને મારા જેવા અહંકારીને પણ ખેંચી લાવ્યા છો તે માટે તમને ફરીથી ધન્યવાદ આપું છું. પાટીદાર પરિષદનું આ ઉપરાંત બીજું અંગ પ્રોફેસર સ્વામીનારાયણ છે. તેઓના જેવું પાટીદાર કોમમાં કોઈ વિદ્વાન નથી. તેઓને પણ હું ધન્યવાદ દઉં છું. એ ઉપરાંત મિ. ગોકળભાઈ ભવાનભાઈ તેમના ભાઈઓ અને મોતા ગામના બીજા આગેવાનો કે જેઓએ મિ. ગોકળભાઈ ભવાનભાઈ તેમના ભાઈઓ અને મોતા ગામના બીજા આગેવાનો કે જેઓએ આ પરિષદ્‌ને ફતેહમંદ બનાવવા માટે અથાગ પ્રયાસ કીધો છે, તેમને તેમજ અત્રેના મોતાના બ્રાહ્મણને સારી મદદ આપવા માટે ધન્યવાદ દેતાં તેનો આભાર માનવાનું વિસરી જઈશ નહિ. મહારાજ પ્રેમદાસજી, રા. બા. નારણભાઈ, જગા પટેલ તથા બીજા ઘણા હશે કે જેઓએ પોતાના વચ્ચે કોઈ બાબતમાં મતભેદ હશે તો તેને ભૂલી જઈ એક જ પ્રેમદષ્ટિથી જોઈ આપણને મદદ આપી છે તેમનો પણ આભાર માનું છું. આ ઉપરાંત યુવક મંડળીના યુવાન પુરુષો ને સ્વયંસેવકોએ જે મહેનત કરી છે તેમનો આભાર માનતાં કહીશ કે એ યુવકો સ્વયંસેવકો સારી રીતે કેળવાય, સારા થાય અને તેઓ પણ અમો જે માન મેળવવા ભાગ્યશાળી થયા તે મેળવે એટલું ઇચ્છી છેવટે કહીશ કે, આપણે જે ઠરાવો અત્રે કર્યા છે તે કાગળ ઉપર નહિ રહે અને તેનો અમલ થાય તેમ તમે બધા કરજો. તમારે કેળવણી અને ખેતી માટે પ્રયત્ન કરવાનો છે તે કરશો તો તમને લાભ થશે. બધા ઠરાવો અંતઃકરણમાં કોતરી રાખી ગુરુ અને પરમેશ્વરની આજ્ઞા છે, એમ માનીને તે મુજબ વર્તજો અને એમ કરશો તો તમે જે સ્થિતિમાં પહોંચવા માટે પ્રયાસ આદર્યો છે તેમાં ફતેહમંદ થશો. તમે જ્યારે આગળ વધવા લાગ્યા છો ત્યારે હવે અમારામાં પણ એક જાતની જાગ્રતિ આવશે.

કોન્ગ્રેસ શરૂઆતમાં તમારી પેઠે જ મળતી હતી અને તમે જેમ બે વરસ પસાર થવા દીધા પછી તેની બેઠક ભરી છે. તેમ તેના સંબંધે પણ થતું હતું. પણ તે પછી તે નિયમિત ભરાતી રહી છે, અને તેણે કેટલું કામ કીધું છે તે તમે જોયું છે. તેમ તમે પણ હવે દર વરસે્ પરિષદ ભર્યા કરજો. આપણું કામ તો સંસાર અને લોકોના સુધારાનું છે અને તેને સરકાર મદદ આપશે. હવે તમોએ મારા પ્રત્યે જે પ્રેમ અને લાગણી બતાવી છે, તે માટે હું તમારો પુનઃ આભાર માનું છું.

રા. બા. નારણભાઈ લલ્લુભાઈએ જણાવ્યું કે, આ પરિષદ્‌નું કામ પુરું થયું છે, અને તેમાં થયેલા ઠરાવોનું બ્યાન પ્રમુખ સાહેબે સંક્ષિપ્તમાં કહ્યું છે. રાવ બહાદુર ગોવિંદભાઈએ બધાનો ઉપકાર માન્યો પણ તેઓ પોતે એકનો ઉપકાર માનવાનો

ભૂલી ગયા છે, તે બીજા કોઈ નહિ પણ તેમના પોતાને જ માટેનો છે. પ્રમુખ તરીકે તેઓએ પોતાનું કામ સારી રીતે બજાવ્યું છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનો તેટલો ઓછો છે. તેઓ સરકારના માનીતા છે અને તેથી તેમને નામદાર સરકારે 'રાવ બહાદુર'નો ખિતાબ આપ્યો છે. આ તેમનાં વખાણ હું તેમની પાસે બેઠો છું તેથી કરતો નથી, પણ તેમની દક્ષતાની કદર બ્રિટિશ સરકાર અને નામદાર ગાયકવાડ એમ બે સરકારોએ બૂઝી છે તો આપણે બૂઝીએ તેમાં કાંઈ નવાઈ નથી.

એ પછી યુવક મંડળના પ્રમુખ મિ. ચંદુલાલ પટેલે પ્રમુખ, ડેલીગેટો વગેરેનો યોગ્ય શબ્દોમાં આભાર માન્યો હતો.

એ પછી રા. બ. ગોવિંદભાઈને અબ્રામાં ગામના રહેવાસીઓ તરફથી નીચેનું રેશમી કપડાં પર સુંદર રીતે છાપેલું માનપત્ર 'યુવક મંડળ'ના પેટ્રન રા. બ. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈના હાથે એનાયત કરવામાં આવ્યું હતું.

### માનપત્ર

સકલગુણ સંપન્ન જ્ઞાતિભૂષણ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, બી.એ. એલ.એલ.બી. (સુબા સાહેબ, કડી પ્રાંત, વડોદરા રાજ્ય)

જ્ઞાતિધુરંધર,

આપ નામદાર ગાયકવાડ સરકારના અને પ્રજાના પ્રીતિપાત્ર થવા ઉપરાંત આપણી પાટીદાર જ્ઞાતિના અગ્રગણ્ય શુભેચ્છક છો અને તેની ઉન્નતિ માટે આપ સતત ચિંતવન કરી રહ્યા છો. આપે નામદાર ગાયકવાડ સરકારની સેવા ઘણી જ બાહોશીથી બજાવી છે અને કડી પ્રાંતના સુબ સાહેબની જગ્યાને હાલ દીપાવી રહ્યા છો.

નામદાર બ્રિટિશ સરકારે આપની કુશળતાની કદર કરી રાવબહાદુરનો માનભર્યો ખિતાબ અર્પણ કર્યો છે.

આપણી કર્તવ્યપરાયણતા અને નિઃસ્વાર્થ પ્રેમાદિ સદ્ગુણોથી આકર્ષાઈ અબ્રામાં ગામનાં સર્વ પાટીદાર અમારા અંતરાત્માની આનંદોર્મિ સાદી નમ્ર ભાષામાં પ્રદર્શિત કરી આ માનપત્ર આપને શુદ્ધ ભાવથી અર્પણ કરીએ છીએ તે સ્વીકારી અમને કૃતાર્થ કરશોજી.

આપ સર્વ પ્રકારનાં ઐશ્વર્ય પ્રાપ્ત કરો અને દીર્ઘાયુષ્યી થાઓ એ જ અમારા અંતરની અભ્યર્થના અને પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

**કૃપાકાંક્ષી જ્ઞાતિબંધુઓ.**

ડાહ્યાભાઈ કલ્યાણજી પટેલ, રામભાઈ શંકરજી પટેલ, નારણજીભાઈ માવજીભાઈ પટેલ, વશનજી ગોવિંદભાઈ પટેલ વગેરે વગેરે.

**રા. બ. ગોવિંદભાઈએ આપેલો માનપત્રનો ઉત્તર :**

માનપત્રનો જવાબ આપતાં રા. બ. ગોવિંદભઆઈએ જણાવ્યું કે આજ સવારે પ્રો. સ્વામિનારાયણ સાથે હું આવ્યો ત્યારે તેઓ એક કાગળ આડો હાથ ધરી જોતા હતા. મેં તેમને તે શું છે તે પૂછ્યું ત્યારે તેઓએ કહ્યું કે તે પછી કહીશ. ત્યારે મેં અનુમાન કર્યું હતું

કે મારે માટે કંઈ ઘાટ ઘડાય છે ! તે ઘાટ આ માનપત્રને લગતો ઘડાતો હતો એમ મને હવે માલમ પડે છે. જો તે જ વેળા મને એ વિષે ખબર પડી હોત તો આ મહેનત તેમને આપવા દેત નહિ. નામદાર સરકારે મને જે માન આપ્યું છે તેમાં તે નામદારનું મારા પ્રત્યેનું મોટું દીલ બતાવે છે. મેં ગાયકવાડ સરકારની નોકરી બજાવી છે અને નામદાર વાઈસરોય લોર્ડ મિંટો આવ્યા ત્યારે મારી ફરજ હતી તે જ માત્ર મેં નોકરીની રૂઈએ બજાવી હતી અને સેન્સસ વખતે જે કંઈ કીધું તે પણ તેમ જ હતું. છતાં બ્રિટિશ સરકારે જ્યારે મને તેને માટે માન આપ્યું ત્યારે તે માન મને નહિ પણ મારા માલિક શ્રીમંત મહારાજ સાહેબને જ છે અને સાથે એ માન તમો જ્ઞાતિબંધુઓને કે જેઓએ મને રા. બ. નારણભાઈને હાથે માનપત્ર અપાવ્યું છે તેને અને રા. બા. નારણભાઈને પોતાને પણ તે માન ઘટે છે. હવે વખત થોડો હોવાથી વધારે નહિ બોલતાં તમો સર્વે બંધુઓએ મારા પ્રત્યે જે પ્રેમભાવની લાગણી બતાવી આ માન આપ્યું છે તે માટે તમારો આભાર માનું છું અને ઇચ્છું છું કે તમે (યુવક મંડળના સભાસદો અને સ્વયંસેવકો વગેરે) - કેળવાઈ રાવબહાદુર થાઓ અને બધાને ઉપયોગી થઈ પડો; અને તેમાં અડ્રામાવાસીઓને પહેલું એ માન મળો એવું ઇચ્છું છું.

મિ. કુંવરજી વિઠ્ઠલભાઈએ છેલ્લે પ્રમુખ સાહેબનો, રા. બા. નારણભાઈનો અને પ્રો. સ્વામીનારાયણ તથા મોતીભાઈ ભાઈલાલભાઈ વગેરેનો આભાર માની જણાવ્યું કે વાંઝની પહેલી પરિષદ્‌માં જે સફળતા અને તેને લીધે ઉત્પન્ન થતો આનંદ મળેલો તેના કરતાં અધિક ઘણો આનંદ અને સફળતા આ શ્રી ગોવિંદભાઈ, રા. બા. ગોવિંદભાઈના પ્રમુખપણાને લઈ અને શ્રી નારાયણ, શ્રી સ્વામિનારાયણ તથા પાટીદાર કોમના કર્તવ્ય પરાયણ અમૂલા મોતી શ્રીમાન મોતીભાઈ અમીનની ઉત્સાહજનક હાજરીથી પરિષદ્‌માં મળ્યા છે. પરિષદ્‌નો ઉદ્‌ભવ અને તેના વિજય માટેનું જે માન શ્રીમાન પ્રમુખ સાહેબ તરફથી મને આપવામાં આવ્યું છે તેને હું નહિ પણ 'પાટીદાર યુવક મંડળ' લાયક છે કારણ કે આ સઘળું મંડળના સભાસદોના અવિશ્રાંત પરિશ્રમના ફળ રૂપ જ છે.

મારી સાથે અમારા મંડળના કાર્યદક્ષ પ્રમુખ ભાઈ ચંદુલાલ, ઉત્સાહી વોલંટીયર કેવળભાઈ ચુનીલાલ મુળચંદ તવાવાળા, મિ. ભીમભાઈ મોરારજી પટેલ, જગાભાઈ નારણજી તથા રા. ગોકળભાઈ ભવાનભાઈ અને અમારા ઉછળતા લોહીના બાળ બંધુઓ કે જેમને એક પટાવાળાના કામથી માંડીને પરિષદના કાર્યવાહક સુધીના પ્રત્યેક કામ કરવાના છે તેઓ આજે ૧૫ દિવસ થયાં, જુના વિચારનારાઓની વિરુદ્ધતાને લીધે ઊભી થતી મુશ્કેલીઓ, માત્ર અમારા સુકાની શ્રી ગોવિંદની અદ્‌ભૂત કાર્યદક્ષતા અને તેમને લીધે વિજય મળશે જ એ જ અંતરની શ્રદ્ધા ઉપર જ અવલંબીને વેઠવા છતાં અમારું કામ કર્તવ્યપરાયણતાથી કર્યા જતા હતા, તેને આજે નહિ ધારેલી એટલી ફતે મળી છે તેના આનંદમા ને આનંદમાં અમારો સઘળાનો શ્રમ ઉતરી ગયો છે. આ સઘળું આપણા પ્રમુખ સાહેબને જ આભારી છે. પછી તેમના ખેડૂતો માટેની

કાળજીનાં કડી પ્રાંતની ખેડૂતસભા પોતાને ખરચે બોલાવી તેમની ઉન્નતિ માટે કરેલા પ્રયાસનું દૃષ્ટાંત આપી વખાણ કર્યાં હતાં અને તે ઉપરાંત તેમણે અમારા પાટીદાર યુવક મંડળનું પેટ્રનનું પદ સ્વીકારી અમારા પર મોટો ઉપકાર કીધો છે. પાટીદાર જ્ઞાતિના બે રાવ બહાદુરો 'યુવક મંડળ'ના સ્થંભરૂપ થાય એ અમને ઓછું ગૌરવયુક્ત નથી. એમ કહી પુનઃ પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો.

તે પછી રા. બા. ગોવિંદભાઈને રા. બા. નારણભાઈને હાથે, રા. બા. નારણભાઈને પ્રો. સ્વામિનારાયણને હાથે, અને પ્રો. સ્વામિનારાયણને મિ. કુંવરજીના હાથે હારતોરા અપાયા બાદ પ્રમુખ સાહેબે પ્રેમદાસ મહારાજ, અને ગોકળ પટેલને પોતાને હાથે હાર પહેરાવ્યા હતા. તે પછી તેઓએ જણાવ્યું કે આ પરિષદ્‌માં મિ. કુંવરજીએ અથાગ પરિશ્રમ લીધો છે અને તેથી આ હાર (પોતાના ગળામાંનો) તેમને યોગ્ય છે એમ કહી મિ. કુંવરજીના આ માનને હું લાયક નથી તેથી હું શરમાઉં છું એમ કહેવા છતાં પ્રમુખ સાહેબે પહેરાવતાં જણાવ્યું કે તમારી વિદ્વત્તા, તમારો ઉત્સાહ, તમારી જ્ઞાતિભક્તિ, તમારી નમ્રતા ને તમારી સાદાઈ એ તમને જશ આપે એવાં છે અને સદા તમે સુખી રહો એવું હું ઇચ્છું છું.

તે પછી નામદાર શહેનશાહ, પ્રમુખ સાહેબ, રા. બા. નારણભાઈ પ્રો. સ્વામીનારાયણ, ડેલીગેટો, વૉલંટીયરો અને પરિષદ્‌ને માટે ત્રણ ત્રણ ખુશાલીના પોકારો કરી પરિષદ્ વિસર્જન થઈ હતી.

## પરિષદ્ સંબંધે જાહેર વર્તમાનપત્રોએ કરેલો ઉહાપોહ અને સૂચના

### બીજી પાટીદાર પરિષદ્‌ના પ્રમુખ રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ આપેલું વિદ્વતા ભરેલું ભાષણ-કેળવણીના ફેલાવા માટે અને ખેતીના સુધારા અર્થે પાટીદાર કોમે વધારે ઝડપથી આગળ વધવાની જરૂર

'પાટીદાર યુવક મંડળ' તરફથી પોતાની કોમના લાભ માટે થોડાં વરસ થયાં જે પ્રયત્ન કરવામાં આવે છે તે પાટીદાર કોમની ભવિષ્યની ઉન્નતિનાં શુભ ચિહ્નરૂપ જણાય છે. બે વરસ પહેલાં વાંઝગામ ખાતે ગુજરાતના સમસ્ત પાટીદારોની જે પરિષદ્ મળી હતી તે વખતે જ્ઞાતિ હિતના ઘણા સવાલો ચર્ચવામાં આવ્યા હતા તે વેળા સૂચવવામાં આવેલા દરેક સુધારા જો કે અમલમાં આવી ચૂક્યા નથી, તો પણ ત્યાર પછીના અરસામાં પહેલી પરિષદ્‌નું જે રૂડું પરિણામ પાટીદાર કોમમાં નજરે પડવા લાગ્યું છે તે જોતાં, હાલની પરિષદ્‌થી તેમજ બીજી ભાવિ પરિષદોને લીધે તે કોમને ઘણો લાભ પહોંચશે એમ દીસે છે. મોતાગામ ખાતે મળેલી બીજી પરિષદ્‌ની સ્વાગત કમિટિના પ્રમુખે કોમને આગળ વધારવાના ઉપાય તરીકે કેળવણી ઉપર ભાર મૂક્યો હતો અને પરિષદ્‌ના પ્રમુખ રા. બા. ગોવિંદબાઈ હાથીભાઈ દેસાઈ; જેઓ પાટીદાર કોમના પહેલા એલ.એલ.બી. છે અને વડોદરા રાજ્યના એક સારા હોદેદાર હોવા ઉપરાંત કેળવાયેલા વર્ગમાં પણ સારું માન પામેલા છે, તેમણે તો કેળવણીથી થતા

ફાયદાના સંબંધમાં એક લંબાણ રેસાલો પોતાના જ્ઞાતિબંધુઓ સમક્ષ વાંચી સંભળાવ્યો હતો. પાટીદાર કોમનો ઇતિહાસ જોતાં ખેતી કરવી એ તેમનો મુખ્ય ધંધો જણાય છે. ઉત્તર હિંદમાંથી ઉતરી આવ્યા બાદ તેમનામાં કડવા, લેઉઆ, મતીઆ વગેરે ભેદ પડી ગયા છે. છતાં તેઓ મૂળ એક જ વંશના છે અને તેથી પાટીદાર કોમમાં દાખલ થયેલો પેટા-ભેદ દૂર કરવા માટે પરિષદ્ તરફથી જે પ્રયત્ન કરવામાં આવે છે તેને આપણે આવકારદાયક જ ગણીશું. પાટીદાર કોમમાં માંહોમાંહે ચાલતા પેટા-ભેદ દૂર કરવામાં આવે તો તે કોમમાં વર અને કન્યાવિક્રયના જે નઠારા રિવાજો ચાલે છે તે ઘણે ભાગે દૂર થયા વગર રહે નહિ. પાટીદાર કોમના કડવા વિભાગમાં નવ, દસ કે બાર વરસે એકી સાથે બધા બાળકોના લગ્ન કરવા જો રિવાજ ચાલે છે તે બાળલગ્ન અને કજોડાંને જન્મ આપનારો વ્હેમી રિવાજ છે તે દૂર કરાવવા માટે તે વિભાગના કેટલાક કેળવાયેલાઓ પ્રયત્ન કરે છે, પણ તેને હજુ જોઈએ તેવી સફળતા મળી નથી; પણ આખી પાટીદાર કોમના બધા પેટા - વિભાગો જો દૂર થઈ જાય તો આ અને એવા બીજા અનેક ખોટા, નઠારા અને વ્હેમી આચારવિચારોમાં જાણવાજોગ સંગીન સુધારો થયા વગર રહે નહિ. રા. બા. ગોવિંદભાઈના જણાવવા પ્રમાણે ઉત્તર હિંદુસ્તાનમાં 'કુર્મી ક્ષત્રીય મહાસભા' તરફથી આખા હિંદુસ્તાનના પાટીદારોને એકત્ર કરવાનો પ્રયત્ન ચાલે છે અને પોતાની કોમના હિતને ખાતર ગુજરાતના પાટીદારોએ તે હિલચાલને મજબુતીથી ઉપાડી લેવાની કાંઈ ઓછી જરૂર નથી. પ્રાચીન કાળનાં વર્ણ વ્યવસ્થા ફરીથી શરૂ થવાનો જમાનો ક્યારે આવશે તે કહેવું મુશ્કેલ છે, પણ હાલ તુરત પેટા-જ્ઞાતિઓ દૂર થઈને મોટી જ્ઞાતિઓ બને તો તેને પણ જ્ઞાતિહિતને માટે મુબારક ગણવામાં આવ્યા વગર રહે નહિ. આવી જાતની એકતા થાય તો બાળ લગ્ન, કન્યા તથા વરવિક્રય, જ્ઞાતિવરા, રડવું કુટવું વગેરે કેટલાક નઠારા રિવાજો દૂર કરવામાં હાલ જે મુશ્કેલીઓ નડે છે તે ઘણે અંશે ઓછી થઈ ગયા વગર રહે નહિ, પણ આવી જાતની એકતા પેદા કરવા માટે ખંત, ઉત્સાહ, સહનશીલતા અને હિંમતથી કામ કરનારાઓની જોડે કોમમાં કેળવણીનો છુટથી પ્રચાર થવાની આવશ્યકતા છે અને તેથી પાટીદાર કોમમાં કેળવણીના ફેલાવા માટે લાયબ્રેરીઓ તથા બોર્ડિંગ સ્કૂલો ખોલવાની પ્રમુખ તરફથી જે કિંમતી સૂચના કરવામાં આવી છે તેને પાટીદાર કોમે જલદીથી ઉપાડી લેવી જોઈએ છે. કેળવણીથી મનુષ્યની વિચારશક્તિ ખીલે છે અને વિચારવંત માણસ જ ખરા ખોટાનો નિર્ણય કરી સત્ય માર્ગ જણાય તે ધારણ કરવાની હિંમત બતાવી શકે છે. પાટીદાર કોમ જો પોતાના દાખલાની જ તપાસ કરશે તો આ વાતની સત્યતા તેના ધ્યાનમાં આવ્યા વગર રહે નહીં. તે કોમમાં આજથી પચીસ વરસ પહેલાં પુરા ચાર પાંચ ગ્રેજ્યુએટો પણ ન હતા જ્યારે અત્યારે એકસો ઉપર ગ્રેજ્યુએટો અને બેરીસ્ટરો વગેરે ધરાવવાનું તે માન ભોગવે છે, એટલું જ નહીં પણ તેવા કેળવાયેલા અને આગળ વધેલા ગૃહસ્થોને પ્રતાપે જ આજે તે કોમ સુધારાના માર્ગમાં આગળ વધવાને માટે તૈયારી કરવા લાગી

છે. કેળવણીની ઉત્તમતા તેથી પાટીદાર કોમના તમામ વર્ગો સમજતાં શીખે અને વિક્રય, જ્ઞાતિવરા આદિ નઠારા, નુકસાનકારક અને ખોટા રિવાજોમાં થતી પૈસાની બરબાદીને અટકાવીને તે કોમ પોતાના બંધુઓ વચ્ચે લાઈબ્રેરીઓ, બોર્ડિંગ-હાઉસો તથા શાળાઓ મારફતે કેળવણીનો પુરતો પ્રચાર કરે અને તેમ કરી તે વધારે ઝડપથી આગળ વધે એમ આપણે ઇચ્છીશું. કેળવણીનાં ખાતાં ખોલતી વખતે પાટીદાર યુવકમંડળનો દાખલો ધ્યાનમાં રાખીને પેટા-ભેદોને ભૂલી જઈ તમામ પાટીદાર કોમના વિદ્યાર્થિઓ માટે તેવી સંસ્થાઓ ખોલી રાખવામાં આવશે તો કેળવણી વધવા જોડે ઐક્યનો લાભ પણ આપોઆપ તશે એમ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

કેળવણી એ સર્વ સડાને દૂર કરનારી રામબાણ દવા હોવાથી પુરુષોને તેમજ સ્ત્રીઓને કેળવવાને માટે વિસ્તારપૂર્વક વિવેચન કર્યા બાદ આર્થિક દશા સુધારવા માટે રા. બા. ગોવિંદભાઈએ ખેતીને લગતી સુધારણા કરવાના જે ઉત્તમ ઉપાયો સૂચવ્યા હતા તે તરફ ખાસ ધ્યાન આપવું ઘટે છે. ખેતીવાડીની સુધારણા કરવાના જે ઉત્તમ ઉપાયો સૂચવ્યા હતા તે તરફ ખાસ ધ્યાન આપવું ઘટે છે. ખેતીવાડીની સુધારણા કરવા માટે તેમણે સુધરેલા દેશની ખેતીને લગતી કેટલીક જાણવાજોગ બાબતો રજુ કરી હતી. પ્રમુખના જણાવવા મુજબ અડધી સદી પહેલાં યુરોપની ખેતીવાડીની દશા પણ હિંદુસ્તાનને લગભગ મળતી આવે તેવી હતી; અને યુરોપ તથા હિંદનાં આબોહવા તથા બીજા કેટલાંક સંજોગોમાં ફરક હોવાને લીધે યુરોપમાં ખેતીના સુધારા માટે વાપરવામાં આવતાં બધાં સાધનોને અહીં કદાચ કામે લગાડી શકાય નહિ; તો પણ આ વિષયમાં એવી ઘણી સામાન્ય બાબતો છે કે જેનો હિંદમાં યોગ્ય રીતે અમલ કરવામાં આવે તો દશની ખેતીની સ્થિતિમાં સંગીન સુધારો કરવાને બની શકે. હિંદી ખેડૂતોએ જુની ઢબનાં ઓજારોમાં હજુ કાંઈ પણ જાણવા જોગ ફેરફાર કર્યો નથી, જે તેમની ખેતીને પછાત રાખવામાં અગત્યનો ભાગ ભજવે છે. જો તે લોકો પોતાની છુટીછવાઈ જમીન હોય તેને અરસપરસ અદલ બદલ કરી મોટા વિસ્તારમાં સુધરેલી ઢબનાં ઓજારો વડે ખેતી કરે તો મજુરીમાં ઘણો ફાયદો થવા ઉપરાંત નીપજમાં પણ સારો વધારો થયા વગર રહે નહીં. હિંદના ખેડૂતોનો મોટો ભાગ નિર્ધન અને થોડી જમીન ધરાવનારો હોવાથી, યાંત્રિક બળનો ઉપયોગ કરવા જેવી સ્થિતિમાં તે નથી; છતાં જેઓ મોટા જાગીરદારો ને બહોળા વિસ્તારની જમીન ધરાવનારાઓ છે, તેઓ જો છેલ્લામાં છેલ્લી ઢબનાં યંત્રોને ખેતીના કામમાં લે તો તેમને ફાયદો થવા જોડે તેમને ત્યાં ફાજલ પડતાં ખેતીનાં ઢોરોની ગરીબ ખેડૂતોને પણ લાભ થવા પામે. ફરીથી પાટીદાર પરિષદ્ મળે તે પહેલાં આ બાબત કોઈ ધનવાન પાટીદાર હાથ ધરશે એવી આપણે ઉમેદ રાખીશું. ઓજારો સિવાય ખાતરની બાબતમાં પણ હિંદી ખેડૂતો હજુ કચરો અને છાણ જેવા પદાર્થો વાપરતા રહ્યા છે. આવું ખાતર પણ પુરું નાખવામાં આવતું નથી અને રાસાયણિક ખાતર એટલે શું તેનો તો પૂરો અર્થ પણ હિંદી ખેડૂતોનો મોટો ભાગ સમજવાને અસમર્થ છે. ખાતરમાં સુધારો

કરવાથી સુધરેલા દેશની જમીનમાં હમણા આગળના કરતાં પાંચ છ ગણો વધારે પાક ઉતરી શકે છે. હિંદુસ્તાનની ખેતીમાં જો આવો સુધારો થાય તો ખેતીની ઉપજમાં અસાધારણ મોટો વધારો થતાં હિંદુસ્તાન ફરીથી સુવર્ણમય બની ગયા વગર રહે નહીં. આવા સુધારા થવા માટે કેળવણીની સાથે અરસપરસની મદદ વગર કોઈ સાધારણ કામ પણ પાર ઉતારવામાં મુશ્કેલી નડે છે તો આખા દેશની ખેતી સુધારવા જેવા મહત્ત્વના સવાલનો ફડચો તો તે વગર ન જ થઈ શકે. તે સામાન્ય બુદ્ધિથી પણ સજી શકાય તેમ છે. હાલની માફક માંહોમાંહેના કજીયા ટંટાને બંધ કરીને ખેડૂત લોકો જો અરસપરસ મદદ કરતાં શીખે અને પ્રમુખે સૂચવ્યા મુજબ 'ખેડૂત સભાઓ' સ્થાપવાનું કામ ઉપાડી લે તો તેમની આર્થિક દશા થોડા વખતમાં જ સુધરી જવા પામે તેમાં શક નહીં. ગામેગામ ખેડૂત સભાઓ વડે બીયાંની ખરીદીમાં, માલના વેચાણમાં, નાણાંની ધીરધાર કરવામાં, નવા અખતરાઓ કરવામાં અને જ્ઞાનનો ફેલાવો કરવામાં સાથે મળીને કામ લેવામાં આવે તો અત્યારે ખેડૂતોના પરસેવાથી પેદા થયેલો માલ બીજાના હાથમાં જઈ પડે છે તેના ઉપર ઘટતો અંકુશ પડે અને તેમ થાય તો નિર્ધન હાલતમાં આવી પડેલી ખેડૂત કોમ આર્થિક દશામાં આગળ વધે તે સ્વાભાવિક જ છે. ખુશી થવા જોગ એ બીના છે કે કડી પ્રાંત તથા ખેડા અને ભરૂચ જિલ્લામાં પ્રમુખે સૂચવ્યા મુજબની ખેડૂત સભાઓ સ્થાપન થઈ ચૂકી છે અને કેળવાયેલો પાટીદાર વર્ગ સ્થળે સ્થળે તેવી સભાઓ ઊભી કરવા માટે પૂરતો પ્રયત્ન કરશે એવી રા. બા. ગોવિંદભાઈએ કરેલી ભલામણ નિરર્થક નહીં જશે એવી આપણે ઉમેદ રાખીશું.

**મુંબઈ સમાચાર તા. ૨૦મી મે ૧૯૧૩**

(૨)

### બીજી પાટીદાર પરિષદ્‌માં કરવામાં આવેલા ઠરાવોનું અવલોકન

જે ઠરાવો એ પરિષદે પસાર કર્યા છે, તે પણ એ પછાત દશા ભોગવતી કોમમાં પ્રસરેલા ઊંચી કેળવણીના કિરણોનું પ્રતિબિંબ રજુ કરે છે અને આશા આપે છે કે નજીકના ભવિષ્યમાં એ કિરણો હજુ પણ વધારે મોટા વિસ્તારમાં ફેલાઈ એ કોમની સ્થિતિને સુધારવામાં મદદગાર થશે. પ્રત્યેક ઠરાવનું અવલોકન કરવા અગાઉ એક બીના આપણું સૌથી વધુ ધ્યાન ખેંચનારી એ થઈ પડે છે કે આજકાલ આવી પરિષદો ઘણી ભરાય છે અને તેમાં પુષ્કળ ઠરાવો કરવામાં આવે છે પણ તે ઠરાવો મોટા ભાગે માત્ર કાગળ ઉપર જ રહેવાને સરજાયેલા હોય છે. આ સ્થિતિ ઘણા ભાગે જોવામાં આવે છે અને જોકે તેથી નિરાશ થઈ બેસી રહેવાનું કોઈ કારણ નથી, તો પણ કરવામાં આવતા ઠરાવનો અમલ કરી શકાય એવા ઇલાજો યોજવાની અગત્ય સૌથી પહેલાં જોવી જોઈએ. કોમના ગમે તેવા અજ્ઞાન આસામીઓના કાનમાં આવી પરિષદોના ઠરાવો અને ભાષણો સુવિચારોનું જે અમૃત રેડે છે તે તદન નિષ્ફળ જવાનું નથી અને ખરું જોતાં એ ઠરાવો અને ભાષણોના પરિણામે કોમના સામાન્ય આચાર વિચારોમાં ધીમો પણ મોહકમ ફેરફાર થાય છે. પણ તેના કરતાં કાંઈક વિશેષ કાર્ય બજાવવામાં

આવે એવી આશા પરિષદ્ ભરનારાઓ પાસેથી રાખવામાં આવતી હોય એ સ્વાભાવિક છે. પાટીદાર કોમના સંબંદમાં બોલતાં આપણે જોઈએ છીએ કે તેની અનેક સભાઓ જુદી જુદી સંજ્ઞાઓ તળે ગયા ચાર પાંચ વરસમાં મળી છે અને તે દરેકે ઘણા વિચારશીલ અને માન્ય ઠરાવો પસારકર્યા છે. પણ તે ઠરાવોમાંના કેટલા કેવી રીતે અમલમાં મૂકવામાં આવ્યા અને કેટલા ઠરાવો કયા કારણે અમલમાં મૂકી નથી શક્યા તેનું સરવૈયું કાઢવાની તકલીફ હજી સુધી ઉઠાવવામાં આવી નથી. તે જ વખતે આપણે કબુલ રાખવું જોઈએ કે કડવા પાટીદારોની તેમજ બીજી સંસ્થાઓએ કેળવણીના કાર્યને વ્યવહારુ રીતે હાથ ધરવાની જીજ્ઞાસા બતાવી છે અને નાણાં સંબંધી જેટલી પણ જોગવાઈ મળી શકી તેનો સદ્‌ઉપયોગ કરી બતાવવાની કાળજી રાખી છે. તેનાં પરિણામે થોડાં બોર્ડિંગ હાઉસો એ કોમના વિદ્યાર્થીઓ માટે સ્થાપવામાં આવ્યાં છે અને તેમાં પાટીદાર કોમના જે જુવાનો અત્યારે તૈયાર થાય છે તેઓ જ ભવિષ્યમાં એ કોમનો ઉદ્ધાર કરનારા નીવડશે; એવી મજબુત વક્કી રાખીશકાય છે. પણ તે જ વખતે કોમની વર્તમાનસ્થિતિ સુધારવા માટે જે ઇલાજો યોજવાની ઘણી જરૂર છે તેમના સંબંધમાં વ્યવહારુ રીતે કામ કરવામાં આવે તે ઇચ્છવાજોગ છે. દાખલા તરીકે ખેડૂતોની માનસિક, આર્થિક અને શારીરિક સ્થિતિ સુધારવા માટે જે અરજ નામદાર સરકારને એ પરિષદે કરી છે તેમાં સમાયેલી બાબતોમાંની જે કોઈ પરિષદ્‌માં ભાગ લેનારા આગેવાનોથી બની શકતી હોય તેટલી હાથ ધરવા તેમણે પોતે જ કમર કસી બહાર પડવું જોઈએ. ઊંચા પ્રકારનું ખેતીને લગતું જ્ઞાન આપવા માટેની એક કોલેજ ગુજરાતમાં કરવાની તેમણે કરેલી માગણી નામદાર સરકાર જ પાર પાડી શકે તેમ છે અને તેમાં પરિષદ્ કાંઈ મદદ કરી શકે તેમ નથી તે દેખીતું છે; પણ તે જ વખતે ગ્રામ્યશાળાઓ સ્થાપવા, તેમાં ખેતીવાડીનું શરૂઆતનું શિક્ષણ આપવા અને ખેડૂતોની અરસપરસ સહાયકારી મંડળીઓ સ્થાપવાનાં કામને જો તેઓ ઉપાડી લે તો તેમને બનતી મદદ કરવાનીનામદાર સરકાર મહેરબાની બતાવ્યા વગર નહિ રહે. જે ખેડૂત પ્રજા એક વખત કેળવણી પ્રત્યે અભાવ ધરાવતી હતી અને જે અભાવનાં કારણે પ્રાથમિક કેળવણી ફરજિયાત બનાવવાનેલગતી હિંદી પ્રજાકીય આગેવાનોની માગણીનો નામદાર સરકસ સ્વીકાર કરી શકી નથી, તે અભાવ હવે આપોઆપ નિર્મળ થતો જાય છે અને તે જ ખેડૂત પ્રજા સરકાર પાસે જઈ બની શકે તેટલી વિશાળ અને સારી કેળવણી મેળવવાની અરજ ગુજારે છે એ બીના કાંઈ ઓછી આવકારદાયક નથી. ખેડૂત પ્રજાની આવી માગણીઓ પ્રત્યે તે નામદાર દિલસોજીને વધારે સતે જ બનાવવા માટે પાટીદારોએ પોતે પણ અમુક કાર્ય બજાવવું જોઈએ છે. 'પાટીદાર યુવક મંડળ' આ બાબતમાં સારો ઉત્સાહ ધરાવે છે અને તેના સભાસદો જો પાટીદારોની વસ્તી ધરાવનારાં ગામડાંઓમાં ફરી ત્યાં અકેકી શાળા સ્થાપન કરવાની શરૂઆત કરે, વિદ્યાર્થીઓને બની શકે તેટલી વધુ સંખ્યામાં આકર્ષે અને તે શાળાને સારી સ્થિતિમાં ચાલુ કરી ના. સરકારના કેળવણી ખાતાને હસ્તક તે શાળાને મૂકવાની અરજ કરે તો

હમણાંની સરકારી રાજનીતિ જોતાં તે અરજ સ્વીકારવામાં બે થી ત્રણ ઉમેરી શકશે; અને જો તે પ્રમાણે કરવા તે મંડળી દરેક સભાસદ બહાર પડે, તો થોડાં વરસની આખરીએ સંખ્યાબંધ ગ્રામ્યશાળાઓ પોતે ઉમેરાવેલી હોવાનો સંતોષ તેઓ લઈ શકશે. માત્ર પાટીદારો જ નહિ પણ તેમની સાથે વસતા બીજા આસામીઓ પણ તે માટે તેમનો ઉપકારમાનશે, અને ના. સરકાર પણ પ્રજાના ઉત્સાહિ યુવકો તરફની આવી ઉત્સાહી મદદને ઘણી કિંમતી ગણશે. તે જ પ્રમાણે અરસપરસ સહાયકારી મંડળીઓના સંબંધમાં પણ જે ન્યાતો પોતાની મેળે પોતાની સહાયકારી મંડળીઓ સ્થાપન કરવા તૈયાર થાય છે તેમને ના. સરકાર તરફનો રજીસ્ટ્રાર સૌથી વધુ મદદ કરે છે. આ મંડળીઓ ઊભી કરવામાં જરૂર માત્ર લોકોનો વિશ્વાસ ધરાવતા હોય તેવા કાર્યવાહકો બહાર પડવાની છે અને જો તેવા કાર્યવાહકો બહાર પડી રજીસ્ટ્રારની રાહબરી તળે સહાયકારી મંડળીઓ ચલાવે તો ફાજલ નાણાં કઈ સલામત જગ્યાએ રોકવાં તેની ચિંતામાં પડેલાં ટૂંક ભંડોળવાળા આસામીઓ અને નાની રકમો ઉછીની મેળવવાની સ્થિતિમાં મૂકાતો ખેડૂતોને એકમેકના ધાડા સમાગમમાં આણવાને બની શકે અને તે બંનેનો લાભ જાળવી શકાય. જેમ કેળવણીના પ્રચારની તેમ સહાયકારી મંડળીઓની પાટીદાર કે ખેડૂત કોમને સૌથી વધુ જરૂર છે; કારણ કે હાલ તુરત ખેતીના રોજગારને સુધરેલી રૂઢી ઉપર લઈ જવાની ગમે તેટલી કોશિષ કરવા છતાં પણ થાપણ નહિ ધરાવનારા ખેડૂતો ગમે તેવું અનુકૂળ સાહસ પણ નાણાં સંબંધી તાત્કાલિક જોગવાઈને અભાવે ખેડી શકતા નથી અને કેટલાક સંજોગોમાં તો ખેતરોમાં વાવવાનાં બી માટે પણ તેઓને શાહુકારોનો આશ્રય શોધી ગમે તેટલા વધુ ભાવ આપી અને બીજી અનેક રીતે નુકસાન ખમી મોસમ નિભાવી લેવી પડે છે. આવી ઓશિયાળી સ્થિતિમાંથી તેમને કાઢવા માટે ઘણા ઈલાજો યોજવામાં આવ્યા છે, પણ તે સઘળા તેઓની આંટ સદ્ધર બનાવવાને બદલે ઉલટી નબળી બનાવનારા નીવડેલા હોવાથી તેમની ઓશિયાળી સ્થિતિ ઉલટી વધતી ગઈ છે, અને અગાઉના કરતાં પણ વધારે મોટું વ્યાજ આપવા તૈયાર થતા ખેડૂતો પણ વ્યાજે નાણાં મેળવી શકતા નથી. એ બીના ધ્યાનમાં રાખવાની જરૂર છે. પણ જો કોમના ઉત્સાહી આગેવાનો અને ના. સરકારના અમલદારો હાથમાં હાથ મેળવી ગામેગામ સહાયકારી મંડળો ઊભાં કરી શકે, તેમાં એ ગામના વતનીઓ પાસેનાં ફાજલ નાણાં આપોઆપ ચાલ્યાં આવે એવો વિશ્વાસ બેસાડવામાં આવે અને ખેડૂતોને ઉધમ માટે જોઈતાં નાણાં તેમાંથી આપવામાં આવે તો જ હમણાની સ્થિતિમાં સુધારો થાય. ના. સરકારે એક અમલદારને સહાયકારી મંડળીઓ નવી સ્થાપન કરવાનું કામ સોંપ્યું છે અને તે પોતાથી બનતું કરે છે. એટલે હમણાં કરવામાં આવતી અરજ ના. સરકારના તે કૃત્યને અનુમોદન આપવા કરતાં વધારે કરી શકે એવો સંભવ નથી. પણ તેને બદલે જો કેળવણીનો પ્રસાદ પામેલા સજ્જનો પોતાના ફુરસદના સમયનો ભોગ આવી મંડળીઓ ઊભી કરવા પાછળ આપે તો તેઓ એવાં બીજ વાવશે કે જેનાં ફળો ભવિષ્યમાં ઘણાં મોટાં અને મીઠાં ઉતરશે.

એ ઠરાવના એક ભાગ તરીકે નામદાર સરકારને એવી અરજ કરવામાં આવી છે કે 'ખેતીના શાસ્ત્રનું જ્ઞાન અને ખેતીની આધુનિક પદ્ધતિઓની માહિતી ઘેરઘેર સઘળા ખેડૂતોને આપવા માટે પગારદાર ઉપદેશકોને રોકવા.' ઠરાવનો આ ભાગ સરકારને અરજ કરવાની બાબતોમાં સમાવવામાં આવ્યો છે કે તેથી અલગ રીતે પરિષદ પોતે જ તેવા ઉપદેશકો રોકવા માગે છે તે સ્પષ્ટ રીતે નક્કી કરી શકાતું નથી પણ તે માગણી જરૂરની છે તેમાં શક નહીં. ખેતીની રૂઢીમાં સુધારો કરવા માટે નામદાર સરકારના ખેતીવાડી ખાતાના તેમજ મહેસુલી ખાતાના અમલદારો પુષ્કળ શ્રમ ઉઠાવે છે, નમુનાના ખેતરો ઉઘાડી તેમાં વ્યવહારુ પ્રયોગો કરી બતાવવામાં આવે છે, ચૂંટી કાઢેલા સારી જાતનાં બીયાં પૂરાં પાડવામાં આવે છે અને સુધરેલી ઢબનાં ઓજારો ખરીદવા માટે નાણાં સંબંધી મદદ કોઈ કોઈ વેળા કરવામાં આવે છે. તેમાં જો આટલો ઉમેરો નામદાર સરકાર કરે તો તે ઘણો આવકારદાયક થઈ પડશે. પગારદાર ઉપદેશકો નવા રોકવાને કદાચ નહિ બને, તો પણ ખેતીવાડી ખાતાનાં કે મહેસુલી અમલદારોમાંના જેઓને ખેતીનું જ્ઞાન વિશેષ હોય તેઓને જો ઘરેઘર કે ખેતરોમાં ફરીને ખેતીને લગતું જ્ઞાન આપવા માટે રોકવામાં આવે તો ઘણો લાભ થવાનો સંભવ છે પણ કદાચ નામદાર સરકાર તેટલે સુધી જઈ શકે તેમ નહીં હોય તો પરિષદે પણ તેવા ઉપદેશકો રોકવા પ્રયત્ન કરવો જોઈએ. મોટા પગારના કોઈ બાહોશ અમલદારો તે રોકી નહીં શકે, હાલ તુરત પોતાના હાથમાં જે કાંઈ જોગવાઈ હોય તેના પ્રમાણમાં એ કાર્ય આરંભ કરવામાં આવશે તો તેથી અંતે મોટો લાભ થશે.

**મુંબઈ સમાચાર તા. ૨૨મી મે.**

(૩)

આ પરિષદે કેળવણીના ઉત્તેજનને માટે બોર્ડિંગ હાઉસો સ્થાપવાનો અને તેને મદદ આપી નિભાવવાનો ઠરાવ કર્યો છે, તે ઉપરતી જણાય છે કે તેઓ હવે પોતાનાં બાળકોને કેળવણી આપવામાં હિત સમજવા લાગ્યા છે. પાટીદાર કોમનો મુખ્ય ધંધો ખેતી છે, પણ ખેતી કરવામાંએ કેળવણીની ઓછી જરૂર પડતી નથી.

હિંદી ખેડૂતોએ પોતાની મેળે ઓજારોમાં કે ખાતરમાં કંઈ સુધારા વધારા નથી જ કર્યા, પરંતુ કેળવણી અને જ્ઞાનને અભાવે પાશ્ચાત્ય શોધખોળોનો લાભ પણ લીધો નથી. પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને એ કોમે ખેતી ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ અને ખેતીની કેળવણી લેવાની હોંશ પોતાની કોમના યુવકોમાં વૃદ્ધિ પામે તેટલા સારુ પરિષદ્ તરફથી સ્કોલરશિપો સ્થાપવી જોઈએ.

છૂટી તિથિએ લગ્ન કરવાના ઠરાવની વાત જુના મતના (કડવા) પાટીદારોને એકદમ ગળે ઉતરશે નહિ, તો પણ બાળલગ્નો અને અપરિપક્વ વયે થતાં લગ્નોથી ભવિષ્યની પ્રજાના શારીરિક અને માનસિક બંધારણને જે હાનિ થાય છે તેનો ખ્યાલ કરીને તેઓ પોતાનો દુરાગ્રહ તજી દેશે એવી આપણે આશા રાખીશું.

ના. ગાયકવાડના બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં કડવા પાટીદારોને જે દસ-બાર

વરસે એકવાર લગ્ન કરવાની છુટ આપી છે તે આ પરિષદે એક ઠરાવ દ્વારા પાછી ખેંચી લેવા કરેલી માગણી, એ કોમમાં બાળલગ્નો નાબૂદ કરવાને ઉત્કટ લાગણી પ્રસરી રહી છે તેનું સૂચન કરે છે.

ઠરાવો પસાર થાય તેના કરતાં તેનો અમલ થાય તેમાં વધુ સાર્થકતા રહેલી હોવાથી આ પરિષદ્ થોડા ઉપદેશકો રાખીને તેમના ઉપદેશ દ્વારા એ ઠરાવોનો વ્યવહારુ અમલ કરાવવા પ્રયત્ન કરે તો તેનું ઘણું સારું પરિણામ આવવાનો સંભવ છે. પેટા જ્ઞાતિને એકત્ર કરવા વિષે પ્રમુખે કરેલી સૂચના પણ એ કોમે ધ્યાનમાં લેવા જેવી છે, કારણ કે પાટીદાર કોમનો વિસ્તાર મોટો હોવા છતાં તેના નાના ગોળ અને તડાં પડી જવાથી તે પરિણામે વરવિક્રય અને કન્યાવિક્રય જેવા માઠા રિવાજોનો તે કોમમાં પગપેસારો થયેલો જોવામાં આવે છે. 'પ્રજાબંધુ' તા. ૨૫મી મે સને ૧૯૧૩.

(૪)

## પાટીદાર કોમના સ્તુતિપાત્ર પ્રયાસ, ઐક્ય અને કેળવણીના પ્રચાર ઉપર અપાવવું જોઈતું વિશેષ ધ્યાન

સુરત જિલ્લામાં મોતા મુકામે રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈના પ્રમુખપણા નીચે મળેલી પાટીદાર પરિષદ્નું સ્વરૂપ અને તેમાં થયેલા કામકાજ ઉપરથી એક મહત્ત્વની બાબત નીકળી આવે છે અને તે એ છે કે એક જ જાતિના વિભાગ પેટાવિભાગ દૂર કરી પાટીદારની બન્ને મહાન કોમના આગેવાનો પરસ્પર સમાગમમાં જોડાવવા અને સંયુક્ત પ્રયાસથી કોમમાં કેળવણી અને સુધારા દાખલ કરવા કોમનો ઉદય કરવા આતુર છે. આવી પરિષદ્ કદાચ વર્ષમાં એકાદવાર મળે, તેની પાછળ અસાધારણ ખર્ચ કરવામાં આવે, આખા વર્ષમાં પરિષદ્ના ઉદ્દેશ અને ઠરાવો મુજબ સતત પ્રયાસ ચાલુ ન રહે, પરિષદ્ના ઠરાવ પુરતી રીતે અમલમાં ન મૂકાય, ધીરે ધીરે અમલમાં મૂકાય એ બધું ગમે તેમ રહે આવી વસ્તુસ્થિતિ વખાણવા લાયક કહેવાય નહિ એ વાત સ્વીકારતાં પણ આ પ્રકારની પરિષદ્ એક જ જાતિના વિભાગ અને પેટા વિભાગ સ્થલ સ્થળના કૃત્રિમ ભેદ દૂર કરવામાં પરસ્પર ઐક્ય વધારવામાં કોમના માણસોના હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ દાખલ કરવામાં જે સહાયતા કરે છે તે ખરેખર કિંમતી છે અને તે દૃષ્ટિએ આવી પરિષદોનો અમે સત્કાર કરીએ છીએ. આ રીતે મોતા ખાતેની દ્વિતીય પાટીદાર પરિષદ્ મેળવવા માટે, તેનું કામકાજ ફતેહમંદીથી પાર પાડવા માટે સુરતના પાટીદાર યુવક મંડળના અગ્રેસર મિ. ચંદુલાલ, મિ. કુંવરજી અને પરિષદ્ના પ્રમુખ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ અને સ્વાગત મંડલના અધ્યક્ષ પ્રોફેસર સ્વામિનારાયણને ખરેખર ધન્યવાદ ઘટે છે. આ પરિષદ્માં ખેડૂતોની સ્થિતિ સુધારવા બોર્ડિંગ હાઉસ ઉઘાડવા મરણાદિ પ્રસંગના ઉડાઉ ખર્ચ, બાળ લગ્નાદિ કુરિવાજ બંધ કરવા સંબંધમાં ઠરાવ પસાર થયા હતા. પરંતુ તેમાં પરિષદ્ના ઐક્ય અને કેળવણીનો પ્રસાર કરવાનાં સાધન વધારવાને લગતા ઠરાવોને અમે વધારે અગત્યતા આપીએ છીએ. જ્ઞાતિમાં ચાલતા કુધારા, જ્ઞાતિનું જીવન શિથિલ મૃતઃપ્રાય બનાવી દે છે; એ વાત નિઃસંશય છે.

કુધારા દૂર કરવાની હીલચાલ ઐક્ય અને કેળવણીના પ્રચારની હીલચાલ સાથે ચાલુ રહે તેની અમે તરફેણમાં છીએ. પરંતુ પરિષદનો ઉત્સાહ, ઐક્ય અને કેળવણીના પ્રચારમાં વધારે વપરાય એ ઇષ્ટ છે એમ અમારું માનવું છે. પાટીદાર કોમના મુખ્ય વિભાગમાં એકતા થાય એ આદરણીય છે. પરંતુ કોમના એક વિભાગમાંના પેટા વિભાગ પ્રથમ તો દૂર થવાની અગત્ય છે અને ક્રમશઃ તેમ થશે તો કોમના વિભાગ એકત્ર થવામાં અડચણ આવશે નહિ. આજે તો વસ્તુસ્થિતિ એવી છે કે લેઉવા પાટીદાર એક કોમ છતાં સ્થળ ભેદને લીધે એક રહ્યા નથી, અલગ પડી ગયા છે. પરસ્પર તેઓમાં વ્યવહાર રહ્યો નથી તેને જ કાંઈ મળતી સ્થિતિ કડવા પાટીદારોની છે. આ ખેદજનક દશા પ્રથમ દૂર થવાની જરૂર છે અને તેમ થશે તો બન્ને મહાન કોમને એકત્ર કરવાના પ્રયાસને ચિરસ્થાયીપણું મળ્યા વગર રહેશે નહિ. 'પાટીદાર યુવક મંડળ' તરફથી મળેલી આ પરિષદે આ સર્વ પાટીદારોને એકત્ર કરવાનો જે પ્રયાસ આદર્યો છે તે ખરેખર સ્તુતિપાત્ર છે.'

'ગુજરાતી પંચ' તા. ૨૨મી જુન ૧૯૧૩

(૫)

**The Second Patidar Conference :** In these days of Congresses and Conferences the Patidars of Surat District, held their second caste conference at Mota, a Village of the District, under the worthy presidentship of Rao Bahadur Govindbhai Hathibhai, Suba in the Baroda State. Professor Swaminarayen, His Holiness Maharaj Shri Premdas, who holds considerable influence in the community of Patidars of the Surat District and others took an aclive part in making the conference a success.

The Conference in question has no doubt done a work in its own way, viz that of educating the Patidar world's opinion in favour of needful social, economic and educational reforms.

The resolutions passed at the above conference are almost all of the commonly nature viz. about the spread of education, Improvement of agriculture, the chief ancestral occupation of Patidars and others. That which attracts the attention and seems of worthy of note, is about the fusion of the two great Patidar communities - Kabva and Leva - and also of other subsections. This is a move in the right direction leading to such further and wider moves.

**આર્યપ્રકાશ** તા. ૮, જુન ૧૯૧૩

(૬)

ગુજરાતની બધી કોમની અનુકૂળતા અને પરિસ્થિતિનો વિચાર કરતાં પ્રમાણમાં પાટીદાર કોમે હમણાં હમણામાં પોતાની જે ઉન્નતિ કરી છે, તેવી ઉન્નતિ બીજ કોમ કરી શકી નથી. એનું કારણ એ કોમમાં, કોઈ ધર્મગુરુનું સજ્જડ લાકડું કે જ્ઞાતિ

બંધારણની હાનિકારક બેડી નથી, એથી એ કોમ પરદેશ ગમનમાં પણ જોઈતી છૂટ લઈ શકી છે, કેળવણીમાં પણ આગળ વધી શકી છે અને બીજી રીતે પણ પોતામાંના હાનિકારક રિવાજોને તડાતડ તોડતી જાય છે. લેઉવા કડવાનો જબરજસ્ત ભેદ ભાગવા તથા કુળાભિમાનનો ફાંકો દૂર કરવા એ કોમે જે સ્તુતિપાત્ર પ્રયાસ આ કોન્ફરન્સ દ્વારા આદર્યો છે તે માટે તેના નેતાઓને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો છે. વધારે ખુશી થવા જેવું એ છે કે આ ભેદ તોડવામાં જે પક્ષનો વિરોધ નડે એવો છે તે પક્ષ પોતે જ તેમાં સામેલ છે. કેળવણી માટે નામદાર પાટડી દરબારે એક લાખ રૂપિયાના ખર્ચે પોતાની જ્ઞાતિના (કડવા) બાળકો માટેનું જે બોર્ડિંગ હાઉસ કાઢવાની ઇચ્છા દર્શાવી છે, તે કોઈપણ કોમને માટે અનુકરણીય છે. આ પરિષદ્થી તથા આવી જાતના પ્રયત્નથી પાટીદારોમાં થતા વરવિક્રય અટકશે અને કન્યાવિક્રયનો ભય પણ ઓછો થશે. જ્ઞાતિઓ આવી રીતે કામ કરે તો તે દેશને કે સમાજને કોઈ રીતે હાનિકર્તા નિવડતી નથી પરંતુ ઉલટી દેશ સુધારાનાં કાર્યોમાં તે ઉપયોગી નિવડે છે. **આર્યપ્રકાશ** તા. ૧૫મી જુન ૧૯૧૩

(૭)

'પ્રમુખે લંબાણ અને જ્ઞાતિહિત માટે અતિ ઉપયોગી ભાષણ આપ્યું હતું. જેમાં પાટીદારોની ઉત્પત્તિ ઉપરાંત કેળવણીના પ્રચાર અને સુધારાની આવશ્યકતા ઘણી અસરકારક રીતે જણાવી જ્ઞાતિજનોને બોધ આપ્યો હતો. બાળલગ્નના રિવાજ નષ્ટ કરવા અને લેવા તથા કડવા પાટીદારો એક જ વંશના હોઈ, પરસ્પર કન્યાની છૂટથી લેવડદેવડ કરી એકત્ર પાટીદાર કોમ થવા સંબંધી પ્રમુખના વિચારો જ્ઞાતિહિત માટે ઘણા આવશ્યક હોઈ, દરેક જ્ઞાતિજને ખાસ મનન કરવા અને વ્યવહારમાં મૂકવા જોગ છે. ખેતી અને ખેડૂતોના સુધારાના સંબંધી તેમણે દર્શાવેલા વિચારો અને યોજનાઓ પણ સર્વમાન્ય છે અને તે તરફ પણ ન્યાતિજનોનું અમે ખાસ ભાર દઈને ધ્યાન ખેંચીએ છીએ. કેળવણી એ સર્વ સુધારાના બીજરૂપ હોઈ તેના બહોળા પ્રચારની આવશ્યકતા પણ નિર્વિવાદિત છે અને તેથી પાટીદાર જેવી વિસ્તૃત કોમ છતાં કેળવણીમાં બીજી કોમો કરતાં પછાત હોય તે સ્થિતિ સુધારવા કોમના આગેવાનોની સૌથી પહેલી ફરજ છે તેમ કરવામાં બોર્ડિંગ હાઉસો અને શાળાઓ સ્થાપવાની દરખાસ્ત મહત્ત્વની છે.

પરિષદ્માં પસાર થયેલા ઠરાવો ઉપયોગી છે. ખેતીવાડીના શિક્ષણ માટે શાળાઓ અને કોલેજો સ્થાપવા, બાળલગ્ન બંધ કરી છુટાં લગ્ન કરવા અને બાળલગ્વનો ધારો એ કોમને સંપૂર્ણ લાગુ કરવા શ્રીમંત સરકારને અરજ કરવા, રડવા કુટવા અને મરણ પ્રસંગે થતા ખોટા ખરચો બંધ કરવા વગેરે ઠરાવો સ્તુત્ય અને જ્ઞાતિહિત માટે લાભકારી છે, પરંતુ તે ઠરાવોની સાર્થકતાનો આધાર તેના પાલન ઉપર રહે છે તે પ્રોફેસર સ્વામિનારાયણની સલાહ હૃદયમાં કોતરી રાખવાની જરૂર છે.'

**'સયાજીવિજય'** વડોદરા ૨૯મી મે ૧૯૧૩

## પાટીદાર પનોતાને પંચભાઈ પાટીદારના બે બોલ
(રાગ-સીતાસ્વયંવરનો)

મોતામાં મળ્યા સૌ ભ્રાતારે, પાટીદાર પનોતા–ટેક.
મળી તમારી આ બીજી પરિષદ્, ''પંચ'' ખુશી થયા અનહદરે –પાટીદાર.
પ્રમુખસ્થાને ગોવિન્દ બીરાજ્યા, સારા ભાષણથી નવાજ્યારે, –પાટીદાર.
કોમના અગ્ર વિદ્વદ્ર વીરા, બોલ્યા હિતકારક હીરારે; –પાટીદાર.
કોમના ભેદોને દેવાને ભેળી, જરૂર વિચારી છે પે'લીરે. –પાટીદાર.
ભેદ તુટીને એક થઈ જાશે, સઘળા સુધારાઓ થાશેરે, –પાટીદાર.
કન્યાની ખોટ કમી થઈ જાશે, કન્યાવિક્રય દૂર થાશેરે; –પાટીદાર.
વૃદ્ધ વિવાહો તેથી અટકાશે, બાળલગ્ન બંધ થાશેરે. –પાટીદાર.
કડવામાં કડવી લગ્ન રીતિ ચાલે, રૂઢી આ ભુંડી મહાલેરે, –પાટીદાર.
બાર વરસે લગ્ન થાય સાથે, દોરે બધાં એક નાથેરે! –પાટીદાર.
બાળલગ્ન તેથી બહુ બહુ થાએ. કાઢો તેથી રૂઢી આ એરે. –પાટીદાર.
સર્વ સુધારાનું મૂળ કેળવણી, તેની કરોને ખીલવણીરે, –પાટીદાર.
લાયબ્રેરીઓ ને બોર્ડિંગો સ્થાપો, કેળવણીને વૃદ્ધિ આપોરે ! –પાટીદાર.
કેળવણીનું થાતાં અજવાલું, દૂર થાશે બધું કાળું રે. –પાટીદાર.
જ્ઞાનનો સૂર્ય ઉદય જ્યારે થાશે, સારું નઠારું જણાશે રે, –પાટીદાર.
નઠારું જાણતાં કરશે જ દૂર, સારાંને ગ્રહશે જરૂર રે; –પાટીદાર.
પુરાણો ધંધો છે ખેતી તમારો, તેને તો સદ્ય સુધારોરે. –પાટીદાર.
પશ્ચિમની સારી શીખીને રીત, લાવો ઓજારો ઘટીતરે, –પાટીદાર.
અધમ સ્થિતિએ આવી પડી ખેતી, પાક નથી કંઈ દેતીરે; –પાટીદાર.
વિધ વિધ ખાતર જ ગુણ જોઈ નાખો, પાક તો પુરણ ચાખોરે. –પાટીદાર.
પ્રમુખના બોલની ટૂંક આ યાદી, ચાખો, દે 'પંચ' પ્રસાદીરે; –પાટીદાર.

**'હિંદી પંચ'** તા. ૨૫મી મે, ૧૯૧૩

આ પરિષદમાં થયેલા ઠરાવો રાયબહાદુર શ્રી ગોવિંદભાઈએ મહારાજ ગાયકવાડના અંગત મંત્રીને તેમ જ મુંબઈના ગવર્નરના પ્રાઈવેટ સેક્રેટરીને તેમને લગતા ઠરાવો મોકલી આપ્યા હતા. શ્રીમાન ગાયકવાડ અને સી. સી. વૉટ્સને પ્રતિકૂળ જવાબ પણ મોકલી આપ્યા હતા.

## સંદર્ભ-સૂચી


* ડૉ. મંગુભાઈ પટેલ, 'પાટીદારોની ગૌરવગાથા', ૧૯૯૪
* શ્રી કુંવરભાઈ મહેતા : પટેલબંધુ - સૂરત. ૧૯૧૩, ૧૯૧૪

# કડી પ્રાંતના સુબા સાહેબે મહેસાણા મુકામે સ્થાપેલી કડીપ્રાંત ખેડૂત સભા - ૧૯૧૩

## સુબાનું ભાષણ

કડી પ્રાંતના સુબા રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈએ કડી પ્રાંતમાં આવ્યા પછી પ્રજાના ખોટા રીવાજોમાં સુધારો કર્યા પછી, ખેડૂતોનું ભવિષ્ય સુધારવા માટે ઘણા વખતથી તેમનું મન રમ્યા કરતું હતું. તેના પરિણામે તેમણે આખા કડી પ્રાંતના તમામ તાલુકાના તથા ગામોના આગેવાન ઉત્સાહી ખેડૂતો, જાણીતા ગૃહસ્થો, તમામ અધિકારીઓ વગેરેને આમંત્રણ કરી બોલાવ્યા હતા, જેથી બહારગામથી લગભગ સાતસો આઠસો માણસોએ આ સમાજમાં આવી ભાગ લીધો હતો. સભાનો હોલ પંચાયત સભાનો ઠરાવેલો હતો અને તે ઘણો મોટો ને કુશાદે હતો; છતાં લોકોને ઊભા રહેવું પડ્યું હતું અને કેટલાકોને તો ગેલેરીમાં ઊભા રહી ભાષણો સાંભળવા પડ્યાં હતાં. સુબા રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ આવી પહોંચતાં તેમને સઘળાઓએ ઊભા થઈ માન આપી તાળીઓના અવાજોથી વધાવી લીધા હતા. બાદ મહેસાણાના મુખી પટેલ ગંગારામદાસે પધારેલ ખેડૂવર્ગ વગેરેને આવકાર આપનારુ ભાષણ કરી, તેઓ જે શ્રમ અને તકલીફ લઈ, ગરમીના દિવસમાં પધાર્યા હતા, તે માટે તેઓનો ઉપકાર માની, પોતા તરફની નબળી પરોણાગત સ્વીકારી ઉદારતા બતાવવા માટે સઘળાઓનો આભાર માન્યો હતો અને જણાવ્યું કે આપણા કડી પ્રાંતના સુબા મે. ગોવિંદભાઈ હાથીભાઈ કે જેઓ ઘણા લોકપ્રિય છે અને પ્રજાનું ભલું કરવાને હરદમ ઉત્સુકતા ધરાવી પ્રજા કેવી રીતે સુખી થાય તેના માટે હરદમ રાતદહાડો ખ્યાલ કર્યા કરે છે અને તેના ઉપાયો લીધા કરે છે; તેવા એક બાહોશ નરે આ સભા સ્થાપવાની લગામ પોતાના હાથમાં લીધી છે, તેથી ખેડૂઓનું નસીબ ખુલ્યું છે અને ખેડૂઓનો દહાડો ફર્યો છે. છેવટે સભાના પ્રમુખ તરીકે રાવબહાદુર ગોવિંદભાઈ સુબા સાહેબને નીમવાની દરખાસ્ત મૂકી હતી. આ દરખાસ્તને વીસનગરવાળા મિ. વાડીલાલે ઉત્તમ શબ્દોમાં ટેકો આપી લંબાણથી વીવેચન કર્યું હતું.

બાદ મે. ગોવિંદભાઈ સુબાએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લીધું હતું અને તેમણે નીચે મુજબ ભાષણ આપ્યું હતું.

## પ્રમુખનું ભાષણ

કડી પ્રાંતના જમીનદારો, અગ્રેસર ખેડૂતો અને ગૃહસ્થો ! આજની સભા મેળવવાનો ઉદ્દેશ આપના તરફ મોકલેલી સૂચના પ્રમાણે કડી પ્રાંતની ખેતીવાડી ખીલવવા, ખેડૂતોને સુધરેલા પ્રકારનાં ઓજારો, ખાતરો, બીજ વગેરે સંબંધી માહિતી આપી પાકનો વધારો કરવા તથા નવીન જાતના પાક દાખલ કરવા વગેરે ખેડૂત વર્ગને ઉપયોગી તજવીજ કરવા માટે ખેડૂત સભા સ્થાપન કરવાનો છે. થોડા દિવસ ઉપર

સરકારી કામે મારું વડોદરે જવું થયું હતું. તે વખતે આ સભા જે ઉદેશથી મળવાની હતી, તે ઉદેશ શ્રીમંત સરકાર મહારાજા સાહેબની હજુરમાં નીવેદન કરતાં, શ્રીમંતે કૃપાવંત થઈ તે પ્રત્યે પોતાની પસંદગી બતાવી હતી અને ખેડૂતોની ઉન્નતિ માટે, જે અનેક ઉપાયો લેવામાં આવે છે, તે સફળ કરવાને આવી રીતે સ્થપાયેલી સભા સહાયભૂત થાય, એવી ઇચ્છા પ્રદર્શીત કરી હતી. શ્રીમંતની આ પસંદગીથી તથા સહાનુભૂતિથી આપના આજના કામમાં આપને ઘણું ઉત્તેજન મળવું જોઈએ. વળી આપણા રાજની નામદાર અમાત્ય સાહેબ દીવાન બહાદુર સમર્થ સાહેબ પણ આવી ખેડૂત સભાઓ સ્થાપન થાય, એ તરફ પૂર્ણ દીલસોજી ધરાવે છે. તેઓ સાહેબ આ જ સભાનું પ્રમુખસ્થાન લેવા અને આપણા આજના કામમાં પોતાના બહોળા અનુભવનો લાભ આપવાના હતા, તથા ખેડૂ લોકોની ઉન્નતિ પ્રત્યે પોતાની તીવ્ર લાગણી પ્રત્યક્ષ દર્શાવનાર હતા, પરંતુ અગત્યના કામકાજમાં રોકાણ થવાથી આવવાનું બન્યું નથી, તેથી મારા ઉપર તાર મોકલી આ સભા પ્રત્યે તેમની પૂર્ણ દિલસોજી છે, એ વિષે આપની ખાતરી કરવા અને ખેડૂત સભાઓ તથા ખેડૂતોની સહકારી મંડળીઓને ઉન્નતિ ઉપર લાવવાને તે હંમેશ તત્પર રહેશે એમ જણાવ્યું છે. આવી રીતે ખૂદ આપણા માલિક શ્રીમંત સરકાર મહારાજા સાહેબ તરફથી તથા અમાત્ય જેવા તેમને મોટા અમલદાર તરફથી, આ સભાના ઉદેશ પ્રત્યે આવી ઊંચી લાગી દર્શાવવામાં આવે એ તેના જરૂરિયાત તથા ફતેહની એક મોટી નિશાની છે.

ખેતી એ આપણા દેશનો મુખ્ય ધધા છે. વસ્તીનો પોણો ભાગ ખેતી ઉપર પોતાની આજીવીકાનો આધાર રાખે છે. દેશના વ્યાપાર ઉદ્યોગનો મુખ્ય આધાર પણ ખેતી ઉપર છે. એકાદ સાલ કમી વરસાદ આવવાથી અગર બીજાં કારણોથી, ખેતીનો પાક બરોબર થતો નથી, તો તેની માઠી અસર માત્ર ખેડૂતો ઉપર નહિ પણ દેશના વેપારી વગેરે તમામ લોકો ઉપર થાય છે. આ ઉપરથી ખેતીની ખીલવણી કરવી એ દેશની આબાદી માટે અને જન સમુહના ફાયદા માટે કેટલું બધું અગત્યનું છે; તેનો ખ્યાલ તમે સહજ કરી શકશો.

આપણા ખેડૂતો મહેનતુ અને કસબી અને સહનશીલતાવાળા છે પરંતુ તેમની તથા તેમની કેતીની સ્થિતિ તરફ નજર કરીએ છીએ તો, તે જોઈએ તેવી સંતોષકારક લાગતી નથી. પ્રાચીન કાળમાં જે પ્રકારનાં હળ તથા બીજાં ખેતીનાં ઓજારો વપરાતાં તેજ હજુ સુધી વપરાય છે. ઢોરનાં છાણ, મુતર સિવાય બીજાં ખાતર વપરાતાં નથી. છાણ, મુતર પણ પુરેપુરું ખાતર તરીકે ન વપરાતાં, તેનો ઘણો ભાગ નકામો જાય છે, અગર તો બળતણ તરીકે વપરાય છે. ખેડૂતો ઘણે ભાગે અભણ, અજ્ઞાન અને વહેમી છે અને તેને લીધે કરજદાર થઈ ગયા છે. ઘણા ભાગે તેમની પેદાશ તેમના પાસે પૂરેપૂરી ન રહેતાં તેનો મોટો ભાગ દેવામાં તણાઈ જાય છે. જે મહેનતુ ખેડૂત ઘણો શ્રમ લઈ ઘઉં, બાજરી પેદા ન કરે તેને ઘણા ભાગે ખાવાને ઘેંસ જ મળે, જે ખેડૂતને ઘેર દૂધ, દહીં, ઘી વગેરે પેદા થાય તેને તથા છોકરાંને છાશ પણ પૂરતી

ખાવા ન મળે, જે કપાસ પેદા કરે તેને પહેરવાને પૂરતાં વસ્ત્ર પણ ન મળે, એવા ખેડૂતો પણ જોવામાં આવે છે, તેમનો ખેતીનો પાક પરભાર્યો શાહુકારને ત્યાં જાય છે, અને બી સરખું પણ તેમની પાસે રહેતું ન હોવાથી તે પણ જરૂર વખતે ત્યાંથી જ લેવું પડે છે. અન્યોઅન્ય સહાય કરવાનો જુસ્સો આપણા ખેડૂતોમાં નથી, પણ એથી ઊલટું એક બીજા પ્રત્યે દ્વેષભાવ રાખી એક બીજાનું ખોટું ઇચ્છવું, પારકાનું ઘાસ બાળી નાંખવું અગર ખેતર ગોદી નાંખવું, એ વગેરે અનેક પ્રકારના ખોટા રસ્તા પકડી એક બીજાનું નુકસાન કરવામાં આવે છે. દ્રવ્યનો સંચય કરવાનું ખેડૂત લોકો સમજ્યા નથી. સારું પાકે અગર શાહુકાર આપે તો લગ્ન મરણ વગેરે પ્રસંગે હદથી જાદે ખરચ કરવામાં આવે છે, અને ભવિષ્યનો કંઈ પણ વિચાર ન કરતાં ભાટ, ભાંડ, ભવૈયા વગેરેને બહોળે દીલો દાન કરી દેવામં આવે છે. પૂરતાં ખાતર તથા સારાં બીજ વગર ખેતીની પેદાશ કમી થતી જાય છે. ઢોરને ખાવાને સારો ચારો તથા પિવાને સ્વચ્છ પાણી નહિ મળવાથી તેમની ઓલાદ બગડી દીન પ્રતીદીન તે પણ નાનાં અને કમજોર થતાં જાય છે. આરોગ્યતા તરફ લક્ષ નહિ રહેવાથી સેંકડો ખેડૂતો અકાળ મૃત્યુ પામે છે, અથવા ખેતીની મોસમમાં તાવ વગેરેથી પીડાય છે, તેથી તેમની જમીન ખેડાયા વગરની પડી રહે છે. બીજા લોકો વધતા નથી અને સરકારે તેમને માટે કરેલી સગવડોનો પુરતો લાભ લેતા નથી. હજારો વરસ ઉપર તેમના બાપદાદા હતા, તેવા અજ્ઞાન અને વહેમી ખોડૂત વર્ગનો મોટો ભાગ આ વીસમી સદીમાં પણ કાયમ રહેલો છે. ખેડૂત લોકોની આવી સ્થિતિની માઠી અસર દેશના વ્યાપાર, ઉદ્યોગ અને એકંદર આબાદી ઉપર થાય છે. આ એકંદર હકીકતને લીધે ખેતી અને ખેડૂતની સ્થિતિનો સુધારો એ હાલમાં આપના દેશમાં સૌથી અગત્યનો પ્રશ્ન થઈ પડ્યો છે અને તેના તરફ ધ્યાન આપી તેનો સંતોષકારક નિર્ણય કરવો એ દરેક દેશ હિતચિંતકોની ફરજ છે.

પચાસ વરસ પહેલાં યુરોપ ખંડના ઘણા ખરા દેશોમાં ખેડૂત અને ખેતીની સ્થિતિ આપણા જેવી જ અસંતોષકારક હતી, વિદ્યાકળામાં આગળ વધેલા પશ્ચિમાત્ય દેશોના ખેડૂતો પણ પચાસ વર ઉપર આપણા ખેડૂતો જેવા વહેમી, અજ્ઞાન અને કરજગ્રસ્ત હતા, પરંતુ છેલ્લાં ત્રીસ ચાલીસ વરસમાં પરોપકારી અને દેશ દાઝજ્ઞ પુરુષોએ ખેડૂતોની સ્થિતિ તરફ લક્ષ આપી તેમની સ્થિતિ સુધારવાને માટે અનેક ઉપાયો યોજ્યા છે અને તેથી ત્યાં ખેડૂતોની સ્થિતિ ઘણી સુધરી ગઈ છે, ખેડૂતો ઘણે ભાગે કરજમાંથી મુક્ત થયા છે, એટલું જ નહિ પણ દ્રવ્ય સંચય કરવાનું શીખી પૈસાદાર પણ થતા ગયેલા છે. વળી મજુરો ઓછા થયા ત્યારે સંચા કાઢી તથા છાણ મુતરનું ખાતર પૂરતું ન મળવા લાગ્યું ત્યારે રસાયણિક ખાતરો વાપરી તેમણે કેતીની પેદાશ ઘણી વધારી નાંખી છે. ખેડૂતોની સ્થિતિ સુધારવાને જે ઉપાયો યોજવામાં આવ્યા હતા, તેમાં સૌથી અગત્યનો ઉપાય, ખેડૂતોમાં અન્યોઅન્ય સહાય કરવાનો જુસ્સો ઉત્પન્ન કરવાનો, ને તેમની આંટ વધારી, તેમને જોઈતાં નાણાં સહેલાઈથી અને થોડે વ્યાજે મળી શકે

એવી ખેતીવાડીની પેઢીઓ-મંડળીઓ વગેરે સ્થાપન કરવાના ઉપાયો મુખ્ય હતા. યુરોપ, અમેરિકા અને આસ્ટ્રેલીઆના ખેડૂતોની ચઢતી થવાનું મુખ્ય કારણ ત્યાંના ખેડૂતોમાં એકત્ર થઈ એકબીજાને મદદ કરવાનો જુસ્સો છેલ્લા પચાસ વરસમાં ઉત્પન્ન થયો એ જ છે. આ જુસ્સો કેવી રીતે આવ્યો અને ઇતર ઠેકાણે તે કેવી રીતે વાળી શકાય, તેનો માત્ર એક જ દાખલો હું તમને જણાવવા યોગ્ય ધારું છું. બેલ્જિયમ દેશના એક ખેડૂતના ખેતરમાં બરાબર પાકતું ન હતું. એક દિવસે તેને પોતાના ધર્મગુરુના ત્યાં જવાનું થવાથી, વાતે વાતમાં તે બોલ્યો કે, 'મહારાજા, મારા ખેતરમાં કાંઈ પાકતું નથી, માટે શું કરું ?' ગુરુમહારાજ ખેતીના શોખીન હતા અને ખેતી સંબંધી ચોપડીઓ વાંચી કંઈક જ્ઞાન મેળવ્યું હતું ને તેના અખતરા પોતાના બગીચામાં કરી પણ જોયા હતા. તેમણે પેલા ખેડૂતને પૂછ્યું કે 'હું કહું તેમ કરીશ ?' ખેડૂતે કહ્યું, 'થાય એવું હશે તો કરીશ.' પછી મહારાજે તેને રસાયણી ખાતરનો કોથળો આપી કહ્યું, 'આ ખાતર તારા ખેતરમાં નાંખજે.' વાસ વગરના આવા ધૂળ જેવા ખાતરથી શું થાય ? એમ ધારી ખેડૂત પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, તોપણ ધર્મગુરુના માનની ખાતર તે ખાતર તેણે લીધું અને બટાટા વાવવાના પોતાના ખેતરમાં તેનો ઉપયોગ કર્યો. આથી બટાટાનો પાક પહેલાં કરતાં ત્રણ ગણો વધારે થયો; ત્યારે તેને આસ્થા આવી અને ખાતરની તેણે ફરી માગણી કરી, એટલું જ નહિ પણ તેના આડોશીપાડોશીએ પણ તે વાપરવાની ખાયેસ દેખાડી. રાહીન નદીના પ્રદેશના ખેડૂતોએ ખેતીના ઉપયોગી ચીજો સામટી ખરીદ કરવાને થોડા વખત ઉપર મંડળીઓ સ્થાપી હતી, તે વિષે ધર્મ ગુરુના વાંચવામાં આવેલું હોવાતી, તેમણે એવી એક મંડળી સ્થાપવાની તેને સૂચના કરી, પણ જેમ આપણે અહીં થોડા વખત પર ખેડૂત લોકોની સહાયકારી મંડળીઓના અધિકારી મારા મિત્ર મિ. મણિલાલ બાલાભાઈ નાણાંવટી લોકોને સમજુતી આપતા હતા, ત્યારે શરુઆતમાં લોકો, અમારા કહેવા તરફ શંકાના નજરે જોતા હતા તો પણ કહ્યા પ્રમાણે નહિ કરીએ તો સુબા સાહેબને ખોટું લાગશે, એમ ધારી માત્ર અમારા માનની ખાતર મંડળીઓ સ્થાપવાની પહેલ કરી હતી; તેમ પેલા ગુરુ મહારાજના કહેવા ઉપર ભરોસો નહોતો તો પણ તેમને રાજી રાખવા માટે સાત ખેડૂતો એક મંડળી સ્થાપવા કબૂલ થયા. થોડા વખતના અનુભવથી તેઓને માલુમ પડ્યું કે, મંડળી માટે જોઈતો માલ સામતો લેવાથી તે સસ્તો મળે છે; એટલું જ નહિ પણ સારો મળે છે. આ ફાયદો જોઈ મંડળીમાં પાછળથી સેંકડો લોકો દાખલ થયા અને આ મંડળીનો દાખલો લઈ બીજી સેંકડો મંડળીઓ સ્થાપન થઈ અને હાલમાં આ મંડળીઓ ખેડૂતોના ઉદ્ધારનું એક મોટુ હથિયાર થઈ પડ્યું છે. આવી રીતે મંડળીઓ સ્થાપવાથી ખેડૂત લોકોને જોઈતા માલ ઉપરાંત, જોઈતાં નાણાં પણ સહેલાઈથી અને સસ્તા વ્યાજે મળી શકે છે, એટલું જ નહિ પણ, તે જ્યારે જોઈએ ત્યારે મળી શકે છે. વળી ખેડૂતોની મંડળીઓ ખેડૂતોમાં વિદ્યાકળા સંબંધી જ્ઞાનનો વધારો કરે છે, અને જ્ઞાન, વહેમ, હાનીકારક સાંસારિક રિવાજો વગેરે દૂર કરી

દિનપ્રતિદિન ખેડૂતોની સ્થિતિ ઊંચા પદ પર લાવે છે. આના પરિણામે યુરોપ વગેરે દેશોમાં ખેડૂતોની સ્થિતિમાં ઘણો સુધારો થાય છે અને પચાસ વરસ ઉપર દર એકરે જે પાક થતો હતો, તેનાથી અત્યારે ચાર પાંચ ગણો વધારો થાય છે; અને આગળ ઉપર એથી પણ વધારે થશે એવી આશા રહે છે.

યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં ખેડૂત અને ખેતીની ઉન્નતિ માટે તજવીજો થઈ છે, તે બધો અહીંયાના આપણા હાલના નાના નાના ખેતરો વગેરે સ્થિતિને લીધે જોકે પૂરેપૂરો દાખલ કરવાને અડચણ આવે એમ છે, તોપણ તેમાંનો ઘણો ખરો દાખલ થઈ શકે એવો છે, ઉદાહરણ તરીકે આપણે અહીં ગામેગામ ખેતીવાડીનાં સહકારી મંડળો સ્થાપન કરવાને કંઈ હરકત નથી, ખેડૂત લોકોને શિક્ષણ લેવાને કાંઈ હરકત નથી, ખેતી ઉપયોગી નાના નાના સાંચા દાખલ કરી હાલ મજુરીના ભારે દર આપવા પડે છે તથા સખત મહેનત કરવી પડે છે; તેનો બચાવ સહેલાઈથી થઈ શકે એમ છે. બી, ખાતર વગેરેમાં સુધારો કરવાને કાંઈ હરકત આવવા જેવું નથી. ઘણું થઈ શકે તેમ છે, પણ તેની પહેલ કરનારાની અને અજ્ઞાન લોકોને સમજાવી નવી પદ્ધતિના ફાયદા બતાવનારની જરૂર છે. આપણે અહીં લોકોને માત્ર નસીબ ઉપર અને સરકાર ઉપર અવલંબીને બેસી રહેવાની ટેવ પડી છે; જાત અને પ્રયત્ન કરવાનો જુસ્સો હજુ લોકોમાં આવ્યો નથી, એટલું જ નહિ પણ શક્તિમાન લોકો પણ માત્ર પોતાનો જ વિચાર ન કરતાં, પરમાર્થ બુદ્ધિથી પોતાના મનુષ્ય બંધુઓના વિચાર કરે, એવો જુસ્સો પણ હજુ પૂરો આવ્યો નથી. ખેડૂતો અને ખેતીની સ્થિતિ સુધારવાને માટે શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે અનેક પ્રકારની તજવીજો કરી છે અને કરે છે. સુધરેલી ઢબની ખેતીનાં ઓજારો વગેરે બતાવવાને માટે અને લોકોમાં ખેતી સંબંધી શાસ્ત્રીય જ્ઞાન ફેલાવવાને માટે, ખેતીવાડી ખાતું સ્થાપેલું છે. એ ખાતાને અંગે વડોદરા, જગુદણ વગેરે સ્થળોએ મોડેલ ફારમ કાઢવામાં આવ્યા છે. ત્યાં ડાયરેક્ટર ઑફ એગ્રિકલ્ચર મારા મિત્ર રા. રા. મિ. માધવરામ સીતૌરે એમની ઉત્સાહી આગેવાની નીચે શાસ્ત્રીય રીતે ખેતી કરવાના પ્રયોગો કરી બતાવવામાં આવે છે. ખેતીવાળો 'ત્રિમાસિક' એ નામનું એક ચોપાનીઉં ખેતીવાડી ખાતા તરફથી કાઢવામાં આવે છે, અને ગામેગામ મોકલવામાં આવે છે, લોઢાનાં હળ, ચેન પંપ, ઘાસ કાપવાના સંચા, ઉપણવાના સંચા વગેરેથી થતા ફાયદા પ્રત્યક્ષ બતાવવામાં આવે છે અને જેમને જોઈએ તેમને તે કીફાયત ભાવે આપવામાં આવે છે. ખેતીના સુધારા કરવાને તથા ખેડૂતોના નીભાવ માટે મોટી રકમો તગાવી તરીકે જુજ વ્યાજથી આપવામાં આવે છે. મોટાં તળાવો, નહેરો, કૂવા વગેરે કરાવી પાણીની સગવડ કરી આપવામાં આવે છે. પટેલોના છોકરાઓ માટે વખતોવખત બોર્ડિંગો કાઢી, તેમને પોતાના કામને માટે લાયક કરવાને ખાસ પ્રકારની કેળવણી આપવામાં આવે છે. ખેતીવાડીની પેઢીઓ કાઢવામાં આવે છે, સહકારી મંડળીઓ કાઢવાને માટે ખાસ ખાતુ ઉઘાડવામાં આવ્યું છે, ને તે ખાતા મારફતે ખેડૂતોની સહકારી મંડલીઓને ત્રણ ટકા જેટલા જુજ વ્યાજે નાણાં ધીરવામાં

આવે છે. ઢોરનાં દવાખાનાં કાઢ્યાં છે, પડતર જમીન લઈ શકે તેવાં વિશેષ પ્રકારની સગવડો રાખવામાં આવી છે. આ વગેરે અનેક પ્રકારની તજવીજો સરકાર તરફથી કરવામાં આવી છે અને હવે પછી પણ કરવામાં આવશે, પરંતુ લોકો પોતાની અજ્ઞાનતાને લીધે તેનો લાભ જોઈએ તેટલા પ્રમાણમાં લેતા નથી. સમજદાર અને શીખેલા એવા ગામના આગેવાન લોકોએ આગળ પડી સરકારનો સ્તુત્ય હેતુ પાર પાડવાને માટે તજવીજ કરવી જોઈએ, એટલું જ નહિ પણ જે સરકારથી થવા જેવી ન હોય તે પોતે ઉપાડી લેવી જોઈએ. ઇતર દેશોમાં જ્યાં ખેડૂતોની સ્થિતિ સુધરી ગઈ છે, ત્યાં તે ઘણેભાગે ખાનગી લોકોએ લોકલાગણીથી તથા બિનસ્વાર્થે અને આત્મભોગે જે તજવીજો કરી છે, તે તેને લીધે જ થયેલી છે. આવી જ રીતે આપણે તજવીજો કરવાની કેટલી બધી અગત્યતા છે, એ સંબંધે વિચાર કરી કાંઈ નિર્ણય ઉપર આવવાને માટે આપ આજે અત્રે ભેગા થયા છો, એ ઘણી ખુશીની વાત છે.

ખેતીના સુધારા તરફ લક્ષ આપી તજવીજ કરવાથી કેટલો બધો ફાયદો થાય તેનો માત્ર એક નાનો દાખલો તમારી આગળ રજુ કરવાની હું રજા લઉં છું. આપણા કડી પ્રાંતમાં વાવેતર કરવા લાયક એકંદર જમીન આશરે ઓગણત્રીસ લાખ વીઘા છે. એ પૈકી પચીસલાખ વીઘા ખાતે દાખલ છે અને ચાર લાખ વીઘા પડતર છે. ખેડાણ જમીનમાં દર વીઘે સરેરાશ ઉત્પન્ન શુમારે દસ રૂપિયા આવે ચે, એમ કહેવામાં આવે છે. યુરોપમાં સુધરેલી ઢબની ખેતી થાય છે, ત્યાં વીઘાનું સરેરાશ ઉત્પન્ન સાઠથી પોણોસો રૂપિયા એટલે આપણાં કરતાં છ સાત ગણું થાય છે અને તેમાં પણ દર સાલ વધારો થતો જાય છે. આ ઉપરથી ખ્યાલ કરો કે આપણે દર સાલ કેટલી બધી ખોટ ખમીએ છીએ ? આપણે અહીં જે હાલ પાકે છે તેમાં જાસ્તી નહિ પણ દર વીઘે માત્ર રૂપિયા એક જેટલો વધારે થાય તો પણ દર સાલ પચીસ લાખ જેટલું ઉત્પન્ન વધે. દર વીઘે માત્ર એક રૂપિયા જેટલું ઉત્પન્ન વધારવું, એ કાંઈ મુશ્કેલ વાત નથી. પચીસ લાખ જેટલું ઉત્પન્ન દર સાલ વધે તો તેની અસર ખેડૂતો ઉપર અને એકંદર વેપાર રોજગાર ઉપર કેટલી બધી થાય, તેથી લોકોનાં સુખ અને સગવડોમાં કેટલો બધો વધારો થાય, એનો વિચાર કરો. વળી માત્ર એક રૂપિયા જેટલું ઉત્પન્ન વધારી અટકવાનું નથી. એ જ પ્રમાણે થોડો થોડો વધારો કરી આપણે દીમે દીમે બીજા સુધરેલાં દેશોની હારમાં આવીએ, ત્યારે દર સાલ કરોડો રૂપિયાનો ફાયદો થાય એ ઉઘાડું છે.

આ વિષય એટલો બધો બહોળો છે કે તેના ઉપર જેટલું બોલવું હોય તેટલું બોલી શકાય, પરંતુ મેં જે ટૂંકમાં કહ્યું છે, તે કરતાં વધારે બોલી ખેતીના સુધારણા કરવાની આવશ્યકતા વિશેષ ખાતરી કરવાની જરૂર હોય એમ મને લાગતું નથી. તમે બધા ખેડૂત કોમના આગેવાનો ને સમજદાર છો. તમારામાંના કેટલાક ખેતીના સુધારા કરવાની શરૂઆત પણ કરી ચૂક્યા છો, એમ મારા જાણવામાં આવ્યું છે, પરંતુ માત્ર ગણ્યાંગાંઠ્યા થોડાં માણસો છુટી છવાઈ રીતે આવા પ્રકારની જુજ જુજ તજવીજો કરે એ બસ નથી. ખેતીમાં રોકાયેલા તમામ લોકોમાં સુધારો થવો જોઈએ, ને તે કરવાનો માર્ગ માત્ર

એટલો જ જણાય છે કે, એવા બધા લોકોએ મંડળી જેવી એક સંસ્થામાં જોડાઈ ગામેગામ તે મારફતે તજવીજ કરવી જોઈએ, કે જેથી થોડે ખરચે ઘણું થઈ શકે આવી મંડળીની શરૂઆત હાલ નાના પાયા પર આગેવાનો તરફથી થાય અને તે ફાયદાકારક છે, એમ લોકોમાં બતાવી આપવામાં આવે તો, પાછળથી હજારો ખાતેદારો જોડાશે અને જે સુધારા એકલડોકલથી બનવા જેવા નથી, તે બધાના એકત્ર પ્રયાસથી થઈ શકશે.

ખેડૂત લોકોની સભા સ્થાપવાની મારી સૂચના કાંઈ નવીન નથી. અત્યાર પહેલાં આપણા દેશમાં ઘણે ઠેકાણે ખેડૂતોની સભાઓ સ્થપાઈ ચૂકી છે. આ તરફના ભાગમાં ખેડૂતોની સભાઓ પ્રથમ સીલોનમાં સ્થાપન કરવામાં આવી હતી, ત્યાર પછી તેના દાખલા ઉપરથી મદ્રાસ ઇલાકામાં અને ત્યારબાદ પુના, ખાનદેશ વગેરે હિંદુસ્તાનના ભાગોમાં ઉત્સાહી અને આગળ પડતા લોકોએ ખેડૂતોની સભાઓ સ્થાપન કરી હતી. ગુજરાતમાં ખેડા જિલ્લામાં તથા ભરૂચ જિલ્લામાં પણ આવી સભાઓ સ્થાપન થયેલા છે. ભરૂચની સભા ઘણું સારું કામ કરે છે; તેમાં લગભગ બે હજાર જેટલા મેમ્બરો છે. આવી રીતે બીજે ઠેકાણે તજવીજો થયેલી છતાં પણ આ બાબતમાં આપણો કડી પ્રાંત પછાત રહેલો છે. તેને હવે પછાત નહિ રાખતાં આ પ્રાંત માટે પણ એક ખેડૂત સભા સ્થાપવાના નિર્ણય ઉપર તમે આજે આવશો એવી હું ઉમેદ રાખું છું. કોઈપણ સભા ગમે તેવા સારા ઉદ્દેસથી સ્થાપન કરી હોય તો પણ તે સારી રીતે ચાલે અને ધારેલા ઉદ્દેશ પાર પાડે, એનો આધાર એના અગ્રેસરોની ખંત મહેનત અને ઉત્સાહ ઉપર રહે છે. જો તેઓ ખરા દિલથી સ્વાર્થ બાજુ પર મૂકી, આ કામ પરમાર્થનું છે તેમ સમજીને સહુ મળીને સરખી રીતે પ્રયત્ન કરે તો તે બેશક ફતેહમંદ નીવડેજ; પરંતુ આરંભે સુરા થઈ પાછળથી કંટાળી જાય અને સભાના કામમાં ખરા જીગરથી મન ઘાલી પ્રયત્ન કરે નહિ, તો કાંઈ ફતેહ મળે નહિ. અજ્ઞાન, અંધકાર અને વહેમમાં દટાઈ ગયેલા અને હજારો વરસથી ચાલતા આવેલા રસ્તા સિવાય બીજી દિશા જોયેલી નહિ, એવા લાખો લોકોને સમજાવી જાગતા કરવાને આધુનિક સમયમાં ઉત્તમ રસ્તે ચઢાવવા એ કાંઈ નાનુસુનુ કામ નથી, પરંતુ સતત પ્રયત્ન કરવાથી, અને ખંતથી મચ્યા રહેવાથી, તેમાં સફળતા મળ્યા વગર રહેતી નથી. શરૂઆતમાં ફતેહ ન મળે તો તેથી નાસીપાસ થઈ હિંમત હારી ન જતાં ખંતથી મંડ્યા રહેનાર વીર પુરુષોના આગળ કોઈ પણ કામ મુશ્કેલ નથી. મારી ખાત્રી છે કે, જેવા ઉમંગથી તમે ભેગા થયા છો, તેવા જ ઉમંગથી આ સારા કામમાં મંડ્યા રહેશો તો તે તમારું પોતાનું, તમારા બાળ બચ્ચાનું, તમારા બાંધવોનું અને તમારા દેશનું કલ્યાણ તમારા હાથે થયા વગર રહેશે નહિ. તમારો પ્રયાસ એકદમ ફળીભૂત થશે નહિ એ ઉઘાડું છે. બીજ વાવીએ છીએ તેનું ફળ કાંઈ એકદમ આવતું નથી, નાના બીજમાંથી ઉગતા બાળ વૃક્ષને ધિરજ અને ખંતથી ઉછેરીએ, તો જ પુરે વખતે તે ફળ આપે છે. તેવી જ રીતે આજે તમે જે બીજ વાવશો, તેનો લાભ યોગ્ય વખત પછી તમને મળશે

જ. તે દરમિયાન મહેનત લેવી પડે, ખરચ કરવું પડે, આફતો સોસવી પડે અને અનેક પ્રકારની ઉપાધી વેઠવી પડે, તેથી હિંમત ન હારતાં ખંતથી મચ્યા રહેજો, એટલે છેવટે મહેનત અને ખર્ચનો બદલો લાખો કરોડોઘણો મળ્યા વગર રહેશે નહિ.

મિ. બાબારાય વકીલે ખેડૂત સભાની સ્થાપના કરવાની કેટલી જરૂર છે, ખેડૂતોની સ્થિતિ કેવી અધમ થઈ ગઈ છે અને તેને સુધારવાની કેટલી અગત્ય છે તે વિશે ભાષણ કર્યું હતું. મી. તુલસીભાઈએ ખેડૂઓનાં દુઃખો અને ખેતીની શરૂઆતથી જ શાહુકારોના હાથમાં ફસાવાની હકીકત કહી જણાવ્યું હતું કે, સહાયકારી મંડળીઓ ગામે ગામ સ્થાપન કરવાની જરૂર છે.

આ પછી સઘળાઓએ એકે અવાજે તાળીઓના ગડગડાટ વચ્ચે સહાયકારી મંડળીઓ સ્થાપવાની દરખાસ્ત પસાર કરી હતી.

બાદ મિ. મણિલાલ છોટાલાલ વકીલે 'કડી પ્રાંત ખેડૂ સભાની વ્યવસ્થાપક મંડળી' સ્થાપવા માટે લગભગ પચાસ માણસોનાં નામ વાંચી સંભળાવ્યા હતાં, તે પણ સર્વાનુમતે મંજુર થયાં હતાં; વળી સભા માટે 'કડી પ્રાંત ખેડૂત સભા'ના નિયમો વાંચી સંભળાવ્યા હતા, તે પણ બિનતકરારે એકે અવાજે મંજુર થયા હતા. બાદ કડી પ્રાંતના માજી કામ ચલાઉ સુબા પ્રહલાદજીભાઈએ ખેડૂ સભાની અગત્યતા અને ખેડૂઓમાં સુધારો કરવા માટે ભાષણ કર્યું હતું. મિ. સ્વામિનારાયણ પ્રોફેસરે શ્રીમંત મહારાજા સાહેબની ઉજવલ કારકીર્દિનું વર્ણન આપી, ખેડૂ વર્ગને સુધારવા માટે સહાયકારી મંડળીઓની કેટલી બધી જરૂર છે તે માટે બોધ આપ્યો હતો. બાદ વેપારી ખાતાના વડા મિ. મણિલાલભાઈએ ખેડૂતોની કઢંગી સ્થિતિનું બ્યાન કરી સુધારવા માટે કેવા ઉપાયો યોજવા તે ઉપર ધ્યાન ખેંચી સહાયકારી મંડળીઓ કડી પ્રાંતમાં ઊભી કરવા માંડી છે, તેનું માન મે. રાવબહાદુર સુબાસાહેબને આપી, તેમણે ખેડૂતોનો ઉદ્ધાર કરવા લીધેલા શ્રમ માટે ધન્યવાદ આપ્યો હોત. બાદ પોલીસ નાયબ સુબા રૂપશંકરભાઈએ પણ ખેડૂતને સંબોધન આપી તેમનું શ્રેય કરવાનો વખત નજદીક આવેલો જણાવ્યો હતો. કડી પ્રાંતના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ગોરધનદાસ નીતમરામ કાજીએ ખેતીની કેળવણીની સાથે વિદ્યા કેળવણી માટે ઉત્તમ બોધ આપી ખેડૂતોની સ્થિતિ સુધારવા જણાવ્યું હતું. બાદ મિ. ઉમિયાશંકર લાખીઆએ સુબા સાહેબે લીધેલ શ્રમ માટે ઉપકારક માનવાની દરખાસ્ત મૂકી હતી તેને વકીલ મિ. વિદ્યાશંકર તેમજ મિ. બાબારાવ વકીલે ટેકો આપ્યા બાદ સભા બરખાસ્ત થઈ હતી.

(મુંબઈ સમાચાર તા. ૧૭-૪-૧૩)

**વિવેચન** - કડી પ્રાંતના ખેડૂતોને અમે તેમના આવા પુરુષાર્થ માટે ધન્યવાદ આપીએ ચીએ, તેથી પણ વધારે ધન્યવાદ તો તેમને છે કે જેમણે પોતાના હાથ નીચે મૂકાયેલ પ્રજાને આવી રીતે ઉન્નત દશા પર લઈ જવા અધિકારી તરીકેનો અભિમાન દૂર કરી પોતાના તન, મન અને ધનથી પ્રયત્ન કરવા માંડ્યો છે. રા. બા. ગોવિંદભાઈ સાહેબ પોતાના પ્રાંત માંહેની પ્રજાના નજીક પરિચયમાં આવી તેમની દરેક અડચણો

દૂર કરવા પ્રયત્ન કરે છે. જે જે સાધનો તેમને પ્રતિકૂળ હોય છે તેને સાનુકૂળ કરવા સતત મહેનત કરે છે. તેમની વ્યવહારુ સ્થિતિ સુધારવાને માટે જેમ માતાપિતા પ્રેમથી પોતાના બાળકોને ઉપદેશ આપે છે તેમ પોતાના હાથ નીચેની પ્રજાને સ્નેહભરી શીખામણથી સદુપદેશ આપે છે. અજ્ઞાન ખેડૂતો અવિચારે પોતાના ત્યાં મરણ પાછળનાં ને લગ્ન પ્રસંગના ટાંણાંમાં બહુ જ ઉડાઉ બની દેવાં કરી ખર્ચ કરે છે; તે વગેરે બાબતો પર તેમનું ધ્યાન દોરી તેમને કરકસરિયા ને પૈસાનો સંચય કરતાં શીખવે છે. તેમને જ્ઞાન આપવા માટે ને ના. સેના ખાસ ખાસખેલ સમશેર બહાદુર ગાયકવાડ સરકાર સર સિયાજીરાવ મહારાજે ફરજિયાત કેળવણીનો કાયદો ઘડી પ્રાથમિક કેળવણી આપવા માંડી છે. એક બાજુથી તેઓ કેળવણી પામી હૃદય ચક્ષુવાળા થતા જાય છે અને બીજી બાજુથી તેઓના ઉપરી અમલદારો પુત્રવત્ પ્રેમથી તેમને ઉન્નત સ્થિતિએ લાવવા તેમના ધંધારોજગારમાં સારો નફો પ્રાપ્ત કરે તેવા રસ્તે ચડાવે છે. તેઓમાંના ઘણાખરા દેવાદાર દશા ભોગવે છે, તેમાંથી સહાયકારી મંડળીઓ દ્વારા મુક્ત બની માત્ર દશકાની દરમ્યાનમાં તે બે પૈસાની મૂડીવાળા થશે. કડી પ્રાંતની ઉત્તમ પ્રકારની જમીનમાં કપાસ વગેરેના સુધારાથી દરવરસે હજારો રૂપિયાનો નફો પ્રજા પ્રાપ્ત કરવા શક્તિવાન થશે. એકવાર ખેતીવાડીમાં નફો મેળવતા થયા એટલે લોભને સ્વાર્થ એ એવી ચીજ છે કે પછી તેઓ મહેનતુ ને ઉત્તમ વિવેકી બની આગળ ને આગળ વધશે. જ્યાં સુધી તેમનાં હૃદય ચક્ષુ ખુલ્લાં થયાં નહોતાં, જ્યાંસુધી અવનતિમાં આવેલ પાટીદારોનો હાથ પકડી તેમને એકવાર ઉઠાડી ઊભા કરી સારા પંથ પર ચડાવનાર કોઈ મળ્યું નહોતું; ત્યાં સુધી જ તે ખાડામાં પડી રહ્યા હતા. હવે તેમને ભાન થયું છે કે અમો પાછળ પડી ગયા છીએ; તેમને જ્ઞાન મળ્યું છે કે આ દશામાં પડી રહી તેઓ શુદ્રવત્ થઈ ગયા છે. આ સ્થિતિનું તેમને ભાન થયા પછી તેઓને ઊભા કરવા પોતાનો હાથ હાથમાં આપનાર રા. બા. ગોવિંદભાઈ જેવા નરવીરનો આશ્રય મળ્યો છે તો તે જરૂર સુપંથ પર ચડી ઉન્નતિને અલ્પ સમયમાં જ પ્રાપ્ત કરશે તેમાં શંકા નથી. બાલલગ્નના અનિષ્ટકારક રીવાજને વળગી રહી અત્યાર સુધી જે માઠાં પરિણામ તેમણે અનુભવ્યાં છે તેનું પણ હવે તેમને અનાયાસે ભાન થશે અને તે રિવાજ તદ્દન તજી દેવાલાયક છે તેવું સભાઓમાં બેસવાથી સદ્‌ગૃહસ્થોના સમાગમથી ને સદુપદેશ શ્રવણથી ભાન થઈ જશે. બાળલગ્ન, અજ્ઞાનતા અને આળસ મટીને પુરુષાર્થ કરતા થયા પછી તેમને ઉન્નતિ પ્રાપ્ત કરવામાં વાર નથી. અમે પણ અમારા શુદ્ધ અંતઃકરણથી પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે અમારા અજ્ઞાન દશાવસ્ બન્ધુઓને ઉન્નત દશા પર આવવામાં તારા અપાર અજ્ઞાન બળમાંથી યોગ્ય બળ આપ એ જ પ્રાર્થના છે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## સંદર્ભ-સૂચી


- કડવા વિજય [પુસ્તક ૬ઠ્ઠું.] મહા-વૈશાખ, ૧૯૬૯, ફેબ્રુઆરી-મે, ૧૯૧૩. [અંક ૪-૫મો.]

# ત્રીજી પાટીદારપરિષદ્ - ૧૯૧૪ (સૂરત)

પ્રારંભ : વાંઝ અને મોતામાં પાટીદાર પરિષદની પહેલી અને બીજી બેઠક થયા પછી સુરત જેવા પાટીદારોની મોટી વસ્તીવાળા સ્થળમાં તેની ત્રીજી બેઠક થાય તો વધારે ફળદાયી થઈ પડે એમ "પાટીદારયુવક મંડળ"ના કાર્યવાહકોને લાગ્યું. એ વિચાર મંડળના સુરત શહેરના સભાસદ બંધુઓને જણાવતાં તેમણે ઘણા ઉત્સાહથી પરિષદ્‌ને નિમંત્રણ કરવા ફતેહમંદ રીતે પાર ઉતારવા અભિલાષા દર્શાવી. આ ઉપરથી તા. ૧૨ને રોજ શહેરનાં પાટીદારોની એક જાહેર સભા પરિષદ્ સંબંધી વિચાર ચલાવવા મેળવવા બહાર પાડવામાં આવ્યા. તે ઉપરથી તા. ૧૨મી એપ્રિલ સને ૧૯૧૪ને રોજ મહીધર પરાની પીપળાશેરીમાં મેસર્સ કુંવરજી ઈશ્વરભાઈની પેઢીના મકાનમાં એક સભા રા.રા. મગનલાલ પરભુદાસના પ્રમુખપણા નીચે મળી હતી.

વિદ્યાર્થીઓની સ્તુતિ પછી મંડળના ઉપમંત્રી ભાઈ શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈએ આજની સભા બોલાવવાનો ઉદ્દેશ કહી સંભળાવી આજનાં કામો રજૂ કર્યાં હતાં. લીમડીના દીવાન સાહેબ ઝવેરભાઈ નાથાભાઈ અમીન, અને વાંકાનેરના દીવાન સાહેબ નાથાભાઈ અવિચળ દેસાઈના પત્રો વંચાયા પછી પરિષદ્ માટે મે માસની તા. ૧૬-૧૭-૧૮ શનિ, રવિ અને સોમના દિવસો મુકરર કરવામાં આવ્યા. તે પછી નીચે પ્રમાણેની ચૂંટણી થઈ.

પરિષદ્‌ના પ્રમુખ : શ્રીમાન્ ખુશાલદાસ ગોકળદાસ પટેલ અમદાવાદ - મુંબઈના શરાફ.

સ્વાગત મંડળના પ્રમુખ : રા.બા. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ માજી. ડે. ક્લેક્ટર ઓ. ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ સાહેબ-સુરત.

સ્વાગત મંડળના ઉપપ્રમુખ : શ્રીમાન ચુનીભાઈ ઉમેદભાઈ પટેલ બી.એ. ચીટનીસ ટુ ધી ક્લેક્ટર-સુરત.

જનરલ સેક્રેટરી :

રા. રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા
રા. રા. સાકેરલાલ હરિતલ્લભદાસ પારેખ.
રા. રા. ભીખાભાઈ કસનજી પટેલ
રા. રા. નાથુભાઈ વજેરામ પટેલ.

તે પછી સન્માનકારિણી સભાના સભાસદોની ચૂંટણી થઈ હતી. એ પછી એક બીજી સભા એજ ગૃહસ્થાના પ્રમુખપણા નીચે તા. ૨૬-૪-૧૪ને રોજભરાયા પછી સભા અહીંના જાણીતા પાટીદાર ગૃહસ્ત શ્રીમાન્ છબીલદાસ લલ્લુભાઈ ઝરીવાલાના પ્રમુખ નીચે મળી હતી. જે વખતે ઘણા આગેવાન ગૃહસ્થોએ પણ સારી પરિષદ માટે ફંડ કરવાની રા. મગનલાલ અને રા. સાકરલાલની દરખાસ્તને પ્રમુખ સાહેબે સમર્થન આપ્યા પછી

ટીપ થઈ હતી. જેમાં તેજ વખતે ૬૦૦-૭૦૦ રૂપિયા ભરાઈ ગયા હતા. ત્યાર પછી બીજે દિવસે પણ બાકીનું કામ કરવા એજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે પુનઃ સભા મળી હતી. તે વખતે ૨૦૦ રૂપિયા જેટલી વધુ રકમ ભરાઈ હતી. અને રા.બા. નારણભાઈ લલ્લુભાઈ દેશાઈ કેટલીક અનીવાર્ય અડચણને લીધે સ્વાગત મંડળનું પ્રમુખપદ સ્વીકારી શકે એમ નથી એવી મતલબનો તેમનો આવેલો પત્ર વાંચવા બાદ તે પદને માટે આ શહેરના જાણીતા આગેવાન અને લાયક પાટીદાર ગૃહસ્થ શ્રીમાન્ હરકીસનદાસ મોતીરામ પટેલને તે પદ માટે ચૂંટી કાઢ્યા હતા. તે પછી તા. ૧૪-૫-૧૪ને રોજ શ્રીમાન્ હરકીસનદાસ પટેલના પ્રમુખપણા નીચે ચોથી સભા મળી હતી. તેમાં ફંડમાં નાણાં ભરવાવા એક વગવાળી કમિટિ નિમાઈ હતી, પછી પરિષદ્‌ના પ્રમુખ મહાશયનો સત્કાર કેવી રીતે કરવો તે સંબંધી યોજના ઘડાયા બાદ સભા વિસર્જન થઈ હતી.

**પ્રમુખ મહાશય ખુશાલદાસ ગોકળદાસ પટેલની પધરામણી :**

પરિષદ માટે અગાઉથી નક્કી થયેલા પ્રમુખ શ્રીમાન ખુશાલદાસ ગોકળદાસ પટેલ અમદાવાદથી તા. ૧૫-૫-૧૪ને રોજ બપોરના ફાસ્ટ ટ્રેનમાં આવી પહોંચ્યા હતા. જેમને સ્ટેશન ઉપર આવકાર આપવાને આશરે ૧૫૦ પાટીદાર આગેવાન ગૃહસ્થો હાજર રહ્યા હતા. તેમાં નીચેના ગૃહસ્થો પણ હતા :-

સ્વાગત મંડળના પ્રમુખ શ્રીમાન હરકીસનદાસ મોતીરામ પટેલ, છોટુભાઈ ઠાકોરભાઈ ચકાવાળા, મૂલચંદમોતીરામ, નાથુભાઈ નારણદાસ, હરજીવનદાસ પરસોત્તમદાસ પારેખ, મગનલાલ ગોરધનદાસ નાથુભાઈ ખુશાલદાસ, રા. ગોરધનદાસ કહાનદાસ અમીન, પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયમ, પાટીદારયુવકમંડળ પ્રમુખ શ્રીમાન ચંદુલાલ બહેચરલાલ પટેલ, પરિષદ્‌ના સેક્રેટરીઓ રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા, સાકરલાલ હ. પારેખ, ભીખાભાઈ કસનજી પટેલ, અને નાથુભાઈ વજેરામ, રા. મુલચંદ હરગોવનદાસ રા. ઈશ્વરભાઈ નરસિંહભાઈ પટેલ પ્રેમજીભાઈ દયાળજી એન્જીનિયર, વલ્લભભાઈ માવજીભાઈ મહેતા, નારણભાઈ માધવભાઈ, મગનલાલ પરભુદાસ લાકડાવાળા, જેઠાલાલ શીવલાલ, એ ઉપરાંત વોલંટીયર સુપ્રીન્ટેન્ડન્ટ ભગવાનદાસ નાનાભાઈ પોતાની પાર્ટી સાથે હાજર હતા. ટ્રેન આવી પહોંચતાં ખુશાલીના પોકારોથી સ્ટેશન ગાજી ઉઠયું હતું. પ્રમુખ મહાસય ટ્રેનમાંથી પ્લેટફોર્મ ઉપર ઉતરતાં તાળીઓના અવાજ વચ્ચે હારતોરથી વધાવી લેવામાં આવ્યા હતા. તે પછી તેમને વેઈટીંગ રૂમમાં લઈ જવામાં આવ્યા હતા. જ્યાં હાજર રહેલા ગૃહસ્થો સાથે ઓળખાણ કરાવ્યા પછી અઢી વાગ્યાને સુમારે પ્લેટફોર્મ પરથી નીચે ઉતર્યા હતા. પ્લેટફોર્મની નીચે પ્રમુખ સાહેબની ગાડી સુધીનો રસ્તો પાથરી દેવામાં આવ્યો હતો. સ્વયંસેવકોએ પ્રમુખ નીચે ઉતરતાં હર્ષના પોકાર કરી મૂક્યા હતા. અને તે પછી પ્રમુખને માટે ખાસ હાજર રાખવામાં આવેલી ઘોડાની ગાડીમાં તેઓને જાણીતા ચકાવાળાના કુટુંબના મી. છોટુભાઈ ઠાકોરભાઈ સાથે બેઠક આપી હાજર રહેલાં દેશી બેન્ડ (વાજા)ના સુંદર અને મધુર શરોદો સાથ એક મોટાસરઘસના

રૂપમાં આગળ વધારવામાં આવ્યા હતા. માર્ગમાં સ્થળે સ્થળે પાટીદારોમાં મહોલ્લાઓમાં પ્રમુખને હાર કલગી આપવામાં આવ્યા.

ઓ. સેક્રેટરી મી. કુંવરજી વિઠ્ઠલભાઈના મકાનમાં તેમને ઉતારે લઈ જવામાં આવ્યા. મકાનને વાવટા તોરણો અને ફુલઝાડનાં કુંડાંથી સુંદર રીતે શણગાર્યા હતાં.

**મી. કિશોરભાઈને ત્યાં ચા પાર્ટી** :- તા. ૧૬-૫-૧૪ને રોજ લીંબુશેરીમાં રા. રા. કિશોરભાઈએ પ્રથમ મહાશય અને બીજા જાણીતા ગૃહસ્થોને ચાપાર્ટી આપી હતી.

પાટીદારબોર્ડિંગહાઉસની મુલાકાત : સાડાદશને સુમારે શ્રીમાન્ પ્રમુખ સાહેબ, શ્રીયુત શિવાભાઈ મોતીભાઈ પટેલ બી.એ. એલ.એલ.બી. પ્રો. સ્વામીનારાયણ, રા.રા. વરજભાઈ વાઘજીભાઈ, રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન તથા સુરત શહેરના આગેવાન ગૃહસ્થો પૈકી રા. રા. મુળચંદભાઈ મોતીરામ, હરકીસનદાસ મોતીરામ નાથુભાઈ નારણદાસ, પાનાચંદ ઘીવાલા વગેરેએ બોર્ડિંગ હાઉસની મુલાકાત લીધી હતી. સઘળે ફરી વિદ્યાર્થિઓની નોટબૂક વગેરે તપાસી, આંતર વ્યવસ્થા જાણી સઘળાએ સંસ્થાને માટે સંતોષ ભરી લાગણી દર્શાવી હતી. વિઝિટ બૂકમાનાં શેરા આગળ બોર્ડિંગ સમાચારમાં આપવામાં આવ્યા છે.

મી. ચકાવાળાને ત્યાં રિફ્રેશમેન્ટ પાર્ટી : - બોર્ડિંગ હાઉસમાંથી પછી બારોબાર સુરત શહેરના પ્રખ્યાત શેઠ શ્રીમાન્ છોટુભાઈ ચકાવાળાને ત્યાં રીફ્રેશમેન્ટ પાર્ટીનું નિમંત્રણ હોવાથી સઘળા તેમના મુકામ પર વાડીફળીઆમાં જવા નીકળ્યા હતા. આ પાર્ટી વખતે આશરે ૧૦૦ ગૃહસ્થો હાજર હતા. મી. છોટુભાઈ ચકાવાલાએ મોટા ખરચ અને ઉત્સાહથી સઘલી વ્યવસ્થા ઉત્તમ રીતે કરી હતી. છેવટે તેમણે પોતાના નિમંત્રણને માન આપી સઘળા પધાર્યા તે બદલ સૌનો આભાર માન્યો હતો. પ્રમુખ સાહેબને હારતોરા અને સઘળાને પાન ગુલાબ આપ્યા પછી સૌ પોતપોતાને મુકામે ગયા હતા.

પરિષદનો મંડપ : પરિષદ્માં ભાગ લેવાને લોકોને વધારે સારી અનુકૂળતા થાય તે માટે પાટીદાર જ્ઞાતિના વસ્તીવાળા ભાગની નજદીકમાંજ સ્ટેશન રોડ ઉપર જ્યોર્જ થીએટરની પાસેના વિશાલ ખુલ્લા મેદાનમાં રંગબેરંગી વાવટા તોરણોથી શણગારી વિશાળ અને ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. પરિષદ્ના પ્રમુખ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો માટે એક પ્લેટફોર્મ આશરે ૭૫ માણસ બેસી શકે એવું અને ભાષણ કરનારાઓ માટે એક બીજું નાનું પ્લેટફોર્મ તૈયાર કરવામાં આવ્યું હતું. વર્તમાનપત્રના પ્રતિનિધિઓ માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી.

મુખ્ય સડકથી મંડપ ૧૦૦ વાર દૂર બાંધવામાં આવ્યો હતો. અને સડક પર એક મોટી સુંદર કમાન પરિષદ્ના નામના પડદા સાથે ઊભી કરવામાં આવી હતી. ત્યાંથી મંડપ સુધી ખાસ રસ્તો તૈયાર કરી ઠેઠ સુધી વાવટા તોરણ અને લીલા કુંજાર ઝાડો ગોઠવી દેવામાં આવ્યા હતા. મંડપ ચાર પાંચ હજાર માણસ સમાઈ શકે એવો મોટો કરવામાં આવ્યો હતો. અને ખુરસીઓથી તે ભરી દેવામાં આવ્યો હતો. વચ્ચેથી પ્રમુખના પ્લેટફોર્મ સુધીનો રસ્તો ફુલ ઝાડો અને સુંદર ગાલીચાથી આચ્છાદિત

કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓ માટે ઇલાયદી ગોઠવણ કરવામાં આવી હતી. પ્લેટફોર્મ ઉપર મર્હૂમ મી. ઠાકોરભાઈ ચકાવાળા ગોઠવવામાં આવ્યા હતા અને દરેક થાંભલા પર જુદી જુદી કોમની ઉન્નતિને માટે આવશ્યક ગુણો સંપાદન કરવાને લગતાં બોધ આપનારાં ગુજરાતી, અંગ્રેજી અને સંસ્કૃત સૂત્રો સુરત-પાટીદાર યુવકમંડળ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ તૈયાર કરેલાં ટાંગી દેવામાં આવ્યાં હતાં.

## પરિષદ્‌ના પ્રથમ દિવસની બેઠક

તા. ૧૬-૫-૧૪ને શનિવારના રોજ પરિષદની બેઠક સ્ટેશનરોડ પર આવેલા જ્યોર્જ થીએટર પાસે ખાસ તૈયાર કરેલા ઉપરોક્ત વિશાળ મંડપમાં રાખવામાં આવી હતી. સ્વયંસેવકોની મંડપમાં સારી હાજરી હતી. આજરોજ સખત તાપ અને ઉકળાટના કારણે પરિષદ્‌નો કાર્યક્રમ સાંજે ૫-૩૦ થી ૮-૩૦ સુધી નીચે બતાવ્યા પ્રમાણે રાખવામાં આવ્યો હતો.

૧. મંગળાચરણ (વિદ્યાર્થીઓ)
૨. વિદ્યાર્થીઓનું સ્વાગત-ગીત
૩. સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ
૪. પ્રમુખની ચૂંટણી
૫. પ્રમુખનું ભાષણ
૬. સબ્‌જેક્ટ કમિટિની ચૂંટણી.
૭. નવાબ સાહેબની કચેરી (સંવાદ)

## પરિષદમાં હાજર રહેલા જાણીતા ગૃહસ્થો

સાંજનો વખત હોવાથી પરિષદમાં ભાગ લેવા આવનાર ગૃહસ્થો, ડેલીગેટો, અને બી. જાઓએ ૪ વાગ્યાથી મંડપમાં આવવા માંડ્યું હતું. તેમાં નીચે પ્રમાણેનાં જાણીતા ગૃહસ્થો પણ હતા. પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ., શ્રીયુત્ મોતીભાઈ નરસિંહભાઈ અમીન, બી.એ. વ્રજભાઈ વાઘજીભાઈ વડોદરા-ધારા સભાના મેમ્બર શિવાભાઈ મોતીભાઈ જાણીતા વિદ્વાન વકતા પટેલ બી.એ, એલ.એલ.બી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, પંડિત લાલન, શ્રીયુત-વસંત. શ્રીયુન મૂળજીભાઈ દ્વારકાંદાસ પટેલ, સસ્તાં સાહિત્યવાળા સ્વામીશ્રી અખંડાનંદ. શ્રીયુત લલ્લુભાઈ ગોકળદાસ પટેલ, ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન. એ ઉપરાંત સુરતના "વનિતા વિશ્રામ"ના વ્યવસ્થાપકો શ્રીમતી બહેન નાનીબેન અને બાજીગૌરી બહેન પોતાનાં વિદ્યાર્થીઓની સાથે પધાર્યાં હતાં, અમદાવાદથી શ્રીયુત સંઘવીનાં પત્ની, મુંબઈથી શ્રીયુત મૂળજીભાઈ દ્વારકાદાસનાં પત્ની, અને ભરૂચથી ડોક્ટર નાનાલાલ ભગવાનદાસનાં પત્ની અને સુરતની કેટલીક સન્નારીઓએ હાજરી આપી હતી.

**પરિષદના કામની શરૂઆત :** બરાબર સાડા પાંચનો વખત થતાં પ્રમુખ મહાશય ખુશાલદાસ ગોકળદાસ પટેલ આવી પહોંચતાં હાજર રહેલા હજારો જ્ઞાતિ બંધુઓએ તેમને હર્ષપૂર્વક અંતઃકરણના ઉમળકાની લાગણીથી તારીખો અને "હુરરે"ના પોકાર

કરી સ્વાગત આપ્યું હતું. તે પછી પરિષદ્‌ના મંગળ કાર્યની શરૂઆત યુવકમંડળ પાટીદાર બોર્ડિંગ હાઉસનાં બાળકોએ ઈશ્વર સ્તવન અને સ્વાગત-ગીતથી કરી હતી. (જુઓ પરિશિષ્ટ-અ)

સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ એ પછી સ્વાગત મંડળના પ્રમુખ મહાશય હરકીસનદાસ મોતીરામ પટેલે હાજર રહેલા પ્રતિનિધિ વગેરેનું પાટીદાર યુવકમંડળ અને સુરત શહેર તરફથી સ્વાગત કરતાં પોતાનું નીચે પ્રમાણેનું વિદ્વતાભર્યું છાપેલું ભાષણવાંચી સંભળાવ્યું હતું.

## ત્રીજી પાટીદાર પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ
## શ્રીયુત હરકીસનદાસ મોતીરામ પટેલનું ભાષણ

ગરવી ગુજરાત અને ઐતિહાસિક કાઠિયાવાડ વગેરેના જુદા જુદા વિભાગોમાંથી જ્ઞાતહિતની ઉચ્ચ ભાવનાથી પધારેલા સમસ્ત પાટીદાર જ્ઞાતિના હિતચિંતકો !

આજના મંગળ પ્રસંગે મારૂં હૃદય હર્ષથી ઊભરાઈ ગયું છે. જે મહાન્ જ્ઞાતિ સંમેલન આ સ્થળે થયું છે. તે અદ્વિતીય છે એવા ગૌરવાંક્તિ શબ્દો ઉચ્ચારતાં મને અત્યાનંદ થાય છે.

દુનિયામાં થતાં મહાન્ કાર્યોનાં બીજ ઘણાં નાનાં હોય છે, તેમની ઉત્પાત્તને વખતે લોકોનું ધ્યાન તેમના તરફ ખેંચાતું નથી. તેઓ ધીમે ધીમે વિશેષ બળ અને જીવન પ્રાપ્ત કરે છે. જ્યારે જંગલો અને પહાડોમાં ગુપ્તપણે વ્હેતી નદી મહાન્ નદ રૂપે બહાર આવે છે ત્યારે તે આખા જગત્‌ના ચિત્તને આકર્ષે છે અને પોતાના સામર્થ્યથી અનેક લોકોપયોગી કામો સિદ્ધ કરે છે. તેવી જ રીતે જે જ્ઞાતિની પરિષદ્ આજ સુરત સ્થળે ભરાઈ છે, તે જ્ઞાતિના ઉદયનાં કેટલાંક કાર્યોને સિદ્ધ કરવા દેશદાઝ અને જ્ઞાતિપ્રેમથી ભરપૂર હૃદયવાળા અને  કરવા તમારા એવા કેટલાક નવું શિક્ષણ પામેલા ઉત્સાહી યુવાનોએ એક મંડળ સ્થાપ્યું; જ્યાં નજર કરીએ ત્યાં એક જ પ્રશ્ન ઊભો થાય છે ને તે પ્રશ્ન એક્તા કરવાનો અને જ્ઞાન પ્રચાર કરવાનો છે. એક્તા વિના જુદી જુદી દિશામાં વહેંચાયલી શક્તિઓ મોટાં કાર્યો સિદ્ધ કરી શક્તી નથી. એવા હેતુથી આ યુવકમંડળે ગુજરાતના જે જે ભાગોમાં પાટીદાર કોમે વસ્તી કરી છે તે સર્વ પાટીદાર કોમની એક પરિષદ્ ભરવાનો પ્રયાસ આદર્યો હતો. ઈશ્વરેચ્છાથી અને એ મંડળના ચાલકોના ઉત્સાહ અને કાર્યદક્ષતાથી પાટીદાર પરિષદનું પ્રથમ સંમેલન ઈ.સ. ૧૯૧૦માં આપણી જ્ઞાતિના જાણીતા નડિયાદના દેસાઈ કુટુંબના સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેશાઈના પ્રમુખપણા નીચે સુરત જીલ્લાના વાંઝ સ્થળે થયું હતું. બીજું સંમેલન પાટીદાર જ્ઞાતિના જાણીતા વિદ્વાન્ અને કાર્યદક્ષ નર રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે ગયે વર્ષે બારડોલી તાલુકાના મોતા ગામમાં થયું હતું. આજે એજ મંડળના શુભ પ્રયાસથી આ ત્રીજી પાટીદારપરિષદ્‌ની બેઠક સુરત કે જે ગત કાળના ઈતિહાસમાં વ્યાપાર, વિદ્યા ને કલાને માટે મશહૂર છે, જેની આબાદીએ અનેક વિદેશીઓને આકર્ષ્યા છે, જેની દોલતે

શિવાજીને ત્રણ વાર લૂંટ ચલાવવા લલચાવ્યો છે, ને તે પ્રસંગે જે શહેરના વીર પાટીદાર પુરુષોએ અને રમણીરત્ને તેને શહેર બહાર હાંકી કાઢવામાં આગળ પડતો ભાગ લીધો છે, જે શહેર અનેક સાહિત્યસેવકો, કુશળ વ્યાપારીઓ અને રાજ્યતંત્રીઓની જન્મભૂમિનું માન ધરાવે છે, જેના નર્મદ જેવા સ્વદેશભક્ત પુત્રે પ્રેમ-શૌર્યથી ગુજરાતને અંકિત કર્યું છે, મહિપતરામ જેવા સંસાર સુધારકને જેણે જન્મ આપ્યો છે, ને હજી પણ જેનું વાતાવરણ સંસાર સુધારો અને પ્રગતિની ગર્જનાથી ગાજી રહ્યું છે, જ્યાં પ્રાતઃ સ્મરણીય કર્ણ રાજાનેઃ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રને હાથે અગ્નિસંસ્કાર થયો છે, તે અશ્વિનીકુમાર જેવા પુણ્યક્ષેત્રથી પવિત્ર થયેલા ને બ્રિટિશ શહેનશાહતના જે શહેરમાં પાયા મંડાયા છે, એવા નામીચા શહેરમાં અને પાટીદારયુવકમંડળ કે જેના અનેક દિશા તરફના સત્પ્રયાસો આપણને સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરી નાખે છે. 'પટેલબન્ધુ' પાટીદાર બોર્ડિંગ હાઉસ' અને 'પરિષદ્' દ્વારા જે પાટીદાર જ્ઞાતિની અનુપમ સેવા બજાવી રહ્યું છે, તેના કાર્યક્ષેત્રમાં મળેલી આ ત્રીજી પાટીદારપરિષદ્‌ના સભ્યોને તે મંડળ તથા સુરત શહેર તરફથી આવકાર આપતાં મને નિઃસીમ આનંદ અને ગર્વ થાય છે. અમારૂં મોજીલું, ઉદાર, અને રસિક સુરત શહેર અતિથિસત્કાર કરવાને પૂર્ણ ઉત્સાહી છે, અને અત્રેના પાટીદાર બંધુઓ દૂર દેશાવરથી આવેલા જ્ઞાતિ બંધુઓની મહેમાની કરવા તલપી રહ્યા છે. જે મનુષ્ય જીવનમાંના ઘણા અનુપમ પ્રસંગોમાંનો એક આપ જેવા સંસ્કારી પુરુષોનું સ્વાગત કરવાનો મોકો મળ્યો છે તેથી મને પોતાને હું ભાગ્યશાળી માનું છું. એવા આનંદમય અંતઃકરણથી હું ફરી ફરી આપને આવકાર આપું છું.

બંધુઓ ! હિંદુસ્તાનની સમગ્ર જ્ઞાતિઓ પોતપોતાની જ્ઞાતિના શ્રેયને માટે પ્રયત્નવાન થઈ રહી છે. લગભગ નાની મોટી દરેક કોમની કોન્ફરન્સો ભરાય છે, અને બધા એકત્ર મળી પોતાની સ્થિતિનો વિચાર કરી ભવિષ્યમાં કેમ વર્તુવું તેની સમાલોચના કરે છે. આપણે પણ બીજી જ્ઞાતિઓની સાથે સરતમાં ન ઉતરીએ, ભૂતકાળ અને વર્તમાન સ્થિતિ ન તપાસીએ, અને ભવિષ્યને માટે વિચાર ન કરીએ તો આપણે જરૂર સૌના કરતાં પાછળ રહી જવાના. વખત એવો બારીક આવતો જાય છે કે હવે ગયા જમાનાની જૂની ઘરેડે ગાડુ હાંકવાથી ભારે હાની થવાનો સંભવ છે. દરેક જ્ઞાતિના સુખનું મૂળ વિદ્યા, ધન, આરોગ્ય, સંપ, વગેરેની પ્રાપ્તિ કરવામાં છે. જેટલા પ્રમાણમાં એ સર્વે સંપત્તિઓ પ્રાપ્ત કરીશું તેટલા પ્રમાણમાં આપણે સર્વ સુખી થઈશું. મેં સર્વથી પ્રથમ સ્થાન વિદ્યાને આપેલું છે. વિદ્યા એ સર્વ પ્રકારની શક્તિનો નહિ ખૂટે એવો પાતાલી કૂવો છે, આપણી જ્ઞાતિ એ બાબતમાં અત્યંત પાછળ છે. બીજી કેટલીક જ્ઞાતિઓ કદાચ આપણાથી વધારે પાછળ હશે પણ તેથી આપણે સંતોષ માનવાનો નથી. જ્યાં સુધી આપણી જ્ઞાતિનો એકે એક છોકરો અને એકે એક છોકરી જીંદગીને માટે-સુખી જીંદગીને માટે ખપ જોગી વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત ન કરે, જ્યાં સુધી આબરૂભેર ધન પ્રાપ્તિ કરવાનાં સાધનો તેઓને શિખવવામાં ન

આવે, ત્યાં સુધી આપણી કોમના આગેવાનોએ અને વિદ્વાનોએ જંપીને બેસવાનું નથી. આપણા અભણ અને અજ્ઞાન, ઘણા કેશમા પૈસે ટકે ગરીબ ખેડૂત જુઓ ! તેમનાં ખેતરોની દશા જુઓ ! તેમનાં ખેતીનાં સાધન જુઓ પોતાના ધંધાને લગતા વિષયનું અધૂરું અને પુરાણું જ્ઞાન જુઓ ! આ સર્વ બાબતોમાં તે બીજા સુધરેલા દેશોના ખેડૂતોથી તે કેટલો પાછળ છે તેનો વિચાર કરો. શું આપણો ખેડૂત તેઓની સાથે હરિફાઈ નજ કરી શકે ? તેનામાં અંગબળ છે, તે મહેનતુ છે, ઘણીવાર કરકસરીયો છે, તેને ભણાવીગણાવી પાવરધો કરીએ, તેને ખેતી વિદ્યાનું ઉચું જ્ઞાન આપીએ, તેને એક મોટો સાહસિક ખેડૂત બનાવીએ તો શું તે પોતાની જ્ઞાતિનું અને દેશનું ગૌરવ નહિ વધારે ? આપણા વ્યાપારમાંથી રસકસ ઉડી ગયો છે, તેને પાછો ખીલવવા કેળવણીની કેટલી બધી જરૂર છે ? માટે પ્રથમ તેઓને ભણાવો ને ભણાવો જ. કેવા ઉપાયો યોજવાથી આપણી કોમના છોકરાઓ અને છોકરીઓ કેળવણી પામી શકે તેવી યોજના ઘડવાનું આ પરિષદ્‌નું કાર્ય છે.

૩. ભવિષ્યનો આધાર વર્તમાન કાળમાં થતાં કામો ઉપર રહે છે. આ સમય માત્ર મોંઢેથી ચર્ચા કરીને બેશી રહેવાનો નથી. આપણે ત્રણ દિવસ માત્ર વાતો કરવાને મળતા નથી. આપણો અત્રે મળવાનો હેતુ એ છે કે આપણી જ્ઞાતિના હિતને માટે જે જે બંધુઓ કાર્ય કરી રહેલા છે તે સર્વે એકત્ર થઈ પોતાના કાર્યનો રીપોર્ટ રજુ કરે, એક બીજાના અનુભવો સરખાવે, પોતે કેટલા પ્રમાણમાં વિજયી નિવડયા છે અને કયી કયી બાબતોમાં હજી કચાશ રહેલી છે તેનો સર્વે મળી ડહાપણપૂર્વક વિચાર કરે અને આવતા વર્ષના કાર્યને માટે કમ્મર બાંધવા તત્પર થાય. જો તેમ થઈ શકે તો આપણા સંમેલનો સફળ થયાં કહેવાય જ્ઞાતિની શી શી જરૂરીયાતો છે તે સર્વેનો આપણે ભેગા મળી વિચાર કરીએ અને જો આપણો જ્ઞાતિસંઘ અવળે માર્ગે ચઢયો હોય કે ચઢતો હોય તો આપણે તેને કલ્યાણને માર્ગે લાવવા પ્રયત્ન કરીએ. છેવટે ઈશ્વરની એવી પ્રાર્થના કરીએ કે જે શુભ કાર્યને માટે આપણે અત્રે મળ્યા છીએ અને આપ સર્વે જે કાર્યને માટે ઘણો પરિશ્રમ વેઠી અને વખતનો ભોગ આપી અત્રે પધાર્યા છે, તેમાં આપણે વિજયી નીવડીએ અને આપણે ઉન્નતિ માર્ગમાં બેબે પગલાં આગળ જઈએ. અંતમાં હું આપ સર્વેને પ્રફુલ્લ અંતઃકરણથી સપ્રેમ આવકાર આપું છું અને આપણે પરિષદ્‌નું કાર્ય સત્વર આરંભીએ એમ ઇચ્છું છુ. રામ રામ.

**પ્રમુખની નિમણૂક :** સ્વાગત-મંડળના પ્રમુખના ભાષણ પછી રા. રા. ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જીનિયરે પ્રમુખ તરીકે શ્રીમાન ખુશાલદાસ ગોકળદાસ પટેલને નીમવાની દરખાસ્ત મૂકી, તેને મી. છોટુભાઈ ઠાકોરભાઈ ચકાવાળાએ ટેકો આપ્યો બાદ વધુ અનુમોદન આપતાં "પાટીદાર યુવક મંડળ"ના ઓનરરી પ્રેસિડેન્ટ સિહોર નિવાસી શ્રીમાન્ ચંદુલાલ બહેચરલાલ પટેલે જણાવ્યું કે આજનો પ્રસંગ મહાન્ છે અને તે માટે તેના પ્રમુખ તરીકેની વ્યક્તિ પણ તેટલીજ મહાન હોવી જોઈએ. તોજ આપણી પસંદગીની સાર્થકતા છે. આપણા સર્વમાંથી ખુશાલભાઈ જેવા મહાન

પુરુષની દરખાસ્ત થાય તે સ્વાભાવિક છે. સ્થૂલ દૃષ્ટિથી જોતાં માલમ પડે છે કે તેમને કંઈ યુનિવર્સિટી આદિની ઉપાધિ નથી. પણ બંધુઓ ! ભૂલવું જોઈતું નથી કે કેળવણી લેવાનાં ત્રણ મહાન સ્થળ છે. પ્રથમ ગૃહ, બીજું સ્કૂલ કે કોલેજ અને ત્રીજું જનસમાજ. આ મહાશય ત્રીજા સ્થાનમાં બહુ જ ઊંચી કેળવણી લઈ શક્યા છે. આપણે સર્વેને અત્યારે અનુભવી માણસની માનસિક, શારીરિક અને આર્થિક પ્રગતિ મુખ્યત્વે કરીને તેની જનસમાજની કેળવણી ઉપર આધાર રાખે છે. તેઓને આ અનુભવની કેળવણી વિશેષ છે માટે પસંદગી યોગ્યજ છે.

મી. ચંદુલાલે વિશેષમાં જણાવ્યું હતું કે આજકાલ જે વિદ્વાનો કેળવણીમાં પ્રગતિ કરી રહ્યા છે તેમાં મુખ્ય બોર્ડીંગની સ્થાપના આદિ છે. તેઓશ્રી ઉપાધિરહિત હોવાથી ૧૮૮૪માં ૧૮૪ છોકરાની બોર્ડિંગ સ્થાપી શક્યા છે. તે ઉપરાંત તે બોર્ડિંગ એકલા પાટીદારની કે એક જ્ઞાતિની નહતી. સાર્વજનિક ઉદેશથી સ્થાપન કરેલ સર્વ જ્ઞાતિને માટે તે બોર્ડિંગ હતી. કૂપમંડુકની પદ્ધતિ તેઓએ ગ્રહણ કરી નહતી. દેશની ઉન્નતિ કે પ્રાણીની ઉન્નતિ એજ મનુષ્ય માત્ર જીવનનો ઉદેશ હોવો જોઈએ. એ ઉદેશ તેઓનો હતો. આજકાલ જે સંસ્થાઓ સાર્વજનિક ઉદેશથી બહુજ સારી રીતે ચાલી શકે છે તેવી તેઓની સંસ્થા જુના વખતમાં હતી, તે બહુ ગૌરવ દર્શાવનારી વાત છે : કેમકે તે સમયે અત્યારના જેવા સંજોગો નહોતા તોપણ તેઓએ ઉત્તમ આદર્શરૂપ સંસ્થાઓ સ્થાપી છે. ઉપરાંત તેઓ બહુજ કફોડી સ્થિતિમાં અંતે બચપણમાં હોવા છતાં એક મહાન પુરુષ થઈ શક્યા છે; માટે તેમનું જીવન આદર્શ રૂપ છે. Lives of great men all remind us how to make our lives sublime. આવા મહાન પુરુષની જીંદગી જ આપણને મહાન અનુભવ આપી સંસાર સાગર તરાવી શકે છે. તેઓએ જે હુશિઆરીથી, જે યુક્તિથી, જે પારમાર્થિક પદ્ધતિથી ક્રમે ક્રમે મોટી પદવી મેળવી તે લક્ષમાં રાખી તેના જેવા મહાન પુરુષ થતાં આપણે તેઓશ્રી પાસેથી શીખવાનું છે. આવું આપણે કાંઈક શીખીશું તોજ તેઓના પ્રયાસનું સાર્થક છે. ટુંકમાં તેઓને યુવકમંડળ તરફથી વિનતિ કરું છું કે તેઓશ્રી પ્રમુખપદ સ્વીકારી મને આભારી કરે.

## પ્રમુખની વધુ ઓળખાણ

એ પછી શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ અનુમોદન આપતાં પ્રમુખની ઓળખાણ આપનારૂં વિવેચન કીધું હતું, જેમાં તેઓએ જણાવ્યું હતું કે આજે તમો સન્મુખ એક આનંદ-જનક કામ માટે ઊભો થયો છું. તમોએ જે ગૃહસ્થને પ્રમુખ તરીકે પસંદ કીધા છે તેમનો વિશેષ પરિચય હું આપવા ધારૂં છું. આપણા પ્રમુખે બાલ્યાવસ્થામાં એક સત્યશીલ કુટુંબમાં જન્મ લઈ તે વેળા વિદ્યાના સાધનો થોડાં હતાં છતાં પણ વિદ્યા સંપાદન કરી પોતાના જીવન ક્રમની શરૂઆત કલેક્ટરના તાબામાં રેવન્યુ ખાતામાં તેમના કલાર્ક તરીકે જોડાઈને કરી હતી. એ રેવન્યુ ખાતું આપણી કોમના ખેતીના ધંધા સાથે સંબંધ ધરાવનારૂં ખાતું છે, અને તે ખાતાને લગતી નોકરીમાં તેઓએ પ્રવેશ કરી પોતાના જાતિ બન્ધુનું ભલું કરી શકાય તેટલો અનુભવ

મેળવ્યા પછી તેઓને હિસાબી ખાતાનું સારૂં જ્ઞાન હોવાને લીધે નાણાખાતાનું કામ સોપવામાં આવ્યું. અને તે પછી મુંબઈ બેંક જેવી પ્રથમ પંક્તિમાં ગણાતી બેંકમાં તેમને સરાફ તરીકે નીમવામાં આવ્યા હતા. કે જે જોખમદાર કામની ફરજ બજાવવાને દુરંદેશીપણું અને કોને નાણાં આપવા એ વિગેરે સંબંધી સારા સારા વિચારની જરૂર છે, તે કામ તેમને અમદાવાદ જેવા ધાંધળીઆ શહેરમાં સોપવામાં આવ્યું અને તેમાં તેમના હાથે પસંદ કરવામાં આવેલા ઘણા માણસોને નીમવામાં આવ્યા હતા. આ ઉપરાંત એઓ સાહેબનો સ્વભાવ પરગજુ અને પરોપકારી છે. અમદાવાદમાં ખાનગી કે જાહેર કોઈ દુકાળની રેલની કે અનાથાશ્રમ વગેરે સરખી કોઈ પણ સંસ્થા એવી નહિ હશે કે જેમાં તેમનો હાથ નહિજ હોય. તેઓએ પોતાના જીવનથી આપણને એટલું શીખવ્યું છે કે, પોતાને હાથે પારકાની ઉન્નતિ કરી શકે તોજ મનુષ્ય જીવનનું સાફલ્ય થઈ શકે છે. એઓ સાહેબને નાનપણથી હું ઓળખું છું અને તેઓએ ઘણાક પોતાની કોમના માણસોને નોકરી વગેરે આપી ઠેકાણે પડાવ્યા છે આવા ગૃહસ્થને આપણી આ પરિષદના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવા એ વધારે આનંદદાયક કામ છે, અને તેને હું અંતઃકરણથી અનુમોદન આપી બેસવાની રજા લઉં છું.

## પ્રમુખનું ભાષણ

એ પછી પ્રમુખે તાળીઓના અવાજ વચ્ચે પરિષદનું અધ્યક્ષસ્થાન લેતાં તેમને પુષ્પમાળા આપવામાં આવ્યા પછી પ્રમુખ મી. ખુશાલદાસ ગોકળદાસે જણાવ્યું કે હું અમદાવાદથી સુરત આવ્યો ત્યારે આવો ભવ્ય મેળાવડો થશે એવી મેં આશા રાખી ન હતી. પણ આજની આ ભવ્ય હાજરી બતાવે છે કે આપણા દેશ અને ન્યાતનો સુધારો થવાને લાંબો વકત હવે નહિં જતાં થોડો વખત લાગશે. સુરતના લોકો આટલા બધા પ્રેમાળ હશે એવું હું જાણતો નહોતો પણ મારા અત્રે આવવા પછી મારા તે વિચારમાં ફેરફાર થયો છે. આવાં મોટા સમુદાયનાં કામો સાધારણ માણસોથી થઈ શકતાં નથી, પણ તેમાં વિદ્વાન માણસોની જરૂર છે. આ કામ માટે તમે ગયે વર્ષે આ પરિષદના પ્રમુખ તરિકે સદ્‌બુદ્ધિ વાપરી પાટીદાર કોમમાં જાણીતા થયેલા અનુભવી અને તે કોમના ભલામાં પ્રીતિ રાખનાર રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈને નીમ્યા હતા. તેઓએ બતાવેલી લાગણી એટલી ઉંચા પ્રકારની હતી કે એ સંબંધે હવે હું વધારે કાંઈ કહી શકું નહિ. એમ છતાં પણ હું કહીશ કે એક વાત ફરી ફરી કહેવાથી જે સુધારા આપણે કરવાના છે. તે ભૂલી જવાના નથી. પણ જે કામ કરવાનું હોય છે, તે સંબંધમાં વધારે દૃઢ થવાય છે. આવાં કામો ઘણા જણની સહાયતા વિના થઈ શકે એમ નથી, અને તેથી કરીને તમો જે ગૃહસ્થને પ્રમુખ તરીકે પસંદગી આપો છો તેને નીભાવી લઈ યશ આપવો એ તમારે હાથ છે. હું તમોને જે કાંઈ કહું તેનો સાર ગ્રહણ કરશો. આવી પરિષદ્‌ના વાર્ષિક મેળાવડા કરવાથી ઘણા લાભ થાય છે. એક તો પચાસ-સાઠ કોસ જેટલા અંતરે વસ્તા આપણા જ્ઞાતિબંધુઓની મુલાકાતનો લાભ થાય છે, અને એક બીજાના વિચારોની આપ લે કરી શકાય છે. ઘરમાં બેસી

રહેવાથી માણસ કોઈ દિવસ વિદ્વાન થઈ શકતો નથી, અને તેટલા જ માટે વૃદ્ધ અને યુવાનો સાથે મળી વિચાર કરવાથી ઘણા લાભો લઈ શકે છે. આટલું જણાવી તેઓએ પોતાનું તૈયાર રાખેલું ભાષણ મી. ભાઈલાલભાઈને જોરાભાઈને અમીનને વાંચવા કહેતાં તેઓએ તે વાંચી સંભળાવ્યું.

**શ્રીયુત ખુશાલદાસ ગોકલદાસ પટેલે સુરતમાં**
**તા. ૧૬-૫-૧૮ થી ૧૮-૫-૧૮ સુધી મરાયલી ત્રીજી પરિદાર પરિષદના**
**પ્રમુખ તરીકે તા. ૧૬-૫-૧૮ ને રોજે આપેલું ભાષણ**

માનવંતા ભાઈઓ,

પાટીદારપરિષદની આ ત્રીજી બેઠકના પ્રમુખનું પદ મને આપ્યું તેને હું ઘણું માન સમજું છું, અને તે માટે આપ સર્વનો અંતઃકરણથી આભાર માનું છું. આવો અગત્યના મેળાવડાના પ્રમુખપદ માટે બીજી બેઠક વખતે જેમ એક વિદ્વાન ગૃહસ્થને પસંદ કરવામાં આવ્યા હતા; તેમ આ પ્રસંગે પણ થયું હોત તો આપણને વધારે લાભ થાત. આવી જાતનાં મોટાં મંડળોની પ્રગતિ મોટે ભાગે તેના પ્રમુખ ઉપર આધાર રાખે છે, માટે પ્રમુખ પસંદ કરવામાં એ વાત લક્ષમાં રાખવા જેવી છે. મને સોંપવામાં આવેલું કામ આપ બધાની મદદ વગર સાંગોપાંગ પાર ઉતરવું કઠણ છે, માટે મને મદદ કરી નીભાવી લેવાનો બોજો આપના પર રહેશે. મારામાં જે દોષ દેખાય તે જોયા ન જોયા કરી ક્ષમા દૃષ્ટિથી માત્ર વિષય ઉપર લક્ષ આપશો, તો મારો પ્રયાસ સફળ થયો માનીશ.

પરિષદો ભરવાથી ઘણા લાભ થાય છે, એવું આજકાલ દરેક પ્રજા માને છે, અને તેટલાજ માટે દેશેદેશ દરેક જાતનાં લોકોપયોગી કામોના સંબંધમાં વિચાર કરવા પરિષદો ભરાય છે. આપણા દેશમાં બીજા દેશોના દાખલા લેવાવા લાગ્યા છે, અને આપણે તેમાંના એક છીએ. આવા મેળાવડાથી છુટા છુટા ભાગોમાં રહેતા ભાઈઓની મુલાકાત થાય છે, એક બીજાની રીતભાતથી જાણીતા થવાય છે, જુદા જુદા લોકોપયોગી વિષયો અને વિશેષે કરીને જ્ઞાતિની પરિષદોમાં જ્ઞાતિના લાભાલાભની બાબતો રૂબરૂ બહુ ખુલાસાથી અને છૂટથી વિચારવાનો પ્રસંગ મળે છે. બધાની સાથે ભાઈચારો વધે છે, અને પરિણામે એક વ્યક્તિ બીજીને પ્રસંગોપાત બહુ ઉપયોગી થાય છે.

મોતા મુકામે મળેલી પરિષદ વખતે આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવા માટે અનેક જાતના વિચાર થઈ ગયા છે તથા તે માટે ઘણી જાતની યોજનાઓ પણ બતાવવામાં આવી છે. એટલે હું કાંઈ નવી વાત બતાવી શકીશ એમ મને લાગતું નથી. પરંતુ કહી ગયેલી વાતોના સંબંધમાં હજી જોઈએ તેવાં પગલાં ભરાયાં નથી, તેથી તે ભુલાઈ ન જવાય એટલા માટે તે માંહેની કેટલીક બાબત હું ફરીથી કહીશ તો તે નિરર્થક નહિ ગણાય.

દરેક ડાહ્યા માણસ કબૂલ કરશે કે કોઈ પણ પરિષદને ફતેહમંદ કરવામાં વ્યક્તિઓના ઐક્યની જરૂર છે, કેમકે દરેક પરિષદ્ વ્યક્તિ વડેજ બને છે. જુદા જુદા

પરમાણુથી જગત જેવી પ્રૌઢ રચના બની છે, છૂટી વસ્તુઓ ભેગી થવાથી તેમાં બળ આવે છે, અને તેનાંથી કોઈ પણ મહત્ત્વનું કામ થઈ શકે છે, તેજ પ્રમાણે વ્યક્તિઓ વિષે પણ ગણાય. રેતીનો એકલો કણ રખડતો હોય તો તે પવનથી ઉડી જાય અથવા પાણીમાં ઘસડાઈ જાય પણ તે એકઠા થાય તો ડુંગર જેવું ભયાનક રૂપ બને. તેમ વ્યક્તિ ભેગી થાય તો તેનું રૂપ પણ ન્યારૂં જ બને. વસ્તુની આવી સ્થિતિ આપણને સૂચવે છે, કે કોઈ પણ એકલવાયું અંગ પાંગળું છે. વ્યક્તિઓનાં અંગ જુદાં જુદાં છે, છતાં તેમનાં મનબળ જ્યારે એકત્ર થાય છે ત્યારે તેમની બધી શુભેચ્છાઓ સહેલાઈથી પાર પડી શકે છે. જનસમાજના દરેક મોટા કામમાં વ્યક્તિઓએ એકત્ર થવાની જરૂર છે. એવાં કામ આરંભનારાએ સેવાનું સૂત્ર હંમેશાં આંખ આગળ ને આંખ આગળ રાખવું જોઈએ. એથી ફતેહ મળે છે અને કોઈ દિવસ નાસી પાસી મળતી નથી. ઘણી વ્યક્તિઓ ભેગી થાય છે ત્યારે કોઈ કોઈ વાર મતભેદ અને વિચારભેદ ઉત્પન્ન થાય છે, પરંતુ એવે ટાણે પક્ષ બંધાવા નહિ જોઈએ. પક્ષ બંધાવાનો કવચિત્ પ્રસંગ આવે તો તે વખતે થોડી ઘણી છૂટછાટ મૂકીને એકમેકને મળતા થવું અને તડ પડતાં અટકાવવાં. આ નિયમને અનુસરીને આપણું ''પાટીદાર યુવક મંડળ'' કામ કરે છે, તે જોઈ મને ઘણો આનંદ થાય છે. હું આશા રાખું છું કે હાલનું બંધારણ હંમેશને માટે કાયમ રહેશે.

કુટુંબના એકેએક માણસની સ્થિતિ સર્વ પ્રકારે સારી હોય તો આખું કુટુંબ સારૂં કહેવાય. જ્ઞાતિ એ ઘણાં કુટુંબોનો સમૂહ છે; તેથી તે માંહેનાં બધાં જ કુટુંબ સારાં હોય તોજ આખી જ્ઞાતિ સારી કહેવાય. આ વ્યાખ્યા આપણી હાલની સ્થિતિમાં આપણને લાગુ પડતી નથી. કેમકે આપણે આજે આખી જ્ઞાતિની સ્થિતિ સરખી નથી. એ સૂત્રના અધિકારી થવાનો બોજો આપણે આજે ઉપાડયો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વાણીઆ, કાયસ્થ વગેરે જ્ઞાતિઓ જેઓ કેળવણી અને વેપાર રોજગારમાં આગળ વધી છે, તેની સાથે સરખાવતાં આપણે છેકજ પાછળ છીએ. વેપાર તો કેટલાક અપવાદ સિવાય આપણી જ્ઞાતિના જાણવા કે સમજવામાં છેજ નહિ, અને કેળવણી પણ નહિ સરખી છે.

અભણતાને લીધે પછાત પડવાનું દૂષણ દૂર કરવાનો પહેલો ઉપાય ભણવા અને ભણાવવા માંડવું અને ભણવા ભણાવવા પ્રત્યે ભાવ રાખવો. એ બેઉની સાથે અન્ય જ્ઞાતિની સાથે ભણવાની બાબતમાં હરિફાઈ કરવી. હરિફાઈ એ એક રૂપે અદેખાઈ છે ખરી, પરંતુ એ અદેખાઈ સુમાર્ગની છે. હરિફાઈ, મંડ્યા રહેવું, અને ભાવપૂર્વક અભ્યાસ કરવો કરાવવો એ વિદ્યા ભણાવવામાં આવશ્યક છે. ભણતરમાં ધનની જેટલી જરૂર છે તેના કરતાં એ ગુણોની વિશેષ જરૂર છે. આજથી ત્રીશેક વરસ ઉપર આપણા મુસલમાન ભાઈઓમાં આજના જેટલા ભણેલા ન હતા, અને તે છેક પછાત વર્ગમાં ગણાતા હતા. પ્રસંગે પ્રસંગે સરખામણી થતાં તેમને તેમની સ્થિતિનું ભાન થયું ત્યારે તેમણે આપણી પેઠે ભેગા થઈ પોતાની સ્થિતિનો વિચાર કરવા માંડયો. એ કોમ પણ ઘણે અંશે આપણી માફક સાધન રહિત હતી, પરંતુ ઐકયમાં આપણા કરતાં ચડીઆતી હતી અને હાલ પણ તે છેજ. ઐકયે અભણપણા ઉપર વિજય મેળવવાને તેમને ઉશ્કેર્યા

અને આગળ વધેલી કોમો પ્રત્યેની હરિફાઈનો વિચાર તેમની મદદે આવ્યો. તેમનામાં જેઓ ધનવાન હતા તેમણે ધનની મદદ કરવા માંડી, અને જેઓ વિદ્વાન હતા તેમણે વિદ્યાદાનની મદદ કરવી શરૂ કરી. તેની સાથે તેમને નામદાર સરકારની મદદ માગવાની સલાહ મળી. તે પ્રમાણે તે તેમણે બહુ ડહાપણ અને વિવેકથી માગી અને નામદાર સરકારે તેમને પછાત પડેલા સમજીને જરૂરની મદદ આપી. તેમના તરફથી તેમને સારૂં ઉત્તેજન મળ્યું. એટલે થોડા વખતમાં પરિણામ એ આવ્યું કે આજે ઘણા વખતની મહેનત અને પ્રયાસ વડે આગળ વધેલી કોઈ પણ પ્રજાની બરોબરી તેઓ કેટલેક અંશે કરી શકે છે. હું ધારું છું કે, જો બીજી કોમો પ્રમાદમાં પડશે તો તેઓ પાછળ પડી જશે. આ ખંત, ઐકય અને ઈચ્છાનું પરિણામ છે. માટે આપણે પછાત પડેલા હોવાથી તેમનો દાખલો લેવો જોઈએ.

આપણે કેળવણીમાં પછાત છીએ એ વાત આપણને અનેકવાર કહેવામાં આવી છે અને આપણ તે એકે અવાજે કબૂલ પણ કરીએ છીએ. આપણા પટેબન્ધુએ એ વાત દરેક પ્રસંગે, અને તેના દરેક અંકમાં કહ્યા કીધી છે. એટલે એ વિષે જે કહીએ તે હવે વધારે છે. આપણે આજે જેટલા ભેગા થયા છીએ. એટલા જ કુટુંબની આપણી જ્ઞાતિ હોત, ને તેટલાનેજ બીજા સાથે સરખામણીમાં આવવાનું હોત, તો આપણને કોઈ પછાત ગણી શકત નહિ. એ સ્થિતિએ તો આપણે છેક આગળનો ભાગ માગી શકત. પણ આપણી આખી જ્ઞાતિના સંબંધમાં તેમ નથી. કેમકે આપણે અહીં આગળ તો એક મુઠીભર બેઠા છીએ અને આપણી બધી વસ્તી તો પંદર લાખ ઉપરાંત છે. આપણી મોટી સંખ્યામાંથી ગઈ પરિષદ વખતે કેળવણી પામેલાનું તારણ કરવામાં આવ્યું હતું. તે ઉપરથી તમે જાણ્યું હશે કે રા.બા. ગોવિંદભાઈના કહેવા પ્રમાણે આપણામાં કેળવણી ''દરીઆમાં થોડી ખસખસ'' જેવી છે. તેમના અથવા મી મોતીભાઈ નરસિંહભાઈ અમીનના કહેવા પ્રમાણે પાટીદાર જ્ઞાતિમાં કેળવાયલાની સંખ્યાનો સાર નીચે મુજબ નીકળે છે.

કેળવણીનો અર્થ કદી વાંચતાં લખતાં જેને આવડતું હોય તેને ભણેલામાં ગણીએ તો પણ દશ હજાર પુરુષોમાં માત્ર પચીસ જણ અંગ્રેજી ભણેલા નીકલે છે. ગુજરાતી ભાષા ભણેલાની સંખ્યા દર હજાર પુરૂષે પચાશ છે. આટલું પ્રમાણ પણ શહેરો અને કસબામાં વસતા ભણતરનો લાભ લેવાને અનાયાસે ભાગ્યાશાળી થયેલા પાટીદારોને લીધે છે. જો તેમને બાદ કરીએ તો પરિણામ નહિ સરખુંજ આવે, કેમકે ગામડાં તો તદ્દન અભણજ છે. સ્ત્રી કેળવણી વિષે વિચાર કરતાં તો શરમાવું જ પડે છે. તમે તો શું પણ કોઈ ત્રાહિત માણસ પણ આવડી મોટી જ્ઞાતિની આ સ્થિતિ જોઈ દિલગીર થયા વગર રહેશે નહિ.

કોઈ પણ સમૂહને ઉન્નતિના શિખરપર ચડાવનાર વિદ્યા એ એક મોટું યંત્ર છે એ યંત્ર પ્રાપ્ત કરવાને પ્રયત્ન ન કરવો એ દરેક જણની જીંદગીમાં મોટામાં મોટી ભૂલ કરવા સમાન છે. નામદાર અંગ્રેજ સરકાર અને શ્રીમંત ગાયકવાડ સરકારે પોતપોતાની હકુમતમાં દરેક કોમને કેળવણી આપવા જરૂરની ગોઠવણ કરી છે-એ

વાત પ્રથમ તમને કહેવામાં આવી છે, એટલું જ નહિ પણ આપણામાંથી એથી કોઈક જ અજાણ્યા હશે. વિદ્યાભ્યાસ કરવાનાં સરકારે સાધન પુરાં પાંડ્યાં છે, અને તેનો લાભ બીજી કોમો લે છે તે આપણે દેખીએ છીએ, છતાં આપણાં છોકરાને આપણે ભણાવવા તરફ બિલકુલ લક્ષ આપતા નથી એ ખરેખર દિલગીર થવા સરખું છે.

ગુજરાતી ભણવાનું શરૂ કરાય તેવી ઘણાંખરાં નાનાં ગામોમાં શાળાઓ છે, તેથી ચડતો અભ્યાસ કરી શકાય. તેવી શાળા વધારે વસ્તીવાળાં ગામોમાં છે, અને અંગ્રેજી શીખવાનું શરૂ થઈ શકે તેવું તાલુકાના ગામોમાં સાધન છે. આપણી ન્યાતની ઘણી વસ્તી એવી શાળાવાળાં ગામોમાં છે. છતાં તેઓને તેનો લાભ લેવાની ઇચ્છા જ નહોય એવું જણાય છે. એ ઇચ્છા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. આ કામ ઘણું ભારે છે છતાં થોડો થોડો પ્રયત્ન કરવામાં આવશે તો તે થઈ શકશે. જેમ જેમ અભણ લોકોને લાભ થતો જણાશે તેમ તેમ લાભ લેનારની સંખ્યામાં વધારો થવા લાગશે. છોકરા થોડું થોડું ભણશે તો પણ તેમને લાભ થશે. તેમના શાહુકારો તેમને છેતરી શકશે નહિ. નામું ઠામું રાખતાં શીખશે તો તેમને નાના નાના વેપાર રોજગાર કરવાની ગમ પડશે. એ બધાંની સાથે હિસાબકિતાબની આવડતથી કરકસરની ખરી કીંમત તેઓ સમજી શકશે. ઘર આગળ થતા ખર્ચ ઉપર દાબ રાખી શકશે અને કેટલોક વખત વીતે થોડું થોડું ધન બચાવતા થઈ પોતાનાં બાળકોને કેળવણી આપવાને શક્તિમાન્ થશે.

ધનવાન કરતાં ગરીબના છોકરા સારૂં શીખી શકે છે. તેમ ધન વગરના થોડાં સાધનવાળા પોતાનાં છોકરાને સારી કેળવણી આપી શકે છે એવી મારી ખાતરી થઈ છે. મારા બચપણ વખતે નાના પગારવાળા મહેતાજી, તલાટી, કારકુનો, વગેરે સાથે મારે ઘણો સંબંધ હતો. અને તેમાંના ઘણાક તો મારા અંગત મિત્રો હતા. ગરીબ સ્થિતિને લીધે તેમને નાના નાના પગારવાળી નોકરીઓ કબૂલ કરવી પડી હતી. એવા લગભગ પોણોસો મિત્રો હતા. પોતાની આવક થોડી હતી તે છતાં ભણવાથી પોતાની સ્થિતિ બદલાઈ છે એવું સમજાવાથી તેમણે સુખે દુઃખે પોતાના છોકરા અને ભાઈઓ વગેરેને વિદ્યાભ્યાસ કરાવ્યો એટલું જ નહિ પણ માત્ર એકાદ બે જણ સિવાય બધાએ તેમને જુદી જુદી જાતના ગ્રેજ્યુએટ થતા સુધી અભ્યાસ કરાવ્યો. એ છોકરાઓ પૈકી હાલમાં કેટલાક હાઈકોર્ટ પ્લીડર, મુનસફ, મામલતદાર, ચીટનીસ, અવલ કારકુન, પોલિસ ઇન્સ્પેક્ટર, તારમાસ્તર પોસ્ટ માસ્તર, અને સ્કૂલ માસ્તરો છે. તેમાંના ઘણું કરીને બધાએ સારા હોદ્દા ભોગવે છે. અને સારા પગાર મેળવે છે. એટલું જ નહિ પણ તેમાંનો ઘણું કરીને દરેક જણ પોતાના સગાં વહાલાં અને નાતજાતના છોકરાઓને વિદ્યાભ્યાસ કરાવવામાં બહુ સારી મહેનત લે છે, અને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં શક્તિ અનુસાર પૈસાની મદદ પણ કરે છે.

ગરીબ માણસ પણ ધારે છે તો પોતાના છોકરાને કેળવણીના શીખરપર ચડાવી શકે છે. માટે આપણે ગરીબ છીએ તેથી આપણા છોકરાને ભણાવવાનું આપણાથી નહિ બને એવું માનવું ભૂલભરેલું છે. બાપનું બારમું કરવાને, દીકરી પરણાવી મોટાં ખર્ચ કરવાને, અને આડોશીપાડોશી સાથે તકરાર થાય તો તેનો કજીઓ લડવામાં આપણે સેંકડો રૂપીઆ

ખરચવાને મેળવીએ છીએ, અને છોકરાને ભણાવી ભવિષ્યનું આખું કુટુંબ સુખી કરવાનું સાધન પ્રાપ્ત કરવાને ઢીલાપણું બતાવીએ છીએ એ કેટલું ગેરવાજબી છે ? છોકરા ભણાવવા માટે કરજ કરવું પડે તો તે કરવાથી પાછા હઠવું નહિ જોઈએ.

વિદ્યા વડે તનમનનાં બધાં સુખ મેળવી શકાય છે. તેમ આલોક પરલોકનાં સુખ પ્રાપ્ત કરવાનું પણ એ મુખ્ય સાધન છે. લાખો રૂપિયાનું ધન ભેગું કરી તેના સેંકડો ચરૂ છોકરાઓને સોંપવા કરતાં તેમને વિદ્યાથી ભરેલો માત્ર એક ચરૂ સોંપવો બહુ ઉત્તમ છે. કેમકે રૂપિયાના ચરૂ તો કોઈક દહાડો તેમને છોડીને જતા પણ રહેશે અને વિદ્યા તો કોઈ પણ સ્થિતિમાં તેમની સાથે જ રહેશે. કોઈપણ ડાહ્યો માણસ છોકરાંને વિદ્યાભ્યાસ કરાવવાની ભલામણ કરે છે તેવું કારણ એટલુંજ છે કે એકલી વિદ્યાજ આ બારીક સમયમાં જીંદગી સુખાળી કરવાનું ખરૂં સાધન છે.

મારે કબૂલ કરવું જોઈએ છે, કે પાટીદારનો મોટો ભાગ ઘણો, ગરીબ છે, અને તેમને નાનાં નાનાં ગામોમાં રહેવાના સંજોગો આવેલા છે. તેથી તેમાંના બધાથી હાલ તરત ઉંચી કેળવણી લેવાનું બને તેમ નથી. પરંતુ તેમનાં છોકરાં થોડું થોડું તો ભણી શકે, અને તેટલું તે ભણાવી શકે તેમ છે. ધીરે ધીરે ચડતાં નીસરણી ચડાશે, માટે તુરત વેળા તેમને ખેતરમાં મોકલવાને બદલે નિશાળમાં મોકલવાં જોઈએ. શરૂઆતમાં તેમને થોડું થોડું પણ શીખવવું જોઈએ.

પાટીદાર ગરીબ છે, તેથી તેમનાથી ભણતરનું હાલનું વધી ગયેલું ખર્ચ ઉઘડતું નથી એ વાત પણ કોટી નથી. પરંતુ આ મુશ્કેલી બહુ ભારી નથી. બધાની મરજી હશે, બધાની ઇચ્છા હશે અને બધા એક વિચારના થઈ શકશે તો એ હરકત તો સહેલાઈથી દૂર થઈ શકે તેમ છે એક નાનું સરખું એકવારકું ઉઘરાણું, અને એક નાની સરખી વાર્ષિક ભેટ આપવા પંદર લાખ માણસ અથવા લગભગ ચાર લાખ ઘર કબૂલ થાય તો મદદ માટે જોઈતા રૂપીઆનો એક મોટો ડુંગરો થઈ જાય. એ રકમનું વ્યાજ અને થોડી થોડી વાર્ષિક ભેટ વડે સેંકડો છોકરાને કોઈ પણ જાતની કેળવણી આપી શકાય તેમ છે. પણ એ દહાડો ક્યા ?

ઘર છોડીને બીજા સ્થળે કેળવણી લેવા જવાની ઇચ્છા રાખનાર છોકરાને સવડ કરી આપવાની જરૂર છે. એ જરૂર ઘણા દહાડાથી જણાઈ છે અને તે જરૂર પુરી પાડવાનાં પગલાં ભરાતાં જોઈ આનંદ થાય છે. સુરત વિભાગમાં એક બોર્ડિંગ હાઉસ કાઢવામાં આવ્યું છે અને તેમાં વિદ્યાર્થીઓની સારી સંખ્યાને આશ્રય આપવામાં આવે છે. એ આશ્રય માત્ર મેટ્રીક સુધી ભણનાર છોકરાને મળે તેમ છે. કૉલેજમાં અભ્યાસ કરનારને એ બોર્ડિંગ હાઉસ કામમાં આવે તેમ નથી. કેમકે સુરતમાં કોઈ પણ કૉલેજ નથી. તાલુકાનાં ગામોમાં પણ નાના પાયા પર બોર્ડિંગ કાઢવાની જરૂર છે, અને તેને માટે સારૂં ભંડોળ ઊભું થવાની જરૂર છે. ખેડા જિલ્લામાં નડીયાદમાં સરકારી બોર્ડિંગ છે, પેટલાદમાં મી. મોતીભાઈ નરસિંહભાઈએ સ્થાપેલું બોર્ડિંગ છે. અમદાવાદમાં હાલમાં એક બોર્ડિંગ હાઉસ સર ચીનુભાઈ માધવલાલને ખર્ચે મેટ્રીક સુધી વિદ્યાભ્યાસ

કરનાર માટે બંધાયું છે, અને ગુજરાત કૉલેજ માટે હોસ્ટેલ પ્રથમથીજ છે.

બોર્ડિંગ હાઉસોમાં રહી સેંકડો છોકરા અભ્યાસ કરવાને ભાગ્યશાળી થઈ ગયા અને હાલમાં સેંકડો વિદ્યાભ્યાસ કરે છે, અને હવે પછી પણ કરશે. હું પણ મારી બાલ્યાવસ્થામાં ગુજરાતમાં ગુજરાતી કેળવણીના પિતા મર્હુમ રા.સા. મહીપતરામ રૂપરામની દેખરેખ નીચે ચાલતા બોર્ડિંગમાં રહેતો હતો. મારી હાલની સ્થિતિ તે બોર્ડિંગને આભારી છે.

આપણે ગરીબ છીએ તેથી ઘણું ખર્ચ કરવાને અશક્ત છીએ. માટે જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં નાના બોર્ડિંગ કાઢવાની ગોઠવણ કરવી જોઈએ. એ બોર્ડિંગો કાઢવાને ઉઘરાણું થવું જોઈએ. આપણે સરકારને લોકલસેસ ભરીએ છીએ, છતાં તેનો લાભ લેતા નથી, એ સરકાર પોતે પણ જાણે છે. લોકલફંડ દાખલ થયું તે વખત તે ખેડૂતના ઉપયોગી કામમાં વાપરવાનું હતું. તે પ્રમાણે તે અત્યાર સુધી વપરાયું. હવે તેમાંથી મોટે ભાગે નિશાળો ચલાવવામાં આવે છે. માટે આપણે તેમાંથી આપણાં નાનાં બોર્ડિંગ હાઉસ ચલાવવા માટે થોડી થોડી મદદ સરકાર પાસે માગીશું તો હું ધારૂં છું કે સરકાર તેને ગેરવાજબી નહિ ગણે. લોકલ ફંડનો મોટો ભાગ આપણે છીએ. એટલે આપણી માગણી અયોગ્ય નહિ. મનાય એમ લાગે છે. સરકાર માબાપ છે એટલે તેમની પાસે માગવાને આપણને કાંઈ નાનમ દીસતી નથી ગરીબ સ્થિતિનાં બોર્ડિંગોના નિભાવ માટે, સરકારની તથા આપણામાં જેઓ ધન અને મતવાળા હોય તેમની મદદની ઘણી જરૂર છે માટે હું આશા રાખું છું કે, દરેક જણ યથાશક્તિ એ માટે મદદ આપવા ઇચ્છા બતાવશે ''પંચકી લકડી ઓર એક કા બોજ'' પ્રમાણે એથી ઘણો લાભ થશે અને નાની નાની રકમો વડે મોટી રકમ ઊભી થઈ જશે.

વિદ્યા વગરનો માણસ પશુમાં ખપે છે. આપણે પશુને પાળનાર છીએ, આપણાં છોકરાં તેમના ભેગાંજ ઉછરે છે, તેમની સાથે આપણો જન્મથી ઘાડો સંબંધ છે, તેથી જો તેમનાથી છુટા પડવાની આપણી ઇચ્છાજ ન હોય, તો આપણે આપણાં છોકરાંને વિદ્યાભ્યાસ કરાવવો નહિ, અને તેમના વિદ્યાભ્યાસનાં સાધનો ઊભાં કરવામાં મદદ કરવી નહિ. પરંતુ જો આપણાં છોકરાં અને બીજાં ભાન્ડુની ઉન્નતિ કરવા ઇચ્છતા હોઈએ તો આપણાથી બનતી સહાયતા આપવા તૈયાર થવું જોઈએ. એટલું યાદ રાખવું કે કેળવણી એ માણસ માત્રનું ત્રીજું નેત્ર છે એ નેત્ર આવ્યા પછી આજપર્યંત બીજી કોમના લોકો નોકરી કરવાની લોલુપતા રાખતા હતા. પણ હવે તે વાત ઘણે ભાગે જતી કરવામાં આવતી જણાય છે. હાલમાં ભણનાર ઘણા જ છે, તો પણ સારો પગાર આપતાં છતાં ઘણાં ખાતામાં નોકર મળતા નથી. એટલે ભણીને શું કરવું એવો સવાલ કદાપિ ઊભો થાય તો તેનો રદીઓ બહુ સારી રીતે આપી શકાય તેમ છે. આપણી જ્ઞાતિ અભણ છે એટલે એવો પ્રસંગ આવવાને ઘણો વખત લાગે છે તેમ છે. તે છતાં કદાપિ તેમ બન્યું તો સોના કરતાં પીળું શું ? આપણે તો એજ માગીએ છીએ.

જો આપણા છોકરા વિદ્યાભ્યાસ કરે તો તેઓ આપણા બાપદાદાનો ધંધો-ખેતી-

બહુ સારી રીતે સુધારી શકે. અત્યારે તો આપણે સેંકડો વરસથી ચાલતી આવેલી ખેતી કરવાની રીતમાં જરા પણ ફેરફાર કરતા નથી કેમકે આપણને તે આવડતું નથી. બીજા સુધરેલા દેશોમાં જે જે સુધારા થાય છે તે આપણા અભણ ખેડૂતો જાણતા જ નથી. આંખુ હિંદુસ્તાન ખેતીવાડી ઉપર પોતાના જીવનો આધાર રાખે છે છતાં ખેડૂત પોતે અથવા તેના ઉપર આધાર રાખનાર બીજી કોમના ભણેલા ખેતી ઉપર જરા પણ લક્ષ આપતા નથી. ખેતીનાં ઓજાર, બીજ, ખેતીનાં ઢોરની ઓલાદ વગેરે સુધારવા અથવા સુધરેલાં દેશમાંથી મંગાવીને કે ત્યાં જઈ જોઈને કે શીખીને સુધારો કરવાનું કોઈના મનમાં આવતું જ નથી. રસાયન શાસ્ત્ર બહુ ખેડાવાથી આજ કાલ અનેક પ્રકારનાં કીંમતી ખાતર બનાવી શકાય છે તે અહીં કોણ જાણે છે, અને જાણતા હોય તો કોણ બનાવે છે, અથવા વાપરે કે વપરાવે છે ? આપણા દેશની જમીનના ટુકડા ઘણા પડી ગયા છે, એટલે યાંત્રિક શક્તિઓથી થતી ખેતીની રીત અહીં લાગુ પાડવી કાંઈક કઠણ પડે તેમ છે પણ ત્યાંની બીજ સુધારવાની, ને ખાતર બનાવવાની રીતો અને વાવેતર ઉપર જીવડાં પડી પાક બગાડે છે તે દૂર કરવાનાં સાધન વગેરે વિષે આપણે કયે દહાડે વિચાર કરીએ છીએ ? આપણા દેશમાં જેટલી વસ્તુનું વાવેતર થાય છે તેમાં વધારો ઘટાડો કરવાનું કોણ વિચારે છે ? પરદેશનાં કીંમતી વાવેતર કોણ કરે છે ? આપણા લોક માત્ર એમ માને છે કે આપણે અહીં જે પાક થાય છે તે સિવાય બીજી કોઈ વસ્તુ આપણી જમીનને ભાવતી નથી પણ એ વાત ખોટી છે. સરકારે એવી કેટલીક અજમાયશ કરી છે તે ઉપરથી જણાવ્યું છે કે કાળજી અને મહેનત વડે ઘણી વસ્તુઓ આ દેસમાં ફતેહમંદ નીવડે તેમ છે. ખોરાકના પદાર્થો પકવવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર વેપારના પદાર્થો પકવવાની છે. કેમકે દેશની આર્થિક સ્થિતિ સુધારવાનું એજ મુખ્ય સાધન છે. હાલના વખતમાં ખેડૂતો સહેલાઈથી અને લાભદાયી રીતે કપાસના વાવેતરમાં સારો સુધારો કરી શકે તેમ છે. એ વસ્તુ એવી છે કે તેની આખી પૃથ્વી ઉપર ખપત છે. કપાસની દરેક ચીજ કીમતી અને ઉપયોગી છે. કપાસમાંથી રૂ અને કપાસીઆ નીકળે છે તે બેઉ વસ્તુ કીંમતી છે. તે આપણે જાણીએ છીએ. તેના છોડ અને પાંદડાં નકામાં નથી. રૂ જગતઢાંકણી છે, તેની અનેક ચીજ બને છે, અને એ ચીજો આખી દુનીઆ રોજ વાપરે છે, એટલે રૂ હંમેશના ઉપયોગની ચીજ થઈ પડી છે, એજ કારણસર તેનું વાવેતર થાય છે, છતાં તેની માગ ઘટી નથી. આજ કાલ ઊંચી પ્રતિનું તેમ હલકું રૂ જથ્થાબંધ ખપે છે. દિનપરદિન રૂની માગ વધે છે તથા ઉંચી પ્રતિના રૂપી વધારે કીંમત ઉપજે છે. તેથી સુધરેલા દેશો રૂના પાકમાં સુધારો કરવા લાગ્યા છે. અમેરિકા રૂનો પાક વધારવા અને સુધારવા રાત દિવસ મંડે રહ્યું છે. રૂના મોટા પાકને લીધે તે હાલમાં રૂનો રાજા કહેવાય છે. હિંદુસ્તાનની જમીન રૂને માટે લાયક છે ખરી, પરંતુ ઘણા ઉંચા રૂને તેની આબોહવા જોઈએ તેટલી અનુકૂળ નથી. આથી અમેરિકામાં એક એકરમાં જેટલું રૂ પાકે છે, તેનો અડધો ભાગ પણ આપણા દેશમાં થતું નથી. હિંદુસ્તાન, ઈજીપ્ત,

બ્રાઝીલ અને રૂશીઆ પણ અમેરિકા આગળ કાંઈ વિસાતમાં નથી. દુનિયામાં વપરાતા રૂનો પોણો ભાગ એકલું અમેરિકા પુરૂ પાડે છે. મને અમેરિકાના રૂના પાકના આંકડા જોવાનો એકવાર પ્રસંગ મળ્યો હતો. તે ઉપરથી જણાય છે કે અમેરિકા રૂના વાવેતરમાં બહુ જ ઝડપથી આગળ વધે છે, સને ૧૮૮૮માં અમેરિકામાં ૧,૯૩,૬૨,૦૭૩ એકર જમીનમાં કપાસ વાવ્યો હતો. તેમાં વધારો કરતાં કરતાં તે સન ૧૯૦૫માં ૩,૧૭,૩૦,૭૧૦ એકર પર આવ્યું હતું. એટલે પંદર વરસમાં તેણે લગભગ પોણાબેગણું વાવેતર કર્યું અને તેનો ઉતાર સુધારવા પાછળપણ તેણે તેટલીજ મહેનત કરી. તેનું પરિણામ એ આવ્યું છે કે ૧૮૮૮માં એક એકરમાંથી જે પાક થતો તે કરતાં તેટલી જમીનમાંથી આજ લગભગ ૪૫ ટકા વધારે થાય છે. આપણા દેશમાં રૂ વાવીએ છીએ, અને અમેરિકાની પેઠે મોટા જથ્થામાં વેપાર કરીએ છીએ, પણ બેઉની પદ્ધતિમાં બહુ ફેર છે. આપણે આપણા બાપદાદા કરતા આવેલા છે તેજ રસ્તે ચાલીએ છીએ, અને સહેજ સાજ મહેનત વડે કુદરત જે પાક આપે છે તેથી સંતોષ માનીએ છીએ. પરંતુ અમેરિકા તો રાતદિવસ કુદરત સાથેજ લડત ચલાવે છે. તેનો દાખલો લેવો સરખો છે. પણ તે વાતો કરવાથી લેવાતો નથી. અમેરિકાનો પોતાની ખેતીવાડીમાં શો સુધારો કરે છે, અને દરસાલ કેટલે સુધી તે પહોંચ્યા છે, તેની રીત અને હદ વખતે વખતે ત્યાંના વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થાય છે, અને ત્યાંના ગ્રંથકારો ખેતીવાડી અને અર્થશાસ્ત્રોનાં પુસ્તકમાં સરખાણીની ખાતર વખતે વખતે નોંધ લે છે. એ નોંધો અને પુસ્તકો વાંચવા જેટલું આપણે અંગ્રેજી શીખીએ તોજ તેમને પગલે ચાલવાની આપણને સૂઝ પડે. ઉપર બતાવેલા મોટા આંકડાએ અમેરિકા શી રીતે પહોંચ્યું, તેની જમીન કેવા પ્રકારની છે, તેમ આપણી જમીન અને તેમની જમીનમાં શો ફેર છે તે સમજવાની શક્તિ મેળવવા માટે આપણા છોકરાએ અંગ્રેજી ભણવું જોઈએ. કપાસમાં એક પ્રકારના જીવ પડીને પાક બગાડે છે, તે શી રીતે દૂર કરવા, અથવા તેમના સપાટામાંથી શી રીતે બચવું- અથવા તેનો નાશ કરવા માટે અમેરિકન લોકો શો ઉપાય લે છે તે જાણવા માટે તેમને ત્યાં પ્રકટ થતાં વખતોવખતનાં વર્તમાનપત્રો વાંચવાની આપણા છોકરાઓમાં શક્તિ આવવી જોઈએ. રૂનો પાક વધારે ઉતારવાને તેઓ શા ઉપાય યોજે છે, તથા બીજી પસંદગી કરવામાં શી માહિતી જોઈએ છે તે જાણવા માટે પરદેશી ભાષા ભણવી જોઈએ. તે ન આવડે ત્યાં લગણ આપણે પારકી આવડનો પુરો લાભ લઈ શકીએ નહિ. હાલ તુરત આપણા છોકરા અમેરિકા અથવા બીજા દેશના પાક સંબંધીના સુધારા, શોધખોળો, અને તેમાં જોઈતાં ખાતરોને લગતાં પુસ્તકો, અને વર્તમાનપત્રો વાંચી શકે તેવા થાય નહિ ત્યાં સુધી આપણા મંડળે અથવા મંડળ તરફથી નિર્માણ થયેલા એક ઉપમંડળે કરવી જોઈએ. સહેલી અને સારી ગુજરાતી ભાષામાં અમુક વિષયપર અક્કેકો નિબંધ ''પટેલ બન્ધુ''માં લખી તેનો કોઈ કોઈ ભાગમાં થોડો પણ ઉપયોગ કરાવવાની જરૂર છે. અમુક વિષય લખવા પાછળ જે મહેનત લેવામાં આવે તે નકામી જવા દેવી નહિ. તેનો થોડા માણસો પાસે પણ ઉપયોગ કરાવવો. કોઈ વસ્તુનો અખતરો

કર્યા વગર તે સરખામણીમાં વધારે ઉપયોગી ગણાય નહિ. માટે તેનો અખતરો કરાવવાની ખાસ જરૂર છે. અમેરિકા પોતાની ખેતીવાડીમાં કેમ ફાવે છે અને આપણે નથી ફાવતા તેનો તપાસ કરીએ છીએ તો એમ જણાય છે કે અમેરિકાના ખેડૂતો ભણેલા છે, તેમના દેશમાં જુદા જુદા વખતની નોધો લેવાની અને તેને વરસે વરસે સરખાવવાની રીત છે, ત્યાં ખેતીવાડીની મોટી કોલેજો છે, ત્યાં ખેતીવાડીને લગતા અનેક વિષયોપર સેંકડો પુસ્તકો લખાય છે અને કૉલેજોમાં શીખવાય છે, ખેતીવાડીમાં જે જે મુશ્કેલીઓ આપે છે તેના ખેડૂતો અથવા તેમાંના આગેવાનો અને અને વિદ્વાનો વચ્ચે વાતચિત થઈ ખુલાસા કરવામાં આવે છે. મતલબ કે ખેડૂત પણ ભણેલા છે, એટલે તેઓ વિદ્વાનોની સહાયતા સહેલાઈથી શોધી શકે છે.

કપાસમાંથી એકલું રૂ પાકતું નથી. તેમાંથી કપાસીઆ નીકળે છે. તેનો ઉપયોગ આપણા લોકો આજ સુધી માત્ર ઢોરને ખવરાવવા માટે કરતા. પણ અમેરિકાનું અનુકરણ કરવાથી હાલમાં આપણા દેશમાં તેને બીજા કામોમાં વાપરવા લાગ્યા છે. કપાસીઆનું તેલ હાલ ખોરાકમાં લેવાય છે, અને તેનો ખોળ ઢોરના ખાવામાં આવે છે. એ ખોળનો મોટો ભાગ યૂરોપ ખાતે જાય છે. તેનો ત્યાં જે ઉપયોગ થતો હોય તે આપણે અહીં શા માટે ન કરવો ? અમેરિકનો કપાસીઆનું તેલ કાઢી તેને ચોખ્ખું કરે છે, તે તળવામાં અને બીજી રીતે ખાવામાં વપરાય છે. ખોળને આપણી પેઠે ઢોરને ખવરાવે છે, ખાતરમાં વાપરે છે, વળી સાબુ બનાવવામાં પણ તે જથ્થાબંધ વપરાય છે. આપણો ખોળ પણ હમણાં બેલ્જીયમ તરફ જાય છે અને ત્યાં એજ કામમાં વપરાય છે. કપાસના છોડની સાંઠી બળતણના કામમાં આવે છે અને તેનાં પાંદડાં ખાતરમાં વપરાય છે. પણ આપણે અહીંયાં તો તે પવનથી ઉડી જાય છે.

સુરતનું રૂ વિલાયતમાં સારૂં ગણાય છે. પણ તે અમેરિકાથી ઉતરતું ગણાય છે. સુરત જિલ્લાની જમીન ઉંચા રૂને ભાવતી છે, અને તેની આબોહવા પણ તેને કંઈક માફક છે. માટે હવે અમેરિકાના લોકોની પેઠે તેના ઉતારમાં, તારમાં, અને સફાઈમાં સુધારો કરવામાં આવે તો તેથી સુરતના ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધરતાં વાર નહિ લાગે. ભરૂચ અને તેની આસપાસના ભાગનું રૂ સુરતની માફક સુધરી શકે તેમ છે, પણ સહેજ થઈ શકે તેમ નથી. ખેડ, ખાતરને કાળજી સિવાય તે જલદી સુધરે તેમ નથી. આજ કાલ હિંદુસ્તાનમાં એટલી મીલો થઈ છે કે તે એકલીજ હિંદુસ્તાનના પાકને માટે બસ છે. આપણે અમેરિકા, ઈજીપ્ત વગેરે ઠેકાણેથી રૂ. મંગાવવાનું પડે છે, તે મંગાવવાની જરૂર ન રહે અને આપણું રૂ પરદેશ મોકલી શકીએ એવી સ્થિતિ આવે તોજ ગુજરાતના ખેડૂતની સ્થિતિ સુધરે. હિંદુસ્તાનના કોઈ પણ ભાગના રૂ કરતાં ગુજરાતનું રૂ સારું થાય છે, એટલે તેમાં સુધારો કરવામાં આવે તો તે અમેરિકાની જગા પુરી શકે તેમ છે. ચીન અને જાપાન આપણા રૂનો મોટો જથ્થો ઉપાડે છે એટલે જતે દહાડે આપણે રૂનો સારો વેપાર હાથ કરવા શક્તિમાન થવાનો સંભવ છે.

કપાસ વીણવાની મહેનત ઘણી છે, તેમ તેને વીણવાની રીત કઢંગી છે. કપાસ કાલાં સાથે લણવામાં આવે છે તેથી તેની પાંદડી રૂમાં આવે છે. એ પાંદડી રૂની કીંમતમાં ઘટાડો કરે છે. કેમકે પાંદડીને લીધે ઘટ વધારે ગણાય છે. અમેરિકામાં કાલામાંથી યંત્ર વડે કપાસ ચૂંટી લેવામાં આવે છે તેથી તેમાં પાંદડી આવતી નથી, અને કપાસ વીણાનું ખર્ચ ઘણું ઓછું આવે છે. આવાં યંત્ર આપણે ત્યાં શી રીતે લાગુ કરવાં તથા તેને માટે છોડ કેવી રીતે વાવવા તે અમેરિકન વાવેતર નજરે જોયા વગર કહી શકાય નહિ. માટે તે જોવું જોઈએ. જો નજરે જોવાનું ન બને તો તેની હકીકત મંગાવવાથી પણ બની શકે તેમ છે. એ કામ કરવાને પણ તમારે અંગ્રેજી ભણવાની જરૂર છે.

કપાસ લાવી તેને લોઢી, રૂ કાઢી વેપારીઓ જે ભાવે માગે તે ભાવે ખેડૂત વેચી દઈ પોતાના કામમાંથી પરવાર્યો એવું માને છે; પરંતુ અમેરિકામાં તેમ નથી. ત્યાં ખેડૂતો સારો ભાવ મેળવવાને અનેક પ્રયત્ન કરે છે, અને ઘણી વખત પોતાનો ધાર્યો ભાવ લે છે. કપાસીઆ ઢોરને ખવરાવી. કે તેનું તેલ અને ખોળ કાઢીને અમેરિકાનો પતાવી દેતા નથી. પણ તેઓ કપાસીઆનો આટો બનાવે છે, અને તેને ઘઉંના આટામાં ભેળવી માણસોને માટે ઉંચો ખોરાક બનાવે છે. પૌષ્ટિક ખોરાકમાં જે ગુણો રહેલા છે તે કપાસીઆમાં છે, એમ એ લોકોએ પુરવાર કર્યું છે આપણે આવું શીખશું ત્યારે જ આપણી આર્થિક સ્થિતિ સુધરશે.

રૂની પેઠેજ અમેરિકાએ તમાકુમાં સુધારો કર્યો છે. તમાકુની કલમ કરવાની રીત તેમણે એટલી ફતેહમંદી પર આણી છે કે પ્રથમ તમાકુનો જેટલો પાક થતો હતો તેના કરતાં તેટલીજ જમીનમાં ઉંચા પ્રકારની તમાકુનો પાક હાલ લગભગ ચાર ગણો થાય છે. આ બાબતમાં આપણા ભણેલા ભાઈઓએ લક્ષ આપવા સરખું છે.

આપણા દેશની ખેતીમાં માત્ર રૂ અને તમાકુના વાવેતરમાં સુધારો કરવા સરખું છે, અને બીજા ઉપર લક્ષ આપવા જેવું નથી એમ નથી. દરેક જાતના પાકમાં સુધારો કરવા જેવું છે, પરંતુ આર્થિક સ્થિતિ સુધારવા માટે પરદેશ ચડતી વસ્તુઓ ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. ઘઉં, દીવેલી, અળસી, સરસવ, તલ, વરીઆળી વગેરે ચીજોના ટનના ટન પરદેશ જાય છે. એ જાતનો જેટલો માલ તમે પકવો તે બધો પરદેશો ખાય છે. તે બહુ પાકે તોપણ વધારો પડવાનો સંભવ નથી. એ પદાર્થો પરદેશ બહુ જાય છે માટે બીજા પાકને બદલે એ પકવો એવું મારૂં કહેવું નથી. પરંતુ તે થોડી જમીનમાં વધારે પકવવા મહેનતકરો એમ મારૂં કહેવું છે. અને એમ કરવાને શક્તિમાન થવા તમારા છોકરાઓને ભણાવો એવું મારું કહેવું છે. એકંદરે મારૂં કહેવું છે કે તમે છોકરાને ભણાવો અને તેમના ભણતરની મદદ વડે ખેતી સુધારો.

ધંધારોજગારમાં ખેતીથી બીજે નંબરે વેપાર છે, પણ આપણા દેશમાં એમ કહેવાતું આવ્યું છે કે વેપાર તો વાણીઆના બાપનો છે બીજી કોમો વેપારમાં ફતેહમંદ નીવડતી નથી. આ વાત કેટલાક વખત સુધી ખરી મનાય તેમ હતું પણ હાલ તેમ દીસતું

નથી. હાલ તો જેઓ તેના ઉપર સારૂં લક્ષ આપે છે તે (ગમે તે કોમનો હોય તોપણ) ફાવે છે. અને તેમાં જેણે હાલની કેળવણી લીધી હોય છે તે વધારે ફાવે છે. દાખલા તરીકે સુરત શહેરના આપણા પાટીદાર બંધુઓ વ્યાપારી જીવનજ ગાળે છે. તમે વિચારી જોશો તો તમને સમજાશે કે હાલની કેળવણી લીધી હોય છે તે વધારે ફાવે છે. દાખલા તરીકે સુરત શહેરના આપણા પાટીદાર બંધુઓ વ્યાપારી જીવનજ ગાળે છે. તમે વિચારી જોશો તો તમને સમજાશે કે પારસી લોકો આ દેશમાં આવ્યા ત્યારે તેમને ઊભા રહેવાની જગ્યા નહોતી. એ પારસીઓ વખતો વખતના રાજકર્તાની ભાષા ભણતા થયા અને તે વડે વેપાર રોજગારમાં પાર પડવા લાગ્યા. હાલ તે વેપારમાં ઘણા સાહસિક અને ફતેહમંદ ગણાય છે. આવ્યા ત્યારે તે છેક ગરીબ અવસ્થામાં હતા તે આજ ઘણે ભાગે મોટા ધનવાન થઈ પડ્યા છે. એ પરિણામ માત્ર વિદ્યાભ્યાસનું અને આગ્રહનું છે.

વેપાર વાણીઆના બાપનો છે એ કહેવત ભાટીઆ, લવાણા, મેમણ, વહોરા, વગેરેએ ખોટી પાડી છે તો આપણે તે કેમ ખોટી પાડી ન શકીએ ? આપણે ગરીબાઈને લીધે, અને અભણપણાને લીધે વેપારમાં જોડાયા નથી તેથી આપણને એમ લાગે છે કે આપણે વેપાર કરવાને લાયક નથી, પણ એ વાત બરાબર નથી.

ભણીએ તો ભણવામાં, અક્કલમાં, સાહસ કરવામાં અને મ :બળ કે શરીરબળમાં આપણે ગુજરાતની કોઈ પણ કોમ કરતાં ઉતરતા નથી. પરંતુ વિદ્યાભ્યાસમાં પાછળ હોવાથી આપણે દરેક બાબતમાં પાછળ પડયા છીએ એ સ્થિતિમાંથી નીકળવાનો હવે સમય આવ્યો છે અને હું આશા રાખું છું કે તમ બીજાની હરિફાઈમાં ઉતરવા આગળ પડશો.

આપણી જ્ઞાતિમાં દેશાટણ કરવાનો બાધ નથી, વિલાયત જાઓ કે અમેરિકા જાઓ પણ આપણી જ્ઞાતિ તરફથી કાંઈ કનડગત નથી. આપણામાંથી જેને સ્થિતિએ યારી આપી તે વિલાયત જઈ આવ્યા છે. આફ્રિકામાં આપણા ઘણા ભાઈઓ વસે છે. પરદેશ જઈ ઉદ્યોગ મેળવનાર પોતે સુખી થાય છે અને બીજાને સુખી કરે છે. આફ્રિકામાં હાલ ઉદ્યોગાર્થે ગયેલા મિત્રો પરદેશગમનનો લાભ લઈ કેટલા મોટા મનના થયા છે તે આપણા તેમના તરફથી મળતી સહાયતાથી સહજ સમજી શકીએ છીએ. દેશાટણ કરવાથી બીજા દેશોનો દાખલો લેવાનું બની આવે છે. તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરીએ તો આપણામાં મોટો ફેરફાર થઈ જાય તેમ છે. આફ્રિકાવાળા મિત્રોનો દાખલો લઈ તેમને પગલે આપણા ભાઈઓ ચાલે તો પણ આપણી હાલની સ્થિતિમાં સુધારો થવાને બહુ વખત લાગે નહિ.

વિદ્યા વડે અને અક્કલના ઉપયોગથી કેટલીક કોમોમાં તેમના સાંસારિક રીવાજોમાં મોટો ફેરફાર થયેલો જોવામાં આવે છે. લગ્ન, મરણ, કાણ મોકણ વગેરેના સંબંધમાં આપણા હાલના રીવાજો કેટલેક અંશે ઘણા કઢંગા અને હાનીકારક છે. એ પ્રસંગોપર આપણા લોકો દિનપરદિન ખરચ વધારતા જાય છે, પૈસા નથી હોતા તો

કરજ કાઢીને પણ ખરચ કરે છે. એવે વખતે માણસ પોતાના ગજા પ્રમાણે ખરચ કરે તો તેથી તેના વંશજો દુઃખી થાય નહિ પણ તેમ નહિ કરતાં મિથ્યાભિમાનના આવરણથી ઘેરાઈને ઘણા જણ અથડાઈ પડતા જોવામાં આવે છે. લગ્ન પ્રસંગે છોડીનું ખરૂં સુખ વિચારવાને બદલે કેટલાક ઘણા વખતથી મનાતા આવેલાં સાગનાં લાકડાંએ તેને લટકાવી દે છે. ઘણાં કુળમાં ધૂળ ઉડેલી જોયા છતાં મિથ્યાભિમાની લોક પતંગીઓની માફક તેમાં પડે છે. છોડી દુઃખી થાય છે તે એકવાર નજરે જોયા છતાં તેજ રસ્તે બીજીવાર જાય છે. આ રીવાજ ઘણી રીતે નાપસંદ કરવા જેવો છે. છોડી પરણાવવા પાછળ ખરચ કરી પોતાનાં છોકરાં દુઃખી કરવાં અને છોડીને પણ તેની જન્મપર્યંત દુઃખી કરવી એ અઘટિત છે. આ વાત આપણા મંડળ માંહેના ઘણાક કબૂલ કરે છે, એ રીવાજ બંધ કરવા કેટલાક પ્રતિજ્ઞાઓ લે છે, તેઓ તે વિષે વારે વારે વાતો કરે છે, લેખ લખે છે, અને પોતાને ઘેર પ્રસંગ આવે છે ત્યારે તેમના વડીલો આગળ તેમનું કાંઈ ઉપજતું નથી તેથી તે આખરે ભોંઠા પડે છે. તે પછી તેમનાથી જાહેરમાં એ વિષય પર વાત થઈ શકતી નથી. વળી તેમના એવા દાખલાથી એ સુધારો કેટલાક વખત સુધી પાછો પડે છે. માટે દરેક જણે બને તેટલું જ માથે લઈ ધીરે ધીરે સુધારો કરવા પ્રયત્ન કરવો.

ખરચ કરવામાં કરકસર કરવાની જરૂર છે. ખરચ ત્રણ પ્રકારે થઈ શકે છે. ૧ કરકસર ૨ ઉડાઉપણું, અને ૩. કંજુસાઈ, છેલ્લા બેઉ દુર્ગુણ છે. અને કરકસર સદ્‌ગુણ છે. ઉડાઉપણું માણસને ખુવાર કરે છે અને કંજુસાઈ કરનાર પોતાના પૈસાનો પોતે લાભ લેતો નથી અને છતે પૈસે દુઃખ વેઠે છે. તે છતાં કંજુસાઈ ઉડાઉપણા કરતાં સારી ગણાય છે, કેમકે કંજુસના સંચય કરેલા પૈસા કોઈ દિવસે પણ કામ લાગે છે અને દેશના દ્રવ્યમાં ઉમેરો કરે છે. સમજુ માણસે એ બેઉથી બનતાં સુધી અળગા રહેવા જેવું છે. કરકસર એટલે ત્રેવડ, આપણામાં કહેવત છે કે ત્રેવડ ત્રીજો ભાઈ છે. જો ઘર ખરચ અને ન્યાત ખરચમાં ત્રેવડથી કામ લેવામાં આવે તો તેમાં ઘણો ફેર પડે છે. છતાં ખોટું દેખાતું નથી. છોકરા અને છોડીઓ ડહાપણ ભરેલી કરકસર કરવા શીખે તો તે પોતાનાં ગરીબ ઘર સારા ગૃહસ્થની પેઠે પણ ઓછે ખર્ચે ચલાવી શકે છે. પાટીદારોને સુપડે આપવાની ટેવ હોવાથી તેમને કરકસર આવડતી નથી માટે તે શીખવાની જરૂર છે.

દીકરીઓની બાબતમાં હાલમાં ઘણો અન્યાય થતો જોવામાં આવે છે. પાટીદારની વસ્તી ગુજરાતમાં ઘણે ઠેકાણે છે. તેઓને કન્યાઓની ટાંચ પડતી જણાવાથી હાલમાં તેઓ કન્યા આપવા લેવાના ગોળ બાંધવા લાગ્યા છે. કન્યાની ટાંચ શાથી પડે છે તેનો કોઈ વિચાર કરતું નથી પણ સાંકડા મનથી જે સહેલો ઉપાય સમજાય છે તે કરવા મંડી જાય છે. ખર્ચખૂટણ કરવાના ખોટા રીવાજોને લઈને તથા આપવા લેવાની વધી ગયેલી દુષ્ટ રીતોને લીધે છોડીને માટી હલકી થઈ પડી છે, તેથી તેની પુરતી સંભાળ લેવાતી નથી. એ અને એવાં બીજાં કારણોથી છોડીઓની

સંખ્યા મૂળે છોકરાના પ્રમાણમાં સેંકડે લગભગ દશેક ટકા ઓછી છે, તેની સાથે એક ઉપર બીજી કરવાની છુટ તથા વિધવા વિવાહનો ઘણે ભાગે પ્રતિબંધ હોવાથી કન્યાની ટાંચ પડે છે એ બધાની સાથે કૂળની ડખલ બહુ નડવાથી હાલમાં લોકો સીધી લીટી ગોળ બાંધવા લાગ્યા છે. એથી કુળની શૂળ ઓછી થાય છે એ વાત ખરી પણ ગોળના વાડામાથી વરકન્યાનું યોગ્ય જોડું મેળવી શકાતું નથી. છોડીને પોતાને માટે વર ખોળી લેવાની છુટ નથી તેમ તેનો બાપ ગોળમાં ઘેરાયેલો હોવાથી બીજે ઠેકાણે કન્યા પરણાવી શકતો નથી, તેથી છોડી ગમે તેવી ડાહી, ભણેલી, હોશીયાર અને અક્કલવાળી હોય તો પણ તેને તેનો ગોળના બંધ બાંધેલો બાપ જે ખાડામાં નાખવા વિચારે છે, તે ખાડામાં તે બિચારી અજ્ઞાન બાળાને મૂગે મોઢે પડવું પડે છે. આ અન્યાય ઓછો નથી. આમ કહીને મારૂં કહેવું એવું નથી કે તેને સ્વયંવર કરવાની છૂટ આપો, પણ મારૂં એટલું તો કહેવું છે કે તમારી અજ્ઞાનતાને લીધે ગરીબ ગાય જેવી બાળાને દુઃખી કરો છો તે બરાબર નથી. ગોળની હાનિકારક રીતે બંધ કરો, અને આખા પાટીદાર વર્ગમાંથી તમારી દીકરીને યોગ્ય હોય તે ઘર અને તે વર સાથે પરણાવો. અને તેને તેની યોગ્યતા પ્રમાણે સુખ લેવા દો. એટલુ યાદ રાખજો કે જેમ જેમ છોકરા અને છોડીઓમાં કેળવણી વધશે તેમ તેમ તમારા હાલના ગોળ તુટતા જશે. અને કેટલેક વખતે તો હાલના બધા ગોળનો રોળ વળશે જ. આવું બનવાનો સમય બહુ વેગળો નથી. તો ગોળ બાંધીને આજ શા માટે ગુચવાડો ઊભો કરવો જોઈએ ? છોડીઓ સુખી હશે તોજ તમારો આખો સંસાર અને તેમનો પરિવાર સુખી થશે.

મારી છેલ્લામાં છેલ્લી માગણી છે કે તમારે છોકરાને ભણાવવા સિવાયના બીજા કોઈ કારણસર કરજ કરવું નહિ. કેમકે કરજ એ ભયંકર ચીજ છે, એનો બોજ અસહ્ય છે તમે કરજ વગરના હશો તોજ સુખી થશો અને તમારા છોકરાને સુખી કરશો. કરજ ઘરો જેવો વધતો છોડ છે. તેનું વ્યાજ અપાય નહિ તો વધીને એક મોટો ડુંગરો થઈ જાય છે. સાથે તેના લગભગ બ્યાસી હજાર રૂપિયા થાય છે. કણીઆ અને ઋણીઆ સુખે સુવા પામતી આપણી કમાણીમાંથી છોકરાંને ખાવા જેટલું પણ રાખી શકતા નથી. આમ છતાં આપણું કરજ તો પુરેપુરું વળતું નથી. એટલે દર વરસે એની એ મોકાણ ઊભી રહે છે. ખરચ ખૂટણ ઉપર દાબ રાખવાની ટેવ નહિ હોવાથી, અને ખોટી આબરૂનું ડોળ ઘાલવાનો મગજમાં પવન ભરાવાથી પાટીદારનાં ઘણાં કુટુંબ કરજદાર જોવામાં આવે છે. રાતદહાડો, ટાઢ તડકામા અને વરસાદની હેલીઓમાં અસહ્ય મહેનત કર્યા છતાં આખી જીંદગી કરજદાર હોવાથી લેણદારના ઓશીઆળા તરીકે દહાડા કાઢવા એ કેવી શોકજનક અને હાંસિકારક સ્થિતિ ?

આપણી સ્થિતિ વિષે આપણે શું કરવું અને શું ન કરવું તે વિષે, કહેતાં મોટે ગ્રંથ થઈ જાય માટે મોટી મોટી બાબતો તમારા આગળ મુકવાની છુટ લીધી છે, તેમાંથી તમને જે યોગ્ય લાગે તે ગ્રહણ કરશો. મેં તો શેરડીનો સાંઠો તમારા મોં આગળ

મૂકવા પ્રયત્ન કર્યો છે, તમારી ખુશી હોય તેટલો ચૂસજો.

ટૂંકામાં મારૂં કહેવું એવું છે કે આપણી સાથે વસનાર બીજી કોમોની પેઠે આપણે આપણી અને આપણા જ્ઞાતિ બંધુઓની સ્થિતિ સુધારી સુખી કરવા ઇચ્છતા હોઈએ તો માંહો માંહે ઐક્ય વધારવું જોઈએ, આપણાં છોકરાંને વિદ્યાભ્યાસ કરાવવો જોઈએ. વિદ્યાભ્યાસ કરવાનાં તેમને સાધનો પૂરાં પાડવાં જોઈએ. તથા તે માટે જોઈતાં નાણાં ભેગા કરવાં જોઈએ, અને તે સતત ભેગાં થતાં રહે તેવી યોજનાઓ ઘડી કાઢવી જોઈએ. આપણો ધંધો ખેતીવાડીનો છે, અને તેના ઉપર આપણા માંહેના ઘણા જણનો આધાર છે, માટે તેમાં વિદ્યા અને અનુભવવડે બીજા દેશોમાં જે સુધારો વધારો થયો તે અને થાય છે તે કરતા રહેવું. આપણી આવડી કોમ એકજ ધંધા પછવાડે લાગેલી છે, અને આપણે બધા એક કોઠાર ઉપર નિર્વાહનો આધાર રાખીએ છીએ. તેમ નહિ કરતાં બીજાઓની પેઠે થોડે થોડે નિર્વાહનાં જુદા જુદા સાધનો પસંદ કરી તે તરફ વળવું જોઈએ. વેપાર રોજગારથી આપણે છેક આધા છીએ, અને ઘણે અંશે વેપારનું મૂળ આપણે છીએ છતાં તેથી આપણે અજાણ્યા અને અળગા રહીએ છીએ તે બરાબર નથી. વેપાર અને વિદ્યાભ્યાસ માટે જે જઈ શકે તેણે પરદેસ જવાની હીંમત ધરવી જોઈએ. છોડીઓને ભણાવવી અને તેમને પરણાવવામાં અન્યાયથી ડરવું અને તે સુખી થાય તેવો વર અને તેવું લાયક ઘર મેળવવા પ્રયત્ન કરવો. આવી જાતનું જોડાણ થશે ત્યારે બધા કેળવણી લેતા થશે અને સુખી થવાના સારાં સાધન શોધવા સૌ સરખો પ્રયાસ કરશે. કરજની જાળમાં કદી ફસાશો નહિ અને મિથ્યાભિમાનના મોહમાં પડી તમારા વંશજો જન્મોજન્મ દુઃખી થાય તેવા કરજના ખાડા ખોદશો નહિ. તમારાથી બને તેટલી તજવીજ કરીને ખરચ કરવાના હાલના અઘટિત રિવાજો બંધ કરતા જાઓ, અને ગોળ બાંધવાના વગર અક્કલના વાડા બંધ કરવાના વિચાર કરજો. એ વાડામાં તમે તમારા નિરપરાધી બાળકોને વિના કારણે કેદ કરો છો અને તેમના ભવિષ્યના સુખને તેમનાથી દૂર કરો છો જ્ઞાતિ અને તમારાં છોકરાંનાં સુખનાં દરેક કામ કરતાં સારાસારનો વિચાર કરજો. કાંઈ પણ જોખમ ખેડીને છોકરાંને ભણાવજો અને અઘટિત ખરચો કરી કરજમાં પડતાં અટકજો. જે કામ એકદમ થવા સંભવ નહિ હોય તે તમે ધીમે ધીમે મંડ્યા રહેશો તો તે કેટલેક વખતે કરી શકશો. સારાં કામો કરવા તરફ મંડ્યા રહેવાથી તથા જ્ઞાતિના સામાન્ય સુખ તરફ લક્ષ રાખવાથી આખી જ્ઞાતિ જરૂર સુખી થશે.

**તથાસ્તુ.**

**પ્રમુખનું વધુ વિવેચન :** એ પછી પ્રમુખ મહાશય ખુશાલદાસે વધુ વિવેચન કરતાં જણાવ્યું કે આપણે સેંકડો રૂપિયા ખરચીને આવા સખત તાપના વખતમાં પરિષદ્ ભરીએ છીએ, તે તેનાં સારાં પરિણામ જોવાને માટે, અને તે પરિણામ દર વરસે આવવું જોઈએ તે આવતું જાય છે, કે કેમ તેની નોંધ રાખવી જોઈએ.

જો આપણે માત્ર માનસિક વિચાર કરી બેસી રહીએ, તો તેથી કાંઈ બની શકે નહિ, પણ સ્વપ્નામાં જમવા જેવું થાય માટે તમે જે ભ્રાતૃભાવની લાગણીથી અત્રે ભેગા થાઓ છો તે લાગણીથી તમારે તમારા ભાઈબંધ છોકરાંઓને કેળવણી આપવાની જરૂર છે. તમો

સુરતના લોકો કાંઈ વેપારથી અજાણ્યા નથી. વેપારને અર્થે તમારા આ પ્રાચીન શહેરમાં ફ્રેન્ચો, વલંદા વગેરે આવી લાખો રૂપિયા મેળવી ગયા છે. અમદાવાદમાં પચાસ સાઠ મીલો છે, તેઓ પોતાના વેપારને સુખી તરીકે માને છે, વેપાર આ રીતે સુખકારક છે ત્યારે ગામડાના લોકોને વેપાર જાણવાની જરૂર છે. હાલનો વખત વેપારનો છે અને તે વિદ્યા વગર કોઈથી થઈ શકે તેમ નથી. આ પરિષદ મેળવી જે કાંઈ તમને કહેવાનું છે તે એજ છે કે દરેક સંસારી સુધારા વગેરે પણ વિદ્યા વિના થઈ શકવાના નથી. તો ટુંકમાં ગમે તેમ કરી તમે તમારાં છોકરાંને વિદ્યા ભણાવવાની તજવીજ કરો. શહેરમાં ઘણા ઉમંગી માણસો છે અને તેઓએ બ્રાહ્મણોને દાન દક્ષિણાને બદલે પોતાની કોમનાઓને વિદ્યા સંપાદન કરાવવાની જરૂર છે.

આપણી કોમની વિદ્યા સંબંધી માઠી હાલતમાં સુધારો કરવાને ગામડાના લોકોએ શહેરના લોકો પ્રત્યે પ્રેમની નજરે જોવું અને શહેરના લોકોએ ગામડાનાં લોકોના છોકરાઓને વિદ્યા સંપાદન કરાવવામાં સહાયતા આપવી. એમ થવાથી જ તમે આ શહેરમાં એક કોલેજ જેવી સંસ્થા ઊભી કરી શકશો : (તાળીઓ) છેવટે તેમણે પાટીદારોને પોતાના છોકરાને ભણાવી બીજામાં દાખલો બેસાડવા આગ્રહ કર્યો હતો.

## પરિષદ પ્રત્યે દિલશોજી બતાવનાર સંદેશા

અનિવાર્ય કારણસર પરિષદમાં હાજર નહિ થઈ શકેલા પણ તે પ્રત્યે દિલસોજી ધરાવનાર ગૃહસ્થોના તારો અને સેંકડો કાગળો આવ્યા હતા. તે પરિષદના એક સેક્રેટરી મી. સાકરલાલ હ. પારેખે વાંચી સંભળાવ્યા હતા. જેમાં મુખ્ય નીચે પ્રમાણેના હતા.

તારો : જોહનીસબર્ગની ધિ યુનાઈટેડ પાટીદાર સોસાયટી તરફથી તેના પ્રમુખ શ્રીયુત જીવણભાઈ પ્રેમજીભાઈ પટેલ, ગઈ પરિષદના પ્રમુખ રા.બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ બી.એ, એલ.એ.બી. જોહનીસબર્ગથી શિકેર નિવાસી ભાઈ શ્રી રણછોડદાસ વહાલજીએ રૂ. ૨૫૦ મકાન ફંડમાં ભરવાની બાબત સાથે, અમદાવાદથી 'ગુજરાતી પંચ''ના સબ એડિટર શ્રીયુત ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, ખંભાતથી શ્રીયુત ચુનીલાલ મૂલચંદ પટેલ, મહાબળેશ્વરથી ઓન. મી. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ બાર.એટ-લો. મોમ્બાસાથી ભાઈશ્રી કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ, વિરમગામથી કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી, મુંબઈથી શ્રીયુત અંબારામ દલસુખરામ લખીઆરા, ખંભાતથી ભાઈશ્રી ચુનીલાલ મૂલચંદ પટેલ, ધમીજથી ભાઈશ્રી હીરાલાલ ગોપાળદાસ ડૉક્ટર, કોલાપુરથી રા. ડાહ્યાભાઈ નરોતમદાસ, મુંબઈથી શ્રીયુત હરજીવન ભગવાનદાસ પટેલ રણુથી શ્રીયુત પ્રેમાનંદ ધોળીદાસ પટેલ, અમદાવાદથી શ્રીયુત ચીમનલાલ મોતીલાલ પટેલ, લાછરસથી ''વિવેચક''ના વ્યવસ્થાપક શ્રીયુત હીરાભાઈ દાદાભાઈ દેશાઈ, અમદાવાદથી શ્રીયુત મગનલાલ ચતુરભાઈ પટેલ બી.એ,એલ.એલ.બી. બાર-એટ-લો.

પત્રો : શ્રીયુત શંકરભાઈ જોરાભાઈ અમીન સોલીસીટર, નડિયાદથી શ્રીયુત વલ્લભભાઈ હાથીભાઈ દેશાઈ વકીલ, અમરેલીથી રા. ચતુરભાઈ એન. પટેલ,

ગોંડલથી શ્રીયુત વિહારી, અમદાવાદથી શ્રીયુત ભૂલાભાઈ પ્રયાગજીભાઈ, ભાઈલાલભાઈ સારાભાઈ બી.એ.એલ.,એલ.બી. શ્રીયુત ડાહ્યાભાઈ આદરભાઈ પટેલ બી.એ. નડીયાદથી શ્રીયુત વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ લીંબડીના દીવાન સાહેબ, ઝવેરભાઈ નાથાભાઈ અમીન, વિરમગામથી શ્રીયુત પુરુષોત્તમદાસ લલ્લુભાઈ, ઘાટકુપરથી નાનજીભાઈ રામજીભાઈ, વાવડીથી શ્રીયુત મગનલાલ શંકરલાલ વહીવટદાર વગેરે.

**સબજેક્ટ કમિટિની ચૂંટણી :**

સહાનુભૂતિ દર્શાવનારા તારો અને પત્રો વંચાયા પછી પરિષદ્‌માં ચર્ચવાના વિષયો વગેરે નક્કી કરવા નીચેના ગૃહસ્થોની સબજેક્ટ કમિટિ નીમવાની દરખાસ્ત મૂકતાં સુરત યુવકમંડળપાટીદાર બોર્ડિંગ હાઉસના ઓનરરી સુપ્રિન્ટેન્ડન્ટ ભાઈશ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈએ જણાવ્યું કે દુનિયામાં થતાં દરેક મહાન કામ એકલે હાથે થતાં નથી. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે તેમાં બીજાની સહાયની જરૂર પડે છેજ. એક માણસ જે કામ કરે તેના કરતાં ઘણાની બુદ્ધિ અને અનુભવ તે કામ પાર ઉતારવાના કામમાં વપરાય તો વગર દોષે તે કામ સુંદર રીતે પાર પડે, અને તેથી જ આપણા દેશમાં પુરાણા વખતથી ન્યાતનાં પંચોની સ્થાપના થયેલી છે. હાલ કદાચ પટેલીઆઓની કર્તવ્યપરાયણતાની ઉણપથી તે સંસ્થા બહુ ઉપયોગી ન લાગતી હોય પણ તેની સ્થાપનાનો મૂળ ઉદેશ ઘણો સ્તુત્ય હતો. ''પંચ ત્યાં પરમેશ્વર'' એ કહેવતજ આપણને દરેક મોટાં કામ ઘણાએ ભેગા મળી કરવા પ્રબોધે છે. તો આપણું આજનું આ મહાન કામ કે જેમાં આપણી આખી જ્ઞાતિના લાભાલાભના પ્રશ્નો ચર્ચાવાના છે, અને તે રસ ભર્યા વિષયમાં ભાગ લેવાને ગામ પરગામથી હજારો જ્ઞાતિ બંધુઓ એકઠા થયા છે, તેવા મહત્ત્વના કામને માટે એક નહિ પણ અનેક વિદ્વાન અને અનુભવીઓની એક સબજેક્ટ કમિટિ નીમવાની જરૂર છે અને તે માટે હું નીચેના ગૃહસ્થોનાં નામ સૂચવું છે.

પ્રમુખ : શ્રીમાન ખુશલદાસ ગોકળદાસ પટેલ,
રા.બા. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ માજી
માજી ડે. કલેક્ટર
શ્રીમાન હરકીસનદાસ મોતીરામ પટેલ
,, નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી
,, પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામી
નારાયણ એમ.એ.
,, શીવાભાઈ મોતીભાઈ બી.એ.
એલ.એલ.બી.
,, પ્રભુદાસ મોતીરામ પટેલ
,, નાથુભાઈ નારણદાસ પટેલ
,, જેકીસનદાસ જગજીવનદાસ
,, મોતીભાઈ નૃસિંહભાઈ અમીન બી.એ.
,, મૂળજીભાઈ દ્વારકાંદાસ પટેલ
,, ભાઈલાલ જોરાભાઈ અમીન
,, વરજભાઈ વાઘજીભાઈ
,, ઈશ્વરભાઈ નરસહિંભાઈ પટેલ
,, મૂળચંદભાઈ મોતીરામ પટેલ
,, ચુનીલાલ ભગવાનદાસ પટેલ
,, છબીલદાસ લલ્લુભાઈ ઝરીવાલા.
,, ધોળીભાઈ લખાભાઈ પટેલ
,, દુલ્લભભાઈ જોગીભાઈ પટેલ
,, રામભાઈ શંકરજી પટેલ

,, હરગોવનદાસ હરજીવનદાસ પારેખ
,, હરિવલભદાસ હ. પારેખ
,, છગનલાલ આત્મારામ
,, ગંગારામ હરગોવનદાસ
,, મૂળચંદભાઈ ફકીરભાઈ
,, ગીરધરભાઈ ફકીરભાઈ
,, અમૃતલાલ બળદેવદાસ હીંગલોકવાળા બી.એ., એલ.એલ.બી.
,, બાલુભાઈ પરભુદાસ પારેખ
,, ઠાકોરદાસ ચુનીલાલ
,, નાથુભાઈ મૂલચંદદાસ
,, છોટુભાઈ ઠાકોરદાસ ચકાવાળા
,, ચંદુલાલ બહેચરલાલ પટેલ
,, સાકરલાલ હરિવલ્લભદાસ પારેખ
,, ડાહ્યાભાઈ હાથીભાઈ
,, માણેકલાલ હરીલાલ વકીલ એમ. એ.એલ.એલ.બી.
,, માવજીભાઈ ખુશાલદાસ
,, રણછોડજી જીવમજી ગાંધી
,, કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા
,, કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
,, ભીખાભાઈ કસનજી પટેલ
,, ગોવર્ધનદાસ કહાનદાસ અમીન
,, નાથુભાઈ વજેરામ પટેલ
,, મંછારામ પ્રાણજીવનદાસ અમીન
,, મગનલાલ પ્રભુદાસ લાકડાવાળા
,, નાથુભાઈ ખુશાલદાસ હીરાઘસુ
,, મૂલચંદ હરગોવિંદદાસ
,, પ્રેમજીભાઈ દયાળજી એન્જિનિયર
,, કુંવરજી દુલ્લભભાઈ પટેલ
,, વલ્લભભાઈ નારણભાઈ પટેલ
,, લાલભાઈ માણેકપોરવાળા
,, દયાળભાઈ રામજી પટેલ
,, માધવભાઈ જીવણજી તલાટી
,, અંબાલાલ વલ્લભભાઈ પટેલ

,, ડીવણભાઈ વલ્લભભાઈ પટેલ
,, મોરારભાઈ નથ્થુભાઈ પટેલ
,, નાથુભાઈ કલ્યાણજી પટેલ
,, ડાહ્યાભાઈ કલ્યાણજી
,, કાળાભાઈ માવાભાઈ પટેલ
,, હીરાભાઈ મકનભાઈ પટેલ
,, મગનલાલ નાથાભાઈ
,, ભગવાનદાસ નાનાભાઈ
,, ભૂલાભાઈ કસનજી પટેલ
,, મકનજી ગોપાળજી પટેલ
,, દુલ્લભભાઈ જોગીભાઈ પટેલ
,, વલ્લભભાઈ માવજીભાઈ મહેતા.
,, ભીમભાઈ મોરરાજી પટેલ
,, હરકીસેનદાસ નરસિંહભાઈ ભગત
,, જીવણજી દ્વારકાદાસ પટેલ
,, વિઠ્ઠલભાઈ નરસિંહભાઈ પટેલ
,, મગનભાઈ ભૂલાભાઈ
,, મણિભાઈ પુરુષોત્તમભાઈ
,, પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ
,, જેઠાભાઈ શિવલાલ પટેલ
,, હરકીસનદાસ દયારામ પટેલ
,, મગનલાલ નાથાભાઈ પટેલ
,, નારણજી માધવભાઈ પટેલ
,, રા. લલ્લુભાઈ પટેલ
,, ગોરધનદાસ ડાહ્યાભાઈ એન્જિનિયર
,, પરભુદાસ રણછોડજી
,, બેચરભાઈ મનોરભાઈ
,, લલ્લુભાઈ ગોપાળદાસ
,, ઉકાભાઈ ગોપાળદાસ
,, પાનાચંદ ભગવાનદાસ
,, ગુલાબદાસ હરિવલ્લભદાસ
,, વલ્લભભાઈ હરખાભાઈ
,, વનમાળી ભીમભાઈ

ઉપર પ્રમાણે સબજેકટ કમિટિની ચૂંટણી થયા પછી પરિષદ આવતી કાલ ઉપર

મુલતવી રહી હતી.

## બીજા દિવસની કાર્યવાહી

**તા. ૧૭-૫-૧૪ રવિવાર. સવારે ૭-૩૦ થી ૧૦-૩૦**

૧. મંગલાચરણ.
૨. ઠરાવ ૧ લો - ના. શહેનશાહનો ઉપકાર અને દીર્ઘાયુષ્ય (પ્રમુખ)
૩. ઠરાવ ૨ જો - ના. ગાયકવાડનો ઉપકાર અને દીર્ઘાયુષ્ય (પ્રમુખ)
(અ) ખેતીવાડીની કૉલેજ સ્થાપવા વિનતિ.
(બ) ખેતીવાડીની શાળા સ્થાપવાની વિનતિ.
૫. સાદાં જીવન (ગોપકાવ્ય) - વિદ્યાર્થીઓ
૬. ઠરાવ ૪ થો - ગ્રામ્ય શાળાઓ અને ખેતીવાડીનું શિક્ષણ.
૭. ઠરાવ ૫ મો - ખેડૂતોની સ્થિતિ તપાસનારૂં કમીશન.
૮. ''અમે સાચા બન્યા ત્યાગી'' (કાવ્ય)
૯. ઠરાવ ૬ ઠો-ગોપાલન
૧૦. ઠરાવ ૭મો - બાળલગ્નનો અટકાવ.

પરિષદની બીજા દિવસની બેઠક સવારે ૭-૩૦ વાગે શ્રીમાન ખુશાલદાસના પ્રમુખપણા નીચે મળી હતી. જે પ્રસંગે મંડપ ડેલીગેટો અને શ્રોતાઓથી ચિકાર ભરાઈ ગયો હતો. પ્રમુખ આવી પહોંચતા તેમને હર્ષનાદ અને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવ્યા હતા.

પા.યુ. મંડળ બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓએ સંસ્કૃત મંગલાચરણ કીધા પછી પરિષદનું કામ આરંભાયું હતું.

**ઠરાવ પહેલો :** નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુનું દીર્ઘાયુષ્યઃ પરિષદ્‌ના પ્રમુખ મહાશય ખુશાલદાસે બ્રિટિશ રાજ્યના લાભોનું વર્ણન કરી પહેલો ઠરાવ એવી મતલબનો રજુ કર્યો કે :

''આ પરિષદ્ બ્રિટિશ શહેનશાહતના લાભ સારી રીતે સમજી શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા શહેનશાહ બાનુ મેરી પ્રત્યે પોતાની સંપૂર્ણ રાજ્યભક્તિ જાહેર કરે છે, અને પ્રજાને વધુ લાભ આપવા શક્તિમાન થાય તે સારૂ તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.''

**ઠરાવ બીજો :** નામદાર ગાયકવાડનો આભાર : પ્રમુખે બીજો ઠરાવ એવી મતલબનો રજુ કર્યો કે :

આ પરિષદ શ્રીમંત મહારાજ સર સયાજીરાવ ગાયકવાડ પોતાની રૈયત કે જેમાં પાટીદાર એક મુખ્ય કોમ છે તેના હિતને માટે સતત પ્રયાસ કરી રહ્યા છે, તે બદલ તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે, અને તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.''

ઉપરના બન્ને ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ત્રીજો :** ખેતીવાડીને લગતી કૉલેજ સ્થાપવાની અરજ મી. ભાઈ લાલભાઈ જોરાભાઈ અમીને ત્રીજો ઠરાવ નીચે પ્રમાણે રજુ કીધો.

"આ પરીષદ નામદાર મુંબઈ સરકારને આગ્રહ પૂર્વક પ્રાર્થના કરે છે કે (૧) ગુજરાતમાં કોઈ મધ્ય સ્થળે ખેતીવાડીની કૉલેજ સ્થાપવી. (૨) પંચમહાલ જિલ્લામાં કૃષિશાસ્ત્રનું સપ્રયોગ શિક્ષણ ગુજરાતીમાં આપનારી મોડલ ફારમ સાથેની એક ખેતીવાડીની નિશાળ સ્થાપવાની હીલચાલ જાણવામાં આવી છે તેને બદલે અન્ય કોઈ રેલવે મુખ્ય લાઈન ઉપરના મધ્ય સ્થળે ઉઘાડવી (૩) યોગ્ય નદીઓમાંથી નહેરો કરવી. (૪) વધુ પ્રમાણમાં સહાયકારી મંડળીઓ સ્થાપવી. (૫) કૃષિ શાસ્ત્રનું જ્ઞાન ખેડૂત વર્ગમાં ફેલાવવા માટે નામદાર સરકારે ગામે ગામ ફરતા પગારદાર ઉપદેશકો નીમવા."

મી. ભાઈલાલભાઈએ ઉપલો ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે, આ ઠરાવ રજુ કરતાં મને જે આનંદ થાય છે તે આનંદી હૃદયનો ઉભરો જોઈએ તેવી રીતે રજુ કરવાના શબ્દો મળતા નથી. આપણી સ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે હૃદય દ્રવે છે. આજે એ સંબંધ માં જે કહું તેમાં કાંઈ વાંધો ભરેલું લાગે તો તેની ક્ષમા આપશો. આવી જાતના ઠરાવ અમદાવાદમાં ઓલ ઇન્ડિયા કૃષિકાર સભામાં આવ્યો હતો. પુણાની કોલેજના ગ્રેજ્યુએટો થયા છે, તેમણે કાઈ કરી બતલાવ્યું નથી, તેથી કેટલાકોને શંકા થશે કે એવી કોલેજ સ્થાપવાથી લાભ શું થશે ? પરંતુ કઈ જમીન ઉપર કયો પાક નીપજાવી શકાય તે વિચારવા જેવું છે. પુનાની જમીનમાં જે અખતરા થાય તે આપણી જમીનમાં થઈ શકે તે માટે શું કરવું, તે તપાસવાની જરૂર છે. પુના કરતાં આપણી ગુજરાતની જમીન વધુ રસાળ હોવાથી આપણી તરફ તેવી કોલેજ અને મોડલ ફોર્મ થવાથી વધુ લાભ થવાનો સંભવ છે. પુનાની પેઠે ગુજરાતમાં ખેતીવાડીની કોલેજની જરૂર છે. ખેતીવાડીની કૉલેજમાં શીખનારની પેઠે તો એમ.એ,બી.એ, થયેલા કૉલેજીઅનો અને રસાયણીઓ પણ નોકરી કરતા થયા છે. મને પૂછવા દેશો કે મી. ગજ્જર (તાળી) જેવા એમ.એ. રસાયણી કોઈ નીવડયા છે ? પણ તેથી આપણે નિરાશ ન થતાં સંતોષ લેવો ઘટે છે. ઘણાઓમાં એક પણ વીર પુરુષ પેદા થાય તો તે પણ આપણા માટે લાભકારક છે.

અસલ જમીનના માલિક ખેતીકારો અને જમીનદારો હતા. જમીનનો ખરો માલીક ઈશ્વર છે અને તેના ભોક્તા તરીકે ખેડૂત છે. આજે તે જમીનની શી સ્થિતિ છે ? આપણા ગામડાંઓના હાલના ખેડૂતોની પ્રાચીન હાલત ફેરવાઈ જઈ આજે ખેડૂતો ભાડુતો જેવા થઈ પડયા છે. આપણાં ઘરો ઉપર મ્યુનિસિપાલીટી ઘરવેરો લે છે. હવે કેટલોક કાળ તેમાં ચાલી જાય અને પછી મ્યુનીસિપાલીટીવાળા આપણને એમ કહે કે ઘર ખાલી કરો એતો અમારૂં છે, અને તમે ભાડુત છો એવી સ્થિતિ ખેડૂતની થઈ પડી છે. તેમાંથી છુટકારો મેળવવાનો જરૂરનું છે કે આપણે આ બ્રિટિશ સરકરના ન્યાયી રાજમાં સુધારો કરવાનાં પગલાં લેવાં. આપણી હાલની સ્થિતિ કેવી છે તે સંબંધે હું ખેડૂત હોવાથી કાંઈક બોલીશ.

આપણા ખેડૂતોની સ્થિતિ હાલમાં અવિવેકી અને લખલુટ ખરચને લીધે ખરાબ થઈ પડી છે, અને તેનો દોષ વિદ્વાનોને ઘટે છે કે જેમણે આપણા તરફ ધ્યાન આપ્યું

નથી. કોઈ પણ વિદ્વાને જીવનના આધાર રૂપ ખેતીને માટે કાંઈ પણ કીધું નથી. જ્યારે સને ૧૮૫૬ના દુષ્કાળમાં ખેડૂતો ભૂખમરા જેવી હાલત ભોગવતા હતા, ત્યારે તેમને ધનવાનો અને વિદ્વાનોએ કંઈ મદદ આપી છે ? દક્ષિણ આફ્રિકામાં જેમ મી. ગાંધીએ (તાળીઓ) દેવ રૂપે આપણી સેવા બજાવી છે. અને બજાવે છે. તેવી કોઈ સેવા આપણા ગૃહસ્થે બજાવવાની તકલીફ લીધી છે ? ઓનરેબલ મી. ગોકળદાસ કહાનદાસને ધન્યવાદ ઘટે છે કે તેમણે આપણા ખેડૂત માટે ઘણું કીધું છે. હું ઇચ્છુ છું કે એવા મી. ગોકળદાસ અને મી. ગાંધી આ ભૂમિમાં અનેક નીપજો (તાળીઓ) આપણા દેશની ભૂમિ રસાળ હોવા છતાં અમેરિકા અને હિંદ વચ્ચે પાકની નીપજનો મોટો અંતર રહેલો છે. આપણી ખેતી એ દુનિયામાં સાચામાં સાચો ધંધો છે. ડાક્ટર, બેરીસ્ટર, વેપારી વગેરે બીજાઓ પાસેથી પૈસા મેળવે છે અને તેઓએ દુનિયાને કાંઈ વધારો કરી આપ્યો નથી. ત્યારે આપણે ખેડૂતો આપણી માતા રૂપી જમીનની તીજોરી ઉઘાડી તેમાંથી કાંઈ ઉત્તમ વસ્તુ પુરી પાડીએ છીએ. ને તેથીજ ખેતીને ઉત્તમ ગણી છે. આપણે પશ્ચિમના સુધારામાં આગળ વધ્યા છીએ પણ આપણે ઘાંચી, મોચી કરતાં પણ ઉતરતા છીએ. તેઓ પોતાના ધંધામાં પાશ્ચાત્ય સાધનોનો ઉપયોગ કરી આગળ વધ્યા છે, ત્યારે આપણે કાંઈ કરી શકયા નથી. એટલા માટે આપણે આપણા પગ ઉપર ઊભા રહી ખેતીના ધંધાને આગળ વધારવાની જરૂર છે. આપણી આબાદીમાં સરકારની આબાદી છે. આજે વરસાદ ઓછો થવાનું કારણ ઝાડો ઓછાં થવાનું છે.

તેટલા માટે આપણે ફણાવું ઝાડો રોપવાં જોઈએ. જેથી સારી આવક પણ મેળવી શકાય છે. નામદાર ગાયકવાડ સરકારે ફળાવ ઝાડો માટે ઉત્તેજન આપનારાં પગલાં લીધાં છે. આજે એક બાર રૂપિયાનો તલાટી જે માન ધરાવે છે તે માન હજારો રૂપિયા પેદા કરનારા ખેતીકારોને નહિ મળતાં તેને કોઈ ગણકારતું નથી. એ ફેરફાર આપણી અધોગતિનુંજ ચિન્હ છે. તેમાં સુધારો થવાની જરૂર છે.

ઉપલી દરખાસ્તને રા. વરજભાઈ વાઘજીભાઈએ ટેકો આપતાં જણાવ્યું કે સરકારને આપણે ખેડૂતો મુખ્ય ફાળો આપીએ છીએ, અને જો તેની પાસે આપણે માગણી કરીશું તો તે આપણે માટે ખરચ કરે તેમ છે. આવી શાળા માટે અગાઉ માગણી થતાં સરકારે ગોધરાને તે માટે પસંદ કીધું છે પણ તે સ્થળ કાંઈ મધ્ય સ્થળ તરીકે નથી માટે સુરત કે નડીયાદને તે માટે પસંદ કરવાથી ગુજરાતની રસાળ ભૂમિની ખેડૂત પ્રજાને વધુ લાભ થવાનો સંભવ છે. આ ઉપરાંત સહાયકારી મંડળથી ઘણો લાભ થાય છે. એ મંડળે પૈસા આપવા સાથે ખેતીને લગતાં ઓજારો અને સાધનો ખેડૂતોને પુરાં પાડવાની ગોઠવણ કરવાની જરૂર છે. ખેતીની આબાદી ઉપર રાજ્યનો આધાર હોવાથી રાજ્યે પણ તેના સુધારાનાં પગલાં લેવાની જરૂર છે. હાલ ખેતીની હાલત ખરાબ હોવા સાથે તે ધંધો કરનારાઓને હલકામાં હલકા ગણવામાં આવે છે. ખેતીની જમીનનું નાશ પામેલું તત્ત્વ પાછું લાવવા માટે કોશીષ કરવાની જરૂર છે, અને તે પ્રયત્ન ન થાય ત્યાં સુધી તેમાં સુધારો થવાનો સંભવ નથી માટે તેવાં

પગલાં લેવાની જરૂર છે.

ઉપલો ઠરાવ પસાર થયા પછી ખેડૂતોના પોષાકમાં બોર્ડિંગના વિદ્યાર્થીઓએ સાદાં જીવનને લગતા વિષય ઉપર રચેલું અસરકારક ગીત ગાઈ સંભળાવ્યું હતું જે ખેડૂત જીવનનું-સાદાં જીવનનું દિગ્દર્શન કરાવનારૂં હતું.

**ઠરાવ ચોથો : ગ્રામ્યશાળા અને તેના અભ્યાસક્રમને સુધારવાની જરૂર**

(૧) મી. માણેકલાલ હરીલાલ વકીલ એમ.એ., એલ.એલ.બી. એમણે ચોથો ઠરાવ એવો રજુ કીધો કે "આ પરિષદ્ નામદાર મુંબઈ સરકારને અરજ કરે (૧) છે કે હાલની નવી સ્થાપેલી ગ્રામ્યશાળાઓમાંથી વિદ્યાર્થીઓ બહારો બહાર અંગ્રેજીમાં દાખલ થઈ શકે તેવો અભ્યાસક્રમ પુરેપુરો ગોઠવવો, કે જેથી ઘણી નાની ઉમરના વિદ્યાર્થીઓને અગવડ વેઠી બીજા ગામે જવું નહિ પડે, તેમજ પ્રાથમિક શાળામાં તેમને વિશેષ ખરચ થાય નહિ (૨) ગ્રામ્યશાળાઓની વાચનમાળામાં કૃષિશાસ્ત્ર સંબંધી વધારે પાઠ ગોઠવવા (૩) મફત અને ફરજીયાત પ્રાથમિક કેળવણી આપવા બનતી ઉતાવળે ગોઠવણ કરવી.

ઉપલી દરખાસ્ત ટેકામાં મી. માણેકલાલે જણાવ્યું કે ગ્રામ્યશાળાઓ થોડા ખર્ચે ચલાવી શકાય અને હાલનાજ ખરચમાં જુદા સ્થળોએ શાળાઓ સ્થાપી શકાય. ત્રીજા ધોરણ સુધી લેખન વાંચન અને હિસાબનું જ્ઞાન મળે તે હેતુથી સરકારે ગામડામાં શાળાઓ દાખલ કરી છે. આમ થવાનું કારણ ખર્ચ ઓછું કરવાનો અને વધુ શાળા સ્થાપન કરી શકવાનો હશે. સામાન્ય રીતે ગુજરાતી ચાર ધોરણ પછી અંગ્રેજીમાં દાખલ થઈ શકાય છે. પણ ગામડામાં ત્રણ દોરણ શીખવવા પછી પાંચ સાત ગાઉ ઉપર આવેલી મોટી શાળામાં જવું પડે છે કે જ્યાં તેને ગામડામાં અભ્યાસ કરેલો કાચો વિદ્યાર્થી ધારીને ત્રીજા ધોરણમાં પસાર થયા છતાં બીજા ધોરણમાં બેસાડવામાં આવે છે અને એ રીતે થવાથી તેનું એક વર્ષ નકામું પસાર થાય છે. આવા સંજોગોમાં ગામડાના કેટલાક બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ વધુ કેળવણીનો લાભ લઈ શકતા નથી. આટલાં કારણે ચાર ધોરણ ગામડાં માટે કરાવવામાં આવે અને ત્યાંના અભ્યાસક્રમમાં ફેરફાર કરી ખેતીને લગતા પાઠો વધુ પ્રમાણમાં દાખલ કરવામાં આવે તો તેથી ઘણો લાભ થાય, એટલું જ નહિ પણ તેવી શાળામાં ભણેલાં છોકરાઓ શહેરની અંગ્રેજી શાળાનો પણ લાભ લઈ શકે. ગામડાંના લોકો અજ્ઞાન અને ગરીબ હોવાના કારણે કેળવણીને લગતો ખરચ ઉપાડી શકતા નથી. અને સરકાર તેઓને મફત કેળવણીને લગતો ખરચ ઉપાડી શકતા નથી, અને સરકાર તેઓને મફત કેળવણી આપવાનું કરે તો આપણા લોકો ગામડામાં જઈ જાતિ ભોગ આપી ચોપડી કે બીજી જાતની તેઓને જોઈતી મદદ પુરી પાડી એ અભણ રહેલા ભાગમાં કેળવણીનો પ્રચાર કરવાને બનતું કરે. ખેડૂતોને લખી વાંચી જાણવા અને હિસાબો જાણવાની જરૂર હોવાથી તેઓને પ્રાથમિક કેળવણી સરકારે મફત આપવાની ગોઠવણ કરવાની જરૂર છે, સૂધરેલા દેશમાં એવું ફરજીયાત શિક્ષણ આપવાનું ધોરણ દાખલ કરવાનું મુખ્ય કારણ

ઉપલા સમાયલા લાભોનું છે. એ સઘળું જાણવા પછી મને ખાત્રી છે કે તમે આ ઠરાવને પસાર કરશો જ.

મી. મગનલાલ પરભુદાસે ઉપલી દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે કેળવણી શું છે તે દરેક જણે સમજવું જોઈએ. વાંચતાં લખતાં આવડવાથી અથવા બી.એ. અથવા બીજી ડીગ્રી સંપાદન કરવાથી ખરી રીતે માણસ કેળવાયલો છે એમ કહી શકાય નહિ. પણ જે ખરેખરા ગૃહસ્થ તરીકેના ગુણને યોગ્ય નીવડે તેણે ખરી કેળવણી લીધેલી કહેવાય, અંગ્રેજીમાં જેમ પર ભાષા તરીકે ફારસી અને સંસ્કૃત શીખવવામાં આવે છે તેમ ગુજરાતી સાથે અંગ્રેજીનું પરભાષા તરીકે શિક્ષણ અપાય તો તે વધારે સારું. કેળવણી વડે મનુષ્યની શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિમાં સુધારો થાય છે. કેળવણીની છાપ મા-બાપ અને જનસમાજના વર્તન ઉપરથી બાળકો ઉપર પડતી હોવાથી આપણે સારૂં વર્તન, સારૂ જીવન ગાળવાની જરૂર છે. છોકરાંને સારાં બનાવવા માટે ધાર્મિક કેળવણી આપવાની જરૂર છે કે જેથી તેમના અંતઃકરણ નિર્મળ થવા પામે અને અંતઃકરણ નિર્મળ ન બને ત્યાં સુધીની કેળવણી નકામી છે; માટે સરકારને નૈતિક રૂઢીએ શિક્ષણ આપવાનો આગ્રહ કરવો કે જેથી વિદ્યાર્થીઓના જીવનને નીતિના માર્ગે ખીલવી શકાય. ગ્રામ્યશાળામાં નવી પદ્ધતિનાં ખેતીનાં ઓજારો રાખી તેનું શિક્ષણ પણ આપવાની જરૂર છે. તેઓના ખેતીને લગતા ધંધાની ખીલવણી કરવાના કામમાં પણ તેવી જાતનું શિક્ષણ ઉપયોગી થઈ પડે. એટલું કહી હું ઉપલી દરખાસ્તને અનુમોદન આપું છું.

પંડિત લાલને ઉપલી દરખાસ્તના સમર્થનમાં જણાવ્યું કે, જેમ જમીન હળથી ખેડાય છે તેમ કાગળ પણ કલમથી ખેડાય છે. ખેતીમાંથી જેમ અનાજ ઉત્પન્ન થાય છે, તેમ શબ્દમાંથી અર્થ નીકલે છે, રાજા, બ્રાહ્મણ, વૈસ્ય વગેરે વિદ્વાન્ વર્ગ પોતાના વિચારો બતાવે છે, તે પણ એક જાતની ખેતી જ કરે છે. પ્રભુનું નામ કૃષ્ણ છે, કૃષ્ એટલે ખેતી. અને તે રીતે જુદાં જુદાં દૃષ્ટાંતો આપી ભાષણ કર્તાએ જણાવ્યું કે સુધરેલા દેશમાં ખેતીને લાયકની જમીન નહિ હોવાનું કારણ ત્યાં પ્રકાશ નહિ હોવાનું છે. એમ છતાં પણ ધર્મગુરૂનો ઉપદેશ, રાજાના વિચારો એ એક જાતની ખેતી છે, જીવન ઉત્તમ છે, અને તેથી કરીને તમારા ઉત્તમ આત્માને બહાર લાવવાનો પ્રયત્ન કરવો એમ કરવાને માટે તમોને હું ત્રણ બૈરી પરણવાની સલાહ આપું છું.

તેમાં પહેલી સ્ત્રી વિદ્યા ભણવી તે છે. અને તે પ્રાપ્ત થવાથી મનુષ્ય માત્ર સુખી થાય છે. બીજી સ્ત્રી લક્ષ્મી છે અને ત્રીજી સ્ત્રી લલના છે. **ધી શ્રી સ્ત્રી** એ ત્રણ સાથે તમારે પરણવું અને તેમ કરશો તોજ ખેતી ઉત્તમ થશે. સરકાર આપણી માબાપ છે તેની ૬૦ ટકા, સમાજની ૩૦ ટકા, અને આપણી પોતાની ૧૦ ટકા, મદદ હોવી જોઈએ. એ પ્રમાણે તમો ૧૦ ટકા જેટલું કરી બતાવી, તમારી પાસે ૩૦ ટકા મેળવી પછી સરકારની મદદ માગશો તો જરૂર મળશે.

મી. વરજભાઈ વાઘજીભાઈએ જણાવ્યું કે ગ્રામ્યશાળામાં ત્રીજા ધોરણ સુધી શિક્ષણ આપવામાં આવે છે પરંતુ તે શિક્ષણ હાલની દુનિયામાં પૂરતું ગણી શકાય

નહિ. હાલમાં મી. ગોખલેએ ફરજીયાતને મફત કેળવણીને લગતી યોજના દાખલ કરવાને હિંદી સરકાર સમક્ષ જે યોજનાઓ રજુ કરી હતી, તે સંબંધમાં સ્થાનિક સરકારના મત માગવામાં આવ્યા હતા પણ તેનું પરિણામ શું આવ્યું તે આપણે જાણતા નથી. આશા છે કે તેનું પરિણામ આપણા લાભમાં આવશે. એ પછી ચોથો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૫મો :** ખેડૂતોની હાલતની તપાસ કરનારું કમીશન. મી. ચંદુલાલ બહેચરલાલ પટેલે પાંચમો ઠરાવ એવી મતલબનો રજુ કીધો કે "ગુજરાત, કાઠીયાવાડ, ખંભાત વગેરે સ્થળોના પછાત રહેલા પાટીદાર બંધુઓની સ્થિતિની તપાસ કરવા માટે તેમાં નામ કમી જાસ્તી કરવાની સત્તા સાથે નીચેના ગૃહસ્થોનું એક કમીશન નીમવું."

પ્રો. જેઠાલાલ સી. સ્વામીનારાયણ એમ. એ.

શ્રીયુત મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ, બી.એ.એલ.એલ.બી.

શ્રીયુત નાથાભાઈ અવીચળદાસ, વાંકાનેરના દીવાન.

શ્રીયુત બાલાભાઈ શ્યામજીભાઈ,

શ્રીયુત કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા પટેલબંધુના તંત્રી

શ્રીયુત ઝવેરભાઈ નાથાભાઈ લીંબડીના દીવાન.

શ્રીયુત ગોર્ધનદાસ કહાનદાસ અમીન. યુવકમંડળના ઉપાધ્યક્ષ.

રા.રા. હરકીશનદાસ મોતીરામ.

શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી.

રા.રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન.

રાવ બહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ બી.એ, એલ.એલ.બી.

શ્રીયુત વિહારી-ગોંડળ તથા યુવક મંડળના પ્રેસિડેન્ટ શ્રીયુત ચંદુલાલ બહેચદલાલ પટેલ.

વિશેષમાં તેમણે જણાવ્યું કે આજકાલ આપણી જ્ઞાતિમાં પરિષદ્ ઉપર પરિષદ્ ભરાવા માંડી છે, અને એ ઉપરાંત બીજા અનેક ઉપાયો સુધરેલી પ્રજાને અનુસરીને આપણે લઈએ છીએ. આવી અનેક ઉન્નતિની પ્રવૃત્તિ છતાં જોઈએ તેવું ઇષ્ટ પરિણામ લાવવાને આપણે ભાગ્યશાળી થયા નથી; તેનું કારણ એ છે કે આપણે તેમાં જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી. આજકાલ જનસમાજમાં જે જે સુધારા દાખલ થયા છે તે મોટે અંશે ગણીગાંઠી વ્યક્તિ માટે દાખલ થાય છે, એમ કહેવું એ લેશ માત્ર પણ ખોટું નથી. દુઃખી અને પછાત પડેલા બંધુઓના અવાજો મોટી ગણાતી અમુક વ્યક્તિના ઘોંઘાટમાં સાંભળી શકાતા નથી, એટલું જ નહિ પણ પરિણામે નાની ગણાતી વ્યક્તિનો મોટો સમૂહ પોતાનો અવાજ લોકોપયોગી સંસ્થામાં મોકલતાજ બંધ થાય છે. પહેલાં અને બીજા વર્ગમાં મુસાફરી કરનાર, ટેબલ ખુરસીએ બેસનાર ગણીગાંઠી વ્યક્તિ પોતાની વિદ્વત્તા બતાવવા તત્પર થાય છે. હળ હાંકનાર, કોશ ઉપર બેસનાર, છાસ રોટલો ખાનાર એકે પાટીદાર મેં પરિષદ્માં આગળ પડતો ભાગ લેતાં જોયોજ નથી. આવી રીતે આજની આપણી પરિષદ્માં ફક્ત એક તરફનો જ અવાજ આવે

છે. આપણે આપણા ખેતી કરનાર બંધુઓ સાથે મળી તેઓની અંગત જરૂરીઆતો જાણવા માટે આપણે ગામે ગામ રખડવું જોઈએ. અને તેમની સાથે બેસીને છાશ રોટલા ખાવા જોઈએ. આપણે પરિષદનું બંધારણ એવું રાખવું જોઈએ કે ખેડૂતો તેમાં ભાગ લેવા આવી પોતાનો અવાજ ભાંગી તુટી ભાષામાં પણ જણાવે.

ખરૂં છે કે ખેડૂતોના બોલવામાં આપણી સ્થૂલ દૃષ્ટિને કંઈક ઓછું લાગે તેવું જણાશે; પરંતુ ખરી રીતે તેમના બોલવામાં અને તેમની માગણીમાં સત્ય અને ઉંડું રહસ્ય હશે, જ્યાં સુધી ખેડૂતો પરિષદમાં આવી ભાગ લેતા ન થાય ત્યાં સુધી બીજા અનેક પ્રયાસો સફળ નીવડવાના નથી. આપણા વિદ્વાનો અંત્યજોને ઉંચે ચઢાવવા પ્રયત્ન કરે છે પરંતુ આપણી પાટીદાર જેવી ઉત્તમ કોમને અત્યંતજ વર્ગ જેવી થતી અટકાવવા પ્રયત્ન કરતા નથી. આપણી અધોગતિનું દૃષ્ટાંત કાઠીયાવાડમાં છે કે જ્યાં ખેડૂતો પાસે સમાજ અત્યંતજ વર્ગનાં કામો કરાવવાને અચકાતી નથી ! ત્યાં તેઓમાં બીલકુલ કેળવણી નથી ! તેઓ રાત દિવસ મજુરી કરી છાશ, છોડાં અને છોતરાં ખાવાને સરજાયેલા છે. તે માટે વિહારીનું "પટેલબન્ધુ" ના ગયા દીવાળીના અંકમાં પ્રકટ થયલું "બિચારા ખેડૂત" નામનું કાવ્ય હૃદયભેદક છે.

આ રીતે છાશ, છોડાં અને છોતરાં ખાનારનું દર્શન આપણને થયું નથી. તે માટે હજી ઘણો વખત જોઈશે. પરિષદ્‌નો અર્થ ત્યાં કાઠિયાવાડમાં એક હજારમાં એક પણ માણસ જાણતું હોય તો આપણાં અહોભાગ્ય ! તેમની અધોગતિને એક પણ અંશે સુધારી શકે તેવી હાલત આજે બીલકુલ નથી તેથી તેઓ પરિષદમાં ભાગ લેતા થાય તેનો પ્રયાસ કરવાની જરૂર છે. તે માટે એક કમીશન નીમી ત્યાંના ખેડૂતોની અવદશાનું અવલોકન કરી તેના ઉપાયો યોજી ચોથી પરિષદમાં રજુ કરવા, તેમજ દેશી રાજ્યો સાથે તેમના હક વગેરે નક્કી કરવા પ્રતિનિધિ તરીકે પત્ર વહેવાર ચલાવવાની પરવાનગી આપવી. આટલું જણાવી મારી દરખાસ્ત પસાર કરવાને હું તમોને ભલામણ કરૂં છું.

મી. ગોર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જિનીયરે ટેકો આપ્યા પછી મી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ વધુમાં જણાવ્યું કે સરકાર તરફથી કમીશનો આવી તપાસ માટે નીમાયાં છે, પણ આપણી કોમને લગતી આ બાબત હોવાથી આ કમીશનનું પરિણામ સારૂં આવવાની આશા રહે છે. અને ખરેખર મી. ચંદુલાલે એક અગત્યનો ઠરાવ આપણા આગળ રજુ કીધો છે, હું એને અંતઃકરણથી ટેકો આપું છું.

**ઠરાવ છટ્ઠો :** ગોપાલનને લગતો રા. મકનજી ગોપાળજી એ રજુ કીધો કે "આ પરિષદ દરેક પાટીદાર બંધુને ગાય જેવા કૃષિ ઉપયોગી પ્રાણીનું પાલન કરવા આગ્રહ પૂર્વક ભલામણ કરે છે અને ના. સરકારને ગૌવધને અટકાવ કરવા અરજ કરે છે."

આ ઠરાવના ટેકામાં વધુ બોલતાં મી. મકનજીએ ગાયને લક્ષ્મીનું રૂપ આપી જણાવ્યું કે, ગાય એ આપણું જીવન છે, અને તેનું પાલન કરવું એમાં આપણું કલ્યાણ છે આપણા જીવન અને ખેતીની અભિવૃદ્ધિમાં એ એક ઉપયોગી પ્રાણી છે. તેનું રક્ષણ

કર્યા વિના આપણી ઉન્નતિની આશા રાખવી ફોટક છે. આસ્ટ્રેલીઆમાં એક સ્રી ત્રણ લાખ ગાયો પાળે છે, તો આપણે તો ધર્મની ફરજથી પણ તેનું પાલન કરવા બંધાયેલા છીએ. ગાયના દૂધના સેવનથી હું આજે વધારે કૌવતવાન બન્યો છું. છેલ્લાં સાત આઠ વરસથી હું કેવળ તેજ દૂધ ઉપર જીવું છું. માટે તેવાં પ્રાણીને પાળવા અને તેમનો વધ થતો અટકાવવાની જરૂર છે.

એ દરખાસ્તને મી. ભાઈચંદભાઈ રાયચંદે ટેકો આપ્યા પછી "ખેતીવાડી વિજ્ઞાન"ના તંત્રી શ્રીયુત દુલેરાય સી. અંજારીયાએ વધુ ટેકો આપતાં નીચેનું વિવેચન કીધું હતું.

## શ્રીયુત અંજારીઆનું ગૌપાલન વિષે ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા પ્રિય ભાઈઓ,

આપણામાં જુની કહેવત છે કે "ખેડ ખાતર ને પાણી નસીબમાં ન હોય તે લાવે તાણી." જેમ ઉંડી ખેડ કરવામાં આવે છે, તેમ જમીનની ઉથલપાથલ વધારે થાય છે, તેથી તેની અંદર રહેલા છોડવાની ખોરાકની વસ્તુઓ ગરમીને ઠંડકથી રાસયનિક ફેરફાર થવાથી પાણીમાં ગળી જાય એવી બને છે, અને મૂળીઆં તે ચૂસી શકે છે જેથી છોડવા ઘણા સારા, જોરદાર તથા તંદુરસ્ત થાય છે, તેથી તેનાં પાંદડાં ફુલ, ફળ, બી ઘણાં સ્વાદિષ્ટ ને જથ્થાબંધ નીપજે છે. બીજો ફાયદો ઉંડી ખેડનો એ છે કે થોડો વરસાદ વરસ્યો હોય તો પણ જમીનમાં ભીનાશ લાંબો વખત સુધી ટકી રહે છે, ને સૂકવણું પડતું નથી. વરસાદ આપણને જોઈએ ત્યારે વરસ્તો નથી કારણ કે તે વિભૂતિ ઈશ્વરની છે, તે આપણા તાબાની નથી. તેની ખુશીમાં આવે ત્યારે વરસે. પણ જમીન ખૂબ ખેડાયલી હોય તો થોડા વરસાદે પાણીમાં ઘણું સમાય છે તેથી ભીનાસ કે ભેજ જમીનમાં ઘણો વધે છે. જેમ બારીક લૂગડું જલદી સુકાય જાય છે અને તેથી જાડું ખાદીનું અને તેથી પણ જાડાં કપડાંના લૂગડાંને સૂકાતાં વધુ વાર લાગે છે. તેમ જમીન ઉપર ઉપરથી ખેડાયલી હોય તેમાં પાણી ઘણુ સમાતું અને ઉપરથી જ વહ્યું જાય છે. ને બારીક કપડાંની માફક સૂરજની ગરમીથી તે વરાળ હવામાં ઉડી જાય છે ને જમીન સુકાઈ જાય છે. પણ ઉંડી ખેડાયલી જમીન ઓછામાં ઓછી નવ તસુ સુધીની હોય તેમાં વરસાદનું ઘણું પાણી સમાય છે અને જાડાં કપડાંની માફક સૂકાતાં વાર લાગે છે, અને છોડ પાકી મોટા થાય ત્યાં સુધી તેની ભિનાશ ટકે છે. આપણા હળથી જોઈએ તેવી ઊંડી ખેડ થતી નથી.

તો વાલ્કટ બ્રધર્સનાં એવરીનાં, અને ડંકન સ્નેટનનાં લોઢાનાં હળથી ઊંડી જમીન ખેડી શકાય છે, તે વાપરવા ભલામણ કરું છું. હવે હળ ખેંચવા માટે બળદની જરૂર પડે બળદ વગર જમીન ખેડાતી નથી. તે બળદોને જન્મ આપનાર તે ગાય માતા છે માટેનું પાલન કરવાની ખાસ જરૂર છે.

આપણા ખેડૂતો વંશપરંપરાથી જમીનમાંથી ઉપજ લીધા કરે છે, અને તેથી જમીનની વનસ્પતિને જોઈતો ખોરાક હવે ઓછો થયો છે. ચુનો, નાઈટ્રોજન, ફોસ્ફરસ અને આ ચાર મુખ્ય વસ્તુ આપણા છોડવાને પોષણ આપનારી છે, તે વસ્તુનો જથ્થો

જમીનમાંથી ઓછો થયો છે. એટલે જમીન રસ વગરની થવા લાગી છે. એ રસ કસ આપણે પાછો જમીનમાં આપવો જોઈએ. અને તે ખામી ખાતરથી પૂરી પડે છે. ખાતર ઘણાં પ્રકારનાં છે, પણ આપણા તમામ ખેડૂતોને પૈસા વગર મળી શકે એવું તૈયાર ખાતર તે છાણનું છે.

આપણી ખેતીની જમીન ખેડતાં બળદનું છાણ, ઘી વેચી પૈસા કરવા રાખેલી ગાયોનું છાણ, બેસી ફરવા રાખેલા ઘોડાની લાદ વગેરેનું છાણ, કચરો તથા પુંજો ઉકરડામાં ભેળો કરીને તેમાંનો રસ કમ ઉડી ન જાય તે રીતે ખાતર બનાવેલું હોય તે ખેતરોમાં નાંખવામાં આવે તો ઘણો ફાયદો મળે છે. આ ખાતર પૂરું પાડનાર ગાય માતા છે; માટે જમીન ખેડવાને ખાતર પૂરું પાડવા માટે પણ ગાયનું પાલન કરવું એ આપણી પહેલી જ ફરજ છે.

## હવે ત્રીજી વસ્તુ પાણી જોઈએ

પાણી વગર ખેતરમાં વાવેલી વસ્તુ પાકતી નથી. વરસાદ પાણી પૂરું પાડે છે. નદી કુવા, તળાવ, આદિ જળાશયોનું પાણી ખેતીમાં મળે છે. હવે કુવામાંથી પાણી ખેંચવા કોસ ચલાવવામાં આવે છે, તે માટે બળદ જોઈએ, જેને ઉત્પન્ન કરનાર ગાય માતા છે માટે ગૌપાલન કરવાની આવશ્યક્તા છે. તેમજ તમારા ખેતરમાં પાકતી વસ્તુઓ લઈ જવા લાવવા માટે તથા એક ગામથી બીજે ગામ જવા માટે પણ બળદ જોઈએ તે બળદની જનેતા પણ ગાય માતા છે. તો ગૌપાલન કરવાની આપણને ઘણીજ જરૂર છે. ખેડ, ખાતર અને પાણી જેવી રીતે જમીનને સુધારીને ઉપજ આપનાર તથા ખેડૂતની આર્થિક સ્થિતિ સુધારનારાં છે, તેવીજ રીતે ચોખ્ખું દૂધ, ઘી ખાવામાં આવે તોજ આપણી શારીરિક તંદુરસ્તી સારી રહે છે. આજ કાલ મોટાં શહેરોમાં દૂધમાં તથા ઘીમાં અનેક જાતની ભેળસેળ થાય છે. તેથી આપણી તંદુરસ્તીને નુકસાન પહોંચ્યું છે. છોકરાં, સ્ત્રી તથા પુરૂષ તમામને દૂધ વગર ચાલતું નથી; તેમ ઘી વગર પણ ચાલતું નથી. આપણી નામદાર બ્રીટીશ સરકારને પણ આપણી તંદુરસ્તી બગાડનારાં ખરાબ દૂધ ઘી વેચાતાં હોવાથી તે ચોખ્ખાં કેમ મળી શકે તે માટેની યોજનાઓ ઘડવાની જરૂર પડી છે અને પુના એગ્રીકલચર કોલેજના પ્રિન્સિપાલ ડાક્ટર હેરોલ્ડમાન સાહેબ જેવા બાહોશને પરોપકારી અમલદારોને દૂધ ઘી ચોખ્ખાં કેમ મળે તે માટે ડેરી કે ગૌશાળાઓ કઈ જગ્યાએ કેવા નિયમોથી ઉઘાડવી વગેરે યોજના ઘડવા આપણી માયાળુ સરકાર તરફથી સૂચના થઈ છે. આપણા સ્વદેશમાં રાજાઓ, શાહુકારો ને ગૃહસ્થો અસલ ઘણી ગાયો પાળતા અને તે સમયની ગાયો ઘણી ઉત્તમ ને મજબુત હતી. આપણે સુધરેલા સમયનો પવન ખાવાથી ગાયોના ખરચ કમી કર્યાં, ગૌચરો ખેડાવી નાખ્યાં, અને ગાય પાળવાની વાત વિસારે મૂકી એટલે જથ્થાબંધ સ્વચ્છ દૂધ, ઘી, માખણ, છાશ, દહીં મળતાં તે મળતાં નથી. ચોખ્ખાં દૂધ ઘીને અભાવે દર્દો વધ્યાં છે, અને શરીર નબળાં, કમજોર, દર્દી થયાં છે. વિચાર કરો કે સારો પૌષ્ટિક ખોરાક ખાનારનું શરીર કેવું હોય છે ? તંદુરસ્ત, મજબુત તથા ભરાઉ હોય અને

હલકાં ખોરાકવાળાનું નબળું ઝાંખું અને કમજોર હોય છે. એક માતા જેને ધાવણ ખૂબ આવતું હોય તેનું છોકરૂં જેટલું તંદુરસ્ત કૌવતવાળું હોય છે, અને એક માતા કે જેને ધાવણ બરોબર પુરતું ન હોય તેનું છોકરૂં જોઈએ તો તદન કમજોર, હાથ પગ દોરડીને પીળું પાંજેર જેવું હોય છે, ભેળસેળવાળાં દૂધને ઘીથી દરદો વધ્યાં છે અને માણસના જીવનની સરાસરી ઘટી છે તે માટે મજબુત તન મનવાળી પ્રજા ઉત્પન્ન કરવા દૂધ, ઘી, દહીં તથા છાશ પુરાં પાડનારી ગાય માતાનું પાલન કરવાની ઘણી જરૂર છે. તેટલાજ માટે આપણા માનવંતા લોકપ્રિય મુંબઈના ગવર્નર સાહેબ લોર્ડ વિલીંગ્ડને પણ ગોપાલનનું કામ શરૂ કર્યું છે, વળી કેટલીક નાતજાતમાં બાળલગ્નનો રિવાજ ચાલે છે તેથી અપરિપકવ ઉમંરના કજોડાં ભેળાં થવાથી વીર્ય નબળું પડે છે અને સ્ત્રી પુરૂષ નબળાં પડી ટુકું આયુષ્ય ભોગવી, મરણ પામે છે, તે માટે બાળલગ્ન ન કરે અને મોટી ઉંમરે છોકરો છોકરી પરણે એવું કરવા સર્વે જગ્યાએ વિચારો ચાલે છે. જ્યાં સુધી એક કુમારિકા અને એક છોકરો પુરેપુરી ઉંમરે પહોંચે નહિ ત્યાં સુધી લગ્ન થવું ન જોઈએ, અને બન્નેએ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. જેઓ બ્રહ્મચર્ય પાળે છે, તેમનાં શરીર તેજસ્વી, મજબુત, ધાર્યું કામ કરી શકે એવાં મનોબળવાળશાં, તીવ્ર બુદ્ધિશાળી અને રૂપાળાં હોય છે.

હાલમાં બ્રહ્મચર્ય પાળવાનું ગયું, બાળલગ્ન પેઠાં તે સાથે આપણું કૌવત ગયું અને આયુષ્ય ટૂકું થયું. આવા સંજોગોમાં મજબુત શરીર કરવા ચોખ્ખાં દૂધ, ઘી ખાવાની જરૂર છે. તેટલા માટે ગૌપાલન કરવા હું તમોને આગ્રહ કરૂં છું અને કવિ દલપતરામે તેટલાજ માટે, "ગુણવાળી શીંગાળી ગાય, પાણી પીતી ને ખડ ખાય; કેવો છે એનો આકાર ચાર પગોને આંચળ ચાર." એમ ગાય માતાના ગુણ ગાયા છે, ગાય પાળવાથી દૂધ, ઘી, દહીં માખણ વગેરે ચોખ્ખાં મળે છે, તંદુરસ્તી સચવાય છે, ને તે ઉપરાંત તેની પેદાશ પણ ઘણી સારી થાય છે. એક ગાયનો વાછરડો હોય તો તે ત્રીશ, ચાળીશનો માલ ગણાય છે અને વાછરડી હોય તો પણ પચ્ચીસ ત્રીશનો માલ ગણાય છે. વાછરડીનાં વાછરડા વાછરડી થાય છે અને પાંચ વર્ષે, પાંચ વર્ષે પાંચ ગણાં વાછરડાં વાછરડી થાય છે. જો ત્રીસ રૂપિયાની ગાય લીધી હોય તો પાંચ વર્ષે બસો રૂપિયાની કિંમતનાં તેનાં ફરજદો થાય છે અને પાંચ વર્ષનાં ઘી દૂધનો નફો જુદો રહે છે. વળી છાણ અને ખાતર મળે તે તો જુદાં જ.

નામદાર સાયલાના પાટવી કુમારશ્રી મદારસિંહજીભાઈના સરા ફાર્મમાં બે હજારો ગાયો છે. તેમાં એક ગાય બે આંચળવાળી પુના તરફની જાતની મુંબઈના કતલખાનામાંથી આજથી પાંચ વર્ષ પર લાવેલા તેનાં આજ નાનાં મોટાં થઈને સત્તર વાછરડાં વાછરડી થયાં છે ને તમામ સારી હાલતમાં છે. વૃદ્ધ ગાય માતા પણ હજુ હયાત છે. એક ગાય કે વાછરડો રૂપિયા ત્રીશની કિંમતનો ગણીએ તો પણ પાંચસોને દસ રૂપિયાની કિંમતનાં એક બે આંચળી ગાય માતાના ફરજંદો છે. મેં પોતે બે વર્ષ થયાં ત્રીસ ગાયો પાળી છે, તેમાંથી આજે મારી પાસે અડતાળીશ જાનવરો થયાં છે.

મતલબ કે અઢાર નવાં છે જો સ્વીડન, હોલાંડ વગેરે દેશોમાં ગૌપાલનનું કામ મોટા વિસ્તાર ઉપર ચાલે છે. લાબો ગાયોની ગૌશાળા છે. અને લાખો પણ દૂધ તથા માખણ તેમાં વેચાય છે, અને તે ધંધામાં ત્યાના લોક કરોડપતિ થયા છે અમેરિકામાં શાર્પલ્સ એન્ડ કંપની છે તેમાં એટલી તો ગાયો છે કે તે બધીને સ્ટીમ પાવરથી દોહવામાં આવે છે. એટલે તે હાથેથી દોહવાનું કરતા નથી પણ રબરની નળીઓ આંચળમાં પરોવી દે છે એટલે નળીમાંથી હવાખેંચી લેવામાં આવે છે અને પછી હવા વગરની નળી થવાથી અંદર દૂધ ખેંચાઈ આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સના લોવેલ ફાર્મમાં મી. વુડ પાસે એક ગાય છે તે આખા વર્ષમાં સાતસો અઠાવીસ રતલ (લગભગ ૧૮ મરણ એટલે આશરે ૩૨૫ કિંમતનું) માખણ આપે છે અને ૮૦૧૩ રતલ દૂધ આપે છે.

આપણા દેશમાં મદ્રાસ તરફની લોરની, પંજાબમાં માંટગામેરીની, મુંબઈમાં સીધની, અને ગુજરાતમાં કાઠીયાવાડમાં આવેલા ગીર પ્રદેશની ગાયો ઘણી દૂધ દેનારી કહેવાય છે. પણ અમેરિકાની હોલેસ્ટાઈનની ગાયો જેટલું દૂધ કોઈ પણ સ્થળની ગાય આપતી નથી. અમેરિકામાં ગૌપાલન અને ગૌશાળાનું કામ કરનાર કરોડપતિ થયા છે. આપણા દેશમાં ગોવાળ ભરવાડ (રબારી) વગેરે ઘણી ગાયો પાલતા અને દૂધ, ઘીનો ધંધો કરી શ્રીમંત બનતા, પણ જ્યારથી ગૌચરો ભાગ્યાં ત્યારથી ગાયોને ચરવાનું પુરતું ઘાસ નહિ મળવાથી આ લોકોએ ગૌપાલન કરવાનું છોડી દીધું છે અને બીજો ધંધો કરતાં થયા છે એવાઓને ઉત્તેજન આપી પાછો ગૌપાલનનો ધંધો હાથ કરાવવાની ખાસ જરૂર છે આપણા શાસ્ત્રોમાં ગાય ઘણી પવિત્ર ગણાય છે તેનું કારણ એટલું જ કે તે ઉપયોગી જાનવર છે. વિશ્વામિત્ર અને વારુષ્ટ ઋષિને આ કામધેનુ માટે માટે જબરી લડાઈ થઈ હતી. ગાયનું મહાત્મ્ય આપણા મહાત્માઓએ એટલું તો બતાવ્યું છે કે તેનું વર્ણન કરતાં પાનાનાં પાનાં ભરાય. ગરૂડ પુરાણમાં પણ મરણ વખતે ગાયનું દાન દેવાનું લખ્યું છે. કન્યાદાન કરીને પણ ગૃહસ્થે ગાયનું દાન દેવું. પાપાચરણ થયું હોય તો પણ ગાયનું દાન દેવું વગેરે પુન્ય આપણા શસ્ત્રમાં ઘણું મોટું લખ્યું છે. ભેંસ પાળવાથી તો ઘી એટલુ જ મળે છે, ને તેની પાડી થાય તો ભવિષ્યમાં ભેંસ થાય પણ પાડો થાય તો તે કંઈ ઉપયોગનો નથી, તેને ભૂખે મારી નાંખવામાં આવે છે, છતાં ગુજરાતના ઘણા ખેડૂતો ત્યાં મેં ભેંસો જોઈ છે. ગાય ભાગ્યે જ જોવામાં આવે છે. જેઓ ભેંસ રાખે છે અને ગાય રાખતા નથી તેમને ગાય રાખવાની મારી ખાસ ભલામણ છે.

**ઠરાવ સાતમો :** બાળલગ્નનો અટકાવ કરવાની જરૂર.

મી. ગોર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જિનિયરે સાતમો ઠરાવ નીચે પ્રમાણે રજુ કીધો કે "આ પરિષદ બાબલગ્નના રિવાજ તરફ તિરસ્કારની નજરથી જુએ છે, અને જ્યાં સુધી બાળકો સ્વતંત્ર રીતે સાંસારિક બોજો ઉપાડી શકવા શારીરિક, માનસિક અને આર્થિક યોગ્યતા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી દરેક પાટીદાર બંધુને પોતાના પુત્ર પુત્રીના વિવાહ ન કરવા તેમજ વર કન્યાની ઉમ્મર વચ્ચે ઓછામાં ઓછો ચાર વરસનો

તફાવત રાખવા ખાસ ભલામણ કરે છે.''

આ ઠરાવના સમર્થનમાં રા. ગોર્ધનભાઈએ અસરકારક ભાષણ આપ્યું હતું તેનો મુદ્દો એ હતો કે બાળલગ્ન કરવાનો જમાનો હવે વહી ગયો છે સંસાર સુખી કરવાને માટે લગ્ન સંબંધ થાય છે, પણ બાળકોની નાની વયમાં ગેરસમજણમાં લગ્ન કરી દેવામાં આવતાં હોવાથી ઘણા અનિષ્ટ પરિણામ નીપજે છે, દંપતિ વચ્ચે ખરો સાત્વિક પ્રેમ બંધાવા પામતો નથી, અને ગુણ અને રૂપનાં કજોડાં સંખ્યાબંધ થવા પામે છે, માટે એ રિવાજ દૂર કરવા સંબંધી પ્રયત્ન કરવો જોઈએ.

શ્રીયુત નગીનદાસ સંઘવીએ ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે ભારત વર્ષની ૩૦ થી ૩૩ કરોડની વસ્તીનો ૨/૨ ભાગ ખેડૂતોનો છે. જો આપણા લોકો બાળલગ્નના હાનિકારક રીવાજથી અલગ રહ્યા હોત તો આજે આપણી આવી સ્થિતિ થાત નહિ. કળિયુગના આ જમાનામાં બાળલગ્નનું અનિષ્ટકારક બાણ લોકોના હૃદયમાં સચોટ લાગી રહ્યું છે. આપણો ધર્મ ખોવાવાથી આવી જાતનાં લગ્નો થવા લાગ્યાં છે, આપણે યજ્ઞોપવિતનો દ્વિજ તરીકેનો અધિકાર છોડી દેવાથી બાળલગ્નનો રિવાજ પકડયો છે. આજે આપણે લોકો છ મહિના, બાર મહિના કે બે વરસ પાંચ વરસનાં ઢીંગલાં પરણાવી શકીએ છીએ, પણ જો આપણે યજ્ઞોપવિત ધારણ કરી રાખ્યાં હોત તો તે સંસ્કાર થયા પહેલાં એટલે ઓછામાં ઓછા આઠ વરસની ઉંમર પહેલાં તો કદી પણ છોકરાનાં લગ્ન કરી શકતજ નહિ. આપણા કડવા બંધુઓ બાળલગ્નમાં આપણા કરતાં પણ વધારે ભયંકર રીતે આગળ વધેલા છે, અને તેમાં માતાજીને વગોવવામાં આવે છે. પણ ખરી રીતે તો તેમણે એમ કહેલું લાગે છે, કે ગુરૂને ત્યાં ભણવા મૂકવા પછી બાર વરસે લગ્ન કરવાં, પણ તેને બદલે મૂર્ખ યજમાનો અને ઓછા ભણેલા ગોરોએ અર્થનો અનર્થ કરવાનું આ પરિણામ આવ્યું છે. માટે તે બંધ કરવો. માટે અનેક દાખલા દલીલોથી છટાદાર ભાષણ કર્યું હતું.

તે પછી જાણીતા વક્તા પંડિત લાલને પણ વિદ્વત્તાભર્યાં ભાષણથી જણાવ્યું કે લગ્ન એ પ્રેમ છે, અને તે મોટી વયે થાય અર્થાત્ પ્રેમનું સ્વરૂપ સમજાય એવી ઉમ્મરે થાય તોજ દંપતિ વચ્ચે તે બંધાવા પામે છે. બાળલગ્નથી એવો પ્રેમ વિરલ સ્થળે જ જોવામાં આવે છે, અને તેના વ્યભિચાર વધ્યો છે માટે બાળલગ્નો બંધ થવાં જોઈએ. ત્યાર પછી પરિષદ્ પ્રત્યે દીલસોજીના વધુ આપેલા પત્રો વંચાયા પછી પરિષદ્ સાંજના સાડા પાંચ વાગ્યા ઉપર મુલતવી રહી હતી.

### સાહિત્ય પરિષદ માટે વિચાર ચલાવવા મળેલી વિદ્વાનોની કમિટિ

આજે સાંજે સાડાપાંચથી ૭ સુધી આવતી પાંચમી સાહિત્ય પરિષદ સુરતમાં ભરવા સંબંધે વિચાર ચલાવવા એક જાહેર સભા સુરત શહેરના નાગરિકોની શ્રીયુત મધુવચ્છરામ બળવચરામ વ્હોરાના પ્રમુખપણા નીચે આજ પરિષદના મંડપમાં મળનાર હોવાથી સાડાચાર વાગ્યાથી લોકો મંડપમાં ભરાવા લાગ્યા હતા. એ નિમિત્તે ગરવી ગુજરાતના વિદ્વાન લેખકો, વક્તાઓ અને સાહિત્યના પૂજારીઓનાં પનોતાં

પગલાં આ પરિષદના મંડપમાં પડવાનો તથા ગુજરાતની વિશાળ ખેડૂત કોમના લોકોને તે સરસ્વતીના પુત્રોનાં અણમૂલાં દર્શન કરવાનો અને તેમને પોતાના ઉદ્ધાર માટે કરવામાં આવતા આ પ્રયત્નમાં પોતાની વિદ્વત્તાથી સહાય આપવા આકર્ષવાનો લાભ પ્રાપ્ત થયો હતો. જે જે વિદ્વાન મહાશયો આ સભામાં પધારી ગુજરાતનો એક અતિ અગત્યનો પણ પાછળ પડી રહેલો ખેડૂત વર્ગ હવે ઉન્નતિને માટે કેટલો આતુરતાથી તત્પર થઈ રહ્યો છે તે જોઈ શક્યા છે તેમને એટલી નમ્ર વિનંતિ કરવાની રજા લઈએ છીએ કે આજ સુધી તેઓ ખેડૂત વર્ગને માટેના સાહિત્ય તરફ પુરતુ ધ્યાન આપી શક્યા નથી. તો હવેથી આગામી સાહિત્ય પરિષદ્‌માં ખેતીવાડીનાં સાહિત્યને ઉત્તેજન મળે એવા પ્રયત્ન આદરાશે તો ખેડૂત વર્ગ વિદ્વાનોને દેવ તરીકે પૂજતો આવ્યો છે તેમની શ્રદ્ધા-ભક્તિમાં ઓર ઉમેરો થશે.

એ ઉપરાંત લેખક બંધુઓ લેખો અને પુસ્તકો લખી, ભાષણ કર્તાઓ ભાષણ આપીને અને વર્તમાન પત્રો અને માસિકોના અધિપતિઓ તે દ્વારા, તે કવિઓ પોતાની મોહક બાનીની સુરખીથી ખેડૂતો માટેના સાહિત્યમાં ઉમેરો કરશે, તેમને માર્ગદર્શન કરાવશે અને જે વાંચીને એ ધંધાપર પ્રીતિ થાય એવાં સાહિત્યનો ઉમેરો કરશે તો આખો ખેડૂત વર્ગ તેમનો મોટો આભારી થશે.

સુરત યુવક મંડલ પાટીદાર બોર્ડિંગ હાઉસનો દ્વિતીય વાર્ષિક મહોત્સવ પણ આજ પ્રસંગે ઉજવવાનો હોવાથી સાહિત્ય પરિષદ માટેની કમિટી ભરાયા પછીનો આજે સાંજનો વખતખાસ ઉત્સવ માટે અને બોર્ડિંગને લગતાજ ઠરાવ માટે કાઢવામાં આવ્યો હતો. બોર્ડિંગ હાઉસ એ કેળવણી માટેનાં સાધનોમાંનું એક અતિ અગત્યનું સાધન હોવાથી તે સંબંધે જાણીતા સુપ્રસિદ્ધ વિદ્વાન વકતાઓ શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, પંડિત લાલન અને શ્રીયુત વસંતનાં વ્યાખ્યાનો તે વિષય પર અતિઆકર્ષક થનાર છે એવી વાત અગાઉથી બધે ફેલાઈ ગયેલી હોવાથી મંડપ શ્રોતાઓથી ચિકાર ભરાઈ ગયો હતો, એટલું જ નહિ પણ મંડપની ચારે તરફ ઘણો લાંબો સુધી લોકોની ઠઠ વ્યાખ્યાના સાંભળવા આતુરતાથી ઊભી હતી, આ વખતે આશરે છ સાત હજાર માણસ ભેગું થયું હશે.

શરૂઆતમાં મંડલના ઓ. સેક્રેટરી મી. કુંવરજી વિઠલભાઈ મહેતાએ બોર્ડિંગનો છાપેલો વાર્ષિક રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. જે પરિષદમાં વહેંચવામાં પણ આવ્યો હતો. તે પછી તેમણે એક અસરકારક વ્યાખ્યાન આપી સંસ્થા પ્રત્યે જ્ઞાતિજનો, વિદ્વાનોને અધિકારીઓનાં કર્તવ્ય સંબંધે આપ્યું હતું. તે પછી તેમણે

**આઠમો ઠરાવ** : વસ્તી ગૃહ -બોર્ડિંગ હાઉસ-ની સ્થાપનાને ઉત્તેજન આપનારો નીચે પ્રમાણેનો રજુ કર્યો હતો.

"આ પરિષદ પાટીદાર કોમમાં કેળવણીની અભિવૃદ્ધિ કરવા મધ્ય સ્થળો એ વિદ્યાર્થીઓ માટે યોગ્ય વસ્તીગૃહ-બોર્ડિંગ હાઉસ-સ્થાપવા તથા સ્થપાયલાંને મદદ આપી પુષ્ટ બનાવવા સર્વેને ભલામણ કરે છે."

એ ઠરાવને "પાટીદાર યુવક મંડળ"ના પ્રેસિડેન્ટ શ્રીયુતચંદુલાલ બહેચરલાલ પટેલે સબળ ટેકો આપતાં "સુરત યુવક મંડળ પાટીદાર બોર્ડિંગ હાઉસ"ના મકાન ફંડ માટે નીચે પ્રમાણેની અપીલ પોતાની આકર્ષક શૈલીથી કરી હતી.

જે પાછળ પરિશિષ્ટમાં પ્રકટ કરી છે. તે પછી આઠમા ઠરાવના ટેકામાં સુરત-પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસના મકાનફંડ માટે જાણીતા વિદ્વાન્ વકતાઓ શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, પંડિત લાલન અને શ્રીયુત વસંતનાં હૃદયને સચોટ અસર કરે એવાં વ્યાખ્યાનો થયાં હતાં. જે એટલાં તો ઉત્તમ હતાં કે વારંવાર તાળીઓના અવાજથી મંડપ ગાજી ઉઠતો, અને ફંડ શરૂ થતાં રા. કુવરજીનાં સ્વ. માતુશ્રીના પુણ્યાર્થે તેમણે રૂ. ૨૫૦)ની એક કોટડી બંધાવવાનું રા. ચંદુલાલે જણાવતાં ફંડમાં ટપોટપ નાણાં ભરાવા લાગ્યાં, અને આઠ દશ કોટડીઓનાં નામો પણ જ્ઞાતિહિતેચ્છુ ઉદાર બંધુઓ તરફથી નોંધાવાઈ ગયાં હતાં જે સઘળાં પાછળ અલાયદાં પરિશિષ્ટમાં છાપવામાં આવ્યાં છે. જ્યારે ફંડ ભરવાનું કામ ચાલતું હતું ત્યારે તાળીઓના અવાજ વચ્ચે પરિષદના પ્રમુખે ઊભા થઈ બોલતાં જણાવ્યું કે આ બોર્ડિંગહાઉસ તથા પરિષદ વગેરે સઘળાં મહાન કામો પણ ઉત્તમ વ્યવસ્થા રાખી ચલાવનાર, આપણે સઘળાને દૂરદૂરથી ભેગા કરનાર, અને નિઃસ્વાર્થે જ્ઞાતિસેવા બજાવનાર આ ત્રણ ઉત્સાહી ને કર્તવ્ય પરાયણ યુવકો રા. કુંવરજી, ચંદુલાલ તથા કલ્યાણજી એમની આટલી નાની વયમાં આપણને દંગ કરી નાખે એવી સેવા નિમિત્તે તેમના પિતાનાં નામ અમર કરવા મારા એક પાટીદાર મિત્ર કે જેઓએ પોતાનું નામ જાહેરમાં મૂકવા ના પાડી છે તેમણે ૨૫૦-૨૫૦ની બે કોટડી બંધાવી આપવાની ઇચ્છા દર્શાવી છે. આ પરિષદ વખતે આ યુવકોના પિતા અહીં હાજર હોત તો તેમના પુત્રોની સેવાપરાયણ વૃત્તિ જોઈ તેમને કેટલો બધો આનંદ થતો ? મારા મિત્ર તરફથી દર્શાવવામાં આવેલી આ ઇચ્છા ઘણી જ ઉત્તમ અને પ્રશંસાપાત્ર છે, અને તે માટે હું તેમનો આભાર માનું છું.

જ્યારે કુંવરજીભાઈના પિતા શ્રીમાન વિઠ્ઠલભાઈ ખુશાલભાઈના નામની કોટડી બાંધવા એક ત્રાહિત ગૃહસ્થ રૂા. ૨૫૦) બોંડિગફંડમાં ભરે છે તે વાત જાણી હાજર રહેલાઓમાં બેહદ ખુશાલીની લાગણી વ્યાપી હતી, અને તે લાગણી મિનિટો સુધી કાન ફોડી નાખે એવા તાળીઓના અવાજથી પ્રદર્શિત કરી હતી. વળી ચંદુલાલના પિતા શ્રીમાન બહેચરલાલ ત્રિકમજી પટેલના નામની પણ એક બીજી કોટડી તેજ ગૃહસ્થ તરફથી નોંધાયાની વાત જાણીને પણ તેટલીજ હર્ષની લાગણી બતાવી હતી.

આ ઉપરથી પ્રમુખે બીજાઓને એ યુવક બંધુઓના દાખલાનું અનુકરણ કરવા અને કોમની સેવા બજાવવા માટે હાજર રહેલાઓને આગ્રહ કરતાં ફરીને ઉપલી રકમ આપનારનો આભાર માન્યો હતો. અને જણાવ્યું કે મી. કુંવરજી, કલ્યાણજી અને ચંદુલાલની સેવાની કિંમત ૨૫૦-૨૫૦ રૂપિયાની છે એમ સમજવાનું નથી. તે સેવાની કિંમત તો ૨૫૦ રૂ. નહિ, અઢી લાખ નહિ, અને અઢી કરોડ નહિ પણ

તેનાથીએ આગળ વધે એટલી એટલે કે અમૂલ્ય છે. એમણે આટલી નાની વયમાં જે જહેમત આપણી કોમને માટે ઉઠાવી છે તે ખરેખર તેમને જેબ આપે એવી આપણને શરમાવે એવી છે. જો આ ત્રણ યુવક જેવા કર્તવ્ય પરાયણ, ઉત્સાહી અને નિઃસ્વાર્થે સેવા બજાવનાર માણસો મારી પાસે અમદાવાદમાં હોય તો હું એક લાખ રૂપિયા ભેગા કરી આપી તેમને સોંપું ! પણ મને જણાવતાં દિલગીરી થાય છે કે અમારે ત્યાં આવાં કામની કદર કરનાર અને પૈસા આપનાર છે, પણ ત્યાં કોઈ આટલી લાગણીથી કામ કરનાર નથી. આ ચંદુલાલ કે જે કાઠિયાવાડના સિહોરના વતની છે તેઓ અહીં આવી કેટલીક ઉલટથી સેવા બજાવે છે, એમની સાર્વત્રિક ભાવના ઘણાઓને દાખલા રૂપ થઈ પડશે. આવા ઉત્સાહીઓના કામમાં આપણે દરેક આપણી શક્તિ પ્રમાણે નાણાં ભરવાં એ આપણી ફરજ છે, અને આશા રાખું છું કે આપણે આપણા કર્તવ્યથી નહિજ ચુકીએ. છેવટે ફંડમાં લગભગ ૩૫૦૦ રૂપિયા તેજ વખતે ભરાયેલા જાહેર થયા હતા. તે પછી સૌના આનંદના પોકારો વચ્ચે પ્રમુખે આજનું કામ સમાપ્ત થયેલું જાહેર કરતાં સભા વિસર્જન થઈ હતી.

## ત્રીજા દિવસની કાર્યવાહી

તા. ૧૮-૫-૧૪ સવારે ૮ થી ૧૧.

### કાર્યક્રમ

૧. સ્વામીશ્રી મુકુંદાનંદનું ભાષણ
૨. ઠરાવ ૯મો - ઐકય અને ભ્રાતૃભાવની અભિવૃદ્ધિ
૩. ઠરાવ ૧૦મો - એક ઉપર બીજી સ્ત્રી નહિ કરવા બાબત.

પરિષદની ત્રીજા દિવસની બેઠક આજે સવારે આઠ વાગતાં શ્રીયુત ખુશાલદાસ ગોકલદાસના પ્રમુખપણા નીચે મળી હતી. જે વખતે ડેલીગેટોની હાજરી ૨૫૦૦ કરતાં વધારેની હશે. આજે છેલ્લો દિવસ હોવાથી સાતેક સાધુ મહાત્માઓ પણ પરિષદ્‌માં પધાર્યા હતા, જેમાંના એક સ્વામીશ્રી. મુકુંદાનંદે આરંભમાં એક ધાર્મિક તત્ત્વોથી ભરપૂર અને બોધક વ્યાખ્યાના સ્પષ્ટતાથી કર્યું હતું. મુંબઈના "સસ્તા સાહિત્ય"ના પ્રચારક જાણીતા આદર્શ ભિક્ષુ સ્વામીશ્રી અખંડાનંદે પણ આજે પરિષદમાં હાજરી આપી હતી.

ત્યાર પછી રા.રા. ભીખાભાઈ કસનજીએ નવમો ઠરાવ નીચે પ્રમાણે રજુ કર્યો અને તેને રા. વરજભાઈ વાઘજીભાઈ, રા. ભાઈલાલભાઈ જોરાભાઈ, પંડીત લાલન અને રા. ગોર્ધનભાઈ એન્જિનીયરે ટેકો આપ્યો હતો.

**ઠરાવ નવમો :** "આ પરિષદ દરેક પાટીદાર બંધુને ભલામણ કરે છે કે સ્થળ અને ગોળના ભેદો કાઢી નાખી ભ્રાતૃભાવ, સ્નેહ, તથા સંબંધની અભિવૃદ્ધિ અર્થે સતત પ્રયત્ન કરવા."

રા. ભીખાભાઈએ પોતાની દરખાસ્તના ટેકામાં બોલતાં જણાવ્યું કે આ ઠરાવમાં ભ્રાતૃભાવથી વર્તવા જણાવ્યું છે. એક જ ઘરમાં બે ત્રણ ભાઈઓ રહેતા હોય તેઓ સંપીને નહિ રહેતાં કેવા છિન્ન ભિન્ન થઈ જાય છે ? આપણી જ્ઞાતિ લવ અને કુશ એ

બે ભાઈઓનાં ફરજંદો છે એમ જાણી આપણે ઐક્યથી વર્તવું જોઈએ. અને એકજ કોમ તરીકે ઓળખાઈ કેળવણી વગેરે ઉન્નતિનાં સાધનો એકત્રપણે ઊભાં કરવા જોઈએ, અને પ્રેમ તથા સ્નેહભાવથી વર્તવા સિવાય થઈ શકે એમ નથી. વળી એ પ્રેમ અથવા તો સ્નેહભાવમાં નાનાં નાનાં ગોળ કે તડો અંતરાય રૂપ છે માટે તે દૂર કરવાની જરૂર છે.

એ ઠરાવને ટેકો આપતાં મી. વરજભાઈ વાઘજીભાઈએ જણાવ્યું કે આજે આપણી જ્ઞાતિનો ભવ્ય મેળાવડો જોઈ મને ઘણોજ આનંદ થાય છે. હિંદુસમાજમાં અનેક જ્ઞાતિઓ છિન્નભિન્ન થઈ ગયેલી છે, છતાં આપણી પાટીદાર જ્ઞાતિની સંખ્યા એટલી મોટી છે કે આપણી ઉન્નતિના માર્ગ ઉપર આગળ વધવાનો પ્રયાસ કરીએ તો ઘણી સહેલાઈથી જ્ઞાતિનો અભ્યુદય કરી શકીએ. પણ દીલગીરીની વાત એટલી જ છે કે આપણી આ વિશાળ કોમ અનેક નાનાં નાનાં ગોળ કે તડોમાં વિભક્ત થઈ ગઈ છે જેથી આપણી ઉન્નતિને માટે આપણે એકત્ર પ્રયત્ન કરી શકતા નથી.

આપણી કોમ તરફ સામાન્ય દૃષ્ટિ કરતાં તે એટલા બધા નાના જથામાં વિભક્ત થઈ છે કે તેનો ચિતાર કોઈ પણ સુજ્ઞ હૃદયમાં દુઃખ પેદા કર્યા સિવાય રહી શકે તેમ નથી. સંપ અને ઐક્ય સંબંધે આપણે ગમે તેટલાં ભાષણો કરીએ પણ જ્યાં સુધી સૈદ્ધાતિક વાતોને વ્યાવહારિક ન બનાવીએ અને છૂટા પડી ગયેલા ટુકડા એકત્ર ન કરીએ ત્યાં સુધી આપણું કોઈ પણ કાર્ય સિદ્ધ થઈ શકશે નહિ. આપણામાં જે વિભાગો પડી ગયા છે. તે દ્વેષ, અહંતા મમતા, મિથ્યાકુલાભિમાન અને એવાંજ બીજા અનિષ્ટ કારણોને લીધેજ, હું તેથી સર્વ ભાઈઓને આપણા જુદા જુદા જથ્થાઓને એકત્ર કરીને એક સંપ અને ઐક્યમાં વૃદ્ધિ કરવાનો બનતો પ્રયત્ન કરવાની ખાસ વિનંતી કરૂં છું.

આપણી પાટીદાર કોમને સુધારવા માટે ઘણી વખત પ્રયત્નો થયા છે. પ્રથમ નડીયાદના દેશાઈ રા. રા. પુરુષોત્તમદાસ વિહારીદાસે મહેનત કરી હતી. પછી રા.બા. ગોવીંદભાઈ હાથીભાઈ અને મી. વિઠ્ઠલદાસ ઝવેરભાઈ બેરિસ્ટર વગેરેએ મહાન પ્રયત્નો કીધા છે, પણ પરિણામ નહિ જેવું જ આવેલું છે. આપણી જ્ઞાતિને માટે ઉત્તર વિભાગના રેવન્યું માજી કમિશનર ના. શેફર્ડ સાહેબે ડાકોરમાં સભા ભરી જ્ઞાતિની ઉન્નતિ અર્થે કેટલાક કાયદા કાનુનો તૈયાર કર્યા હતા, છતાં પરિણામ મને કહેવા દો કે શૂન્યજ આવેલું છે. તેથી હું આપ સર્વ ભાઈઓને વિનંતી કરું છું કે આપણે અન્યોન્ય એક બીજાના અંગત દોષ ન જોતાં જ્ઞાતિની ઉન્નતિના ઉપાય યોજો ને બધાં દર્દોનો રામબાણ ઈલાજ જે કેળવણી તેનો પ્રચાર કરવાને કમર કસી તૈયાર થાવ. ઠેકાણે ઠેકાણે બોર્ડિંગો ખોલી દરેક પાટીદાર બચ્ચો કેળવણી લીધા વગર ન રહે તેવો ખંત પૂર્વક પ્રયત્ન કરો. છેવટ આપ સર્વ ભાઈઓનો ઉપકાર માની અને ઐક્ય કરવાના ઠરાવને અંતઃકરણપૂર્વક ટેકો આપી મારૂં ભાષણ સમાપ્ત કરી બેસવાની રજા લઉં છું.

મી. ભાઈલાલ જોરાભાઈ અમીને દરખાસ્તના ટેકામાં જણાવ્યું કે ઉપરનો વિષય એટલો તો વિકટ અને મહાન છે કે તેના સંબંધમાં છેવટ નિર્ણય ઉપર આવવાને સેંકડો વર્ષ જોઈશે. એ મુશ્કેલીનાં કારણ હું તમને જણાવીશ તે ઉપરથી સમજાશે.

છેલ્લી રા. બા. ગોવિંદભાઈના પ્રમુખપણા હેઠળ મળેલી કોન્ફરન્સમાં તેમણે પાટીદાર કોમની ઉન્નતિ કેમ થાય અને તેઓ કયાંથી આવ્યા તે જણાવ્યું હતું. આપણી જાતના મૂળ પુરુષો ઉત્તરમાંથી આગળ વધી મદ્રાસ સુધી પહોંચી ગયા છે. હજારો વરસથી જુદા પડી ગયેલાને એકબીજાના સંસર્ગમા નહિ આવેલા હોવાથી આપણે એક બીજાને ઓળખી શકતા નથી. તમો સુરતના છો, અને આગગાડીમાં મળો તો કઈ જાતના છો, એવો સવાલ કરૂં ? આ રીતે જ્યારે હું મારી જાતથી જ અજ્ઞાત છું તો તેના રીત રીવાજો કેવી રીતે જાણી શકું ?

ચરોતરના પાટીદાર ઘણા આગળ વધેલા છે. તેઓમાંના કેટલાક ડોક્ટરો, વૈદ્યો, બેરિસ્ટરો, વકીલો ઉપરાંત રાજકારોબારી ખાતામાં તેઓ મોટા ઓદ્ધા ભોગવે છે. અને વડોદરામાં ગાયકવાડનું રાજ્ય ચલાવનાર અમારા એક નેતા વીરસદના અમીનોના વડીલ વસનદાસ પીપલાવા હતા, તે પણ ચરોતર તરફના આપણી જ કોમના હતા (તાળીઓ) એ રીતે જે ગૌરવ ધરાવવા જેવાં કામો કરવાની આપણી પાટીદાર કોમમાં ઉંચી ગતિ હતી તે તેમના કુળના અભિમાનમાં આજે વિંટળાઈ ગઈ છે. એ દુઃખે એટલું શૂળ કર્યું છે કે અમે તેમને પૈસા આપી કન્યા આપવા જઈએ છીએ, તો તેઓ અમને કાનમના (નીચા) જણાવી તે લેવા ના પાડે છે, અને તેમના ગોળ બાંધી બેસી તેમાંથી જ કન્યા આપ લે કરે છે. જો સાથે બેસવાથી જ ઐક્ય થતું હોય તો આપણે, મુસલમાન, પારસી વગેરે બધા સાથે બેસીએ છીએ, પણ તેથી ખરૂં ઐક્ય થઈ શકે નહિ. પણ વ્યાવહારિક સંબંધ અને સગાઈ બંધાવાથી જ ઐક્ય સાધી શકાય છે - વધારી શકાય છે તેમણે ઐક્ય વધારવાને ગોળ રૂપી બંધારણ તોડવાની જરૂર જણાવી કહ્યું કે મી. વરજભાઈએ "લેવા ચરોતર લોન" ઊભી કરવાની હકીકત પોતાના ભાષણમાં જણાવી છે પણ હું કહીશ કે ચરોતર લેવા લોન તેઓ કેમ કહે છે ? લેવાને બદલે પાટીદાર કહો. આપણે બધા ગોળ તોડવા પ્રયાસ કરવા કહીએ છીએ અને આમ લેવા કહી તેને જુદી રીતે ઓળખાવી છીએ તેમ શા માટે કહેવું ? આપણે બધા એક જ છીએ એમ બતાવવા પ્રયત્ન હવે કરવો ઘટે છે.

### પંડિત લાલનનું એક્તા વિષે વ્યાખ્યાન.

ત્યાર બાદ પંડિત લાલને જણાવ્યું કે ઐક્યનું સુખ કેવું હોય છે તેનો તમને અનુભવ છે. તેની વિરુદ્ધતાનો નતીજો-બદલો-આખા હિંદને મળ્યો છે, તો પછી તમારી કોમને મળે તેમાં નવાઈ જેવું નથી. ઐક્યની વિરુદ્ધતાનું નુકસાન તમે અને હું બંને સમજીએ છીએ. ઐક્ય શું છે, અને તે કેમ થાય તે બાબત આપણે વિચાર કરવાનો છે. ઐક્ય માટે જગત્‌ના ભેદો દૂર કરવા જોઈએ, અત્રે બેઠેલા પૈકી કોઈને લાલ તો કોઈને કાળી તો કોઈને સફેદ પાઘડી છે. એ રીતે પાઘડીના રંગ જુદા હોવા છતાં તે બધાને જુદા ગણવાના નથી. ઐક્ય એટલે વિવિધતાની હાર. સારેગમમાં જેમ સાત સૂર છે અને સઘળા એકઠા સાંભળવા છતાં પ્રિય લાગે છે, તેમ આપણી કોમમાં જુદા વિભાગો છે. તેને એકત્ર કેમ કરવા તે હું કહીશ. એક વૃક્ષ છે. તેનું મૂળ, થડ, ડાળાં, પાંદડાં અને ફળ

જુદાં જુદાં છે, અને તેમાં બહારથી વિવિધતા નજરે પડે છે પણ તે ઝાડમાં રહેલો રસ સઘળામાં એકત્રપણે રહે છે. ઐક્યતાનું મૂળ યા રસ તે પ્રેમ છે.

સ્વામીનારાયણ, વૈષ્ણવ વગેરે ધર્મોના અનુયાયીઓને સાથે ઊભા રાખીએ અને ત્યાં શ્રીકૃષ્ણ પરમાત્મા આવી ઊભા રહે તો સઘળા તેને નમન કરે છે. એ રીતે તમારે ઐક્યનું દર્શન કરવું હોય તો સાથે રહો. લેવા અને કડવા એ બે એક સાથે હોય તોજ તે પાટીદાર કહેવાય છે. કોમ નથી તો વિભાગ પણ નથી, વીંટી અને એક ફ્રેમનો દાખલો આપી તેમણે કહ્યું કે તેમાંથી જો સોનું કાઢી લેવામાં આવે તો વીંટી કે ફ્રેમ રહે નહિ. તેમ પાટીદાર શબ્દ કાઢી લેવામાં આવે તો લેવા કે કડવા કોઈ શબ્દ રહે નહિ. માટે કોમ એ એક આકાર છે. એમ કહી તેમણે લેવા અને કડવા બંનેને પાટીદાર કોમ તરીકે એકત્ર થવાને પોતાની ઉન્નતિનાં સાધન ઊભાં કરવા આગ્રહ કીધો હતો.

મી. ગોર્ધનભાઈ ડાહ્યાભાઈએ જણાવ્યું કે પાટીદાર કોમમાં તડો પડવાનું કારણ રિવાજોની ભિન્નતા છે. ચરોતરમાં પુર્નલગ્નનો પ્રતિબંધ છે, અને આપણે ત્યાં પુર્નલગ્ન કરવાનો રિવાજ છે. ચરોતરમાં વરવિક્રયનો અને અમદાવાદમાં કન્યાવિક્રયનો રિવાજ છે. આવા ઉલટા રિવાજો જ્યાં સુધી ટળ્યા નથી ત્યાં સુધી ઉન્નતિ થવાનો સંભવ નથી. માટે એક્તામાં અંતરાયરૂપ થઈ પડનારી રિવાજની ભિન્નતાને દૂર કરવા પ્રયત્ન કરી આપણે ઐક્ય કરવું જોઈએ.

**ઠરાવ દસમો :** ''આ પરિષદ એક હયાત સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરવાના રિવાજ તરફ તિરસ્કારની નજરથી જુવે છે.''

ઉપરનો ઠરાવ રજુ કરતાં શ્રીયુત નગીનદાસ સંઘવીએ તે ઠરાવની પુષ્ટિમાં જણાવ્યું કે એક ઉપર બીજી સ્ત્રી કરવી તે નઠારૂં કામ છે. તેઓએ અત્રે કેટલાક મહાન પુરૂષોએ એક કરતાં વધુ સ્ત્રી કરવાનાં દ્રષ્ટાંતો આપી તે વેળાની તેમની સ્થિતિ વગેરે વિષે બોલી જણાવ્યું કે મારા બાપે પાંચ સ્ત્રી કરી હતી, અને તેનો હું પુત્ર છું. જો તેમ ન કીધું હોત તો આજે હું તમારી રૂબરૂ ક્યાંથી હોત ? પણ તે વેળાના સંજોગો અને સ્થિતિ જુદાં હતાં. જે સંજોગો હાલ અસ્તિત્વમાં નહિ હોવાથી એ લગ્ન હવે જરૂરનાં નથી.

મી. ગોર્ધનદાસ કહાનદાસ અમીને આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે લગ્ન પ્રેમથી બંધાય છે તેને ભૂલી જઈને એક ઉપર બીજી, ત્રીજી એમ અનેક સ્ત્રી કરી પ્રજાને નિર્માલ્ય બનાવવા પ્રયાસ આપણે કરીએ છીએ. તે રિવાજ નાબુદ કરવાની જરૂર છે. આપણે ભગવાન્ રામચંદ્રના પુત્રો છીએ, પુત્રે પિતાનું અનુકરણ કરવું જોઈએ તો આપણા તે આદર્શ પિતાનું એક પત્નીવ્રત શા માટે વિસરવું જોઈએ. એક મ્યાનમાં બે તલવારો સમાઈ શકતી નથી જ. બે બૈરીના ધણીની હાલત કેવી ત્રિશંકુના જેવી થાય છે તે આપણી જાણ બહાર નહિ છતાં શા માટે આપણે તે બદીથી ને આપત્તિથી દૂર ન રહેવું ?

મી. વસનજી ગણાત્રાએ અસરકારક ભાષામાં એ ઠરાવને વધુ સમર્થન આપતા કહ્યું કે એક ઉપર બીજી સ્ત્રી કરવાનું કૃત્ય એ અધર્મ રૂપ છે. પ્રાચીન કાળમાં દૈવી અને આસુરી બે પ્રકારની માયાની શક્તિ હતી. તેટલાં કારણે તેવાં લગ્નો થતાં હતાં. તેનું

કારણ વંશ નિર્મૂળ ન જાય તે હતું. તે વેળા હજારો ગોપીઓ સાથે એક રંગે રહેવાનું કૃષ્ણ ભગવાન જાણતા હતા. વેદે રાજાને ઈશ્વર તુલ્ય માન્યો છે. તે જમાનો આસુરી વૃત્તિને દબાવી દેનારો હતો, હાલ તે જમાનો નથી. હાલ તો મનુષ્ય અધર્મ અને વિષય વાસનાને વશ થાય છે. સ્ત્રી એ સંસારના અને પરલોકના જીવનને જોડનારી દેવી છે. તે કાંઈ છોકરાં પુરૂં પાડનાર યંત્ર નથી. પરંતુ જગતની શાંતિ રૂપ વસ્તુ છે. તેણી પોતાનાં માબાપને પણ છોડી ફક્ત પુરૂષના એક વચનને અધીન થઈ તેને ત્યાં આવે છે. હાલમાં દેશની સ્થિતિ ખરાબ થઈ ગઈ છે. મહાત્મા પુરૂષોની વિષય ઉપર વધારે દૃષ્ટિ હોતી નથી. ખરી રીતે જે ઉટલું કરે છે તે વિષય માટે જ કરે છે. માટે મારી એવી ભલામણ છે કે આ ઠારવ પસાર કરવો અગત્યનો છે. અને તેને તમે એક મતે સંમતિ આપશો.

બાદ ઉપલો ઠરાવ પસાર થયો હતો અને એ પછી કોન્ફરન્સ સાંજના વખત ઉપર મુલતવી રહી હતી.

તા. ૧૮-૫-૧૪
સાંજે-૫-૩૦ થી ૧૦.

૧. ઈશ્વરસ્તુતિ.
૨. ઠરાવ ૧૧મો ઉડાઉ ખરચો કમી કરવા બાબત.
૩. ઠરાવ ૧૨મો. યોગ્ય ઠરાવો યોગ્ય સ્થળે રવાના કરવાની સત્તા પ્રમુખને આપવાનો
૪. પ્રમુખનું છેલ્લું ભાષણ
૫. આભાર-દર્શન

સાંઝે સાડાપાંચ વાગ્યે પરિષદ્ ફરીથી મળતાં સ્વાગતકમિટિના પ્રમુખ શ્રીયુત હરકીસનદાસ મોતીરામ પટેલે નીચે પ્રમાણેનો ઠરાવ રજુ કર્યો :

**ઠરાવ ૧૧મો** :- આ પરિષદ્ મરણ તેમજ ઈતર પ્રસંગે થતા ઉડાઉ ખરચો તાકીદે બંધ કરવા દરેક પાટીદાર બંધુને ભલામણ કરે છે.'

આ ઠરાવના સમર્થનમાં તેમણે જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં જે ઉડાઉ ખરચોનો રીવાજ દાખલ થઈ ગયો છે તે નુકસાન કરનારો છે, તે તરફ પાટીદાર બંધુઓનું ધ્યાન ખેંચું અને સુરતના પાટીદાર બંધુઓ તે તરફ લક્ષ આપશે એવી આશા છે. પોતાની સ્થિતિનો વિચાર ન કરતાં આપણા જ્ઞાતિબંધુઓ એક દિવસના જશને માટે દેવું કરીને પણ અઢળક ધન ખરચી પોતાના વારસને દેવામાં ધકેલી જાય છે. પિતાના એ રીતે કરેલાં દેવાનું પાપ નિર્દોષ બાળકને ભોગવવું પડે છે, તેમાંથી તેઓ મુક્ત થવા પામતાં નથી. એવા પિતાઓ પોતાનાં બાળકોની હત્યા કરનારા છે. આવાં માબાપો પોતાનાં આ કૃત્યોનો જવાબ ધર્મરાજાના દરબારમાં શો આપશે ? આપણી પ્રજા સર્વ વાતે સુખી થાય તેમ આપણે કરવાનું છે. આપણા ઉડાઉ ખરચો કરવાના કૃત્યથી આપણાં બાળકો કેળવણીનો લાભ લઈ શકતાં નથી. અને નીતિમાન્ નીવડી શકતાં નથી.

ક્યાં છે આપણા પૂજ્ય શ્રીરામચંદ્રજી જેવા એકપત્નીવ્રત પાલનારાઓ અને ક્યાં

છે સીતામાતા જેવી પતિવ્રતાઓ ? આપણામાં હાલ તેવાંનો અભાવ છે તેનું કારણ આ રૂધિર ખરડયાં મિષ્ટાન્નો અને અજ્ઞાનતા એજ છે, કોઈ કહેશે કે વડીલો મુર્ખ હતા કે વરો કરતા ? હું કહીશ કે જમાનો બદલાયો છે, અને મોંઘવારીનાં સાધનો વધ્યાં છે, તેનાં અનેક દૃષ્ટાંતો આપણી સમક્ષ મોજુદ છે, માટે હાલના જમાનાને અનુસરી વરાઓ બંધ કરવા જોઈએ છે. ગયા વરસના લગ્નથી આજ સુધીના લગ્નમાં સુરતમાં આપણી કોમમાં એકલાખ રૂપિયા ખરચાયા છે, અને તેના વરા થયા છે. તે રકમમાંથી જો છોકરાઓને કેળવણી આપી હોત તો એકજ વરાના ચારહજાર રૂપિયામાંથી ચાર વિદ્યાર્થિનિ બી.એ. સુધી ભણાવી શકાત. એક બી.એ. થયેલો ૬૦ રૂ. પેદા કરે તો તે ૬ માણસનું પોષણ કરી શકે. આવા શીખેલા ગૃહસ્થો જો ૧૦ હોય તો તેઓ ૬૦૦ માણસનું પોષણ કરી શકે એટલા માટે જો એ વરામાં ખરચાવવાના ૪૦૦૦ રૂપિયા વ્યાજે મૂકીએ તો તેના વ્યાજમાંથી ૨૫૦ રૂ. અને ૪૦૦૦ રૂપિયા વ્યાપારમાં રોકી આજે એક રૂપિએ ૦। આનીનો ધંધો તમે કરો તો એક માસમાં ૬૨॥ રૂપિયા અને વરસ દહાડે ૭૫૦ રૂપિયા પેદા કરી શકો. આ રીતે ઉડાઉ ખરચ બંધ કરવાથી ઘણાજ લાભ થાય એમ છે. માટે જો તમને રૂચતું હોય તો તે પ્રમાણે કરો અને ન રૂચે તો તે માટે મને ક્ષમા કરશો.

મી. મંછારામ પ્રાણજીવનદાસ અમીને ઉપલી દરખાસ્તનાં ટેકામાં બોલતાં જણાવ્યું કે આપણામાં કહેતી છે કે "બાપનું બારમું અને પાડોશીનીભોંય ફરીફરીને હાથ ન આવે." તે અનુસાર બારમાનો રીવાજ ચાલી આવ્યો છે; પણ એમાં એમ સમજવાનું છે કે બાપનું બારમું કે જે ફરીથી કદી મળવાનું નથી તે કરવાને આપણે બંધાયલા છીએ, બારમાની ક્રિયા કરવાને બંધાયેલા છીએ જે તેમ કરતો નથી તે બાપને ડુબાડે છે. પણ યાદ રાખવાનું કે આ ધર્મની ક્રિયા કરતાં ઉડાઉ ખરચ કરવાના નથી.

આપણાં માબાપ મરી જવા પછી જાણે ખુશાલીનો પ્રસંગ હોય એ પ્રમાણે મોટા ખરચ કરીને વર્તવું એ ઘણું ખોટું છે. એ પ્રસંગ દિલગીરીનો છે. આપણી સામે આપણી ન્યાતના મૂર્હમ શેઠ ઠાકોરભાઈની છબી મૂકવામાં આવી છે. તેઓએ આજથી અરધા સૈકા ઉપર આ બાબત બંદોબસ્ત કરેલો પણ આપણા કુસંપને લીધે તે અમલમાં રહ્યા નહી. ન્યાતના બીજા ગૃહસ્થો તે બાબતમાં ચુસ્ત ન રહ્યા પણ તેઓ તો જીંદગી પર્યંત એ ઠરાવને વળગી રહ્યા હતા. આપણે તેમનું અનુકરણ કરવાની જરૂર છે. અને તેમ કરતાં જાતિભોગ આપવાની પણ જરૂર પડશે. હું આશા રાખું છું કે તમો સનમુખ જે ઠરાવ રજુ થયો છે તે પસાર કરશો.

મી. અમૃતલાલ બલદેવદાસ હીંગલોકવાલા બી.એ. એલ.એલ.બી. એમણે વધુ સમર્થન આપતાં જણાવ્યું કે આ ઠરાવ મરણ કે એવા ઇતર પ્રસંગે ઉડાઉ ખરચ નહિ કરવાને લગતો છે. હાલમાં કેટલાકો માને છે કે આજથી ૫૦ વરસ ઉપર લોકોને વરસના છ મહીના એટલે મહિનામાં ૧૫ દિવસ જમવાનું મળતું પણ હાલ વખતના ફેરફારની સાથે તેમાં પણ થોડો ઘણો ફેરફાર થઈ ગયો છે. હવે તેટલા બધા વરા રહ્યા

નથી એ ખુશીની વાત છે. મારી ન્યાતમાં (કડવા પાટીદારમાં૦ વરા કરવામાં માન સમજે છે. છતાં અમે ઠરાવ કર્યો છે. કે ૩૦ વરસની અંદરના માણસના મરણ પાછળ વરો કરવો નહિ. આ બાબતમાં લેઉઆ કડવા એક થાય તો ઘણું કરી શકે. મી. હરકીસનદાસ એક લાખનો ખરચ જણાવે છે પણ મારી ધારણા પ્રમાણે લેઉ કડવામાંથી ચાર પાંચ લાખ થાય. વીરમગામ અને તે તરફના બીજા કેટલાક ભાગમાં કેટલેક દરજ્જે મરણના ખરચ બંધ થઈ ગયા છે. અને તેથી ઘણો લાભ થયો છે. ન્યાતવરા કરવાથી આબરૂ મળવાની માન્યતા ખોટી છે, એને બદલે છોકરાઓને ભણાવવામાં, સ્કોલરશિપ આપવામાં કે તેઓને પુસ્તકો વગેરે સાધનો પૂરાં પાડવામાં જો તે રકમ ખરચાય તો કોમની ઉન્નતિ જલદી થાય. માટે હું અંતઃકરણ પૂર્વક ઉપલા ઠરાવને ટેકો આપું છું.

શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ - પોતાની છટાદાર ભાષામાં કહ્યું કે મરણ પાછળ ખરચ કરવાનો રિવાજ કેવી રીતે ઉત્પન્ન થયો તે તપાસીશું તો માલમ પડશે કે તે ખરચો એવા પ્રકારના છે કે મોટી રકમના વપરાશથી જે અવ્યવસ્થા થાય છે તેથી આપણાં મરનાર સગાં અવગતિને પામે છે, અને તેમનું શ્રેય થતું નથી. ખરી રીતે તો મરનારનું દશાશ્રાદ્ધ કરવાની જરૂર છે. તે કરવામાં આવતું નથી. જોકે શાસ્ત્રમાં તે બતાવ્યું નથી પણ તે કરવાનું કારણ પિતૃઓને સ્વર્ગ પ્રાપ્તિ થાય એ છે. એ માટે સનાતન વિદ્વાન બ્રાહ્મણોને ભોજન આપવું, પણ આપણે આપણી વર્ણના સંસ્કારોને છોડી દીધા છે તેથી બ્રાહ્મણો આપણે ત્યાં જમતા નથી. દસ દિવસ સુધી સુતક હોવાને લીધે તેઓ આપણે ત્યાં જમતા નહિ હોવાથી ૧૧ દિવસ ગયા પછી બારમાને દિવસે બ્રાહ્મણો, પિતરાઈઓ અને બીજાઓને જમાડવાની પદ્ધતિ દાખલ થઈ ગઈ છે, માટે જો ખરો લાભ લેવો હોય તો ત્રણેક બ્રાહ્મણો અને થોડાક પિતરાઈ જમાડો, અને તેમ કરીને હાલના ઉડાઉ ખોટા ખરચને અટકાવો.

બીજો ખોટો ને શાસ્ત્ર વિરૂદ્ધ ખરચ શ્રીમંત - અધરણીનો છે. તેનો અટકાવ કરવાની જરૂર છે. અઘરણી ખાનારને શાસ્ત્રમાં ચાંદરાયણનું વ્રત કરવાનું લખેલું છે અને તે સજા મોટા પાપની નિશાની છે. માટે એ અઘરણીના ખરચ તો કરવાજ નહિ. એટલું જ નહિ પણ કોઈને ત્યાં ખાવા પણ નહિ. શ્રાદ્ધ વખતે શાંતિ રાખવાની છે, તેમ સીમંતની ક્રિયા વખતે પણ શાંતિ રાખવાની જરૂર છે. એવે પ્રસંગે ઉડાઉ ખરચ કરી મોટા ન્યાત મેળા ભરી ઘોંઘાટ મચાવવાની જરૂર નથી.

લગ્નના અઘટીત ખરચો જેવા કે મોટા ભભકાદાર હજારો રૂપિયા ખરચી કરાવેલા મંડપો, છબીલાઓ, સેકંડો રૂપિયાની બેન્ડો અને હજારો રૂપિયાની જેમાં ધાણી થઈ જાય એવા ખાટાં વડાંઓ દૂર થવાની જરૂર છે.

એવા પ્રસંગે પારકાના દાગીના માગી લાવી તે ન ખોવાય તેને માટે ચિંતામાં રહેવું પડે છે અને વલી તે મેળવવા ભીખ માગવા જવું પડે છે, માટે તે રીવાજ વખોડી કાઢવા જેવો છે. આવા ખરચો મોટે ભાગે શ્રીમંતોએ આગળ પડીને ઓછા કરવા કે જેથી

તેઓને માથે "નથી મળતું માટે ન કીધું." એવો મિથ્યા અપવાદ આવે નહિ. અને એ રીતે બચતો પૈસો જાત કે કોમના ભલાં માટે વિદ્યાભ્યાસ કરાવવાના કામમાં ખરચવો.

પંડિત લાલને જણાવ્યું કે આ ઠરાવ ખરચ નજ કરો એવો નથી પણ ઉડાઉ ખરચ ન કરો એવા શબ્દોનો છે. ઉડાવ ખરચ એટલે દેશ, જાતિ કે પોતાને નુકસાન થઈ ખરાબ સ્થિતિ જેથી પ્રાપ્ત થતી હોય તેવા ખરચ. તમે ૪૦૦૦ ખરચવાના હો, અને તમે ખરચ્યા વિના નજ રહી શકો એમ હો તો ૩૦૦૦ હજાર ખરચો અને એક હજાર બચાવી તે તમારી જાતિના છોકરાને કેળવણી આપવાના કામમાં વાપરો. લગ્ન વિવાહના પ્રસંગ ઉપર કેટલેક ઠેકાણે એક ઘણો ખરાબ ને ઉડાઉ ખરચ વેસ્યા નચાવવાનો હતો તે બંધ થઈ તેને ઠેકાણે હરિકીર્તન થવાં લાગ્યાં છે તે સારૂં થયું છે. અને તેથી એક જાતનો ખરચમાં બચાવો થાય છે તેથી મને મોટી ખુશાલી ઉપજે છે એવી જ રીતે બીજા ઉડાવ ખરચો અટકાવી વિદ્યા અને હરિનામમાં તેનો સદુપયોગ કરશો તો તમારી ઉન્નતિ ઝટ થશે. છેવટે હું જણાવીશ કે મારા જામનગરમાં લગ્ન પ્રસંગે ખારેક આપવાનો રિવાજ હતો તે બંધ કરાવી સાકર મોકલવાનો રિવાજ પાડયો છે, અને તેમ કરીને ફરજીયાત કરવા પ્રયત્ન કરશો. એ પછી મી. બાલુભાઈ કુબેરદાસે કેટલુંક વિવેચન કીધા પછી ઠરાવ પસાર થયો હતો. ત્યાર પછી ૧૨મો ઠરાવ મી, ભીખાભાઈ કસનજીએ નીચે પ્રમાણે રજુ કર્યો.

**ઠરાવ ૧૨મો :** "આ પરિષદમાં પસાર થયેલા ઠરાવો પૈકી જે જે ઠરાવો જે જે ઠેકાણે મોકલવાની જરૂર જણાય તેને મોકલી આપવાની સત્તા શ્રીમાન પ્રમુખ સાહેબને આ પરિષદ આપે છે."

પ્રમુખનું છેવટનું ભાષણ - એ પછી પ્રમુખ મહાશય ખુશાલદાસ ગોકળદાસ પટેલે પોતાનું છેવટનું ભાષણ કરતાં જણાવ્યું કે આપણી પરિષદનું કામ આજ રોજ પૂર્ણ થયું છે, અને તેમાં સુરત, અમદાવાદ ભરૂચ, ચરોતર વગેરે સ્થળોનાં હજારો માણસોની સંખ્યા જોઈ મને આનંદ થાય છે. સુરત કે જ્યાંના માણસોને હું ઓળખતો ન હતો, ત્યાંના લોકોને મળવા માટેનો મને આ પ્રથમ પ્રસંગ મળવાથી મારી ખુશાલીમાં વધારો થાય છે. હું મારે વતન જઈશ ત્યારે આપણી કોમના આ મોટી સંખ્યામાં મળેલા સમૂહની હકીકત કહીસ ત્યારે તે સાંભળનારા હર્ષ પામશે. હું આશા રાખું છું. કે આવતે વરસે હાલ કરતાં પણ મોટી સંખ્યા પરિષદમાં હાજરી આપશે. આજની પરિષદે જુદા જુદા બાર ઠરાવો પસાર કીધા છે. તેમાં આપણા નામદાર શહેનશાહ પાંચમાજયોર્જ અને ના. વડોદરાના મહારાજ ગાયકવાડના દીર્ઘાયુષ્ય સંબંધીત ઠરાવોની નકલ ઘટતે ઠેકાણે મોકલીશ અને તેનો જે ઉત્તર આવશે. તે તમને આપણા માસિક "પટેલબંધુ" દ્વારા જણાવીશ.

આજે સવારે મી. મંછારામ અમીન મારી પાસે એક ઠરાવ રજુ કરવા પરવાનગી મેળવવા આવ્યા હતા. પણ સબજેકટ કમિટિએ ઠરાવેલું કામ લગભગ પોણા ભાગે થઈ રહેલું હતું, અને તે પછી એ ઠરાવ મૂકવાની પરવાનગી આપી હોત તો બીજા

દસ જણા નવા ઠરાવો લાવતે, તે કારણથી મેં પરવાનગી આપવા ના પાડી હતી તે માટે દીલગીર છું આપણે આપણી કોમના હિતને માટે મોટા સમુદાયમાં ભેગા મળ્યા છીએ અને તેમાં નાગર, લુહાણા, વાણીઆ વગેરે કોમના વિદ્વાન માણસોએ હાજરી આપી, આપણા તરફ ભલી લાગણી બતાવી, આપણે માટે તેમણે જે પ્રયાસ કર્યા તે બદલ તેમનો આભાર માનું છું. છેક કાઠિયાવાડથી મી. દુલેરાય અંજારીઆએ અહીં પધારી જે ઉલટથી ભાગ લીધો છે તે માટે તેમનો આભાર માનું છું. વળી મી. વસનજી ગણાત્રા કે જેઓ "વસંત"ના નામથી ગુર્જર સાહિત્યમાં જાણીતા છે. મને આજે ખબર મળી તે પ્રમાણે તેઓ બંધ બારણાં રાખી પોતાનો એક ધાર્મિક ગ્રંથ લખવામાં રોકાયેલા રહે છે, છતાં તેઓએ તેમાંથી વખતનો ભોગ આપી હાજરી આપી પોતાનાં છટાદાર ભાષણોથી આપણને મુગ્ધ કરી નાખ્યા છે તે બદલ તેમનો પણ આભાર માનું છું. આપણી કોમના ભાગ્યોદયનું એક ચિહ્ન તો એ છે કે ઘરબાર છોડી બેઠેલા સંન્યાસીઓએ પણ આપણી પરિષદ્‌માં પધારી આપણને કીમતી બોધ આપ્યો છે. તેઓએ ઐક્યને માટે જે આગ્રહ કીધો હતો તે ઐક્ય થવાની એ નિશાનીછે.

હું અમદાવાદથી નીકળી આવ્યો ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે ત્રણ યુવાન પાટીદાર ગૃહસ્થોએ "પાટીદાર યુવક મંડળ"ને મદદ કરવા પરિષદ પહેલાં ત્રણ ત્રણ દિવસથી અથાગ પરિશ્રમ લીધો છે, જો તેઓએ આટલી ઉલટ ભરી સહાય આપી નહોત, તો આવો સુંદર ને ભવ્ય મંડપ તથા મેળાવડો થઈ શકત નહિ, હું કહીશ કે આ યુવાનોએ જ ઉત્સાહથી કામ કીધું છે તેમનો તે ઉત્સાહ હજુ હજાર ગણો વધો. તેઓ અને સઘળા સ્વયંસેવકોનો મારા પ્રત્યેનો ભાવ જોઈને મને આનંદ થાય છે, હું ખેડા જીલ્લાનો રહીશ હોવાથી ત્યાંના લોકો જેવા અહીંના યુવકો નહિ હશે એમ મેં ધારેલું, પણ મારી જે ચાકરી તેઓએ કરી છે, તે જોયા પછી મને લાગ્યું કે મારા વિચાર ભૂલભરેલા હતા, અને ત્યાંના કરતાં અહીંના લોકો વધારે ભાવિક છે એવી મારી ખાતરી થઈ છે. આપણી જ્ઞાતિના જાણીતા વિદ્વાન અને પ્રખ્યાત વકતા મી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ હાજરી આપી પોતાના ઉંચા જ્ઞાન અને અનુભવનો લાભ આપણને આપ્યો છે, તે ઉપરથી હું કહીશ કે તેઓએ જે બાબત સમજાવી છે તેવી મારાથી બોલી કે સમજાવી શકત નહિ. તેઓ સારા સારા માણસના સમાગમમાં આવેલા છે અને શાસ્ત્રનો તેમણે અભ્યાસ કીધો છે. જેનો લાભ આપણી પરિષદ્‌ને તેમણે છેક આબુથી પધારી આપ્યો છે. વળી જેનું નામ સાંભળી તમે ખુશીખુશી થાઓ છો તે આ પંડીત લાલન કે જેઓ પણ જાણીતા વકતા છે અને ઘણીવાર અમેરિકામાં જઈ ત્યાંના માણસોમાં પ્રતિષ્ઠા મેળવી આવ્યા છે તેમણે પણ પોતાના જ્ઞાનરૂપી ખજાનાનો લાભ આપણને આપ્યો છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

થોડીક સ્ત્રીઓએ પરિષદમાં હાજરી આપી છે તે પ્રશંસા પાત્ર છે. કારણ

કે તેઓ પુત્રની માતાઓ છે, ને તેમના સુધરવાથીજ ખરો લાભ થનાર છે. હું ઇચ્છું છું કે હવે પછીની પરિષદમાં તેઓ આ કરતાં વધારે સંખ્યામાં ભાગ લેશે ને આપણા કામમાં મદદ કરશે.

એક બીજી બાબત પાટીદાર કોમને માટે ગઈ કાલે સુવર્ણપત્રના લેખ સમાન થઈ છે, અને તે એ કે ગુજરાતમાં જેઓ સાક્ષર વર્ગની ગણનામાં આવે છે. અને જેઓ સારૂં લખી વાંચી જાણે છે તે "સાહિત્ય પરિષદ"ના અનુયાયીઓ તમારી ઉદારતાના પૈસાથી ઊભા કરાયલા મંડપની છાયામાં સભા રૂપે ભેગા થયા હતા, તે પણ એક શુભ શુકનનું જ ફળ છે. એક મહારાજને આપણે પધરામણી માટે લેવા જઈએ તો તે કહે કે અવકાશ નથી, છતાં ગાડી લઈને તેડવા જાઓ તો કચવાઈને આવે, પણ તમારા મંડપનો તો તેઓ કુદરતી પ્રેરણાથી જ પોતાની મેળે અને વળી તમારો આભાર માનીને લાભ લઈ ગયા છે. અને તેમાં રા. બા. કમળાશંકર અને પ્રો. આનંદશંકર ધ્રુવ જેવા સાક્ષરો આ પરિષદની ઉત્પન્ન થતી ભૂમિમાં આવવાથી તેમનો લાભ આપણી કોમ અને આપણા યુવકોને મળવાથી ભવિષ્યમાં તેઓ પણ સાક્ષર થવા સંભવ રહેશે. તમારા ઉપર ધર્મ ધુરંધર અને વિદ્વાનોની કૃપા હોય તો તમે દેશનું રક્ષણ કરનાર, દેશમાં સુલેહ જાળવનાર અને દેશને આબાદ બનાવનાર છોકરાંઓ ઉત્પન્ન કરી શકશો, માત્ર તમને તે છોકરાઓને બોર્ડિંગ જેવી સંસ્થામાં રાખી ભણાવવા માટે આગ્રહ કરૂં છું. તમારા "યુવકમંડળ"માં કુંવરજી, કલ્યાણજી અને ચંદુલાલ એ ત્રણ યુવકો કામ કરે છે તે જો મારી સાથે અમદાવાદમાં હતે તો અહીં બોર્ડિંગમાં ૬૮ છોકરા છે તેને બદલે હું ૬૮૦૦ છોકરાઓને ભણાવવાની સગવડ ચાર લાખ રૂપિયા ભેગા કરીને કરી આપત પણ એ કામ કરવું ઘણું મુશ્કેલ છે, તેવાં માણસો મળવાં દુર્લભ છે. તમારે એ ત્રણ યુવકોને સાચવી રાખવા પ્રયત્ન કરવાનો છે.

હાલ તમારામાં કોઈ ગ્રેજ્યુએટ જોવામાં આવતો નથી તમે ગામડાંના છોકરાઓ ઉપર વિશેષ ભાવ રાખો અને એક એક રૂપિયો આપશો તો લાખ રૂપિયા કરી શકશો વગેરે વગેરે કહેતાં પ્રમુખે કહ્યું કે બોર્ડિંગમાં કામ કરતા "મી. ચંદુલાલ" અને "કુંવરજી"ની સેવાના બદલામાં તેમના પિતાશ્રીના સ્મરણાર્થે રૂ. ૨૫૦-૨૫૦ની બે કોટડી બંધાવી આપવાને એક ગૃહસ્થે કબુલાત આપી છે જેમનો દાખલો બીજાઓએ લેવો ઘટે છે. આગળ ચાલતાં તેમણે કહ્યું કે આ પરિષદમાં નંદુરબારના એક સાઠ વર્ષના ગૃહસ્થે આવો મેળાવડો પોતાના તરફ ભરવાને મને ગઈકાલે કહ્યું હતું. તેઓ પોતે જણાવે છે કે અમે ઘણા પછાત છીએ. તે ઉપરથી લાગે છે કે તેઓ આ સભાનું કામકાજ સમજ્યા હશે. હવે અત્રે જે કાંઈ થયું છે તેનો તમે કેટલો લાભ લીધો તે આવતે વર્ષે પરીક્ષા લઈ ખાત્રી કરીશ. તેઓએ જણાવ્યું કે જેમ વખતમાં ફેરફાર થાય છે તેમ રાજા તેવી પ્રજા થવી જોઈએ, તેટલા માટે હાલના રાજમાં અંગ્રેજી ભાષા રાજભાષા તરીકે છે, તો તેનો અભ્યાસ કરવો જોઈએ. તે મહાપ્રતાપી રાજ્યે આપણું ઘણું ભલું કીધું છે. તેણે આપણને ભણાવ્યા અને ભણાવે છે. છતાં તેનો લાભ આપણાથી જોઈએ તેવો

લેવાતો નથી માટે તે લેવો જોઈએ. આવી પરિષદમાં બહારનાને બદલે ખુદ તમારા પોતાના "વકતા" હું જોતો નથી, પણ હું ધારું છું કે પાંચ વર્ષ વર્ષ પછી તે તમારી મેળે પૂરું પાડી શકશો. છેવટે સુરતના શહેરીઓએ અને બોર્ડિંગના છોકરાઓએ ઉત્તમ પ્રકારના સખત તાપમાં કરેલા સ્વાગત અને ચાકરી માટે આનંદ બતાવી તેઓને ધન્યવાદ દીધો હતો.

એ પછી મી, નાથાભાઈ લલ્લુભાઈ વકીલના મ્યુનિસિપલ કાઉન્સીલર એમણે બોલતાં જણાવ્યું કે અમારા શહેરનાં આંગણામાં ત્રણ ત્રણ દિવસ થયાં આવી મહાન હિલચાલ ચાલી રહી છે, છતાં હું આજેજ તેનો લાભ લેવા પામ્યો તે માટે દીલગીર છું. આ પરિષદના પ્રમુખ એક જાણીતા નાણાશાસ્ત્રી છે, જેથી દરેક દરેક શબ્દ અહીં તોળી તોળીને, યોગ્યતા પ્રમાણે જ બોલાયા હોય એ સ્વાભાવિક છે મને જણાવતાં આનંદ થાય છે કે આ એક સાધારણ કોન્ફરન્સ નથી પણ એક કૉંગ્રેસ છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. આટલાં બધાં માણસની સુવા બેસવાની, ભોજનની અને બીજી સઘળી વ્યવસ્થા કરવી અને તે પણ કોઈને ફરિયાદનું કારણ ન રહે તેવી રીતે એ કંઈ વ્યવસ્થાપકોની જેવી તેવી કાર્યદક્ષતા નથી. હું પરજ્ઞાતિનો છું છતાં આજના અહીંનાં કામથી ઘણોજ આનંદ પામું છું. તે પછી પંડિત લાલન શ્રીયુત વસંત, સંઘવી વગેરેએ પોતાનાં છેલ્લાં ટુંક ભાષણોથી પણ સભા મંડળને તાળીઓના અવાજથી ગજવાવ્યો હતો.

છેવટે પરિષદના એક સેક્રેટરી ભાઈશ્રી સાકરલાલ હરિવલ્લભદાસ પારેખે પ્રમુખ સાહેબનો આભાર માનવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે આજે એક અગત્યનાં કામ માટે હું આપ સન્મુખ ઊભો થયો છું અને તે કામ તે આપણી આ મહાન પરિષદનું આ જે મુશ્કેલી ભર્યું કામ આપણા જ્ઞાતિહિતેચ્છુ, વયોવૃદ્ધ અનુભવી વિદ્વાન પ્રમુખ શ્રીમાન ખુશાલદાસ ગોકળદાસ પટેલે કાર્યદક્ષતાથી પાર ઉતાર્યું છે, પોતાના જ્ઞાનને અનુભવનો અમૂલ્ય લાભ આપણને આપ્યો છે તે માટે આપણે તેમના મોટા આભારી છીએ. તેમના આભારના ઋણમાંથી આપણે છૂટી શકીએ તેમનાથી તો ફુલ નહિ ને ફુલની પાંખડી એ ન્યાયે તેમને આ પ્રેમપુષ્પમાળા આપણા વયોવૃદ્ધ, ને જ્ઞાતિશુભેચ્છક અને "પાટીદારયુવક મંડળ"ના એક પેટ્રન રા.બ. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈને હાથે અર્પણ કરીએ, (તાલીઓ) અને પ્રમુખ સાહેબ જેવી મીઠી નજરથી અત્રે પધાર્યા છે તેવી નજર આપણા તરફ તેઓની હંમેશ રહે એવું ઇચ્છું છું.

એ પછી તેમણે પરિષદના કામમાં અત્યન્ત ઉમંગ ધરાવી અનેક રીતે સહાય કરનાર નીચેના ગૃહસ્થોનો ઉપકાર માન્યો હતો. અને તેમની આટલી બધી મદદ વગર આ પરિષદ્ આટલી ફતેહમંદ થઈ શકતજ નહિ.

સેક્રેટરીઓના નિમંત્રણને માન આપી સુરત, ભરૂચ, ખેડા, વડોદરા, અમદાવાદ, ખાનદેશ વગેરે સ્થળોના ડેલીગેટો અહીં પધારી હાજરી આપવા બદલ, જોડીઆ : સેક્રેટરીઓ રા. ભીખાભાઈ કસનજી પટેલ તથા રૂ. નાથુભાઈ વજેરામનો ખંત પૂર્વક

મદદ કરવા બદલ, કારોબારી મંડળના મેમ્બરો કે જેમણે રસોડાંની વ્યવસ્થા રાખવા બદલ, મંડપ શણગારવામાં અને તૈયાર કરવામાં અતિશય શ્રમ લીધો છે તે બદલ અમારા મોટીશેરીના જુવાન મિત્રો ભાઈશ્રી હરકીસનદાસ દયારામ, જેઠાલાલ શિવલાલ, આત્મારામ ગોરધનદાસ અને તેમના મિત્રો તથા વોલંટીઅર સુપ્રિન્ટેન્ડન્ટ ડોક્ટર ભગવાનદાસ નાનાલાલ, રા. બેચરદાસ મોરારદાસ તથા શહેરના બીજા ઉત્સાહી બંધુઓનો, મંડપ શણગારવામાં ખાસ મદદ કરનાર શ્રીમાન મગનલાલ ગોર્ધનદાસ રા. મંછારામ જેઠાભાઈ, રા. નાનાભાઈ તથા રા. ઠાકોરદાસ વગેરેનો, પર જ્ઞાતિના છતાં આ પરિષદમાં જોઈતી જરૂરી ચીજો વાપરવા આપવા માટે અહીંના જાણીતા શહેરી શ્રીમાન કાલીદાસ ત્રિકમદાસ ચેવલીનો, રા. છોટુભાઈ ડાહ્યાભાઈ હરગોવંદદાસનો, અમદાવાદના ઉત્સાહી બંધુ નાનાલાલ વીરભદ્રનો આભાર માનવાની તક લઉં છું.

એ ઉપરાંત અમને દરેક કામમાં ઉપયોગી સલાહ આપનાર, પરિષદ માટે ફંડના નાણાં ભરાવનાર અમારા મુરબ્બીઓ સ્વાગત કમિટિના પ્રમુખ શ્રીમાન હરકીસનદાસ મોતીરામ રા.બા. નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ, રા. નાથુભાઈ નારણદાસ પટેલ, રા. મૂળચંદદાસ મોતીરામ પટેલ, રા. પાનાચંદ ભગવાનદાસ રા.રા. છબીલદાસ લલ્લુભાઈ ઝરીવાળા, રા. હરગોવનદાસ હરજીવનદાસ પારેખ રા. પરશોત્તમ લલ્લુભાઈ, રા. મગનલાલ પરભુદાસ લાકડાવાળા, રા.રા. પુંજાભાઈ, રા. છોટુભાઈ ચકાવાળા, રા. નાથુભાઈ ખુશાલદાસ, સુરત બહાર અમદાવાદના પ્રો. સ્વામીનારાયણ રા. માણેકલાલ એચ. વકીલ, તેમજ પોતાની કુદરતી અદ્વિતીય શક્તિથી અને જ્ઞાન ભર્યા છટાદાર ભાષણોનો આપણને અમૂલ્ય લાભ આપનાર આપણી જ્ઞાતિના પ્રખ્યાત વિદ્વાન શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીનો તેમજ ફંડમાં નાણાં ભરનાર સદ્‌ગૃહસ્થો વગેરેનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. એ ઉપરાંત બંદોબસ્ત માટે પોલીસનો અને બીજા સઘળા સહાયકોનો આભાર માની પરિષદની જય બોલાવી તેમણે પોતાની બેઠક લીધી હતી.

તે પછી રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતાએ બોલતાં જણાવ્યું કે આજે શારીરિક અને માનસિક શ્રમથી તબીઅત એટલી બગડી છે કે ઊભા રહેવું પણ મુશ્કેલી ભર્યું લાગે છે. છતાં ઘણા બંધુઓની મારે છેલ્લે કંઈક બોલવું એવી ઇચ્છા થવાથી તેમની આજ્ઞાને માન આપી આપ સમક્ષ ઊભો છું. મારે હવે વિશેષ કહેવાનું રહેતું જ નથી. મારા બંધુ ભાઈશ્રી સાકરલાલે આભાર માનવાનું કામ ઘણા ઉત્સાહ પૂર્વક બજાવી લીધું છે, એ ભાઈને આજે એટલો શ્રમ પડ્યો છે કે આજના જેટલો પરસેવો એમને કદી ઉતર્યો નહીં હોય, માટે હું પહેલાં તેમનો આભાર માનીશ. ઉપર જણાવ્યા તે ઉપરાંત "યુવકમંડળના મેમ્બરોનો સરભાણના રા. કેસુરભાઈ કે જેમણે ચાર પાંચ દિવસ પહેલાં પધારી ઘણી મદદ કરી હતી તેમનો અધરાત મધરાત જાગીને પણ કામ કરી આપવા બદલ જૈન પ્રેસના મેનેજર અને કર્મચારીઓનો, તથા બીજા ઘણા

બંધુ એવા હશે કે જેમણે અત્યંત મદદ કરી છે પણ તેમનાં નામ હાલ ભૂલમાં રહી ગયાં હોય તેમનો આભાર માનું છું.

વળી અમારા બંધુ સિનોર નિવાસી ભાઈશ્રી ગોવર્ધનદાસ કહાનદાસ અમીને દશ દિવસ વહેલા પધારી પરિષદના ટ્રેઝરર તરીકેનું માથાકુટભર્યું કામ ઉપાડી લેવું છે તે બદલ તેમનો પણ આભાર માનવાની તક લઉં છું.

મારા અને ચંદુલાલના પૂજ્ય પિતાશ્રીઓના સ્મરણને માટે જે સજ્જન ગૃહસ્થે રૂ. ૫૦૦ કોટડી બંધાવવા આપ્યા છે તેમના અમે જીંદગીપર્યંત ઓશિંગણ છીએ. આ એક મોટું માન અને કદર અમારી યથાશક્તિ વિશુદ્ધ હૃદયે થતી જ્ઞાતિ સેવાના બદલામાં અમને મળેલાં માનું છું અને જ્ઞાતિ અમને તે સેવામાં વધારો કરવા પ્રેરણા કરશે.

આવી પરિષદોમાં પધારી અહીં અપાયલા બોધ અમલમાં મૂકાય તો અમારા શ્રમની સફળતા મળી સમજીશું. પ્રભુ અમારી જ્ઞાતિમાં એવા કર્તવ્ય પરાયણ અનેક માણસો ઉત્પન્ન કરો એ અભ્યર્થના છે. અત્યાર સુધી આપણે આપણી ઉન્નતિને માટેની સઘળી દરખાસ્તો મૂકવાનું કામ કર્યું છે પણ એનો વ્યવહારમાં અમલ થયેલો જોવાને માટે આપણાં હૃદય પવિત્ર બુદ્ધિવાળાં બને તેટલા માટે આપણી જ્ઞાતિનો ઉદ્ધાર કરવાની દરખાસ્ત પરમાત્માના દરબારમાં મૂકવાની છે તેને તમો સઘળા તાલીઓથી વધાવી લેશો. (તાલીઓ)

આવાં મોટાં કામમાં ગમે તેટલી સાવચેતી રાખ્યા છતાં દોષો અનેક રહ્યા હશે જ તેની આપનાં વિશુદ્ધ અંતઃકરણો માફી આપશે.

વિશુદ્ધ અંતઃકરણથી નિષ્કામતાપૂર્વક જે કામો આદરાય છે તેને ઈશ્વર પાર પાડે છે. અમારી સંસ્થા તે કસોટીમાંથી પાર ઉતારી છે, આપ સૌનો તે તરફ પ્રેમ ઉત્પન્ન થયો છે એજ બતાવી આપે છે કે આ કાર્ય વિશુદ્ધ ભાવથી જ થાય છે. પ્રભુ તેવો ભાવ કાયમ રખાવે ને આપણી કોમનો ઉદ્ધાર કરે એજ અંતિમ ઇચ્છા. છેવટે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્તને હું ખરા અંતઃકરણપૂર્વક ટેકો આપી બેસવાની રજા લઈશ.

છેવટ પ્રમુખનો, વર્તમાન પત્રના પ્રતિનિધિઓનો સ્વયંસેવકોનો, તથા પરિષદમાં પધારનારા ગૃહસ્થોનો, મંડળના કાર્યવાહકો વગેરેનો ઉપકાર માની, પ્રમુખને હારતોરા આપી નામદાર શહેનશાહ માટે આનંદના પોકાર કરી પરિષદ બરખાસ્ત કરવામાં આવી હતી.

અમને આ એક નોંધ લેતાં અત્યંત આનંદ અને ગર્વ થાય છે કે આ પરિષદ પ્રત્યે, તેના પ્રમુખ સાહેબ પ્રત્યે, અને પધારેલા સંભાવિત ડેલીગેટો પ્રત્યે અમારા શહેરના જ્ઞાતિના આગેવાન શેઠો રા. હરગોવનદાસ હરજીવનદાસ રા. મુલચંદભાઈ મોતીરામ, રા. છબીલદાસ લલ્લુભાઈ, રા. ચુનીલાલ ભગવાનદાસ રા. લલ્લુભાઈ હરકીશનદાસ રા. મગનલાલ બાલાભાઈ જરીવાલા, રા. નાથુભાઈ નારણદાસ, રા. ખુશાલદાસ કેશવજી રા. નાથુભાઈ વજેરામ રા. મંછારામ શીવલાલ વિગેરે ગૃહસ્થોએ ઉત્તમ ભાવ દર્શાવી તેમને પોતાને મકાને તેડી અત્યંત આદરપૂર્વક દૂધ, આઈસ્ક્રીમ, ચા પાણી આપી સત્કાર્યા

છે. અતિથિઓ જતાં થાકી જાય એટલા સ્થળેથી આ પ્રમાણે ઉત્સાહ ભરી મહેમાનગીરી કરી સુરતના પાટીદારોનો પરિષદપ્રતિ ને પોતાના જ્ઞાતિબંધુ પ્રતિ આવો સુંદર પ્રેમ છે એમ બતાવી આપવા બદલ અમે તે સઘળા ગૃહસ્થોનો આભાર માની આપણી જ્ઞાતિનું પ્રભુ કલ્યાણ કરો એવી ભાવનાથી આ રીપોર્ટની સમાપ્તિ કરીએ છીએ.

## પરિષદમાં ગવાયલાં કાવ્યો

(૧)

### સ્વાગત

મોંઘેરા મ્હેમાન, પધારો મોંગેરા મ્હેમાન !
લૂખાં સૂકાં માન, પધારો મોંઘેરા મ્હેમાન !
ગરીબતણાં ઘર પાવન કરીઆં, આજ અહો ભાગ્યજ ઉઘડીયાં;
સ્વચ્છ કરી પાથરી ગોદડી આ, ગરીબ તણાં સન્માન. પધારો.
શ્રમ હરવા ગંગાજળ લાવું, તૂટેલે ખાટે સેજ બિછાવું;
પગ ચંપી પાંખેથી ઢોળું વાયુ, મળે વિશ્રાન્ત. પધારો
ઊની ઊની ભાખરી જમાડું, છાશ મીઠી ને માખણ આપું;
ભાવ તણાં ભોજનીઆ મારાં, આરોગો પ્રિય ભ્રાત ! પધારો
લૂખાં સૂકાં માન અમારાં. પણ પ્રેમે ભરપૂર અનેરા;
તન મન ધન અર્પણ કરનારાં, દેશું હૃદયમાં સ્થાન. પધારો

(સુંદરીસુબોધ) સુહૃદ.

(૨)

### સાદાં જીવન

(જુઓ "પટેલબન્ધુ." અંક ૩ જો. ૧૯૧૪)

### કેટલાક સુપ્રસિદ્ધ જ્ઞાતિ ભાઈઓ તરફથી મળેલા સહાનુભૂતિ દર્શક પત્રો

### રા.બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ બી.એ.એલ.એલ.બી., સુબા સાહેબ, કડીપ્રાંત.

રા.રા. કુંવરજીભાઈ,

લિ. સ્નેહાંકિત ગોવિંદભાઈના ઘટિત વિશેષ.... આ વખતે પરિષદનો મેળાવડો સુરતમાં થવાનો હોવાથી ઘણો મોટો થશે. તેમ પ્રશ્નો પણ ઘણી સારી રીતે ચર્ચાશે. તેથી મારે આવવાનો ખાસ વિચાર હતો પણ મારા સગામાં એ અરસામાં લગ્ન હોવાથી નડિયાદ જવાનું છે તેથી દીલગીર છું કે આવી શકાશે નહિ. તમારી તથા બીજા ભાઈઓની અથાગ મહેનત સફળ થાય અને પરિષદનું કામ નિર્વિઘ્ને તથા ફતેહમંદીથી પાર ઉતરે એમ ઇચ્છું છું.

લિ. આપનો
ગોવિંદભાઈ હા. દેસાઈ

### શ્રીમાન વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ નડિયાદ :

પ્રિય ભાઈ,

તમે સુરત જીલ્લાના કેળવાયલા જુવાનીઆઓ જ્ઞાતિના કલ્યાણનાં જે જે કાર્યો લઈ બેઠા છો, ને તે આગ્રહપૂર્વક ખંતથી ને બિનસ્વાર્થે મંડયા રહી ચલાવો છો એ જોઈ હું સાનંદાશ્ચર્ય પામું છું. તમારી પરિષદમાં આવવાની માગણીને સ્વીકારી નહિ શકવાથી (પોતાના પત્નીનાં અવસાનને લીધે) મને શરમાવું પડે છે. તમારા શુભ કાર્ય તરફ મારી સંપૂર્ણ દીલસોજી છે, અને છેવટે છેલ્લે દિવસે તા. ૧૮મીને રોજ પણ આવવાને મારાથી બનતું કરીશ.

સે. વિઠ્ઠલ

(૩)

### શ્રીમાન ઝવેરભાઈ નાથાભાઈ અમીન દીવાન સાહેબ લીંમડી

રા.રા. કુંવરજીભાઈ,

કેટલાક સંજોગોથી હું ત્રીજી પીટીદાર પરિષદમાં ભાગ લેવા ભાગ્યશાળી બન્યો નથી તેથી ક્ષમા યાચી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું કે એ કાર્યમાં ઉત્સાહ તથા સહાય અર્પી નિવિઘ્ને સફળતા બક્ષે. જો કે હું ગેરહાજર રહીશ પણ તેથી મારી દીલસોજી કોઈ રીતે કમી નથી. આ પત્ર પરિષદને નિવેદન કરશો.

સેવક

ઝવેરભાઈ નાથાભાઈના જયપરમાત્મા

(૪)

### ઑન મી. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, બેરીસ્ટર એટ-લૉ એમના અંગ્રેજી પત્રનું ભાષાંતર

વ્હાલાભાઈ કુંવરજી,

આપના માયાળુ ભર્યા આમંત્રણ માટે મોટો આભાર માનું છું. હું ત્રીજી પાટીદાર પરિષદનો અંતઃકરણ પૂર્વક વિજય ઇચ્છું છું.

કંઈ ખાનગી જરૂરી કામને લીધે હાજરી આપી શકવા અશક્ત છું, જેને માટે ખરેખર દીલગીર છું, તે માટે મહેરબાની કરી મને માફી આપશો. પ્રભુ તમને મદદ કરે.

સાચો તમારો,

વિ.જે. પટેલ

(૫)

### શ્રીમાન્ મગનભાઈ ચતુરભાઈ પટેલ બી.એ., એલ.એલ.બી., બેરીસ્ટર, એટ-લૉ એમના અંગ્રેજી પત્રનું ભાષાંતર :

પાટીદાર પરિષદના મંત્રી, જોગ.

સાહેબ, જોકે હું પરિષદની બેઠકોમાં ભાગ લેવાને શક્તિમાન થઈ શકીશ નહિં

છતાં ખાત્રીથી કહું છું કે, મારી સંપૂર્ણ દીલસોજી તેના કાર્ય પ્રત્યે છે. મી. ખુશાલદાસ, કે જેની આપણી જ્ઞાતિને માટેની ઉત્કૃષ્ટ લાગણીનો હું એક કરતાં વધારેવાર સાક્ષી રૂપે થયો છું, તેમના પ્રમુખપણા નીચે, પરિષદને ઉજ્જવળ ફતેહ મળશે, એ સંબંધે મને બીલકુલ શંકા નથી. તમો જે ઉમદા પ્રયત્નો આદરો છો, તેથી આપણી કોમના સુસ્થ આત્માઓમાં ઉંચા પ્રકારની કાર્યપરાયણવૃત્તિ ઉત્તેજીત થશેજ, અને મને આશા છે કે, આમને આમ મંડયા રહેવાથી જે ગૌરવ જ્ઞાતિએ કેટલોક સમય થયાં ગુમાવ્યું છે તે ગૌરવ પ્રાપ્ત કરી, અન્ય સમાજની કક્ષામાં બીરાજવા સશક્ત થશેજ.

પરિષદને મારી ઉમદા ઉમેદોથી વાકેફ કરવા વિનંતી છે.

તમારો સાચો,
**મગનભાઈ સી. પટેલ**

(૬)

## મી. વલ્લભભાઈ હાથીભાઈ દેશાઈ, પ્લીડર, નડીઆદ.
### એમના અંગ્રેજી પત્રનું ભાષાંતર :

ત્રીજી પાટીદાર પરિષદના મંત્રીઓ જોગ,
સુરત.
વ્હાલા સાહેબો,

આ વર્ષે કોન્ફરન્સમાં હાજરી આપવાનું મન હતું, પણ અગત્યના કેસમાં રોકાયેલો હોવાથી તેમજ કંઈ ખાનગી કામમાં હાજરી આપવાની જરૂર હોવાથી, આપના મમતાભર્યા આમંત્રણને માન આપી શકીશ નહિ તેથી દીલગીરું છું અને માફી ચાહું છું. તમે અને આપણા બીજા ભાઈઓએ સમસ્ત પાટીદાર કોમના ભલાને માટે જે મહાન કાર્ય હાથ ધર્યું છે, તેમાં મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે, અને આ ત્રીજી પરિષદ આગલી પરિષદો કરતાં વધારે વિજયી નીવડે એમ આશા રાખું છું.

આપનોજ,
**વલ્લભભાઈ એચ. પટેલ**

(૭)

## શ્રીયુત વિહારી-ગોંડળ

વહાલા આજ્ઞાંકિત યુવકો,

જ્ઞાતિહિતનાં દરેક મહત્ત્વનાં કાર્ય વડીલોનીજ સલાહાનુસાર કરનાર આપ જેવા ઉત્સાહી યુવકોની પરિષદ્ જેવી પવિત્ર પ્રવૃત્તિની અનેક પ્રકારે ફતેહ ઇચ્છવી, એ ધર્મ છે, અને તે સ્વાભાવિક છે. કેમકે તમો ધર્મસ્વરૂપ સાર્વજનિક કાર્ય શ્રદ્ધાપૂર્વક કરો છો.

ચિ. ચંદુલાલને આપની સેવા કરી કૃતકૃત્ય થવા ત્યાં મોકલેલ હોઈને મને હું ત્યાંજ વિદ્યમાન્ માનું છું.

અંતિમમાં અભ્યર્થના કે આપના કાર્યમાં આપ યશ મેળવો, આપનો શ્રમ સફળ થાઓ અને આપથીજ જ્ઞાતિનો ઉદય થાઓ.

સેવક,
**વિહારી.**

(૮)

**મી. ભાઈલાલભાઈ સારાભાઈ પટેલ બી.એ.એલ.એલ.બી. અમદાવાદ**

રા.રા. ભાઈશ્રી કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા,

રા. ડાહ્યાભાઈ આદરભાઈ, તથા રા. ભૂલાભાઈ પ્રાગજીભાઈ અને હું જાતે આવવાનો વિચાર ધરાવતા હતા, પણ એક બીજાને મળી શક્યા નહતા, અને તેવામાં કમનસીબે કામ આવી પડવાથી આવી શકાયું નથી તેથી દીલગીર છું.

આપના જેવા ઉત્સાહી સદ્ગૃહસ્થોના પ્રયાસમાં ખામી આવવાનો કાંઈ પણ સંભવ ઈશ્વર આપેજ નહિ અને મારી સંપૂર્ણ ખાતરી છે કે પરિષદનું કામ સફળ થશેજ.

પરિષદના કામને માટે આપને તથા યુવકમંડળના અન્ય કાર્યવાહકોને હું ધન્યાવદ આપું છું.

લિ. આપનો
**ભાઈલાલભાઈ સારાભાઈ પટેલ**

(૯)

**મી. ડાહ્યાભાઈ આદરભાઈ પટેલ બી.એ. અમદાવાદ**
**એમના અંગ્રેજી પત્રનું ભાષાંતર :**

ખુશાલદાસ ગોકલદાસ પટેલ એસ્કવાયર
પ્રમુખ, ત્રીજી પાટીદાર પરિષદ, સુરત-જોગ.

વ્હાલા સાહેબ,

આજ તા. ૧૬-૫-૧૪ની સાંજે મે સુરત આવવાનો નિશ્ચય કર્યો હતો, પણ અનિવાર્ય પ્રસંગોને લીધે તે વિચાર માંડી વાળવો પડ્યો છે, જેને માટે હું ઘણો દીલગીર છું. હું પરિષદના કાર્યમાં સંપૂર્ણતઃ સંમત છું, અને તેનો હરેક પ્રકારે વિજય ઈચ્છું છું.

પોતાની સગવડોનો ભોગ આપી આપણી કોમના ભાઈઓએ, પરિષદમાં હર્ષથી ભાગ લીધો છે, તેમને મ્હારા પ્રણામ પહોંચાડશે.

આપનો સાચો,
**ડાહ્યાભાઈ આદરભાઈ પટેલ**

(૧૦)

**મી. ભીમભાઈ મોરારજી, નાયબસુબા સાહેબ, કામરેજ વિભાગ એમના પત્રનું ભાષાંતર :**

સાહેબ,

કંઈ ખાસ કામ માટે વડોદરા ગયો હતો. અને આજે તા. ૧૬-૫-૧૪ના રોજ જ્યારે પાછો ફર્યો, ત્યારે આપના તરફથી આવેલી આમંત્રણપત્રિકા વાંચી.

હું આવતી કાલે સવારમાં આવવા મારૂં બનતું કરીશ, પણ મુસાફરીથી શ્રમ પહોંચેલો હોવાને લીધે, કદાચ જો તેમ ન બની શકે, તો આપની માફી ઇચ્છું છું. આવતી પરિષદ ક્યાં મળવાનો સંભવ છે ? મેહેરબાની કરી તેની ખબર મને બે અઠવાડીયાં અવલ આપશો. પરિષદ સુખ રૂપે ભરાય, અને સંપૂર્ણ રીતે આબાદ નીવડે એમ ઇચ્છું છું.

આપનો ખરેખર
ભીમભાઈ મોરારજી

(૧૧)

**ભાઈશ્રી રણછોડભાઈ વહાલજીભાઈ પટેલ જોહસીનબર્ગ એમનો તાર :**

જોહસીનબર્ગ ૧૩ મે.

કોન્ફરન્સની ફતેહ ઇચ્છું છું, બોર્ડિંગના મકાન ફંડમાં એક રૂમ માટે મારા તરફથી રૂ. ૨૫૦ નોંધશો.

રણછોડભાઈ

(૧૨)

**પ્રેસિડેન્ટ "યુનાઈટેડ પાટીદાર સોસાયટી-જોહનીસબર્ગ" - એમનો તાર**

અંતઃકરણપૂર્વક કોન્ફરન્સની ફતેહ ઇચ્છું છું, પ્રભુ કોન્ફરન્સને વિજય અપાવે.

પ્રેસિડેન્ટ યુ.પા.સો.

એ સિવાય બીજા અનેક ગૃહસ્થોના પત્રો અનેક તારો આવ્યા હતા જેમાંના ઘણાખરાનાં નામો પાછળ સૂચવ્યાં છે.

(૧૩)

**ભાઈશ્રી કુબેરભાઈ ઝવેરભાઈ ઉત્તરસંડાકાર મોંબાસાથી નીચે પ્રમાણે સંદેશો મોકલે છે :**

પરિષદમાં હાજર રહેવાની ઉત્કટ ઇચ્છા છતાં પ્રારબ્ધવશાત્ સ્વદેશી ઘણે દૂર પડેલો હોવાથી તેમ કરી શક્તો નથી તે માટે દરગુજર કરશો.

આવા મહાન્ પ્રસંગે જ્ઞાતિની સેવા કરનારા સાધુ પુરુષોનાં દર્શન અને બોધશ્રવણનો લાભ નથી મેળવી શકાતો તે માટે દીલગીરી છું. મારો નીચે પ્રમાણેનો સંદેશો પરિષદને જાહેર કરી આભારી કરશો.

૧. એક મહાત્માના શબ્દોમાં કહીએ તો દેશની ઉન્નતિ માટે વ્યાપારની વૃદ્ધિ કરવી આવશ્યક છે. આપણે મૂલ વ્યાપાર ખેતી જ છે, અને તે સર્વધંધાઓમાં ઉચ્ચપદ

મેળવે છે. એક વિદ્વાન અંગ્રેજ કવિ લખે છે કે "જગત ઉપરની સોના અને ચાંદીની ખાણો દટાઈ જાય, વ્યાપાર રોજગાર બંધ પડે, સઘળા હુન્નરો ઉંધા વળે, છતાં દરેક જીવન શક્તિનું ગુજરાન સ્થિર રાખવાને માત્ર એકજ આધાર છે, અને તે આધાર માત્ર ખેતી સિવાય બીજો કોઈ પણ નથી." માટે આપણે એ ધંધો વધારે ફલદાયી થાય, આપણા બંધુઓ બીજે સ્થળે મૃગજલ દેખી ફાંફાં ન મારે અને "છે ત્યાંજ પોતાની ડોલ નાંખે" એ મહાત્મા બુકર ટી. વોશિંગ્ટના ઉપદેશને ગ્રહણ કરે એમ કરવા અને એક ખેડૂતબેંક સ્થાપવાનો વિચાર કરવાની સૂચના કરૂં તો તે અયોગ્ય લેખાશે નહિ.

૨. જ્ઞાતિના ગરીબ પણ હોશિયાર વિદ્યાર્થીઓને સ્કોલરશિપ-શિષ્યવૃત્તિ અપાય તેવાં સ્થાયી ફંડ માટે પ્રયત્ન આદરવા અને જુદા જુદા વિભાગોમાં બોર્ડિંગહાઉસો ખોલવાં.

"પટેલબન્ધુ"માં પાટીદાર બોડિંગ હાઉસ સંબંધી રિપોર્ટ અવારનવાર પ્રસિદ્ધ થતા હોવાથી જણાય છે કે બોર્ડિંગની શરૂઆત માત્ર વીસેક વિદ્યાર્થીઓથી થઈ હતી. તે આજે વધીને ૬૦ જેટલા ગુજરાતના દરેક વિભાગના વિદ્યાર્થીઓનું આશ્રયસ્થાન થઈ પડયું છે, સ્થળનો સંકોચ ન હોત તો આથી પણ તે સંખ્યા ઘણી વધારે થાત. જેવી બોર્ડિંગ હાઉસનું મકાન બાંધવાની આવશ્યક્તા છે. તેને માટે જો ફંડ ખોલવામાં આવે તો ફુલ નહિ તો ફુલની પાંખડી પણ આપવાને આપનો પવિત્ર હાથ લંબાવશે. અંગ્રેજ કવિ સ્માઈલસ કહે છે કે "જેઓ દુ:ખ, અધીનતા, અને લાચારી અટકાવવાને યત્ન કરે છે અને મુખ્યત્વે કરીને જેઓ ગરીબ લોકોને સ્વશ્રાયી કરવામાં આગ્રહપૂર્વક સહાયતા આપે છે તેજ ખરામાં ખરા પરદુ:ખભંજક છે.

છેવટે આપણી પરિષદને સંપૂર્ણ ફતેહ મળે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરી વિરમું છું.

પાટીદારોનો નમ્રસેવક
કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ

(૧૪)

## ભાઈશ્રી રણછોડભાઈ વહાલજીભાઈ પટેલ શિકેરનિવાસી જોહનીસ બર્ગથી લખે છે કે :

પરમસ્નેહી બંધુઓ,

આપણી ત્રીજી પાટીદારપરિષદ આપણા મંડળ કર્તવ્યક્ષેત્રની ભૂમિ તરીકે પ્રસિદ્ધ થયલા સ્થળમાં-સુરતમાં ભરાવાની વાત જાણી અત્યંત આનંદ થાય એ સ્વાભાવિક છે. બીજી પરિષદો કરતાં આ વખતે સ્થળ માહાત્મ્યથી ઘણા વધારે પ્રમાણમાં તેનું કામપણ સંગીન અને આકર્ષક થશે. આવો પ્રસંગ જોવા હું ભાગ્યશાળી નહિ થવા બદલ વિધિને-નસીબને દોષ દઉં છું. છતાં અહીં રહ્યો રહ્યો પણ આપની પ્રવૃત્તિનો વિજય નાદ સાંભળી-જાણી આનંદ માનું છું. પ્રભુ એવા આનંદના પ્રસંગ વધારે ને વધારે અપાવો.

મને જાણીને ઘણો આનંદ થાય છે, કે આ વરસે આપણાં "યુવકમંડળ પાટીદાર

બોર્ડિંગહાઉસ"નું મકાન બંધાવવા માટેના પ્રયત્નો શરૂ થનાર છે. પ્રભુ તેમાં વિજય આપશે. હું નહોતો ધારતો કે આ સુયોગ આટલો વહેલો પ્રાપ્ત થશે. તમે પણ જાણીને ખુશી થશો કે મહાત્મા મોહનદાસ ગાંધીના પ્રયત્નથી અને આપણા દીલસોજ વાઈસરોયના લોર્ડ હાર્ડિજની હિંમતભરી સહાયથી અહીંના હિંદીઓ માટેના સવાલનું સંતોષકારક રીતે સમાધાન થયું છે, એટલે સત્યાગ્રહ બંધ થવાથી મારા અહીંના બંધુઓ પણ મકાન ફંડમાં પોતાનો ફાળો આપી પોતાનું કર્તવ્ય બજાવશે જ એમ મારી ખાતરી છે. છેવટે પરિષદનો સંપૂર્ણ વિજય થાઓ એવી ભાવનાથી વિરમતો -

આપ સૌનો

રણછોડ.

## પરિષદ સંબંધે જાહેર વર્તમાનપત્રોએ કરેલો ઉહાપોહ

(૧)

### પાટીદાર પરિષદની સુરત ખાતે મળેલી ત્રીજી બેઠકના પ્રમુખનું ભાષણ :

પાટીદાર પરિષદની ત્રીજી બેઠક સુરત ખાતે તા. ૧૬, ૧૭ ને ૧૮ને રોજ મળી હતી. તે વખતે પ્રમુખ સ્થાને બિરાજેલા શ્રીયુત ખુશાલદાસ ગોકળદાસ પટેલે પોતાની કોમની હાલની સ્થિતિ, તેમાં સુધારો કરવા માટે પરિષદ તથા બીજા મંડળો તરફથી હાથ ધરવામાં આવેલા પ્રયત્નો અને તેની હાજતો વગેરેના સંબંધમાં લંબાણ અને અસરકારક ભાષણ કર્યું હતું. અન્ય કોમની સરખામણીમાં પાટીદાર કોમ કેટલી પછાત છે તે બાતવતાં તેમણે કબૂલ રાખ્યું હતું કે એવી સ્થિતિનું મુખ્ય કારણ કેળવણી સંબંધી સ્થિતિ પછાત હોવાનું જ છે. માત્ર લખતાં વાચતાં આવડતું હોય તેવા પાટીદારો દસ હજારે માત્ર પચીસ જેટલાં જણાવવામાં આવે છે, અને તેમાં પણ ગામડાંઓમાં વસ્તા પાટીદારો તદ્દન જ અભણ દશા ભોગવે છે. સ્ત્રી-કેળવણીના સંબંધમાં તો પ્રમુખ સાહેબ જણાવે છે કે "તે વિષે વિચાર કરતાં તો શરમાવું પડે છે."

ટૂંકમાં મોટા શહેરમાં વસતા પાટીદારો અન્ય કોમો સાથેનાં પરિચયને લીધે કેળવણી લેવા પ્રેરાયા તેમને બાદ કરતાં આખી કોમ અભણ સ્થિતિમાં જ છે. અને તેના પરિણામમાં તેને દુર્દશા ભોગવવી પડતી હોય તેમાં નવાઈ જેવું કાંશું નથી. ખેતીવાડીમાં રોકાયલી પ્રજાની કેળવણી સંબંધી હાલત સુધારવાના હેતુથી તેઓ પાસેથી સ્થાનિક કર ઉઘરાવવાનો ઠરાવ નામદાર સરકારે કર્યો છે, અને તેને તાબે થઈ તેઓ તે વેરો મૂગે મ્હોએ નિયમિતપણે ભર્યા જાય છે, પણ તેનો લાભ મેળવવાની ઉત્કંઠા પણ હજુ સુધી તેઓમાં થઈ નથી તે શું બતાવે છે ? જો તેઓ સહેજ પણ જાગ્રતિ બતાવે અને નામદાર સરકાર તરફથી કેળવણીની કરી આપવામાં આવતી સગવડોનો પુરતો લાભ લેવા બહાર પડે તો કેળવણીને લગતી હમણાની સગવડોમાં બનતો સુધારો વધારો કરવામાં આવે અને પાટીદાર કોમની સ્થિતિ પણ સુધરવા પામે.

પાટીદાર કોમગુજરાતમાં મોટે ભાગે વસે છે. અને તેઓની સંખ્યા લગભગ પંદર

લાખ જેટલી છે. તે પંદર લાખ લોકોમાં માત્ર થોડાકજ ભણેલા છે તે બીના ખાસ ધ્યાન આપવા જેવી છે.

પાટીદાર કોમની હમણા સુધીની મળેલી પરિષદોએ પ્રાથમિક કેળવણીને મફત અને ફરજીયાત બનાવવાને માટે ના. સરકારને અરજ કરેલી પણ તે બાબતમાં તેમણે પોતાની કોમને જાગ્રત કરવાને બનતું કર્યું છે કે ?

"પાટીદાર યુવકમંડળ" અને તેવાં જ બીજાં મંડળો મારફતે સમસ્ત કોમને જાગ્રત કરવાની જરૂર છે, અને તેવાં મંડળોએ સૌથી વધુ ધ્યાન પાટીદારોની કેળવણી, બાળલગ્ન, ખેતીવાડીની સુધારણા વગેરે ઉપરજ રોકવું જોઈએ. કેળવણીની સ્થિતિ સુધારવા માટે તનતોડ મહેનત કરવી જોઈએ. તેમજ ખેતીવાડીને માટે પણ વિશાલ ક્ષેત્ર પડયું છે. પ્રમુખે તે બાબતમાં લંબાણથી બોધ કરવાની તક લીધી હતી. ગામેગામ મંડળો સ્થાપન થવાં જોઈએ અને ત્યાંના લોકોની આર્થિક સ્થિતિ સુધારવા ઉપર ધ્યાન આપવા મહેનત થવી જોઈએ. તેમજ સહાયકારી મંડળો પણ સ્થાપન થવાં જોઈએ. જેથી ખેડૂત લોકોની નબળાઈનું મૂળ રહે નહિ. અને યુરોપ તથા અમેરિકાની રૂઢી મુજબ ખેતી કરતાં આવડવું જોઈએ. કન્યાઓનાં લગ્ન કરવા જેવા પવિત્ર કાર્યને જાણે એક રમત કરવા જેવું બનાવી દેવામાં આવ્યું છે. અને હજુ પણ તેમાં વધારે મુશ્કેલીઓ ઊભી કરનારા ગોળ બાંધવામાં આવે છે. ગોળ બાંધવાનો અર્થ પસંદગીના વિસ્તારને સંકોચવા જેવો જ કરી શકાશે. અંગ્રેજી કેળવણી લઈને જે થોડા ગૃહસ્થો પોતાની કોમની ખરી દાઝ હૈડે ધરાવતા થયા છે, તેઓએ પોતાના લાગવગ અને શક્તિનો બનતો ઉપયોગ કોમની દુર્દશા અટકાવવા, અને બને તેટલા સુધારા પાછળ કરવો જોઈએ.

પરિષદો ભરવા ઉપરાંત દરેક ભાગોમાં ફરીને પાટીદારો વચ્ચે જાગ્રતિ ફેલાવવા, તેઓને સારે માર્ગે ચઢાવવા, અને તેઓની હાજતો, સુખી અને સખી બંધુઓની તેમજ નામદાર સરકારની નજર સામે ધરવાનું કામ બજાવનારા થોડા આસામીઓને તૈયાર કરવામાં આવશે તો તેથી ઘણો લાભ થશે. ("મુંબઈ સમાચાર" તા. ૨૦-૫-૧૪)

(૨)

## પાટીદાર પરિષદની સુરત ખાતે મળેલી બેઠકમાં પસાર કરેલા ઠરાવોની તપાસ ખેતીકારોને પરિષદમાં સામેલ કરવા માટે યોજવા જોઈતા ઉપાયો.

પાટીદાર પરિષદની સુરત ખાતે મળેલી ત્રીજી બેઠકમાં પસાર કરવામાં આવેલા ઠરાવો મધ્ય કેળવણીને લગતા ઠરાવો સૌથી વધુ ધ્યાન ખેંચનારા થઈ પડે છે. તદ્દન અભણ દશા ભોગવતી કોમના થોડા સજ્જનો પણ ઉંચા પ્રકારની કેળવણી પામ્યા અને પોતાની કોમની અવદશા જોઈ તેમના અન્તઃકરણમાં વેદના થવા લાગી હોવાનો મજબુત પુરાવો તેમણે પસાર કરેલા ઠરાવા ઉપરથી મળી આવે છે. લેખન, વાંચન અને ગણિતનું પ્રાથમિક શિક્ષણ આપનારી ગ્રામ્યશાળાઓ ના. મુંબઈ સરકારે સ્થાપન કરી છે. તે ખેડૂત પ્રજાને સહુથી વધારે ઉપયોગી થઈ પડવાથી વકી રાખવામાં આવે છે.

પાટીદાર પરિષદ પણ એ ગ્રામ્યશાળાઓનું ઉપયોગી પણું સ્વીકારે છે. પણ તેમાં મફત શિક્ષણ આપવા સાથે ત્રણને બદલે ચાર ધોરણ દાખલ કરવા માગે છે. ગ્રામ્યશાળાઓમાં લવાજમ લેવાની રૂઢી તરત જ બંધ પાડવામાં આવવી જોઈએ. તદન જ નાનાં ગામડાંઓમાં તેવી શાળાઓ સ્થાપવામાં આવે છે અને તેમાં વસનારાઓની આર્થિક સ્થિતિ તદન નિર્બળ હોવાથી બે ચાર આનાનું ખર્ચ કરવા પણ આનાકાની કરે તેમાં નવાઈ જેવું નથી. પ્રમુખે પોતાના ભાષણમાં જણાવ્યું હતું તેમ ગામડામાં વસતા તે લોકો તદન અભણ જ રહે છે, અને તેમને શાળાઓનો લાભ લેતા બનાવવાને માટે મફત અને ફરજીયાત ધોરણ દાખલ થવું જરૂરનું જણાય છે. પાટીદાર કોમના પ્રતિનિધિઓ પણ ફરજીયાત અને મફત કેળવણીની હિમાયત કરે છે, અને એક ઠરાવ મારફતે પરિષદે તે બદલ સરકાર પાસે ખાસ માગણી કરી છે કે ''મફત અને ફરજીયાત પ્રાથમિક કેળવણી આપવા બનતી ઉતાવળે ગોઠવણ કરવી'' ફરજીયાત અને પ્રાથમિક કેળવણી માટે પ્રજા તૈયાર છે કે નહિ તે પ્રશ્નના નિર્ણય ઉપરજ એ બાબત અટકેલી છે, અને ના. સરકારની ઢીલ તથા આનાકાનીનું કારણ પણ તેજ છે. પણ જ્યારે ખેતીકારોના પ્રતિનિધિઓ અને બીજી પછાત પડેલી કોમોના આગેવાનો અરજ કરી રહ્યા છે, ત્યારે આશા છે કે ના. સરકારે એ સવાલ તરત ઉંચકી લેવો ઘટે છે. ગ્રામ્ય શાળાઓની વાચનમાળામાં ખેતીને લગતા પાઠો દાખલ કરવાની માગણી પણ વિચારવા જેવી છે. વળી ખેડૂતના છોકરાઓ માટે શાળાઓ સ્થાપવામાં આવે તો તે વધારે ઉપયોગી થઈ પડવાનો સંભવ છે. ખેતીને લગતું શિક્ષણ આપી શકાય તથા તેની સાથે લેખન અને વાચન તથા ગણિત શિખવી શકાય એવી રીતે ગ્રામ્યશાળાઓમાં ત્રણને બદલે ચાર ધોરણ દાખલ કરી તે પૂરાં કરનાર વિદ્યાર્થીને અંગ્રેજી શાળામાં દાખલ કરવાની માંગણી સ્વીકારાય તેવી છે કે કેમ તે બાબત ઉપર ના સરકારના કેળવણી ખાતાએ ધ્યાન આપેલું વ્યર્થ નહિ જશે. પ્રાથમિક કેળવણી સાથે ખેતીવાડીની નિશાળ રેલવેની સારી સગવડ ધરાવનારા શહેરમાં સ્થાપવા અને ખેતીનું જ્ઞાન ફેલાવવા ઉપદેશકો રાખવાની માગણી પણ વ્યાજબી છે. ખેતીવાડી ખાતાંએ નમુનાનાં ખેતરો અને ખેતીને લગતી શોધખોળો પાછળ જે કીંમતી ભોગ આપ્યો છે અને હજુ આપે છે, તે ખાતાના અમલદારોએ ખેડૂતોની ભૂલો સુધારવાને ઉપદેશકો રોકવા જોઈએ. પૂનાની માફક ગુજરાતમાં પણ એક ખેતીવાડીની કોલેજ સ્થાપવાની માગણી ઘણી અર્થસૂચક છે. અમદાવાદ ખાતે ખેતીવાડીની એક કોલેજ સ્થાપવામાં આવે તો ગુજરાતની રસાળ ભૂમિના ઉપર ખેતીના પ્રયોગોને વધારે સારૂં સ્થાન મળે અને ગુજરાતની પ્રજાને તેથી વધારે લાભ થાય. સહકારી મંડળીઓ સ્થાપવાને ખેડૂતોની સ્થિતિ તપાસવાને જે કમિશન નિમવામાં આવ્યું છે. તે કામ તેમનું પ્રશંસા પાત્ર છે, અને તેના સભાસદો જો ખંતથી કામ કરશે તો પોતાના ભાઈઓની ખરી સ્થિતિની વિગત મેળવી તે વડે જાહેર પ્રજા તેમજ ના. સરકારને વાકેફ કરી શકશે. તે સિવાય પરિષદમાં ખેડૂત વર્ગના પાટીદારોને

હાજરી આપવા આકર્ષવાનું કામ પણ તે કમિશને બજાવેલું યોગ્ય થઈ પડશે. એક ભાષણ કર્તાએ કહ્યું કે ખેડૂત વર્ગના પાટીદારે પરિષદમાં હાજરી આપવાની જરૂર હજુ સુધી જોઈ નથી. ખેડૂતોને પણ તે બેઠકોમાં પ્રેક્ષક તરીકે હાજરી આપવા લલચાવવા માટે પરિષદનું સ્થાન એવી જગ્યાએ અને સમયે પસંદ કરવું જોઈએ કે જ્યાં તે સમયે ખેડૂત વર્ગના પાટીદારો યાત્રા કે મેળા નિમિત્તે મોટી સંખ્યામાં હાજરી આપતા હોય. પાટીદાર કોમના કેળવાયલા વર્ગ ઉપર તે વિશાળ કોમનું ભલું કરવાની ફરજ એટલી બહોળી છે કે તેમના એક અંશને પહોંચી વળી શકાય તોપણ તેમણે પોતાની જીંદગીનું સાર્થક કરેલું મનાશે. સાંસારિક માઠા રિવાજો દૂર કરવાનું હમણા વિકટ લાગતું કામ કેળવણીના પ્રચારની સાથે સરળ થશે અને ખેડૂતોની આર્થિક સ્થિતિ પણ તેનાજ પ્રતાપે સુધારી શકાશે. પાટીદારો એ માર્ગે આગળ વધે તેમાં જનસમાજનું પણ ભલુંજ સમાયલું છે, અને તેથી તેમાં તેઓને બનતો ટેકો આપવાની ફરજ જાહેર પ્રજા તેમજ ના. સરકારે બજાવવાની છે. ("મુંબઈ સમાચાર" તા. ૨૩-૫-૧૪)

## પાટીદાર પરિષદના પ્રમુખનો બોધ

(૩)

સુરત ખાતે મળેલી ત્રીજી પાટીદારપરિષદના પ્રમુખ મી. ખુશાલદાસ ગોકળદાસ પટેલ પરિષદ સમક્ષ આપેલું ભાષણ વિદ્વત્તા ભરેલું અને પોતાની જ્ઞાતિને જાગ્રતિમાં આણનારું છું. અન્ય જ્ઞાતિઓની સાથે સરખાવતાં આ જ્ઞાતિ કેળવણીમાં ઘણી પછાત હોવાથી કેળવણીમાં આગળ વધવાની જરૂર સંબંધે મી. ખુશાલદાસે દીધેલા બોધ ઉપર એ કોમના યુવાનોની જ થોડીક સંખ્યા કેળવણીની સંસ્કારી થઈ છે, તેણે સત્વર લક્ષ આપવાની જરૂર છે. આ યુવાનોએ સૌથી વિશેષ લક્ષ પાટીદારોની કેળવણી, ખેતીવાડીના સુધારા અને લગ્ન સંબંધી સ્થિતિના સુધારા ઉપર આપવું જોઈએ. કેળવણીની સ્થિતિ સુધારવાને માટે બહુ સખત મહેનત કરવી જોઈએ. તેવી જ મહેનત ખેતીવાડીના સુધારાને માટે પણ કરવાની ખાસ જરૂર છે. આ બાબતમાં મી. ખુશાલદાસે લંબાણથી વિવેચન કર્યું છે, અને એ બધું જો કે અગત્યનું છે તોપણ તે સંબંધમાં એવું એક ભાષણ કાંઈ બસ કહેવાય નહિ. એને માટે જુદાં જુદાં ગામોમાં વસતા પાટીદારોની આર્થિક સ્થિતિ સુધારવા ઉપર ધ્યાન આપી શકે તેવાં જુદા જુદા ગામોમાં વસતા પાટીદારો જોઈએ. પાટીદારોની બાબતમાં ઘણા ભાગે એમ જણાયું છે કે તેમની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી તેમને માથે વ્યાજના ડુંગરા એવા તો જબરા ઊભા થાય છે કે તેઓ બિચારા પોતાનું આખું જીવન તેની નીચે ને નીચે ગાળે છે. તેમની આવી સ્થિતિની અંદર તેમની સહાયને માટે તેમને થોડા વ્યાજે પૈસા આપી શકે એવાં મંડળો જો સ્થાપન કરવામાં આવે તો તેથી તેમની સ્થિતિમાં ઘણો સંતોષજનક સુધારો થવાનો સંભવ છે. એ તો ખરૂં છે કે યુરોપ અને અમેરિકાની રૂઢીઓ મુજબની ખેતી કરવાનો અને ખેતીની દરેક ઉત્પન્નનો બનતો સારો ઉપયોગ કરવાનો આશય પાટીદાર કોમ દૂરના ભવિષ્યમાં પણ પાર પાડી શકનાર નથી. તોપણ

તેમને કેળવણી સારા પ્રમાણમાં મળે અને તેમનું નાણાં સંબંધીનું દુઃખ ટળે તો પછી રહેતાં રહેતાં તેઓ ઉન્નત સ્થિતિએ પહોંચે ખરા. તેમની સાંસારિક સ્થિતિમાં પણ તેવાજ યોગ્ય સુધારાઓ કરવાની જરૂર છે, આશા છે કે પાટીદાર જ્ઞાતિના સમજુ અગ્રેસરો આવી સર્વ બાબતો ઉપાડી લેશે.

("ગુજરાતી પંચ" તા. ૨૪-૫-૧૯૧૪)

(૪)

## ત્રીજી પાટીદાર પરિષદ

ગયા મે મહિનાની તા. ૧૬-૧૭ અને ૧૮મીએ સુરતમાં પાટીદાર પરિષદ મલી હતી. ખરૂં કહીએ તો પાટીદાર કોમ એ માનવસમાજનું એક અંગ છે, અને તેનો કોઈ પણ પ્રતિકાર કરી શકે તેમ નથી. એટલે તે જો પોતાની ઉન્નતિ માટે કાંઈ પ્રયત્નો કરે તો તે આવકારદાયક છે. તેમજ અન્ય જ્ઞાતિઓએ તેને સહાયકારક થવું એ પણ અગત્યનું છે. પાટીદાર જ્ઞાતિની તુલના બાદશાહી સાથે થયેલી છે. પરંતુ તે બાદશાહી અત્યારે રહી નથી. પરંતુ બાદશાહીને સ્થાને અધમતાએ અધિકાર જમાવી દીધો છે. આ અધમતા પોતાનું પૂર્ણ સામ્રાજ્ય પ્રસારી રહેતા પહેલાં તેને મારી હઠાવવા માટે પરિષદોની જરૂર છે. અને તે જરૂરીયાત પૂરી પાડવા માટે પાટીદાર જ્ઞાતિના કેળવાયલા બંધુઓએ યોગ્ય પ્રયત્નો કરવાની શરૂઆત કરી છે. તે આ પરિષદના એકંદર કાર્ય ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. જો અમે ભૂલતા ન હોઈએ તો કેટલીક પરિષદો એવી પણ ભરાય છે, કે જે કેવળ નામનીજ પરિષદ હોય છે, અને છાપાવાળાઓ પાસેથી બે ચાર તીખીમીઠી નોંધો લેવડાવામાં જ તેના આગેવાનો જ્ઞાતિની ઉન્નતિ માને છે. પરંતુ તેવો લેશ માત્ર પ્રકાર આ પરિષદમાં દૃષ્ટિગોચર થયો નથી. પરંતુ આ પરિષદ બીજી પરિષદોની માફક કલહાગ્નિ ઉપસ્તિત ના કરતાં શાંતતાથી ઉપયોગી કાર્યો કરી શકી છે. હાલના કેટલાક નવ યુવકોને આવી સભાઓમાં આગેવાન થવાનો અભખરો લાગેલો હોય છે. તેવો અભખરો આ સંમેલનમાં જણાયો નથી. આજકાલ આપણે જોઈએ છીએ કે, દરેક સભાઓમાં બાળલગ્નો કડાકુટો વાળવાની, રોવાકુટવાને, રંડાપે, આપવાની, ન્યાતવરાને દેશનિકાલ કરવાની તથા જુદા રિવાજોને ચગદી નાંખવાની વાતો ઉપર જોસભેર ચર્ચાઓ ચાલે છે અને નિરર્થક ઉહાપોહ કરી જાણે એથી જ કર્તવ્ય મુક્ત થયા હોય એવા ડોળ કરવામાં આવે છે. કોઈપણ સમાજને અયોગ્ય રિવાજો બંધ કરવાનો હક છે. અને તે માટે પ્રયત્ન થતા હોય તો તે ઇષ્ટ છે. પરંતુ તે પ્રયત્નો એવા ન હોવા જોઈએ, કે તેનું કાંઈ પણ સુપરિણામ ન આવતાં ઇદમ્ તૃતીયમ્ થઈ બેસે. આ પરિષદ વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર હતી. પરંતુ સ્થાનના અભાવે તેમ કરી શકાયું નથી. તોપણ આવશ્યક નોંધ લઈ તેના કાર્યકર્તાઓને યોગ્ય શબ્દોમાં સૂચના કર્યા સિવાય અટકવું એ યોગ્ય નથી.

કહેવામાં આવે છે તે પરથી અને કાર્ય કરનારાઓની તપાસ કરતાં જણાઈ આવે છે કે આ કાર્ય "પાટીદાર-યુવકમંડળ" નામનું એક મંડળ સ્થપાયેલું છે તેના તરફથી

ઉપાડવામાં આવેલું છે, અને અત્યાર સુધીમાં પાટીદાર પરિષદની ત્રણ બેઠકો જે મળી શકી છે, તે તેનાજ પ્રયત્નનું શુભ ફળ છે. આ મંડળે સમસ્ત પાટીદારજ્ઞાતિ માટે એક "બોર્ડિંગહાઉસ" સ્થાપ્યું છે. તેમજ "પટેલબન્ધુ" નામનું માસિક પ્રકટ કરે છે. આ મંડળના પ્રમુખ તરીકે રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ અને મંત્રી તરીકે રા. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા જેવા ઉત્સાહી સજ્જનો પ્રાપ્ત થયેલા છે. વળી મંડળે પરિષદના પ્રમુખપદને શોભાવે તેવા સુકાની પ્રાપ્ત કરવામાં ખરેખરી દક્ષતા દર્શાવી છે. પરિષદના પ્રમુખ શ્રીમાન ખુશાલદાસ ગોકળદાસે પ્રમુખસ્થાનેથી જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે પાટીદાર જ્ઞાતિના શિક્ષિત કે અશિક્ષિત, તવંગર કે રંક, ખેડૂત કે જમીનદાર, અને નોકર કે મજુર સર્વને એક સરખી રીતે અંગીકાર કરવા જેવા છે. રિવાજોની પાછળ શક્તિનો નિરર્થક વ્યય ન કરતાં કેળવણી પાછળ જ સર્વ રીતે મહેનત લેવામાં આવે તો સારી કે ખરાબ રૂઢીઓ અને રીત રિવાજો સ્થપાવવા કે દૂર કરવા એ સમાજ પોતાની મેળે નક્કી કરી શકશે. આ મંડળ કેળવણીને જ અગત્ય આપે છે, અને તેને પોતાની મુખ્ય નેમ માને છે એ સ્તુત્ય છે. એ રીતેજ તે ભવિષ્યમાં પોતાનું કાર્ય કરશે તો તેને ફતેહ મળ્યા સિવાય રહેશે નહિ.

(૫)

## "વિવેચક" (જુલાઈ, ૧૯૧૪)

**પાટીદાર પરિષદ :** તા. ૧૬, ૧૭, ૧૮મી મેએ સુરતમાં પાટીદાર પરિષદનો ભવ્ય મેળાવડો થયો હતો. પરિષદના પ્રમુખ મુંબઈબેંકની અમદાવાદ શાખાના શ્રોફ રા.રા. ખુસાલદાસ ગોકળદાસ પટેલ હતા. એમનું ભાષણ વ્યાવહારિક મુદ્દાઓથી ભરપૂર અને લાગણીવાળું હતું. પરિષદમાં હાજરી આપવા ગુજરાત કાઠિયાવાડ ઉપરાંત ખાનદેશના પાટીદારો પણ આવ્યા હતા. પરિષદમાં ચર્ચા થતાં સુરત પાટીદાર બોર્ડિંગ માટે લગભગ ચાર હજાર રૂપિયાનું ફંડ થયું છે. પાટીદારોની સ્થિતિની તપાસ કરવા એક કમિટિ નીમવામાં આવી છે. ગામડાની નિશાળોમાં સરકારે ત્રીજા ધોરણ સુધીનું શિક્ષણ આપવાનો ઠરાવ કર્યો છે તે વધારીને ચોથા ધોરણ સુધીનું શિક્ષણ ચાલુ કરવા માગણી કરવાનો ઠરાવ થયો હતો. ખેતીવાડીનું શિક્ષણ આપવા સંબંધી અને સંસાર સુદારા સંબંધી ચર્ચાઓ પણ બહુ અસરકારક થઈ હતી.

કાસદ, અંક, ૯-૧૦

### પાટીદારોને "પંચ" પાટીદારનો બોધ

(સુરત ખાતે પાટીદાર પરિષદ્‌ની બેઠકો ત્રણ દિવસ સુધી થઈ હતી અને તેનું કામકાજ ફતેહમંદીથી પાર ઉતર્યું હતું.)

(દોહરા)

પરિષદ્ પાટીદારની નીવડી ફત્તેહમંદ,
સુરત ખાતે શોભીને ઉપજાવ્યો આનંદ.
કેળવણીની સપાટીમાં પાટીદારની પહેલ,

નીવડીજશકર જગતમાં ફરજ સમજતાં સહેલ,
જુની રૂઢી ખર્ચની મુકવા પડતી ખાસ,
જાગૃત પાટીદાર થ્યા શીખવા વિદ્યાભ્યાસ.
જમીન કેળવે ખંતથી, ફળદુપ થાય ખચીત,
કેળવણીથી કેળવો સ્થિતિ, એવી રીત.
સદી વીસના સમયમાં પાછળ પાટીદાર,
આગળ પડો ઉમંગથી, સમજી સારાસાર.
ખેતીવાડીમાં ખરા, પાટીદાર પટેલ,
સુધારાની સમાજમાં થાઓ પ્રિય પહેલ.
કોમ કોમનાં કારણો દ્રષ્ટિ આગલ દેખો.
ઉપયોગી કરવાં ગ્રહણ લાયક પોતે લેખો.
સંપ, ઐક્યને જાળવો, ટાળી દુષ્ટ કુસંપ,
કેળવણી કુવા મહીં નાખો સુલેહ પંપ.
હલસો કરી હીમત સહીત, સમજો કીંમત સાર,
"પંચી" પાટીદારનો એ આશીષ ઉદગાર.

**હિંદીપંચ, તા. ૩૧-૫-૧૪**

## ના. બ્રિટિશ સરકાર અને શ્રીમંત ગાયકવાડ સરકાર ઉપર મોકલાયલા પત્રો તથા ઠરાવો.

1

Ahmedabad 29th May 19914.

**THE COLLECTOR,**
**SURAT.**
Sir.

As desired by the Third patidar Social Conference held in Surat on the 16th instant I have the honour to forward herewith the enclosed Resolutions with a request that you sil be Kind enough to transmit them to His Excellency the Governor of Bombay.

I have _ the honour to be,
Sir,
Your Most obedient servant,
**K.G. Patel.**
President, Third Patidar Conference

2

**Resolution 1 :**

This conference fully appreciating the benefit to their Majestie King Emperor, George V, and Queen Empress Mary, an prays for

their Majesties' long life to enable them to furthe shower new blessings upon their Majesties' subjects.

K.G. Patel.
29-5-1914.

3

**Resolution 3 :**

This conference respectfully and earnestly prays the Government of Bombay.

(1) To establish a college of Agriculture in some central place in Gujarat.

(2) To open that Agricultural model school, with farm for practical work and instruction in verncaular, in some sutable central place, on a Raiway line in Gujarat which may be within easy approach of each district, instead of the one Govervent contemolate opening elsewhere.

(3) To enlarge the number of Co-operative Societies.

(4) To appoint paid itinerant teachers to spread upto date principles of scintific and practical agriculture, among the farmers of village.

**K.G. Patel.**

4.

**Resolution 4 :**

This confernce respectfully and earnestly prays the Government of Bomnay.

(1) To so revise the curriculum of the new Rural schools that pupils learning therein may directly join Anglo. - Vernacular schools, instead of being compelled to go at a very tender age to other villages, and to undergo a lot of hardship and expenditure to finish off their full primary schoolcourse.

(2) To add more lessons on agriculture in the Reading Series of Rural Schools.

(3) To arrange at an early date to make Primary education free and compulsory.

**K.G. Patel.**

5

Ahmedabad 29th May 1914.

**THE DEWAN,**
**BARODA STATE,**
BARODA.
Sir.

As desired by the Third Patidar Social Conference held on the

16th instant in Surat I have the honour to forward herewith the enclosed Resolution passed by the conference and request that you will be kind enough to place the same before His Highness the Gaikwar Maharaja.

I have the honour to be,
Sir,
Your most obedient seveant,
**K.G. Patel.**
President, Third Patidar Conference,

6

**Resolution 2 :**

This confernce cordially records its sense of grate fulness to Hishness shayaji Rao Gaikwar for His Highness' unremiting toil in securing the welfare og His Highness' sbbjects among the patidar, community forms an importani factor, and prays for His Highness' long life.

**K.G. Patel.**

7

No. 1053

BARODA,
12th June 1914.

DEAR SIR

I am directed to acknowledge receipt of your letter of the 29th Ultimo, addressed to H. E the Dewan Saheb, Baroda State, enclosing a copy of the Resolution No. 2, Passed by the 3rd Patidar Social conference, held at Aurat on the 16th Ultimo, and to thank you cordially for the same, on His Highness' behalf, who is at present in Europe.

Yours faithfully,
**(Sd.) Unintelligible.**
forsecretary.

**Khusaldas Gokaldas Patel, Exq.,**
President, 3rd patidar Social
Conference, - Ahmedabad.

## પરિષદ માટે થયેલું સ્થાનિક ફંડ.

જે જે સદ્‌ગૃહસ્થોએ ત્રીજી પાટીદાર પરિષદ સુરતમાં મળી તેના ખરચ માટેના ફંડમાં નાણાં ભરી સહાય કરી છે તેમનાં નામ નીચે પ્રમાણે છે. જેમનાં નાણાં વસુલ થયાં છે તેમનાં જ નામો પ્રકટ કરવામાં આવ્યાં છે. જે જે સદ્‌ગૃહસ્થોએ ફંડમાં નાણાં ભર્યાં હોય પણ હજી સુધી વસુલ આપ્યાં ન હોય તેમને તે ''પટેલબન્ધુ'' ઓફિસ,

પારસી શેરી, સુરત એ સ્થળે ભરી સેક્રેટરીની સહી વાળી પહોંચ માગી લેવા વિનંતી છે. પરિષદ ભરાયા ને ત્રણ માસ થઈ જવા આવ્યા છે, ને હજી ખરચ પેટે ઘણાના પૈસા ચૂકવવાના બાકી રહ્યા છે માટે કૃપા કરી બનતી ઉતાવળે નાણાં મોકલી આભારી કરવા સેક્રેટરીઓ વિનંતી કરે છે, અને નાણાં ભરનારનો પુનઃ અંતકરણ પૂર્વક ઉપકાર માને છે. બાકીનાં નાણા વસુલ આપતાં જશે તેમનાં નામો "પટેલબન્ધુ"માં પ્રકટ કરવામાં આવશે.

પ્રકરણ : ૬

# પટેલબંધુ સોરઠસમાજ

(ઉપલેટા તા. ૨૯-૪-૧૫)

**ઉત્પત્તિ :**

પછાત પડેલા પટેલબંધુની સ્થિતિનું જાતે અવલોકન કરનાર પાટીદાર યુવક મંડળના કાઠિયાવાડમાં છેલ્લા છ માસના પ્રયત્નના પરિણામમાં ઉપલેટાના યુવક મંડળે કાઠિયાવાડમાં ચોથી પાટીદાર પરિષદ ભરવા માટે સુરત પાટીદાર યુવક મંડળને વિનંતી કરી. આ પ્રમાણે કાઠિયાવાડમાં દરેક વિભાગમાં કંઈક નવીન ચૈતન્ય અને ઉત્સાહ દૃષ્ટિગોચર થવાથી થોડાએક માસ પહેલાં 'ગુજરાતી પંચ' મારફત ભાવનગરમાં પાટીદાર પરિષદ ભરવા સંબંધે એક જ્ઞાતિબંધુએ માગણી કરી હતી. અમરેલી અને મોટા લીલીયા તરફ પણ આ પ્રકારનો ઉત્સાહ અપૂર્વ છે. ઐતિહાસિક ગૌરવવાળા સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડમાં આવી જ્ઞાતિની ઉન્નતિ કરવાની જિજ્ઞાસા તો સ્વભાવથી જ છે પણ તે ઇચ્છાને કર્તવ્યમાં મૂકવાના આજકાલ અનુકૂળ સંજોગો સૌરાષ્ટ્રને પ્રાપ્ત થતા જાય છે એ આપણા સદ્ભાગ્યનું શુભ ચિહ્ન છે. કાઠિયાવાડમાં ખાસ કરીને મે માસમાં ખેતીનું કામ વિશેષ હોવાથી તેઓએ એપ્રિલ માસમાં કાઠિયાવાડમાં પરિષદ ભરવા ઇચ્છા દર્શાવી. આવી માગણી થયા પછી ટૂંક મુદતમાં જ પરિષદની જાહેરખબરો વગેરે ચારે તરફ ફેરવી શકાય તેમ નહિ હોવાથી તરતમાં પટેલબંધુ સોરઠસમાજ ભરી કાઠિયાવાડના તમામ ભાગના પટેલબંધુને એકત્ર કરી સાંસારિક હાનિકારક રિવાજો દૂર કરવા અને રાજ્યની ઉદાર સહાયથી ખેતીઆબાદીની આડે આવતી અનેક અડચણો કેળવણી વગેરે મારફતે દૂર કરવાનો ઠરાવ કરાયો.

**તૈયારી :**

ઉક્ત સમાજમાં ભાગ લેવાને પટેલબંધુને વધારે સારી અનુકૂળતા થાય માટે પાટીદાર જ્ઞાતિના વસ્તીવાળા ભાગની વચ્ચમાં ઉપલેટામાં મોજ નદીના તીરે કુદરતી ભવ્ય જગ્યામાં એક વિશાળ મંડપ તૈયાર કરવામાં આવ્યો. હજારો માણસની સગવડતા સચવાય તેવા ભવ્ય મંડપમાં ૧૦૦થી ૧૨૫ જેટલાં કૃષિવિષયક કવિતાવાળા અર્થસૂચક પાટિયાં જ્યાંત્યાં આકર્ષક રીતે ટાંગી દેવામાં ઉપલેટા યુવક મંડળ લેશપણ પાછું પડ્યું ન હતું. દૂરથી આવેલા પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને વિદ્વાનો માટે કુદરતી લીલાની મધ્યમાં એક શોભાયમાન અને અપૂર્વ જ્ઞાન આપતું પ્લેટફોર્મ તૈયાર કરવામાં આવ્યું હતું. પાટીદાર યુવક મંડળ તરફથી તૈયારી કરવામાં યથાશક્તિ સેવા કરવા અગાઉથી સભાસદોને ત્યાં મોકલવામાં આવ્યા હતા. તૈયારી કરવામાં ઉપલેટાના વૃદ્ધ, યુવક તેમજ સ્ત્રી અને બાળકોએ જે ઉત્સાહ અને જે કર્તવ્યપરાયણતા બતાવી આપી છે તે સર્વ કોઈને ચકિત કરી નાંખે તેવી છે.

ઉપલેટાનું સ્વાગત :

પટેલબંધુ સોરઠ સમાજમાં ભાગ લેવાને માટે એપ્રિલ માસની તા. ૨૮મીએ અમરેલીના વકીલ રા. વીરજીભાઈ શવદાસ પટેલ, મોટા લીલીયાના ન્યાયાધીશ રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ બી.એ., એલએલ.બી., સિહોરવાળા રા. બહેચરલાલ ત્રિકમજી પટેલ, સુરત પાટીદાર યુવક મંડળના પ્રમુખ રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ બી.એ., મંડળના મંત્રી અને પટેલ બંધુના તંત્રી રા. કુંવરજીભાઈ વિઠ્ઠલભાઈ, સુરત પાટીદાર યુવક મંડળ બોર્ડિંગના ઓનરરી સુપ્રિન્ટેન્ડન્ટ રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ અને કેટલાક બોર્ડરો, ત્રીજી પાટીદાર પરિષદના જોઈન્ટ સેક્રેટરી રા. સાકરલાલ હરિવલ્લભદાસ પારેખ તેમજ વડોદરા, મોરબી, પોરબંદર, જૂનાગઢ, જામનગર, ભાવનગર, ગોંડળ, માણાવદર વગેરે રાજ્યના અનેક પટેલબંધુઓ આવી પહોંચ્યા હતા. સ્વાગત કમિટીના પ્રમુખ રા. હીરજીભાઈ લાલભાઈ પટેલે સૌને અવર્ણનીય આવકાર આપ્યો હતો. કાઠિયાવાડના તમામ ભાગમાંથી ભણેલગણેલ મોટી ગણાતી વ્યક્તિઓ આવી હતી. તે સર્વ નાનામોટાની સગવડ ઉપલેટા યુવકમંડળે એવી તો ઉત્તમ રીતે સાચવી હતી કે સૌને તાજુબી થાય. આ સર્વની સેવા કરી સ્વાગત ઉત્તમ પ્રકારે કરવા માટે આપણી જ્ઞાતિના સાચા સેવક રા. ગોકળદાસ કાનજી કાળાવડીયા અને તેના મિત્રમંડળને ધન્યવાદ ઘટે છે.

મંગળાચરણ :

તા. ૨૯મીએ સોમવારે બપોરે એક વાગ્યે પ્રથમ સુરત પાટીદાર યુવક મંડળ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ આકર્ષક મંગળાચરણ ગાઈ સમાજની શરૂઆત કરી. ત્યાર પછી પાંચ પરગણાના પ્રખ્યાત પટેલ અને સ્વાગત સભાના પ્રમુખ રા. હીરજીભાઈ લાલભાઈએ સર્વ બંધુને અંતઃકરણનો આવકાર આપ્યો. આ સમાજના આ સમસ્ત પાટીદાર જ્ઞાતિના નિઃસ્વાર્થી સાચા સેવક ગોકળદાસ કાનજીએ પોતાના સ્વાગત આપનારા ભાષણમાં જણાવ્યું છે કે સમાજમાં પ્રત્યક્ષપરોક્ષ હાજર રહેલ બંધુઓનો ઉપકાર માનું છું અને સ્વાગતમાં જે કાંઈ ખામી આવે તે નિભાવી લઈ ઉપકૃત કરશોજી. ત્યારબાદ તેઓએ દૂર સ્થળથી સહાનુભૂતિદર્શક અનેક ગૃહસ્થોના તાર અને પત્રો આવ્યા હતા તે વાંચી બતાવ્યા. અમદાવાદથી પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ. પોતાના હાલમાં પરીક્ષક તરીકેનું કામ કરવાનું હોવાથી આવી શકે તેમ ન હોવાથી, તેઓએ આ સમાજની ફતેહ ઇચ્છનારો સંદેશો મોકલ્યો હતો. વીરમગામથી રા. રા. કુમારશ્રી લાલસિંહભાઈ ને સિનોરના અમીન રા. રા. ગોરધનભાઈ કહાનદાસ અને કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ વગેરેના અનેક તારો આવ્યા હતા. મુંબઈ, બાલાગામ, સુરત વગેરે સ્થળથી રા. વલ્લભભાઈ માવજીભાઈ વગેરેના પત્રોના વંચાણ પછી તેઓએ જણાવ્યું કે પછાત પડેલાની સ્થિતિ તપાસવા આવેલા બંધુઓના પ્રયત્નથી આજકાલ કાઠિયાવાડમાં કંઈ નવીન ચૈતન્ય આવ્યું છે અને સૌરાષ્ટ્રમાં સ્વભાવથી જ પોતાની ઉન્નતિ કરવાની જે તીવ્ર ઇચ્છા અંતરમાં હતી તે

ઘણા સમય પછી હવે અત્યારે ફળીભૂત થવાનો અવકાશ આવ્યો છે. અત્યારે સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડમાં યુવક અને વૃદ્ધ વર્ગ સાથે મળી પોતાની ઉન્નતિ કયા પ્રકારે કરવી તેનો વિચાર કરવાને તૈયાર થઈ રહ્યા છે. આ પ્રમાણે કાઠિયાવાડના દરેક ભાગમાં ઉત્સાહ ઊભરાઈ ગયો છે તેનો પ્રત્યક્ષ પુરાવો એ જ કે આજ ભાવનગર, મોરબી, ગોંડળ, પોરબંદર, જૂનાગઢ, જામનગર, માણાવદર, વડોદરા વગેરે તમામ રાજ્યમાંથી સારા અને આગળ પડતા વૃદ્ધ અને યુવાનો સારી સંખ્યામાં સમાજમાં ભાગ લેવાને ઘણા જ ઉત્સાહથી આવ્યા છે.

**પ્રમુખ, ઉપપ્રમુખ :**

રા. ગોકળદાસભાઈએ અમરેલીવાળા જાણીતા વૃદ્ધ વકીલ રા. વીરજીભાઈ શવદાસ પટેલના અનેક ગુણનું પ્રથમ યોગ્ય વર્ણન કર્યું. વૃદ્ધ અને વડીલને યોગ્ય માન આપવા માટે અને તેના અનુભવનો લાભ મેળવવા માટે તેઓને પ્રમુખ તરીકે ચૂંટી કાઢવાની તેઓએ દરખાસ્ત મૂકી. ઉપરાંત સમાજને એક અપૂર્વ લાભ આપવા માટે, સમાજમાં વૃદ્ધ અને યુવકનો યોગ્ય સંયોગ કરવા માટે રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ બી.એ. એલએલ.બી.ને ઉપપ્રમુખ નીમવાની પણ દરખાસ્ત મુકાઈ. વૃદ્ધ અને યુવકોએ સાથે એકત્ર મળીને જ એકબીજાના અનુભવ, ખંત, ઉત્સાહ અને સાહસિક વૃત્તિનો લાભ લેવા દેવો એ જ અત્યારે ઉભય વર્ગને લાભકારક છે. જ્યારે વૃદ્ધજનો પોતાના અનુભવનો લાભ યુવકોને સલાહ દેવામાં દેશે અને જ્યારે બોજાવાળું સખ્ત મજૂરીનું કાર્ય યુવકો ધોસરે વળગી ખેંચવું શરૂ કરશે ત્યારે જ પ્રત્યેકના દોષો પ્રત્યેકના ગુણો દૂર કરી શકશે અને જ્ઞાતિની ઉન્નતિ સહસા થશે. ઉપરની દરખાસ્તને નાના રાજકોટવાળા વીરજીભાઈ વગેરેએ ટેકો આપ્યા પછી બન્ને ગૃહસ્થોએ પ્રમુખ, ઉપપ્રમુખપદ સ્વીકારી સમાજને આભારી કર્યો.

**પ્રમુખનું ભાષણ :**

પ્રમુખશ્રીએ સમાજના હેતુઓ વિસ્તારથી જણાવ્યા હતા. પ્રથમમાં તેઓએ સામાજિક દુષ્ટ રિવાજો, કેળવણીની મહત્તા, ખેતી-આબાદી આડે આવનારી અડચણોનું યત્ કિંચિત્ દર્શન કરાવ્યું હતું. ત્યાર પછી તેઓનું પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચી બતાવ્યું હતું જે હવે પછી પ્રકટ કરવામાં આવશે.

**સમાજ :**

ઉપપ્રમુખશ્રીએ શરૂઆતમાં સમાજની મહત્તા, સમાજથી થતા અનેક લાભોનું વિવેચન કર્યું. પાટીદાર સમાજને પાટીદારોનું ગૃહસિદ્ધ કરી તેઓએ જણાવ્યું કે ઘેર બેઠા બેઠા કદી પણ આપણે આપણી ઉન્નતિ કરી શકવાના નથી. અહીં આપણે એકત્ર થઈને ઉન્નતિનાં સાધનો શોધી અમલમાં મૂકવાની યોજના કરવાની છે. ખેતીવાડી કે જે અત્યાર સુધી ઉત્તમ મનાતી આવી છે તેની ઉપયોગિતા વધારવા પ્રયત્ન કરવાના છે. દુષ્કાળ સામે ટક્કર ઝીલવા આપણે તૈયાર થતાં શીખવાનું છે. અહીં આપણે ફક્ત ૧૦ કે ૧૫ વીઘાં ખેડવાના છે છતાં આપણે સારી રીતે ખેડ કરી શકતા નથી.

પરદેશમાં હજારો વીઘાં ખેડવાના છે છતાં ખેડૂતો ત્યાં સાથે મળીને સારી રીતે ખેડ કરી શકે છે.

**ખેતીનું શિક્ષણ :**

પૈસા, બી, વગેરે સંઘરવા માટે ખેતીના શિક્ષણની જરૂર છે. જ્યારથી આપણી અંદરની અજ્ઞાનતા શરૂ થઈ ત્યારથી જ આપણી કમબખ્તી શરૂ થઈ છે. ભોજરાજાના વખતમાં આપણે સંસ્કૃત વગેરે જાણતા હતા. ત્યાર પછી આપણી અજ્ઞાનતા અને તેની સાથે આપણી અધોગતિ શરૂ થઈ. આજકાલ જમાનાને અનુસારી ખેતી કરવાનું શિક્ષણ આપવાની જેવી જોઈએ તેવી તો શું પણ બિલકુલ સંસ્થા આ બાજુમાં નથી આવી યોજના રાજ્યોએ અલબત્ત કરવી જોઈએ. પણ તેઓ કદાચને ન કરે તો આપણે આપણા પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઈએ.

**ખાતર :**

ખાતરની તાણ હોય તો ખેતીની આબાદી થઈ શકે જ નહીં. આજકાલ જમીનમાંથી રસકસે ઊડી જાય છે અને ઉત્પન્ન મેળવ્યા છતાં જમીનને પાછી વધારે ફળદ્રુપ બનાવવા ખાતરનો ઉપયોગ થતો નથી. જમીનમાંથી જેમ જેમ ઉત્પન્ન મળતું જાય તેમ તેમ તેને કેળવી પાછી હતી તેવી ફળદ્રુપ - રસકસવાળી કરવી જોઈએ. નહીં તો પછી આજકાલ થાય છે તેમ દિવસે દિવસે ઉત્પન્ન ઓછી થાય તેમાં નવાઈ નથી. જમીનને ખોરાકરૂપ ખાતર આપવાની ખાસ જરૂર છે. છાણ વગેરે વસ્તુનો ખાતર તરીકે ઉપયોગ કરવામાં આપણો વર્ગ બિલકુલ પાછળ પડતો છે. ખાતરમાં વાપરવાની ઉત્તમ ચીજો બળતણ તરીકે આપણે વાપરીએ છીએ. જાપાન, અમેરિકા વગેરે સ્થળે ખાતર મેળવવા માટે ખેતરમાં પાટિયા મારવામાં આવ્યા હોય છે કે અહીં મહેરબાની કરીને પેશાબ કરો. અહીં તો ચરાઉ ખેતરોમાં પણ બકરાં વગેરે ચરતાં હોય તો ખેડૂતો ચરવા દેતા નથી. આ અજ્ઞાનતા દૂર કરવાની છે. રાજ્યોએ પણ ખાતર જેમ બને તેમ વધારે વપરાય તેવા માર્ગ કરી દેવાના છે. આ પ્રમાણે થશે તો જ કાઠિયાવાડની જમીન દિવસે દિવસે સુધરતી જશે, નહીં તો પછી દિવસે દિવસે બગડતી જઈ ખેતીની પાયમાલી થઈ જશે.

**બી :**

બીજી ઉપયોગી બાબત બી સંબંધે છે. ઉત્તમ બી મેળવવા કે સાચવવા ખેડૂતો પ્રયત્ન કરતા નથી, આપણા જ દેશનું અને તેમાં વળી આપણા જ ગામનું બી વાવે છે. પોતાના ગામમાં વિવાહ કર્યાથી જે પ્રમાણે ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરી શકાતી નથી તે જ પ્રમાણે પોતાનાં ગામનાં બીઆંથી ઉત્તમ પાક ઉત્પન્ન કરી શકાતો નથી. પરદેશનું કે પછી બહારગામનું બી જો વાવવામાં આવે તો ઉત્પન્ન ઉત્તમ થાય તેમ છે; માટે ખેડૂતોએ બી ચૂંટવામાં સાવચેત રહેવું જોઈએ. જેમ જેમ દૂર દેશનું ઉત્તમ બી વવાશે તેમ તેમ ખેતીની આબાદી વિશેષ થવાની. આ પ્રમાણે ઉત્તમ બીની જરૂરિયાત ખેડૂત વર્ગમાં ફેલાવી ખેડૂત વર્ગને સમજાવવાની જરૂર છે.

**શાસ્ત્રીય જ્ઞાન :**

આ સિવાય ખેતીનાં ઓજારો તૈયાર એવાં કરવા જોઈએ કે સહેલાઈથી ઊંડું કોચી શકાય. સૂર્યની ગરમી ખેતરમાં જેમ બને તેમ ઓછી લગાડવાની જ્યારે જરૂર હોય ત્યારે ખેતરમાં ચાસ પૂર્વ-પશ્ચિમ નહીં પણ ઉત્તર-દક્ષિણ પાડવા જોઈએ. આવું શાસ્ત્રીય જ્ઞાન ખેડૂતને આપવાને યોજના થવાની શું જરૂર નથી ?

**દુષ્ટ રિવાજો :**

ઉપરાંત આપણી અંદર સાંસારિક સડા બહુ થઈ પડ્યા છે. આવા અનેક સડાનું મૂળ બાળલગ્ન હોઈને તે દૂર કરવાની બહુ જ જરૂર છે. બાળલગ્નની બાળકોને કેળવણી આપી શકાતી નથી. બાળલગ્નથી કજોડાં પણ જ્યાંત્યાં માલૂમ પડે છે. બાળલગ્નથી જ અનેક વિધવા થાય છે અને પરિણામે છૂટાછેડા અને પુનર્લગ્ન જેવા દુષ્ટ રિવાજો ઉત્પન્ન થાય છે. કન્યાવિક્રયની ઉત્પત્તિ ગોળને લીધે જ થવા પામે છે. જે ગોળમાં બીજા ગોળવાળા પૈસો ખૂબ લઈને કન્યા આપે છે તે ગોળમાં કન્યાની અછત હોય છે. આ પ્રમાણે કન્યાનું વેચાણ કરવું અને કન્યાની છત-અછતના પ્રમાણમાં પૈસા લેવા એ મહા પાપ છે. જન્મ-મરણના ખર્ચે પણ જ્ઞાતિની પાયમાલી કરી નાંખી છે. મરવું તે આનંદની વાત ન હોવા છતાં યુવાનો પછવાડે મોટા મોટા ખર્ચ કરી ઘરબાર હરરાજ કરી દહાડા કરવાનો રિવાજ દુષ્ટ અને સત્ય નાશ વાળનારો થઈ પડ્યો છે. ૪૬મા કડવા ભાઈઓના વિવાહમાં એક ભાવનગરમાં જ ૧૨૦૦ ઘર પટેલની માલિકીનાં હતાં, પણ હાલમાં ફક્ત ૬૦૦ ઘર બાકી રહ્યાં છે; કેમ કે બાકીનાં બારમા કરવાની અંદર ૬૦૦ ઘર ગીરો મુકાયેલાં છે. આ સિવાય અનેક ઉપયોગી સૂચના કરી રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ બી.એ., એલએલ.બી.એ પોતાનું ઉપપ્રમુખ તરીકેનું ભાષણ પૂરું કર્યું હતું.

**ઠરાવ ૧લો**

**અ. આ સમાજ નામદાર સરકાર અને દેશી રાજ્યોના, મહારાજા, જેઓએ ખેતી અને ખેડૂતના હિતને માટે પ્રયત્ન કર્યો છે અને કરે છે તે સર્વનો ખરા જીગરથી આભાર માને છે.**

**બ. રાષ્ટ્રીય પરિષદ, મંડળ અને સમાજો તથા વર્તમાનપત્ર અને ચોપાનિયાં જેઓએ ખેતી અને ખેડૂતના હિતને માટે પરોક્ષ-અપરોક્ષ રીતે પ્રયત્ન કર્યા છે અને કરે છે તે સર્વનો ખરા જીગરથી આભાર માને છે; અને આ ઠરાવની નકલ ખેતી સંબંધી અર્થસૂચક બોર્ડરવાળા પત્રોથી તેઓએ કરેલા હિતની સંક્ષેપ બાબત સાથે જેની તેને મોકલવા પ્રમુખ સાહેબને સત્તા આપે છે.**

**આર્યનું રહસ્ય :** સિહોરવાળા રા. રા. બહેચરલાલ ત્રિકમજી પટેલે ઉપરનો પહેલો ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે ભડવીર ખેડૂત બંધુઓ, હાથકંકણને આરસીની જરૂર જ નથી. ખેડ અને ખેડૂતની મહત્તા જણાવવાને વિશેષ વિવેચનની જરૂર પડે તેમ નથી. મોટી મોટી સુધરેલી પ્રજા પણ પોતાને આર્ય ગણાવવા પ્રયત્ન કરે છે

તે આર્ય શબ્દનું સત્ત્વ ને રહસ્ય કૃષિ અને કૃષિમાં જ છે.

**ખેતીની મહત્તા :** વળી વ્યવહારમાં પણ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ઇત્યાદિ ખેતીની શ્રેષ્ઠતા કહી છે; કેમ કે તે ધંધો પ્રત્યક્ષ ઉત્પાદક અને પોતાની પાછળ પોતાના અને બીજા દેશના કરોડો માણસોને ગુજારનાર છે, અને તેથી જ ખેડૂત રાજ્યના સ્થંભ, રાજ્યોની ટ્રેજરી અને દેશના કમાઉ દીકરા છે. 'કણબી કેડે કરોડ કણબી કોઈની કેડે નહીં' એ કહેનાર કવિએ તેમાં કાંઈપણ અતિશયોક્તિ કરી નથી એ હરકોઈ જાણે છે.

**ધર્મરક્ષિત :** ભાઈઓ, આપણે ક્ષત્રિયમાંથી ઊતરેલા વૈશ્ય વર્ગમાં પરંપરાથી ચાલ્યા આવીએ છીએ, એટલું જ નહિ પણ ગીતામાં શ્રીકૃષ્ણના કહેવા મુજબ **कृषिगोरक्ष्य वाणिज्यं वैश्यकर्मस्वभावजम्** પ્રમાણે આપણે આપણું ધર્મકર્મ ચૂક્યા નથી. બીજી વર્ણો માટે પોતાનાં ધર્મકર્મ ત્યજી દીધાના આરોપો મુકાય છે, ત્યારે આપણે હજુ સુધી જેમના તેમ ટકી રહ્યા છીએ અને રહીશું જ; કારણ કે **धर्मो रक्षति रक्षित्तः** એ શાસ્ત્રવચન પ્રમાણે આપણે નહીં તજી દીધેલો ધર્મ જ આપણું રક્ષણ કરે છે. આ પ્રમાણે આપણા ધર્મકર્મ પ્રમાણે પરંપરાથી ચાલ્યા આવતા વૈશ્ય છતાં ગીતા ઇત્યાદિ મહાભારત, સ્મૃતિ, પુરાણો વગેરે શાસ્ત્રમાં અજ્ઞાત પણ પોતાને પંડિત માનનાર કેટલાક મિથ્યાભિમાનીઓ આપણને શુદ્ર સમજે છે કે ગણાવવા જાય છે એ તેઓની પોતાની જ હલકાઈ દર્શાવે છે. ઉપર મુજબ આપણે વૈશ્યની ખેડ, ગાયો વગેરે પશુની રક્ષા, વેપાર એ ધર્મ કર્મમાં મચ્યા રહેવાથી જ છેવટ સિદ્ધિ છે કેમ કે **स्वेस्वे कर्मण्यभिरतः संसिद्धिं लमते नरः ।**

**દરિદ્રતા :** આવી રીતનું ખેડૂતનું ધર્મકર્મ અનુસારનું વર્તન અને સખ્ત મહેનત છતાં મુખ્યત્વે કરીને કેળવણીની ખામીને લીધે હાનિકારક રીતરિવાજો અને કુસંપને લઈ અધમ અવસ્થામાં ખેડૂતો આવતા જાય છે; અને તેના ખરા પરસેવાથી ઉત્પન્ન થતાં ધનધાન્યને રસકસનો ઉપયોગ બીજાઓથી સારી રીતે લેવાતાં આ ખેડૂત બંધુઓના ભાગ્યમાં તો ધાન્યમાં છોડાં કે છોકરાંને છાશ જ રહે છે. ત્યાર પછી બિચારા ખેડૂતની દરિદ્રતાનું ભાન કરાવનારી કવિતા ગાઈ બતાવી હતી; જેની એક કડી નીચે મુજબ છે :

> જેને પ્રયત્નને પર ઘરે માણેક મોતી ઝળહળે,
> પાત્રાદિરૂપ ભર્યું પૂરું સુવર્ણ રૂપું ઊછળે;
> ત્યાં ધાતુપાત્ર ન નામ પણ જ્યાંત્યાં ભરેલાં ઠીકરાં,
> ભડ અજ્ઞ બંધુ ભાગ્ય તો છે છાશ છોડાં છોતરાં.

**દેશભક્તિ :** દેશનો મહેનતુ વર્ગ આ રીતે હલકી અવસ્થામાં છતાં કેટલાક દેશભક્તિ કરનારા કોણ જાણે કઈ રીતની દેશભક્તિ કરે છે ? દેશ કોને કહેવો અને કોનું હિત કે ભક્તિ સાધવાથી દેશભક્તિ સધાય છે તે સમજવાની ખાસ જરૂર છે. દેશમાં રહેનારને લઈ દેશ એ દેશ કહેવાય છે. વસ્તીપત્ર પ્રમાણે દેશમાં સેંકડે ૭૦

ટકા ખેડૂતો એટલે ખેતી અને ખેતીનું કામ કરનાર રહે છે. આ સિવાય ૧૧ ટકા ઉદ્યોગ-ધંધા કરનાર, ૬ ટકા વણજ-વ્યાપાર કરનાર અને બાકીના ૧૩ ટકામાં વકીલો, બારિસ્ટરો, ડાક્ટર, નોકરિયાતો, ભિક્ષુકો વગેરે આવી જાય છે. આ ૭૦ ટકા બિચારા ખેડૂતો દુષ્કાળ વગેરે અત્યાચારથી પિડાઈ નાશ થાય તો શું દેશ એ દેશ રહી જશે ? માટે આ ૭૦ ટકાની ઉન્નતિનો વિચાર કરવો તે જ ખરી દેશભક્તિ છે. શાહજાદાઓ અને અમીર-ઉમરાવની ખોટ તરત જ પૂરી પડે છે કેમ કે નવા થાય છે; પણ બહાદુર અને મહેનતુ ખેડૂત જાય તો તેની ખોટ વરસોના વરસ પુરાતી નથી. ગોલ્ડસ્મિથ કહે છે કે :

> But a bold peasantry, their country's price
> when once destroyed, can never be supplied.
> ''બહુ મહેનતુ બહાદુર ખેડૂત દેશ મગરૂર જેહનાથી
> તે નાશ થાતાં ખોટ ફરી પૂરી કદી પડતી નથી.''

કોઈ કહેશે કે તેને બદલે તેમી ખોટ પણ બીજાથી પુરાય પણ આમ માનનારની ભૂલ છે. પેઢી દર પેઢીનો અનુભવી અને મહેનતુ ખેડૂત જે કરી શકે છે તે બીજો કરી શકે જ નહીં. એક વિદ્વાન અને અનુભવીએ મને કહ્યું હતું કે જામનગર સ્ટેટમાં બીજા સ્ટેટના પ્રમાણમાં જમીનનો વધારો છતાં ઊપજ પ્રમાણમાં ઘણી જ ઓછી છે કેમ કે ખેડૂતનો ઘણો ભાગ કણબીને બદલે સથવારા છે.

**ઉપકારને બદલે ઉપકાર :** ખેડૂતોએ તો તેઓના કામમાં શ્રદ્ધા સાથે પુરુષાર્થથી મંડયા રહેવાનું છે. ઈશ્વર આપણને સહાય કરે છે અને કરશે જ. તમે તમારા કામમાં જે જાતના સંતોષથી મચ્યા રહો છો તેમજ મચ્યા રહેશો તો પણ તમારા ઉપયોગીપણાને લઈ તમારું હિત કરવાને ઘણી સંસ્થા અને વ્યક્તિઓ પ્રયત્ન કરી રહી છે, અને તે આપણે ન જાણી શકીએ તો આપણે પશુ કરતાં પણ બેસ ગણાઈએ; કેમ કે પશુ-પંખી પણ તેના પર કરેલા ઉપકારને સમજી ચિહ્નચાળા કે અવાજથી ઉપકાર કરનાર પ્રત્યેનો પોતાનો ભાવ જણાવે છે.

ભાઈઓ, તમે અપકારને બદલે ઉપકાર કરવાની સ્થિતિમાં મુકાશો તો ઈશ્વર તમારું કલ્યાણ કરશે. આથી ઉપકારને બદલે અપકાર કરવો એમાં તો કહેવાપણું રહેતું જ નથી. હરકોઈ વિષમ પ્રસંગે પણ ઉપકારને બદલે અપકાર કરી કૃતઘ્ન થવાનું મહાપાપ તો વ્હોરશો જ નહિ કેમ કે મહાભારતમાં કહ્યું છે કે :

> **ब्रह्मघ्नेच सुरायेच चौरभग्नवत तथा ।**
> **निष्कृत्तिर्विहिताराजन्कृतघ्नेनास्ति निष्कृतिः ॥**

એ પ્રમાણે મોટાં મોટાં પાપ પ્રાયશ્ચિત્તથી મટે છે પણ કૃતઘ્નીને માટે કંઈ પ્રાયશ્ચિત્ત છે જ નહીં. તો એવી રીતે કૃતઘ્ની થવાનું પાપ તો આપણી સંતોષી અને ભોળી જાતથી થાય જ નહીં, પણ તેના કંઈક અંશરૂપ અકૃતજ્ઞતા એટલે ઉપકાર વીસરી જવાનું પણ આપણાથી ન જ થવું જોઈએ અને તેથી આર્યનું ખરું રહસ્ય સમજી

ખેતીની મહત્તાને સ્વીકારી દેશભક્તિ કરીને ધર્મથી રક્ષાયલી ખેડૂત પ્રજાની દરિદ્રતા દૂર કરવા જેઓ કર્તવ્યપરાયણ છે તેમનો આભાર માનવાનો પહેલો ઠરાવ હું આપની સમક્ષ રજૂ કરું છું. ત્યારબાદ નામદાર બ્રિટિશ સરકાર, નામદાર ગાયકવાડ સરકાર, નામદાર ગોંડલના મહારાજા સાહેબ, નામદાર ભાવનગર મહારાજા સાહેબ વગેરેએ અને રાષ્ટ્રીય પરિષદ, મુંબઈ સમાચાર, સરસ્વતી, આદિ વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓએ ખેતી તથા ખેડૂત સંબંધે કરેલા હિત અને પ્રયત્નનું સંક્ષેપ બ્યાન આપી ઉપરનો પહેલો ઠરાવ રજૂ કર્યો. ગોંડળ સ્ટેટના રા. ગોકળદાસ કાનજી કાળાવડીયા ને સુરતવાળા રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈએ જણાવ્યું કે આપણા વિદ્વાન વડીલના વિવેચન પછી સોનાને ઢોળ ચડાવવાની જરૂર જ ન હોઈ અમે તે ઠરાવને સમર્થન - ટેકો આપીએ છીએ. ત્યાર પછી તે ઠરાવ સર્વાનુમતે પાસ થયેલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો.

બીજે દિવસે બીજી બેઠકમાં કેળવણીના વિષય ચર્ચાવાના હોઈને ગામના ગૃહસ્થો અને કેળવણી ખાતાના અમલદારોને અનુકૂળ પડે તેવો વખત રાખવામાં આવ્યો હતો. ગામના તમામ પ્રતિષ્ઠિત ગૃહસ્થો, કેળવણી ખાતાના અમલદારો અને ખેડૂત વર્ગની સન્નારીઓ સારી સંખ્યામાં આવ્યાં હતાં. શરૂઆતમાં સુરત 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ'ના વિદ્યાર્થીઓએ 'સાદા જીવન'ની આકર્ષક કવિતા ગાયા બાદ કોલકી ઉપલેટાના ખેડૂતના નાનાં બાળકોએ પહાડી સૂરમાં પ્રસંગ માટે ખાસ તૈયાર કરેલી કવિતા ગાઈ સૌને રંજન કર્યાં હતા.

ઠરાવ ૨જો

**હાલના જમાનામાં બીજી કોમની સાથે હરીફાઈમાં ઊતરવા અને આપણી ઉન્નતિને માટે પ્રાથમિક તેમજ ઊંચી કેળવણીની જરૂર છે, માટે દરેકને પોતપોતાનાં બાળકોને કેળવણી આપવા પ્રયત્ન કરવા આ સમાજ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.**

વડોદરા રાજ્યના કાઠિયાવાડમાંના અમરેલીવાળા રા. મોહનભાઈ ભગવાનભાઈએ ઉપરનો ઠરાવ રજૂ કર્યો અને તેને ગોંડળ સ્ટેટના મોટીમારડના ઇન્ટરમાં અભ્યાસ કરનાર ઉત્સાહી યુવક રામજી બાવાભાઈ વડાળીયાએ ટેકો આપ્યો. ઉપરના ઠરાવ સંબંધના અનેકે ગૃહસ્થોના વિવેચન પછી તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

કેળવણી : કોઈ પણ દેશની સામાજિક ઔદ્યોગિક અને ધાર્મિક સ્થિતિ ઉચ્ચતર કરવાનું સાચું સાધન કેળવણી જ છે. આપણી જ્ઞાતિમાં 'ખાટલે મોટી ખોટ કે પ્રથમ પાયો જ મળે નહીં' એટલે સર્વ ઉન્નતિના પાયારૂપી કેળવણી આપણી જ્ઞાતિમાં નથી. કેળવણીથી આપણા ઉત્સાહી બંધુઓ કેવાં કેવાં જ્ઞાતિ-સુધારણાનાં કામો કરી શકે છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. પાટીદાર યુવક મંડળ, પટેલબંધુ, પાટીદાર બોર્ડિંગ અને પરિષદ એ શું કેળવણીનું શુભ પરિણામ નથી ? જ્યારે ગણ્યાગાંઠ્યા કેળવાયેલા બંધુઓ આટલાં કામો હાથ ધરાવી શકે ત્યારે જો આપણી મોટી કોમમાં કેળવાયેલાની

મોટી સંખ્યા હોય તો જ્ઞાતિની ઉન્નતિ દૂર નથી. આજકાલ આપણે મહેનતુ છીએ અને કરકસકિયા છીએ છતાં પણ પૈસેટકે કેમ સુખી નથી ? પશુ ખેડૂત મટી કાબેલ પાટીદાર બનવા માટે ઉત્તમમાં ઉત્તમ અને અનુકૂળ સાધન કેળવણી જ છે. વિદ્યા વડે જ આપણે સાંસારિક સડા સુધારી શકવાના છીએ. માટે પ્રથમમાં પ્રથમની અને છેલ્લામાં છેલ્લી માગણી એ છે કે છોકરા-છોકરીને કેળવણી આપવી શરૂ કરવી.

આપણો દેશ અન્ય સુધરેલ દેશો કરતાં કેળવણીમાં પાછળ પડતો છે, તેનું કારણ તપાસતાં માલૂમ પડે છે કે આપણી ૭૦ ટકાની હિંદુસ્તાનની ખેડૂત જ્ઞાતિમાં લખી-વાંચી જાણે તેટલા એક ટકો નહીં પણ એક આની છે. આ એક આની હોવાને લીધે જ દેશમાં ભણેલાના ટકા બહુ ઓછા ગણાય છે. જો દેશમાં કેળવાયેલાની સંખ્યામાં વધારો કરવો હોય તો દેશની મુખ્ય ગણાતી મોટી સંખ્યાને કેળવવા લક્ષ આપવું જોઈએ, કેમ કે 'લાખની પાણ'થી સૌ કોઈ જાણીતા જ છે. ગણીગાંઠી વ્યક્તિના જથાને કે નાતને કેળવવાથી દેશના ટકામાં કદી પણ ફેર પડે તેમ નથી.

**શ્રીમંતો :** આજકાલ દેશ કાયદા તથા વૈદકના મોહક ધંધામાં મશહૂર છે. બેન્કો અને શરાફી ખાતાઓ સ્થાપવામાં, મિલો અને રેલવેઓ બાંધવામાં દેશના શ્રીમંતો એટલા બધા મગ્ન થઈ ગયા છે કે હિંદનો ખરો અને મોટો ઉદ્યોગ કરનાર, હિંદને ધનધાન્યથી પરિપૂર્ણ કરનાર, ખેડૂતની મોટી સંખ્યાની કેળવણી સંબંધના પ્રયત્નો ભૂલી જવાયા છે.

સાહિત્યપરિષદ : વિશેષ શોકકારક તો એ જ છે કે હિંદના સાહિત્ય, કાયદા કે અન્ય વિષયો પર પ્રેમ ધરવા સાથે ગામડિયાં જીવન માટે પ્રેમ ધરાવનાર ગૃહસ્થોનો અભાવ છે. 'ગુજરાતી'ના આદ્ય તંત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ પોતાના લીડરમાં જણાવે છે કે, 'ગુજરાત એ હિંદની કાચા સુવર્ણની ભૂમિ ગણાય છે, ગુજરાત એ હિંદનો બગીચો ગણાય છે, પરંતુ ખરેખર શોકકારક એ છે કે એ બગીચામાં એક પણ માળી એવો નથી કે જે ગુજરાતની ખેતીવાડી કેમ સુધરે, કેમ ખીલે, તેમાં જે ખામીઓ હોય તે કેમ દૂર થાય તેની ચર્ચા કરે. સાહિત્ય પરિષદોમાં લાંબા લાંબા હાથો કરી ગુજરાતી સાહિત્યના થર અને યુગમાં વિભાગ કરી, પાશ્ચાત્ય રીતિએ ગુજરાતી સાહિત્યનું અવલોકન કરનારા ગુજરાતી વાઙ્મયને સર્વ દિશામાં વિસ્તૃત કરવાના ઠરાવો પસાર કરનારા સાહિત્યસેવકો, જે ગુજરાત ખેતીવાડીને આધારે જીવે છે, તે ગુજરાતની ખેતીવાડી સાથે છૂટાછેડા કેમ કરી બેઠા છે ? ખરેખર ગુજરાતમાં કેળવાયેલો વર્ગ અને ખેતીવાડી જેવા દેશના આત્મા સમાન ઉદ્યોગ ધંધામાં પડેલો કૃષિકારવર્ગ એ બેના ચોકા જ જુદા છે.' ૧૯૧૩માં સાહિત્યપરિષદના વિષયોની ટીપ જોતાં સ્વર્ગસ્થ ઇચ્છારામભાઈએ જણાવ્યું કે, 'એ આખી ટીપ જોતાં અમને સખેદ આશ્ચર્ય એ થાય છે કે ઉપલબ્ધ પ્રાચીન કાવ્યમય ગુજરાતી સાહિત્યમાંથી ગુજરાતી પ્રજાના જીવનના ઇતિહાસના પોરા કહાડનારા ગુજરાતી સાહિત્ય પ્રેમીજનોમાંના એકનો પણ એ વિષય (આપણી ખેતીવાડી) લેખ કે નામનિશાન જણાતું નથી.' જ્યારે

બીજા વિષય માટે ઇનામો કાઢી લેખકોને આકર્ષવાનો સ્તુત્ય પ્રયત્ન આ પાંચમી સાહિત્યપરિષદમાં કરવામાં આવ્યો ત્યારે એક ગૃહસ્થે સૂચવ્યું કે ખેતીવાડીનું સાહિત્ય છેક પાંગળું હોઈને તે ખીલવવા માટે પાંચ-દસ રૂપિયાનું ઇનામ પણ કેમ જોવામાં નથી આવતું ? તેને ખીલવવાની શું સાહિત્યપરિષદની થોડેઘણે અંશે પણ ફરજ નથી ? હ્રસ્વ ઇ, દીર્ઘ ઈ અને અનુસ્વારની ગડમથલમાં પડનાર કહેવાતા સાક્ષરો હિંદના બિચારા ૭૦ ટકા જેટલા માટેની કેળવણી સંબંધે થૂંક પણ ઉડાડવાની ઉદારતા દર્શાવતા નથી, એટલું જ નહીં, પણ ખેતી સંબંધીના વિષયના ઇનામની સૂચના કરનારને જાહેર કમિટીમાં એક વિદ્વાન કહેવરાવનારે જવાબ વાળ્યો કે 'ત્યારે તો કાલે ઊઠીને કોઈ પાઘડી બાંધનારા પણ ઇનામ માગવા આવશે.' પાટીદાર જ્ઞાતિ જાણવા માગે છે કે ખેતીવાડીનું સાહિત્ય એ શું સાહિત્ય પરિષદના વિષયની બહાર છે ? પટેલબંધુ સોરઠ સમાજમાં આવા સાક્ષર માટે દિલગીરી પ્રદર્શિત કરવામાં આવ્યા બાદ તેઓશ્રીનું ધ્યાન ખેંચે છે કે પાઘડી બાંધનારનો ધંધો શું હિંદના મુખ્ય અને માત્ર ખેતીના ધંધા સાથે સરખાવી શકાય ખરો ? કેળવાયેલા વિદ્વાન વર્ગને ખેડૂતોની કેળવણી પ્રત્યે ભાવ ઉત્પન્ન થાય તેવી પ્રાર્થના કર્યા બાદ ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો હતો.

ઠરાવ ૩જો

**જ્યાં ખેડૂતની વસ્તી વિશેષ હોવા છતાં નિશાળ ન હોય એવું કોઈ ગામ હોય ત્યાંના ખેડૂત ભાઈઓએ આ સમાજને પૂરતી હકીકત સાથે જણાવતાં રાજ્યકર્તાઓને તે સંબંધી આ સમાજ તરફથી યોગ્ય પગલાં ભરવા અરજ કરવામાં આવે છે.**

પોરબંદર સ્ટેટના ખીરસરાવાળા રા. લાધાભાઈ પુંજાભાઈએ ઉપરનો ત્રીજો ઠરાવ રજૂ કર્યો અને જૂનાગઢ સ્ટેટના ભંડુરીવાળા રા. કાનજીભાઈ પુંજાભાઈએ તેને ટેકો આપ્યો. ત્યાર પછી નીચેનાં વિવેચનો કર્યા બાદ તે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો. પહેલાં પ્રાથમિક કેળવણીનો સમાવેશ ગામઠી નિશાળોમાં થતો. દેશમાં સન ૧૮૫૩માં કેળવણીની સ્થાપના થઈ. કાઠિયાવાડમાં પહેલવહેલી રાજકોટમાં એક નિશાળ ઊઘડી, ત્યાર પછી ૧૮૬૫ સુધીમાં કાઠિયાવાડનાં મોટાં મોટાં શહેરોમાં ૫૪ નિશાળો સ્થપાઈ. અત્યારે હજારો નિશાળો સ્થપાઈ ગઈ છે; પણ ક્યાંક ખેડૂતની વસ્તી વિશેષ હોવા છતાં કેળવણી પ્રત્યેનો તેનો અભાવ જોઈ નિશાળોનો અભાવ હશે. માટે જ્યાં જ્યાં ખેડૂતની વસ્તી વિશેષ હોય છતાં જો ત્યાં નિશાળ ન હોય તેવી ખબર ખેડૂતભાઈઓ આ સમાજને જણાવશે તો ત્યાં નિશાળો ઉઘાડવા માટે રાજ્યોને વિનંતી કરાશે અને પરિણામ શુભ આવશે. નિશાળો કેટલી કેટલી હદમાં જોઈએ વગેરે ઉપયોગી વિવેચન પછી જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં બી.એ.નો અભ્યાસ કરનાર રા. હરિભાઈ નારણજી પટેલે ઠરાવ ૪થો નીચે પ્રમાણે રજૂ કર્યો.

ઠરાવ ૪થો

**ખેડૂતની અજ્ઞાનતાને લઈને તે વર્ગ કેળવણીમાં ઘણો પછાત છતાં કાંઈ કરી શકે એમ નથી માટે પ્રાથમિક કેળવણી ફરજિયાત થવાની આ સમાજ આવશ્યકતા માને છે.** મોરબી સ્ટેટના વાંકડાવાળા રા. નારણ રત્નશી પટેલે તે ઠરાવને ટેકો આપ્યો. ફરજિયાત કેળવણી માટે આજકાલ સુધરેલી પ્રજા છાપાંનાં છાપાં ભરાય તેટલાં વિવેચનો કરે છે અને તે વિષય બહુ જ ચર્ચાય છે. તો પછી ખેડૂત જેવી બિલકુલ અજ્ઞાન કોમને ફરજિયાત કેળવણી સિવાય બીજી કોઈ પણ રીતે કેળવી શકવાનો માર્ગ નથી. ફરજિયાત કેળવણી હશે તો ઇચ્છા-અનિચ્છાએ ખેડૂતને ભણવું જોઈશે અને જેમ જેમ તેઓ કેળવણી લેતા જશે તેમ તેમ કેળવણી પ્રત્યે તેઓનો સહજ પ્રેમ ઉત્પન્ન થશે. ખેડૂતો કેળવણી લેતા થાય પછી ફરજિયાત કેળવણી અલબત્ત ઐચ્છિક કેળવણી જેવી જ થઈ પડશે માટે જ્યાં સુધી કેળવણીની મહત્તા સમજવા જેટલી શક્તિ ખેડૂતમાં ન આવે ત્યાં સુધી ફરજિયાત કેળવણીની ખાસ જરૂર છે. ઉપરનાં વિવેચનો પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

ઠરાવ ૫મો

**ચાલતા જમાનામાં ખેડની નવી પદ્ધતિ તથા યાંત્રિક સાહિત્ય વગેરે જાણવા-સમજવાની જરૂર હોઈ જે જે સ્કૂલમાં ખેડૂતના છોકરાની સંખ્યા વધારે હોય તે તે સ્કૂલોમાં ખેતી પ્રયોગ સાથેનું શિક્ષણ દાખલ થવા ભારેમાં ભારે આવશ્યકતા સ્વીકારે છે.**

માંડવડાવાળા રા. ભગવાનદાસ શવદાસ પટેલે ઉપરનો ઠરાવ રજૂ કર્યો અને ઉપલેટાવાળા રા. ગોકળદાસ કાનજી કાળાવડીયાએ તે ઠરાવને ટેકો આપ્યો. અનેક વિવેચનો પછી ઉપરનો ઠરાવ પસાર થયો હતો.

**સૌરાષ્ટ્ર શિક્ષણ સમાજ :** ૧૮૯૪માં વેરાવળ મુકામે એકત્ર થયેલ સૌરાષ્ટ્ર શિક્ષક સમાજનો અભિપ્રાય જાણવા જેવો તેમ જ આજકાલના શિક્ષકોના ઉપરી અમલદારોને અનુકરણ કરવા જેવો હોઈ તે નીચે આપ્યો છે. 'આપણા દેશનું બંધારણ ખેતીવાડી ઉપર વધારે આધાર રાખનારું છે, માટે ખેતી કરનાર લોકોને કેળવણીનો લાભ પોતાના ધંધામાં મળે, તે ઉપર વારે ધ્યાન આપવાની જરૂર છે. ખરી રીતે તો રાજ્ય તરફથી હુન્નરકળાની તથા ખેતીવાડીની મોટી પાઠશાળાઓ સ્થાપી પ્રયોગ સાથે અનુભવવાળું જ્ઞાન આપવાની જરૂર છે, પણ આ બાબત એટલી બધી મોટી છે કે સત્તાધિકારીઓ તે ઉપર ધ્યાન આપે તેમાં હજુ ઘણો વખત વહી જાય, માટે આપણી શરૂઆતની કેળવણીમાં આપણે જ કાંઈ મૂળતત્ત્વ તરીકે તે વાત હાથ ધરીએ તો સારું ગણાય. તેને માટે નિશાળોનાં ધોરણમાં એવી ગોઠવણ કરવી જોઈએ કે ઉપલા ધોરણમાં ખેતીવાડીને બંધબેસતી થાય તેવી સ્ટાન્ડર્ડ બૂકો થવાની જરૂર છે. આ બૂકોમાં ખેતીમાં વપરાતાં ઓજારોનાં ચિત્ર તથા જુદાં જુદાં ખાતરનો ઉપયોગ, અમુક મોલને કેવી જાતનું ખાતર જોઈએ તેની સાદી સમજ, તથા થોડા બળથી વધારે કામ થાય એવા

યાંત્રિક પ્રયોગ અને જુદા જુદા મોલને કેવી રીતે નીંદવા તથા ઝારવા વગેરે બાબતનો સમાવેશ થવો જોઈએ. આથી કરી ખેડૂતના છોકરાઓ અધવચમાં ભણતર પડતું મૂકે છે તે પોતાના કામમાં ફળદાયક બમતરની ખાતર વધારે ધ્યાન આપી અભ્યાસ શરૂ રાખશે. આપણા દેશનું બંધારણ ખેતીવાડી ઉપર રહેલું છે. તેમાં દુર્લક્ષ રહેવાથી આપણો દેશ ખેતીની બાબતમાં પછાત પડતો જાય છે. મહાન અકબર પાદશાહના વખતમાં એક વીઘામાં જે પેદાશ થતી તે આજ અરધીયાણ ઉપર આવી ગઈ છે. ત્રણસો વર્ષના તફાવતમાં આજ આટલો બધો પાક ઊતરી ગયો, તેથી આગળ ઉપર આપણા દેશની કેવી સ્થિતિ થશે તે ઉપર વિચાર કરી ખેતી ઉપર વિશેષ ધ્યાન આપવાનું છે. હાલના સમયમાં જાપાન દેશ જે ચડતી સ્થિતિ ભોગવે છે તેનો મૂળ આધાર દેશના સુધારા સાથે ખેતીના સુધારા ઉપર રહેલો છે. એ દેશમાં ત્રણસો વર્ષ ઉપર એક વીઘામાં જેટલી પેદાશ થતી તેના કરતાં હાલ વધારે થાય છે. આનું મૂળ કારણ ખેતીની સ્થિતિ ઉપર અપાતું ધ્યાન છે. ઉપરના દાખલાથી ખાત્રી થાય છે કે આપણા દેશનું જીવન ત્રણસો વર્ષના અરસામાં કેટલું મોળું પડી ગયું છે, તે ઉપર ખ્યાલ કરી આપણી શરૂઆતની કેળવણીમાં તે સંબંધમાં ધ્યાન આપવાનું છે. માટે ઉપલા ધોરણમાં ઐચ્છિક વિષય તરીકે ખાતાના મહેરબાન ઉપરી સાહેબ તરફથી તેવી સ્ટાન્ડ બૂકો તૈયાર કરાવરાવી દાખલ કરવાની ગોઠવણ આપણે કરવાની છે. આ વિષયને વધારે સારા દોર પર મૂકવા માટે ખેતીવાડીની પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થીને શરૂઆતમાં કાંઈક ઈનામ તથા તેવો અભ્યાસ કરવાની ચોપડીઓ મફત આપવી જોઈએ.'

બંધુઓ, ૧૮૯૪ના સૌરાષ્ટ્રના શિક્ષકો અને ૧૯૧૫ના પાઘડબંધ સાક્ષરોના ખેતીવાડીની મહત્તા પરત્વેના વિચારો અને અભિપ્રાયોમાં આકાશપાતાળનો ભેદ શું નથી માલમ પડતો ?

### ઠરાવ ૬ઠ્ઠો

**કેળવણીમાં પછાત હોવાના કારણથી આપણી કોમમાંથી ઉચ્ચ કેળવણી લેનારને ઉત્તેજન મળવા ખાતર અને ઊંચી કેળવણીમાં પાસ થયેલા વિદ્વાનોને માન મળવા ખાતર આ સમાજ કાઠિયાવાડમાંના નીચેના વિદ્વાનોને ચાંદ આપવાનું ઠરાવે છે, જે હવે પછીની સમાજ વખતે કે કોઈ માંગલિક પ્રસંગે આપવામાં આવશે.**

૧. ભાઈ ભાયાભાઈ રત્વનાભાઈ પટેલ; બી. એ., ભાવનગર
૨. ભાઈ મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ; બી. એ. એલએલ.બી.. ભાવનગર
૩. ભાઈ શિવલાલ પોપટભાઈ પટેલ; બી.એ., એલએલ.બી. ટીકર-ધ્રાંગધ્રા
૪. ભાઈ પુરુષોત્તમ પ્રાગજી પટેલ; બી.એ.જી., ભોરીંગડા-ભાવનગર
૫. ભાઈ વિઠ્ઠલદાસ ખીમજી પટેલ; બી.એ.. ભાવનગર
૬. ભાઈ મોહનલાલ વીરજી પટેલ; બી.એ.; અમરેલી-વડોદરા
૭. ભાઈ ચંદુલાલ બહેચરલાલ પટેલ; બી.એ., સિહોર-ભાવનગર

ઉપરનો ઠરાવ રજૂ કરતાં સુરતવાળા રા. સાકરલાલ હરિવલ્લભદાસ પારેખે ચાંદ

આપવાની યોજનાની જરૂરિયાત ઉપર અસરકારક રીતે અજવાળું પાડ્યું હતું. નામદાર બ્રિટિશ સરકારની આ પ્રકારની યોજના પણ આ યોજનાને સમર્થન કરે છે. તેઓએ જણાવ્યું કે કાઠિયાવાડમાં તો આવી યોજના ઘડી ગણ્યા- ગાંઠ્યા ઉપરના ગ્રેજ્યુએટો છે તેની કદર કરવાની ખાસ જરૂર છે. ત્યારબાદ કાઠિયાવાડમાંના જે ગ્રેજ્યુએટોને જાણતા હતા તેમની કર્તવ્યપરાયણતાની કંઈક ઝાંખી તેઓએ કરાવી હતી, ભાયાવદરવાળા પટેલ હીરજીભાઈ લાલભાઈના ટેકા અને વિવેચન પછી ઉપરનો ઠરાવ સર્વાનુમતે ઉપરના વિદ્વાનોને ચાંદ આપવાનો પસાર થયેલો જાહેર થયો.

ત્યાર પછી સિહોરવાળા રા. રા. બહેચરલાલ ત્રિકમજી પટેલે જણાવ્યું કે ભગવતી શ્રુતિસ્મૃતિ અનુસાર પુત્ર એ પિતાનું જ રૂપ છે. સંસારમાંથી નામરૂપનો નાશ થયા છતાં પુત્ર રૂપે પોતાનો જ આત્મા શેષ રહે છે. આ પુત્ર પૌત્ર કે પાંચ-પચીસ પેઢીમાંથી કોઈ પણ અસાધારણ મનુષ્ય ઉત્પન્ન થઈ વિદ્યાકળા, ધર્મ કે ભૂમિના ઉદ્ધારક થાય તો આગળની પેઢીઓને તારે છે. ઉપરાંત આલોક અને પરલોક પણ શિક્ષણ પામેલા પુત્રથી જ સફળ થાય છે. જે પિતા પુત્રના વિદ્યાભ્યાસને માટે અને પુત્રના યોગ્ય ધંધાને માટે પ્રયત્ન કરે છે, તે જ પ્રીતિપાત્ર પિતા ઋણ રહિત થાય છે. આજકાલ પણ વિદ્વાનો કહે છે કે :

આર્ય ! પુત્ર એટલે પ્રગતિ,
અધૂરો મૂક્યો હોય,
સંસારનો યજ્ઞ માત તાતે,
ત્યાંથી આદરી પૂરો કરે તે.

માટે આપણાં બાળકોને કેળવણીમાં ઉત્તેજન મળવા ખાતર નીચેનો સાતમો ઠરાવ રજૂ કરું છું.

### ઠરાવ ૭મો

**માધ્યમિક અને પ્રાથમિક કેળવણી લેનાર આપણી કોમના વિદ્યાર્થીને ઉત્તેજન મળવા ખાતર જેના તે ગામના ગૃહસ્થે દર વરસે રૂ. ૫નું ઇનામ આપવાનું આ સમાજે સ્વીકારતાં નીચેનાં ગૃહસ્થો પોતપોતાના ગામને માટે હવે પછીનું કાઠિયાવાડ પાટીદાર સમાજનું સંમેલન થતાં સુધી દર વરસે પાંચ પાંચ રૂપિયા આપવાની ઉદારતા દર્શાવે છે.**

મૂળજીભાઈ જેઠાભાઈ ભાવનગર હાઈસ્કૂલ, ત્રિકમજી પુરુષોત્તમ સિહોર ઇંગ્લિશ સ્કૂલ, બહેચરલાલ ત્રિકમજી નામદાર ઠાકોરસાહેબની જ્યુબિલીના ઇનામ પ્રસંગે ગોંડળ હાઈસ્કૂલ, વીરજીભાઈ શવદાસ અમરેલી કન્યાશાળા, ખીમજી જેઠાભાઈ કોલકી સ્કૂલ, હરજીભાઈ લાલભાઈ નામદાર ઠાકોર સાહેબની જ્યુબિલીના ઇનામ વિતરણ પ્રસંગે ભાયાવદર સ્કૂલ, મોહનલાલ ભગવાન જાળીયા સ્કૂલ, અરજણભાઈ મારફત ઉપલેટા યુવક મંડળ ઉપલેટા તાલુકા સ્કૂલ, કરસનભાઈ મારફત ઉપલેટા યુવક મંડળ, ઉપલેટા કન્યાશાળા, શવજી બાવાભાઈ અમરેલી હાઈસ્કૂલ, ભગવાનદાસ શવદાસ

માંડવડા ગુજરાતી સ્કૂલ, વીરજીભાઈ કરસન નાના રાજકોટ દામનગર ગુજરાતી સ્કૂલ, લોધા ધનરાજ મોટી વાવડી સ્કૂલ, દુદા નથુ અમરેલી શવજી પરા સ્કૂલ, ચત્રભુજ ભવાન પોરબંદર તાબે ભોદ સ્કૂલ, આંબા દેવજી મારફત કડવા જ્ઞાતિ સમસ્ત જામનગર તાબે જામજોધપર તાલુકા સ્કૂલ, ભાણા નાનજી મારફત રામજી માવજી મોટીમારડ સ્કૂલ, ઉપરની દરખાસ્તને મોટાલીલીયાના ન્યાયાધીશ અને સમાજના ઉપપ્રમુખ રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ બી.એ., એલ.એલ.બી.એ ટેકો આપ્યો હતો. ત્યાર પછી સર્વાનુમતે તે ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો.

ઠરાવ ૮મો

**આપણી કોમમાં માધ્યમિક કેળવણીની સગવડતા ખાતર આ સમાજ બોર્ડિંગની આવશ્યકતા સ્વીકારે છે; તેને માટે એકંદર રીતે વિચાર કરતાં અમરેલી શહેર મધ્ય સ્થળ હઈ યોગ્ય ધારે છે અને આ યોજના ઉપાડી લેવાને માટે ભાવનગરના લીલીયા કુંડલા મહાલ તથા ભાવનગર તળની આપણી કોમને વિનંતી કરે છે.**

**બોર્ડિંગની જરૂર :** સુરત પાટીદાર યુવક મંડળની પાટીદાર બોર્ડિંગના ઓનરરી સુપ્રિન્ટેન્ડન્ટ રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈએ ઉપરનો ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે :

જ્ઞાતિમાં કેળવણીનો વધારો થાય તેટલા માટે ખાસ કરીને પ્રાથમિક કેળવણી લીધા પછી ઊંચી કેળવણી લેનાર વિદ્યાર્થીને રહેવાની યોગ્ય સગવડ ઉપરાંત તેમનાં વર્તન, અભ્યાસ અને આરોગ્યતા ઉપર દેખરેખ રાખી તેમના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસમાં મદદ કરી તેમને સર્વોત્તમ નાગરિક બનાવવા સારા બોર્ડિંગ હાઉસની જરૂર છે. બોર્ડિંગ હાઉસમાં અપાતા નીતિના શિક્ષણથી અને તેના આચરણથી વિદ્યાર્થીને ઘણું ઘણું શીખવાનું મળે છે. જ્યાં ગૃહકેળવણી ઉચ્ચતર બનાવવા માટે કેળવાયેલ માતાની અપેક્ષા છે, જ્યાં બાળલગ્ન જેવા બાળકોને નિચોવી નાખવાના દુષ્ટ રિવાજો તેના પૂરજોરમાં છે ત્યાં બોર્ડિંગની ઉપયોગિતા વિશેષ સિદ્ધ થાય છે.

**પ્રત્યક્ષ લાભ :** બોર્ડિંગ હાઉસથી કેળવણીનો કેટલો વધારો થાય છે તેનો આનુભવિક દાખલો આપ્યો. આજથી ત્રણ વર્ષ પહેલાં અમારા પાટીદાર યુવક મંડળે સુરત બોર્ડિંગ હાઉસ સ્થાપ્યું તે વખતે સુરત જિલ્લામાંથી માત્ર કેળવણી લેનારા ૭ કે ૮ વિદ્યાર્થી હતા. બોર્ડિંગ હાઉસ સ્થાપન થયા પછી તે સંખ્યા વધતી ગઈ, વરસ આખરે ૩૦, બીજા વર્ષની આખરે ૫૦ અને ત્રીજા વર્ષની આખરે ૭૦ સુધી પહોંચી. તે જ અરસામાં આમોદ, અમદાવાદ અને બારડોલીમાં પણ બોર્ડિંગ હાઉસો સ્થાપન કરવાની ફરજ પડી, ત્યાં પણ બધા મળી ૬૦, ૭૫ વિદ્યાર્થીઓ કેળવણી લેતા થયા છે. આ પ્રમાણે આ સંસ્થાઓને લીધે કેળવણી લેનારની સંખ્યા ૮થી વધીને ૧૫૦ જેટલી એટલે ૧૫ ગણી થઈ છે.

**ભણવું શા માટે ? :** ખેડૂતો ભણશે તો ખેડ કોણ કરશે એવી પાયા વગરની દલીલ પૂર્વપક્ષી કરે છે. દુનિયાના બીજા કેળવાયેલા દેશમાં કે જ્યાંના ખેડૂતો ઊંચી

કેળવણી પામેલા હોય છે તે છતાં તેઓ ખેતીનો ઉત્તમ ધંધો જ પસંદ કરે છે. દેશમાં જ્યાં સુધી કેળવણીનો પ્રચાર જોઈએ તેવો થયો નથી ત્યાં સુધી જ નોકરીનો મોહ રહેવાનો. યુરોપ અમેરિકામાં ખેડૂતો રાજસભામાં બેસે છે અને તેમની સલાહ વિના કંઈ પણ કામ થઈ શકતા નથી. જ્યારે અહીંનો બિચારો ખેડૂત હલકામાં હલકા હવાલદારથી પોતાની અજ્ઞાનતાને લીધે ડરે છે. પોતાનું હિતાહિત સમજતાં શીખી દેશના હિતાહિતમાં ભાગ લેવા માટે હું તમને ભાર દઈને ભલામણ કરું છું કે બાળકોને બોર્ડિંગ હાઉસ જેવી ઉત્તમ સંસ્થા રાખી કેળવણી લેતા કરો ?

**સ્થળ :** હવે બોર્ડિંગના સ્થળની પસંદગી કરવાનો વિચાર બાકી રહે છે. બોર્ડિંગનું સ્થળ એવું હોવું જોઈએ કે તે આપણી જ્ઞાતિનું કેન્દ્રસ્થાન હોય. ઊંચી કેળવણી લેવાના ત્યાં સાધનો મળી શકતાં હોય અને રાજ્ય તરફથી મદદની આશા જેટલી રાખી શકાય તેટલીની જ્યાં અનુકૂળતા હોય તેવું સ્થળ બોર્ડિંગને માટે પસંદ કરવું જોઈએ. પોતાના રાજ્યમાં મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરીને જેણે પોતાને કેળવણીના ચુસ્ત હિમાયતી તરીકે સિદ્ધ કર્યા છે તે નામદાર ગાયકવાડ સરકારના અમરેલી જેવા સ્થળમાં બોર્ડિંગ શરૂઆતમાં સ્થાપવું જોઈએ. ઉપરાંત આપણા પ્રમુખ પણ તે સ્થળના હોવાથી તેમના અનુભવનો અને જ્ઞાનનો લાભ પણ તે સંસ્થાને વારંવાર મળતો રહે. અમે આશા રાખીએ છીએ કે પ્રમુખશ્રી પોતે પણ આ પ્રશ્ન ઉપાડી લઈ જરૂર જણાતા ઉપાયો સત્વર યોજશે. સુરતની ત્રીજી પાટીદાર પરિષદ વખતે પછાત પડેલા ખેડૂતભાઈઓની સ્થિતિ તપાસવાની યોજના હાથ ધરવા ઠરાવ કરવામાં આવ્યો હતો તે અનુસાર મારે અમારા મંડળના પ્રેસિડન્ટ, સેક્રેટરી અને ત્રીજી પાટીદાર પરિષદના જોઈન્ટ સેક્રેટરી સાથે કાઠિયાવાડનાં તમામ મોટાં રાજ્યોમાં ફરવાનું થયું છે. એ ઉપરથી અમે અનુભવસિદ્ધ કહી શકીએ છીએ કે કાઠિયાવાડની ૬ લાખ જેવડી આપણી મોટી કોમ માટે એક પણ બોર્ડિંગ હાઉસ હાલમાં નથી તે દિલગીરી ભરેલું છે. જે ખેડૂતનાં છોકરાં ભણે છે તેની તપાસ કરતાં અમને માલૂમ પડેલ છે કે ગણિત જેવા અઘરા વિષયો તેના બહુ જ સારા હોય છે અને ઊંચો નંબર તેઓ કદી પણ છોડતા નથી. આથી બોર્ડિંગ જેવી સંસ્થાની અનિવાર્ય જરૂર અમને લાગી છે, તેને માટે અમરેલી શરૂઆતમાં યોગ્ય સ્થળ અમને માલૂમ પડે છે. ઉપરના ઠરાવને અમરેલીવાળા શવજી બાવાભાઈએ ટેકો આપી યોગ્ય શબ્દોમાં વિવેચનો થયા બાદ તે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખશ્રીએ જાહેર કર્યો.

### ઠરાવ ૯મો

**આ સમાજ આવા સમાજને બહોળા પાયા ઉપર મૂકવાની અને કાયમ નિભાવવાની આવશ્યકતા સ્વીકારી 'કાઠિયાવાડ પાટીદાર સમાજ' સ્થાપે છે અને તેમાં દરેક ખેડૂત હિતેચ્છુને ભળવાની ખાતર વાર્ષિક લવાજમના ચાર આના ઠરાવે છે.**

ઉપરનો ઠરાવ રજૂ કરતાં પ્રમુખશ્રી વીરજીભાઈએ જણાવ્યું કે, આ સમાજ ભરતાં

પહેલાં જેતલસર, કોલકી, ગાંગાવાડા વગેરે અનેક સ્થળે અગાઉ સમાજો ભરાયેલ હતા પણ આ સમાજ જેટલું સંગીન કાર્ય કોઈપણ સમાજે તે વખતે કર્યું નહોતું. આવી ઉપયોગી સમાજ ભરાઈ ગયા પછી હવે ભવિષ્યમાં આપણી લોકોપયોગી હિલચાલ પાર પાડવા માટે એક કાયમનો સમાજ સ્થાપવાની આપણને જરૂરિયાત જણાય છે. ત્યાર પછી સમાજની ઉપયોગિતાના સંબંધે વિવેચન નીચે પ્રમાણે થયાં હતાં.

**ઐશ્વરી મહાનિયમ :** પાટીદાર યુવક મંડળના પ્રમુખ ચંદુલાલ બહેચરલાલ પટેલ અને પાટીદાર યુવક મંડળના મંત્રી કુંવરજીભાઈ વિઠ્ઠલભાઈએ પાટીદાર સમાજના મેમ્બરો થવા એકત્ર થયેલ ભાઈઓને અસરકારક વિનંતી કરી. તેઓએ જણાવ્યું કે, 'બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે, આધાર સૌને સોનો રહ્યો જ્યાં' વચનાનુસાર અરસપરસની મદદ એ તો ઐશ્વરી મહા નિયમ છે. અચેતન પદાર્થના અનેક ભાગોનું બનેલું મકાન પણ અરસપરસની મદદને જ પ્રભાવે ટકી રહે છે. ચિત્રવિચિત્ર વ્યક્તિઓથી બનેલું આપણો ખેડૂત સમાજ પણ તે જ પ્રમાણે એક-બીજાની મદદ કે સહાયથી જ પ્રગતિરૂપ મોક્ષ મેળવી શકે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે એકબીજાનાં શક્તિ, વિચાર અને સાધનના સંમેલનથી પાટીદાર સમાજની ઉત્પન્ન થતી સત્તા સ્મરણમાં રાખી મોટી અને બહાર પડતી કાઠિયાવાડના તમામ રાજ્યની વ્યક્તિને આ કાઠિયાવાડ પાટીદાર સમાજમાં અત્યારે ને અત્યારે દાખલ થવાનો અમારો આગ્રહ છે, તમો સર્વ સમજી શકો તેમ છો કે એકાદ અમુક વ્યક્તિ બિચારી તન, મન અને ધનના ભોગે કદાચને જ્ઞાતિની ઉન્નતિ કરવા બરાડા પાડી રહેતી હોય તો તેની અસર શું થવાની છે ? વ્યક્તિ અને અનેક વ્યક્તિના બનેલા કાઠિયાવાડ પાટીદાર સમાજની સત્તામાં કરોડોગણો નહીં પણ પરાર્ધગણો ફેર છે.

**પ્રાણીસેવા :** ખેડૂતસેવા કરવા માટે આપણે આ પ્રમાણે એકત્ર થવાની ખાસ જરૂર છે. બંધુઓ, હિંદુસ્તાનમાં તો ખાસ કરીને ખેડૂતસેવા એ જ રાજ્યસેવા છે, અને અહીં તો ખેડૂતદ્રોહ એ જ રાજ્યદ્રોહ ગણવાનો, કેમ કે ખેડૂતો રાજ્યના સ્થંભ છે અને દેશના કમાઉ દીકરા છે. આવી ઉત્પાદક અનેક વ્યક્તિની સેવા કરવાથી ફક્ત રાજ્યનું નહીં પણ પ્રાણી માત્રનું હિત સચવાય છે. જે અન્ન વિના કંગાળથી ચક્રવર્તી રાજા સુધીનાનું કામ ચાલી શકતું નથી તેના ઉત્પાદક દેશના ૭૦ ટકા ખેડૂતોની ઉન્નતિની કંઈ પણ ચેષ્ટા ન કરતાં દેશભક્તિનું નામ લેવું એ ખરેખર તે શબ્દની વિડંબની કરવા બરોબર છે.

**રાજ્યનો પાયો :** કાઠિયાવાડની જુદાં જુદાં અનેક રાજ્યોની વીખરાઈ ગયેલ ખેડૂતપ્રજાને કાઠિયાવાડ પાટીદાર સમાજ દ્વારા એકત્ર કરવામાં આવે અને પોતાની મહત્તા પોતે સમજતા થાય તો પણ કંઈ થોડોઘણો લાભ નથી. દેશના ગણ્યાગાંઠ્યા જાહેર માણસો, શ્રીમંતો વગેરે અલબત્ત રાજ્યરૂપી મંદિરના શોભાયમાન મિનારા કે શિખરો છે, પણ રાજ્યરૂપી મંદિરની આબાદી તો ખાસ કરીને મંદિરના પાયામાં બહુ ઊંડે ઊંડે ધૂળ વગેરેમાં દટાયેલા ખેડૂતપ્રજા રૂપી ખડબચડા પાયાના પથ્થર ઉપર

અવલંબેલ છે. ખેડૂતો તો રાજ્યમંદિરના પાયામાં પુરાયેલા ખડબચડા પથ્થરો છે. માટે જ ખેડૂતસેવા એ રાજ્યસેવા અને ખેડૂતદ્રોહ એ રાજ્યદ્રોહનો અંશ છે.

બંધુઓ, કર્મયોગ એટલે બીજું કંઈ નહીં પણ જીવને માટે પણ કોઈની સેવા કરવી. આ જગત અનિત્યન છે. જન્મે છે તે જ મરે છે, અને ઉદય પામે છે તે જ નાશ પામે છે, પણ પ્રાણી માત્રની સેવા કરનાર જ અમર છે, નિત્ય છે. આપ સર્વ સમાજમાં દાખલ થઈ કૃતકૃત્ય થાઓ એવી વિનંતી છે.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયા પછી ભાવનગર, જૂનાગઢ, મોરબી, ગોંડળ, જામનગર, પોરબંદર, માણાવદર, બાટવા, અમરેલી વગેરે કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યમાંથી આવેલા પાટીદાર બંધુઓએ પોતપોતાનાં નામ સભાસદ તરીકે દાખલ કરાવ્યા અને જોતજોતામાં સભાસદની સંખ્યા ૫૦૦ જેટલી થઈ ગઈ. દરેક બંધુને સભાસદ થઈ જ્ઞાતિસેવા કરવાની વિનંતી કરવામાં આવે છે.

ઠરાવ ૧૦મો

**ખેતીનો મુખ્ય આધાર સારા ખાતર ઉપર હઈ ખાતર સંબંધી દરેક જાતની પૂરતી સગવડ રાજ્ય તરફથી કરી આપવાની આ સમાજ આવશ્યકતા સ્વીકારે છે અને તે પ્રમાણે થવા તમામ રાજ્યોને આ સમાજ વિનંતી કરે છે**

સમાજના ઉપપ્રમુખ ભાવનગરવાળા રા. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ., એલએલ.બી. ઉપરનો ઠરાવ રજૂ કર્યો અને ભાયાવદરવાળા ખેડ કરતાં લુવાણા ગૃહસ્થ ઠક્કર રા. હરખચંદે ટેકો આપ્યો. તેઓએ વિવેચનમાં જણાવ્યું કે દિવસે દિવસે પાક આપનાર ભૂમિની ફળદ્રુપદા ઘણી જ આજકાલ ઓછી થતી જાય છે. ભૂમિમાંથી દરવરસે જે રસકસ ખેંચી કાઢવામાં આવે છે તેને બદલે જમીનમાં ખાતર પૂરી જમીનને ફળદ્રુપ કરવામાં બિલકુલ ન આવે તે શોચનીય છે. ખેડૂત ઉપર કંઈપણ પ્રકારનો બોજો કર્યા સિવાય પૂરતા જથ્થામાં જ્યારે ખેડૂતોને ખાતર આપવામાં આવે ત્યારે જ જમીન વિશેષ ફળદ્રુપ થાય અને રાજ્યની જમીનની કિંમતમાં વધારો એકદમ થશે. ખાતરનો ખરો ઉપયોગ હજુ ખેડૂતો સમજતાં નથી માટે તેઓને તે તરફનો પ્રેમ પ્રથમ કોઈપણ પ્રકારે ઉત્પન્ન કરવાની જરૂર છે. જુદી જુદી જાતનાં અનેક ખાતરોનો કયા પ્રકારે ઉપયોગ લેવાય તેનાં વિવેચનો પછી ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. જ્યારે ખાતરનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થશે ત્યારે ખેડૂતની અથાગ મહેનતના મીઠાં ફળો સમાજને ચાખવાનો અવકાશ આવશે. એવું સિદ્ધ કર્યા પછી માણાવદર તાબે બાટવાવાળા પટેલ જુઠાં કુરજીએ ઠરાવ ૧૧મો નીચે પ્રમાણે રજૂ કર્યો.

ઠરાવ ૧૧મો

નવી પદ્ધતિનાં

જામનગર સ્ટેટના જોધપુરવાળા પટેલ આંબા દેવજીના ટેકા પછી ઉપયોગી વિવેચન થયું કે કાઠિયાવાડનાં રાજ્યોની આબાદી ઇચ્છનારે અનુભવસિદ્ધ કરવું

જોઈએ કે ખેતીસુધારણાનું મુખ્ય અને અગત્યનું સાધન ઓજારો છે. આજકાલ બિચારા અભણ ખેડૂતો જ્યાંત્યાં જૂનાં ઓજારો વડે જ પોતાનું કામ કરે છે. સુધરેલી ઢબનાં ઓજારો ખરીદવા જેટલી ગુંજાસ નથી અને તેનો ઉપયોગ કરવા જેટલી આવડત નથી.

નમૂનાનાં ખેતરો ઉપર સુધરેલાં ઓજારો વાપરવાનું જ્ઞાન ખેડૂતને આપવાની પૂરેપૂરી જરૂર છે. ખેડૂતોને સુધરેલી ઢબનાં ઓજારો ખરીદવા શક્તિમાન કર્યા પછી તેનો ઉપયોગ કરતા શીખવવાની તેટલી જ જરૂર છે; આ પ્રમાણે કરવાથી જ - ખેતીવાડીનું શિક્ષણ, પ્રયોગ સાથે આપવાથી જ - અમેરિકાનું ખેતી વિજ્ઞાન દુનિયામાં સૌથી શ્રેષ્ઠ ગણાય છે.

આ ઉપરાંત ઉત્તમ બીજ ખેડૂતને મેળવી આપવામાં જ રાજ્યનું હિત સમાયેલું છે. ઉત્તમ બીજની પણ ખેતી-આબાદી માટે ઉત્તમ ઓજાર જેટલી જ જરૂર છે. ઉત્તમ બીજ દૂર દેશથી લાવી આપવાની સગવડ કરવા, બીજ એકબીજા રાજ્યમાં અદલાબદલ કરી આપવા સંબંધની યોજના કરવામાં રાજ્યોએ ખેડૂતને અત્યારે તો સંપૂર્ણ સહાય આપવાની છે, કેમ કે ખેડૂતો બિચારા તદ્દન અભણ છે અને સારી સ્થિતિમાં નથી. આ પ્રમાણે કર્યા પછી જો કુદરતી રીતે મળતા પાણી ઉપરાંત દુકાળ જેવા પ્રસંગમાં પહોંચી વળવા માટે નહેરો બાંધવાની, ઊંડા કૂવા ખોદવાની યોજના થશે તો પછી કાઠિયાવાડ એ ગુજરાતનો અને પરિણામે હિંદુસ્તાનનો સુંદર બગીચો થઈ પડશે. ઉપરનો ઠરાવ પસાર થયા પછી અમરેલીવાળા રા. શિવજી બાવાભાઈએ ઠરાવ ૧૨મો નીચે પ્રમાણે રજૂ કર્યો.

### ઠરાવ ૧૨મો

**ખેતી ઉપયોગી પાક, બીયાં અને જાનવરો સંબંધના પ્રદર્શનની આવશ્યકતા આ સમાજ સ્વીકારે છે, માટે તેવાં પ્રદર્શનો ભરવાં રાજ્યોને વિનંતી કરે છે.**

મોટી મારડવાળા રા. ભીમજી રૂડાએ તેને ટેકો આપ્યો, નીચેના વિવેચન પછી તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો.

ખેતીની આબાદીમાં પાણી, ઓજારો અને ઉત્તમ ખાતર જ પૂરતાં નથી. તેની સાથે સાથે સારાં ઢોરની પણ તેટલી જ જરૂર છે. ઢોરની સુધારણા સંબંધે અહીં બહુ જ બેદરકારી માલૂમ પડે છે. સારા બળદો ઉત્પન્ન કરવા માટે તેને ઘાસચારા ઉગાડવાની સગવડ ખેડૂતોને કરી અપાય તો લાભ થવા સંભવ છે. કાઠિયાવાડમાં ખાસ કરીને ખેડૂત વર્ગને તેઓના ધંધાને બરની કેળવણી આપવાની એક પણ યોજના ન હોઈ પ્રદર્શન મારફત શરૂઆતમાં વહેવારુ કેળવણી આપવાની જરૂર છે. આવા પ્રદર્શનમાં અમુક પ્રકારનાં ઓજારો, પેદાશો, જાનવરો બતાવવા ઉપરાંત તેનો ઉપયોગ, ફાયદા વગેરે ખેડૂતના હિતની હકીકતો અખતરા મારફત બતાવવામાં આવશે તો જ પરિણામ ઈષ્ટ આવવા સંભવ છે. ખેડૂત વર્ગની સ્થિતિ ધ્યાનમાં રાખી રાજ્યે પોતે જ પ્રદર્શનની ટ્રેનો દોડાવવી જોઈએ. પ્રદર્શન ટ્રેનોમાં ભરી મુખ્ય મુખ્ય

ગામોએ ટ્રેન થોભાવી ત્યાંના ખેડૂતને વગર મહેનતે અને વગર ખર્ચે લાભ આપવો જોઈએ.

### ઠરાવ ૧૩મો

**ખેડૂતો દરેક વખતે બહાર તથા દૂરના ભરાતા પ્રદર્શન સંબંધી હકીકતથી માહિતગાર થઈ કે હોઈ ન શકે માટે તથા દરેક હકીકતની માહિતી એક ઠેકાણે પોતાના ત્યાંના કોઈ અસાધારણ નવા પાક, બીયાં કે જાનવરને માટેની પોતાની હકીકત સમાજના સેક્રેટરીને જણાવતી રહેવા ભલામણ કરે છે. જેથી કોઈ અગત્યના પ્રદર્શનમાં ભાગ લેવાને તેને સૂચના આપી શકાય.**

પોરબંદર રાજ્યના ભોદવાળા રા. ચત્રભજ ભવાને ઉપરનો ઠરાવ રજૂ કર્યો અને ગોંડળ રાજ્યના કોલકીવાળા રા. રામજી જુઠાભાઈએ ટેકો આપ્યો. નીચેના વિવેચન પછી તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

આજકાલ બિચારા ખેડૂતો રાતદિવસ ખેતરોમાં સખ્ત મજૂરી કરતા હોવાથી દેશમાં નવા સુધારાવધારા શું થાય છે તેથી તેઓ તદ્દન અજાણ્યા રહે છે. જ્યારે કર્તવ્યમાં મૂકનાર ખુદ ખેડૂત વર્ગ પોતાની માટેની યોજનાઓ ન જાણે ત્યારે ફાયદો શું છે ? ખૂણેખાંચરે ગણ્યાગાંઠ્યા ખેતીવાડીને ખીલવવાનાં જે પ્રયત્નો અને યોજના થાય છે તે કમભાગ્યે ખેડૂતો જાણી જ શકતા નથી. શ્રોતા અને વક્તા પોતે ખુદ ખેડૂત ન હોવાથી અને ખેડૂતની મોટી પણ અભણ વસ્તીની જાણમાં તે લાવી શકવાનાં સારા સાધનની તંગીને લીધે જ ખેતીવાડીને ખીલવવાની યોજના ફક્ત કાગળ ઉપર પડી રહે છે. સુધરેલા વર્ગ અને અભણ વર્ગને સંબંધ લાવી યોજના અમલમાં મુકાય માટે ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો, અને અભણ ખેડૂત વર્ગને શિક્ષિત ભણેલા વર્ગની સાથે જોડવા માટે કાઠિયાવાડ પાટીદાર સમાજ રૂપી સ્નેહની સાંકળ તૈયાર કરી છે.

### ઠરાવ ૧૪મો

**આ સમાજ ખેતીની આબાદી ખાતર તથા આપણા શાસ્ત્ર અનુસારનો ગોરક્ષાનો ધર્મ ન તૂટવા ખાતર પૂરેપૂરી જરૂરિયાત હઈ ગોપાલન તથા ગોરક્ષા કરવા દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને નામદાર બ્રિટિશ સરકાર તથા દરેક દેશી રાજ્યને નામદાર ગોંડળના ધાર્મિક મહારાજાશ્રીનું અનુકરણ કરવા વિનંતી કરે છે.**

પાટીદાર યુવક મંડળના સભ્ય રા. સાકરલાલ હરિવલ્લભ પારેખે ઉપરનો ઠરાવ મૂકતાં જણાવ્યું કે, આપણા ધર્મશાસ્ત્રની અંદર શ્રીમદ્ ભગવદ્ગીતામાં ગૌનું પાલન કરવું અને ખેતી કરવી એ આપણો મુખ્ય ધંધો કહેલ છે. ગીતાજીને પરાપૂર્વથી આપણે માન આપતા આવ્યા છીએ માટે બીજા શાસ્ત્રીય પુરાવાની હવે જરૂર નથી. ઉપરાંત હિંદુસ્તાનની ખેતીવાડી ગાય અને તેનાં સંતાનો ઉપર મુખ્ય આધાર રાખે છે. યંત્રશક્તિ વડે પરવશ થઈને ખેતી કરવાનો વખત હજુ દેશમાં આવ્યો નથી અને

જ્યાં સુધી ખેડૂતો શ્રીમંત તેમજ વિદ્વાન નહીં થાય ત્યાં સુધી આવશે પણ નહીં. વળી ગાય સમસ્ત દુનિયાને જીવન અર્પનાર હોઈને હિંદુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચન વગેરેનાં ધર્મશાસ્ત્રની અંદર પણ ગૌવધ કરવાને અટકાવ કરેલો છે. ગાયની કુરબાનીને પેગમ્બર સ્વીકારતા નથી. અષો જરથોસ્ત અને ઈસુ ક્રાઈસ્ટ પણ ગાયને પવિત્ર પ્રાણી માને છે. ધર્મના સિદ્ધાંતની અંદર માલૂમ પડે છે કે અશુદ્ધને શુદ્ધ કરવા માટે ગાય માતાનું મળમૂત્ર સ્વીકારાતું આવ્યું છે. વ્યવહારિક દષ્ટિબિંદુથી પણ ગાય તેટલી જ ઉપયોગી છે. સારા સારા ખાવાના મિષ્ટ પદાર્થો તેમજ છાશ અને રાબડી જેવા પદાર્થો કે જે એક ગરીબમાં ગરીબ માણસ પણ પોતાના રોજના ખોરાકમાં લે છે તે ગૌ માતાનો જ પ્રતાપ છે. એક ગાય અને તેની પ્રજા તેમજ તેનાં દૂધ, ઘી, દહીં, છાણ, ખાતર વગેરેનો હિસાબ કરી એવું સિદ્ધ કર્યું હતું કે એક ગાયની કતલ કરવાથી પરિણામે ભવિષ્યમાં ઉત્પન્ન થનાર ૫૦૦થી ૭૦૦ રૂપિયાનું નુકસાન દેશને કરીએ છીએ અને દરેકની લાગણી દુભવીએ છીએ. ધર્મિષ્ઠ જસાવાળા અને ગોંડળના નામદાર મહારાજા સાહેબે પોતાને ગાયના હિમાયતી તરીકે સિદ્ધ કરી બતાવ્યા છે તેને માટે તેઓને ધન્યવાદ ઘટે છે. પોતાના રાજ્યમાં ગૌવધ અટકાવવાનો સખત કાયદો ગોંડલના નામદાર મહારાજાએ કર્યો છે તેનું અનુકરણ કરવા દરેક રાજસત્તાને વિનંતી છે. ઉપરના વિવેચનો તેને ટેકો આપનાર ખેડૂત બંધુના સાચા સેવક ગોકળદાસ કાળાવડીયા અને રા. સાકરલાલે કર્યા પછી તે ઠરાવ સર્વાનુમતે પ્રમુખે પસાર થયેલો જાહેર કર્યો હતો.

### ઠરાવ ૧૫મો

**બાળ વેવિશાળ તથા બાળલગ્ન અને એક સ્ત્રીની હયાતી છતાં યોગ્ય કારણ વિના બીજી સ્ત્રી કરવાના રિવાજ પરત્વે આ સમાજ તિરસ્કારની નજરે જુવે છે અને વરકન્યા વચ્ચે ઓછામાં ઓછું પાંચ વર્ષનું અંતર રાખવા સૂચના કરે છે**

રા. મૂળજીભાઈ જેઠાભાઈએ ઉપરનો ઠરાવ રજૂ કર્યો અને માંડવડાવાળા પટેલ ભગવાન શિવદાસે તેને ટેકો આપ્યો. અમરેલીવાળા હરિભાઈએ પોતે તૈયાર કરેલ નિબંધ વાંચ્યો અને ઉપયોગી વિવેચન પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

### ઠરાવ ૧૬મો

**કન્યાવિક્રયનો અધમ રિવાજ નાબૂદ કરવા આ સમાજ સર્વ જ્ઞાતિબંધુઓને પ્રાર્થના કરે છે.**

રા. રા. ગોકળદાસ કાનજી કાલાવડીએ ઉપરનો ઠરાવ રજૂ કરતાં હૃદયદ્રાવક અને અસરકારક ભાષણ કર્યું હતું. તેઓએ જણાવ્યું કે કન્યાના જન્મથી જ સગાવહાલામાં દિલગીરી ઉત્પન્ન થાય છે. ત્યાર પછી તેને ઉછેરવામાં પણ તેટલી જ બેદરકારી રખાય છે. આથી સ્ત્રીની સંખ્યામાં આપણા છોકરા કરતાં ઓછી થઈ ગઈ છે. ભેંસના પાડાને આપણે જેવી બેદરકારીથી ઉછેરીએ છીએ તેવી જ

બેદરકારીથી આપણી બાળકીઓને ઉછેરીએ છીએ. પાડાની સંખ્યા પણ આપણી બેદરકારીથી ઓછી થઈ છે. કન્યાને બેદરકારીથી ઉછેર્યા પછી લાકડે માંકડું વળગાડી દેવાની નવી રીત હાલમાં દાખલ થતી-આવે છે તે નાશજનક છે. પોતાના પિંડને વેચીને પૈસા મેળવી શ્રીમંત થવું તે કરતાં કંગાલ રહેવું તે વધારે સારું છે. દીકરીના પૈસાથી મહેલોમાં રહેવું તે કરતાં સુદામાની ઝૂંપડીમાં રહેવું એ વધારે સારું છે, તેણે એવું તો દાખલા-દલીલવાળું અને અસરકારક ભાષણ કર્યું કે તેની અસર પ્રત્યક્ષ જણાઈ આવી. તે જ જગ્યાએ ત્યારે અને ત્યારે સેંકડો વૃદ્ધ અને યુવાનોએ કન્યાવિક્રય ન કરવા પ્રતિજ્ઞા લીધી અને અંતે ત્રાડ સાંભળી તમે ત્રાડ નાખવા મંડી ગયા છો તે ખરેખર આપણો મૂળ સ્વભાવ તાજો કર્યા બરોબર છે. આ સમાજે બીજા સમાજો કરતાં કાંઈક સંગીન કાર્ય કર્યું છે તેમ માનવાને સબળ કારણ છે. શ્રોતાજનોની શ્રવણ કરવાની તીવ્ર જિજ્ઞાસા એટલી હતી કે હજારોની સંખ્યા હોવા છતાં ઉપરાઉપરી ૭ કલાકની બેઠકમાં, ઉનાળાની ઋતુમાં શ્રોતા સિવાય અન્યનો અવાજ સંભળાતો નહોતો. તે ઠરાવને લીધે પૂંજા અને વીરજી કરસને ટેકો આપ્યા પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કીધો.

### ઠરાવ ૧૭મો

### પ્રેત ભોજન કે કારજ, વરા તરફ તથા રોવા-કૂટવાના કૃત્રિમ ચાલ તરફ આ સમાજ ધિક્કારની દષ્ટિથી જુએ છે

**અશાસ્ત્રીય :** પ્રેતભોજનનો ઉપરનો ઠરાવ રજૂ કરતાં પાટીદાર યુવક મંડળના મંત્રી રા. કુંવરજી વિઠ્ઠલભાઈએ જણાવ્યું કે :

પ્રેતભોજનનો રિવાજ શાસ્ત્રીય નથી પણ ઘાલૈયો છે. શાસ્ત્રમાં કોઈ પણ જગ્યાએ પ્રેતભોજનની મહત્તા સ્વીકારાયેલ હોય એવો ઉલલેખ નજરે પડતો નથી. ઘરબાર ગીરો મૂકીને પણ પ્રેતભોજન કરાવવાનું ફરજિયાત જેવું થઈ પડ્યું છે. આ પ્રમાણે કેટલાંક કુટુંબો પાયમાલ થઈ ગયાં છે; અને રુધિરભર્યા ભોગ ભોગવવાને આપણે તત્પર થઈ રહીએ છીએ. આ પ્રમાણે પાયમાલ થઈ ગયેલ કુટુંબના છોકરા પરણાવવાની વાત તો બાજુએ રહી પણ તેમની છોકરીઓ લેવાને પણ આનાકાની કરાય છે.

**અપૂર્વ રિવાજ :** આ દુષ્ટ રિવાજ હિંદુસ્તાનમાં ગુજરાત-કાઠિયાવાડ સિવાય કોઈ પણ જગ્યાએ નથી. ઉત્તર હિંદમાં અમોને અનુભવસિદ્ધ થયું છે કે આવો પ્રેતભોજનનો રિવાજ છે જ નહિ. ત્યાં આપણી સમસ્ત હિંદુસ્તાનની જ્ઞાતિની પરિષદમાં જ્યારે અમો ગયા હતા ત્યારે આ રિવાજ સાંભળી તેઓ ચકિત થઈ ગયા. તેઓ પણ આ રિવાજ પ્રત્યે ધિક્કારની દષ્ટિથી જુઓ છે, હિંદુસ્તાનની અંદર ધર્મચુસ્ત ગણાતી દક્ષિણી કોમમાં પણ આવા પ્રેતભોજન બિલકુલ નથી, ઉત્તમ આર્યકોમની અંદર જ્યારે આ રિવાજ નથી ત્યારે સિદ્ધ થાય છે કે એમાં કંઈ ધાર્મિક બાબત છે જ નહિ.

**દાખલાની જરૂર :** જ્ઞાતિના આગેવાનો જાહેરમાં આવી આવા રિવાજ પોતે

બંધ કરશે તો જ પરિણામ ઇષ્ટ આવશે. આ પ્રમાણે ગુજરાતમાં ઘણા કટિબદ્ધ થયા છે. અરે, પરિણામે તે રિવાજ નષ્ટ થવા લાગ્યો છે. પ્રથમ શરૂઆત કરનાર અમારે જ્ઞાતિના આગેવાનો તરફથી કંઈક ખમવું તો પડેલ હતું પણ અમારા વડીલો વગેરેના દૃઢ આગ્રહથી અમે આ દુષ્ટ રિવાજ નષ્ટ કરવા ભાગ્યશાળી થયા છીએ. અમારી બાજુ તરફ આ રિવાજ ધીમે ધીમે નાબૂદ થવા માંડ્યો છે. કોઈ શ્રીમંત હોય છે તે પ્રેતભોજન નહિ કરતાં સારી સંસ્થામાં પૈસાનો સારો ઉપયોગ કરવા મોકલી આપે છે. અમારા મંડળમાં પણ આ પ્રમાણે મોટી રકમો મળે છે તે તેનો પ્રત્યક્ષ પુરાવો છે. તમારી તરફ પણ તમે તેવું કૈશો તો તમારે જે કાયમની સંસ્થાની ખોટ છે તે પૂરી પડશે. ખીરસરાવાળા રા. રામજી જુઠાભાઈએ દરખાસ્તને ટેકો આપી પ્રેતભોજનની એક કવિતા ગાઈ બતાવી તેમાંથી થોડીએક લીટી નીચે પ્રમાણે છે.

દાડાએ તો ડાટ વાળ્યો રે, પાટીદાર ખાતો ટાળ્યો–દાડાએ તો૦
માતપિતાનો અવસર ફરીને આવે ન વારંવાર–દાડાએ તો૦
કરજ થશે તો કામી કામીને બધુંય જશે દેવાય–દાડાએ તો૦
વ્યાજ દિનપ્રતિદિન વધવા માંડ્યું સવાથી દોઢા થાય–દાડાએ તો૦
દોઢેથી બમણા મંડ્યા વધવા ઊપજ જાય તણાઈ–દાડાએ તો૦
પછી વેપારી દાવો માંડે અકલાવે બહુ પેર–દાડાએ તો૦
રાચરચીલું ઘર-ઢોર લીધાં જપતી આવી ઘેર–દાડાએ તો૦
અન્ન વસ્ત્રના સાંસા પડતા ફોકટ ધન વહી જાય–દાડાએ તો૦
વિદ્યા હુન્નર ને ખેતી સુધારો દુખિયાં જે જ્ઞાતિ જન–દાડાએ તો૦
તેમાં વાવરશો ભાવ થકી તો પ્રભુ થાશે પ્રસન્ન–દાડાએ તો૦

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયા પછી ઠરાવ ૧૮મો સિહોરવાળા રા. રા. બહેચરલાલ ત્રિકમજીએ નીચે પ્રમાણે રજૂ કર્યો–

### ઠરાવ ૧૮મો

**બીડી તથા ચાહના નકામા નુકસાનકારક ખર્ચાળ વ્યસન બંધ કરવા પ્રયાસ કરવાને આ સમાજ દરેક બંધુને દૃઢ આગ્રહ કરે છે.**

તેઓશ્રીએ તે ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે પાટીદાર જ્ઞાતિમાં જો કંઈ પણ પ્રશંસનીય રીત હોય તો તે એ જ કે પોતાનાં પૂર્વનાં ધર્મકર્મ હજુ તેણે તજ્યાં નથી. પોતાનાં રીતરિવાજોમાં આજકાલના કેટલાક હાનિકારક રિવાજો છે તે દાખલ કર્યા નથી. પરંતુ હાલમાં કમભાગ્યે અન્યનું અનુકરણ કરીને બીડી તથા ચાહ જેવાં નુકસાનકારક અને ખર્ચાળ વ્યસનને પાટીદાર બંધુઓ સેવવા લાગ્યા છે. તમાકુ અને ચાહ અગાઉના વખતમાં આપણે ત્યાં હતા નહિ તેમ સંસ્કૃત વગેરેના કોષ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે. તેનો ઇતિહાસ પણ જગપ્રસિદ્ધ છે કે તંબાકુ અમેરિકામાંથી પ્રથમ યુરોપમાં આવી. તેનો ઉપયોગ અટકાવવા ઇંગ્લાંડના રાજા જેમ્સે સારા પ્રયત્ન કર્યા હતા. હિંદુસ્તાનમાં યુરોપ થઈને જ આવી અને તેનો ઉપયોગ પ્રથમ અટકાવવાને

માટે જેમ્સ રાજાની માફક જહાંગીર બાદશાહે હુકમો કાઢ્યા હતા. આ પ્રમાણે આપણા વ્યસનમાં ઉમેરો કરવાની આપણને કશી જરૂર નથી.

### પટેલબંધુ સોરઠ સમાજ સંબંધે જાહેર વર્તમાનપત્રોએ કરેલો ઉહાપોહ પટેલબંધુ સોરઠ સમાજના ચોથા મેળાવડામાં ચર્ચાયેલા કોમી હિતના અગત્યના સવાલો

કાઠિયાવાડના ઉપલેટા ગામમાં આ વરસે ભરાયેલી પટેલબંધુ સમાજ અથવા પાટીદાર કૉન્ફરન્સે પોતાની જ્ઞાતિનું સારી રીતે ધ્યાન ખેંચેલું જણાય છે, અને પુરુષો સાથે સ્ત્રીઓ પણ તેમાં ભાગ લેતી થઈ છે એમ તેના અહેવાલ ઉપરથી જોઈને ખુશી ઊપજે છે. તેના વડે કોમના વિચારોમાં કેટલી ઝડપે ફેરફાર થાય છે તે તે ખુલ્લું બતાવી આપે છે. પાટીદાર કોમમાં પડદાની અને બીજી વહેમી રસમો એટલી જડ ઘાલી બેઠી હતી કે તેમાં સુધારો કરવાને કોમનાં સ્ત્રી-પુરુષોનો આવો મોટો જથ્થો ભેગો મળે તે તેના ભવિષ્યને માટે ઊંચી આશા ઉત્પન્ન કરનારું છે. પરિષદમાં મુખ્યત્વે કરીને કોમની નાણાં સંબંધી હાલત, લગ્નવ્યવહારની રીતિઓ, ખેતીની સુધારણા અને કોમમાં સામાન્ય કેળવણીનો પ્રસાર કરવાની જરૂર એ બાબતો ઉપર વિચાર કરવામાં આવ્યો હતો અને તે બાબતો ઉપર થયેલાં વિવેચનો સાંભળનારાઓમાં અસર કરે તેવાં, વિગતો સાથેનાં હતાં એ જાણીને આપણને વધારે સંતોષ ઊપજે છે. પરિષદના પ્રમુખ મિ. વીરજીભાઈ શિવદાસ પટેલે કરેલું વિવેચન કીંમતી હતું, અને કેટલેક અંશે તો બીજી કેટલીક હિંદુ જ્ઞાતિઓએ પણ તે વિચારવા જેવું છે. તેમણે કહ્યું હતું કે, ‘જો વૃદ્ધ અને યુવકનો યોગ્ય સંયોગ કરાય, જો વૃદ્ધ અને યુવક સાથે મળી જ્ઞાતિહિતનાં કાર્યો કરે, જો અનુભવી અને વિદ્વાન સાથે મળી કામ કરવા તૈયાર થાય તો જ્ઞાતિની ‘ઉન્નતિ દૂર નથી.’ ખાસ કરીને હિંદુ જ્ઞાતિઓને માટે એક કીંમતી સલાહ લેખાશે. જૂના જમાનાના વિચારોને વળગી રહેનારા વૃદ્ધો પોતાના કામકાજમાં યુવાને કે કોમના સમજુ ભણેલાઓને સાથે મેળવી કામ કરવાની બેદરકારી બતાવે છે અને યુવકો તેમના માત્ર જૂના જૂના જમાનાની રૂઢિ મુજબનાં કામકાજને નાપસંદ કરી તે મુજબ વ્યવહારમાં ચાલી શકતા નથી, એથી જ કોમમાં એકબીજા સામે કચવાટ બતાવનારાં બે તડાંઓ ઊભાં થાય છે. હિંદુજ્ઞાતિઓએ પોતાની જૂની રૂઢિ મુજબ દરેક બાબતમાં કામ કરવાનો વખત હવે વહી ગયો છે અને જો તે બીના ઉપર ધ્યાન આપવામાં આવશે તો પોતાના બંધારણનો મૂળ ઉદ્દેશ તેઓ ટકાવી રાખી શકશે. પ્રમુખે વળી પોતાના ભાષણમાં બાળલગ્નના રિવાજને પણ યોગ્ય રીતે વખોડી કાઢ્યો હતો. તેઓ એમ કહેવામાં વાજબી હતા કે બાળવિધવાઓનું પ્રમાણ વધી જવાનું, તેમજ પુનર્લગ્નની જરૂર પડવાનું મુખ્ય કારણ બાળલગ્ન છે. કન્યાવિક્રયની રૂઢિ ફેલાઈ જવાનું તેમણે આપેલું કારણ ઘણું જાણવાજોગ છે. કેટલેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે એક આસામી બીજે જે ઠેકાણેથી પોતે કન્યા લાવી શકે ત્યાં પણ તે પોતાની કન્યા આપવાની છૂટ ધરાવતો નથી હોતો. આથી જે પક્ષ તેને કન્યા આપે છે તે

તેનો બીજી કોઈ રીતે બદલો મેળવતો નહીં હોવાને લીધે, પોતાનાં જોગવાઈનાં સાધન સારુ કન્યાવિક્રય કરવા લલચાય તો તે નહીં બનવા જેવું નથી. જો ખાનપાનનો સંબંધ ધરાવતી અથવા તો હાલ તરત કામમાં કમ, જ્યાંની કન્યા લાવી શકાતી હોય ત્યાં પોતાની કન્યા આપવાની છૂટ મૂકવા જેટલી પણ હિંદુ જ્ઞાતિ ઉદારતા બતાવે, તો તેઓ પોતાની છોકરીઓને સુખમાં ઠેકાણે પાડવાનું વિશાળ મેદાન ઊભું કરી શકે અને વળી સાથે સાથે કન્યાવિક્રય જેવા કલંક લગાડનારા રિવાજને કેટલેક અંશે નિર્મૂળ કરવાને બનીને આવે. કન્યાવિક્રય અટકાવવા માટે તે ઉપરાંત વૃદ્ધ - બાળલગ્નના રિવાજ ઉપર પણ કાબુ મૂકવાની જરૂર છે એ આપણે સ્વીકારીશું. પ્રમુખે ચર્ચેલી બીજી બાબત ફરજિયાત અઘટિત ખરચોથી જ્ઞાતિની થતી પાયમાલી વિષે હતી. પ્રમુખે પોતાના ભાષણમાં જણાવેલી વિગતો ઉપરથી આપણે જોઈએ છીએ કે, સંવત ૧૯૪૬માં ભાવનગરમાં કડવા ભાઈઓના વિવાહ પ્રસંગે પટેલોના પોતાની માલિકીનાં બારસો મકાનો ધરાવતા હોવાની ગણતરી કરવામાં આવી હતી, ત્યારે હાલમાં માત્ર છસો જ મકાનો તેમની માલિકીનાં રહ્યાં છે, અને બીજાં છસો લખલૂંટ ખરચો માટે નાણાંની જોગવાઈ સારુ ગીરવી મૂકવામાં આવ્યાં છે. જોકે આ માત્ર ભાવનગરનો જ એક દાખલો આપવામાં આવ્યો છે, પણ એ ઉપરથી કોમ દિવસે દિવસ નાણાં સંબંધી કેવી માઠી હાલતમાં આવતી જાય છે તે ખુલ્લું સમજાય છે. કોમે આ બાબતમાં જાગ્રત થવાની જરૂર છે. પરિષદે કરેલા ઠરાવો અને તે ઉપર કરવામાં આવેલાં વિવેચનો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, તેણે કોમની આવી બદીઓ દૂર કરવાનો એકલો માર્ગ, સામાન્ય કેળવણીનો કોમમાં સારી રીતે ફેલાવો કરવાનો અને તેનાં ખેતીના ધંધાને ખીલવી આપવાનો હોવાનું સ્વીકાર્યું છે. પરિષદ પોતાની આ માન્યતામાં વાજબી છે, એમાં શક નથી. દેશની ૭૦ ટકા જેટલી વસ્તી ખેતીના ધંધામાં પડેલી છે અને તેને જો સુધારી ઊંચી દશાએ લઈ જઈ મૂકવામાં આવે તો તેથી આખા દેશની હાલતમાં સુધારો કરનારી અસર પણ કેટલેક અંશે નિપજાવી શકાશે. કેળવણીની કિંમત પરિષદે ઘણી સારી રીતે આંકી છે અને તેથી જ તેણે ફરજિયાત કેળવણીના ઠરાવને ટેકો આપ્યો છે. વળી તે તે બાબતમાં કોમ વચ્ચે પણ સારો ઉત્સાહ પેદા કરી શકી છે. પરિષદની હસ્તી પછી એ કોમ ગુજરાતમાં પોતાના ચાર બોર્ડિંગ હાઉસીઝ ધરાવે છે અને તેના તરફ કોમની લાગણી કેવી ઊંચી છે તે એટલા ઉપરથી જણાય છે કે ત્રણ વરસ પહેલાં સુરત ખાતે તેઓનું પહેલું બોર્ડિંગ હાઉસ સ્થાપવામાં આવ્યું હતું, ત્યારે શરૂઆતમાં તેને માત્ર સાત-આઠ વિદ્યાર્થીઓ જ મળ્યા હતા, પણ ગયા વરસની આખેરીએ તેની સંખ્યા ૭૦ જેટલી હતી. વળી આ ઉપરાંત તે પછી ખોલવામાં આવેલાં બીજાં ત્રણ બોર્ડિંગ હાઉસમાં પણ વિદ્યાર્થીઓની ઠીક સંખ્યા લાભ લે છે. ગઈ પરિષદમાં કાઠિયાવાડના કોઈ અગત્યના મથકે એક બોર્ડિંગ હાઉસ ખોલવાની ભલામણ કરવામાં આવી છે. માત્ર કાઠિયાવાડમાં જ પાટીદારોની વસ્તીની સંખ્યા છ લાખ જેટલી છે, અને એ જોતાં

પરિષદની ભલામણ તાકીદે બર આવશે તો તેથી કાઠિયાવાડના પોતાના ભાઈઓને પણ ગુજરાતની માફક ઝડપથી કેળવણીમાં આગળ વધવાનું સાધન મેળવી આપવાનો સંતોષ તે મેળવશે. તે કોમ જેમ જેમ કેળવાશે, તેમ તેમ પોતાના હિતની બાબતમાં સુધારા-વધારા કરવાને તે વધારે અને વધારે કાળજીભરી બનશે. આ માટે પરિષદે માધ્યમિક અને પ્રાથમિક કેળવણી લેનારા કોમી વિદ્યાર્થીઓને દર વરસે ઇનામ આપવાની અખત્યાર કરેલી રૂઢિ તેમને ખચિત ઉત્તેજિત કરનારી થઈ પડશે. પરિષદમાં જે બીજી અગત્યની બાબત ચર્ચવામાં આવી હતી તે કોમના સામાન્ય રીતે જાણીતા થયેલા ખેતીના ધંધા સંબંધમાં તેને છેલ્લી રૂઢિઓથી માહિતગાર બનાવવાની જરૂર વિષેની હતી. ખેતીનું કામ વૈજ્ઞાનિક રીતે કરવાને લગતી તાલીમ અથવા સમજ તેમને આપવાની પરિષદ જરૂર જોય છે. પરિષદમાં કરવામાં આવેલા વિવેચનમાં જણાવવામાં આવ્યું હતું કે, 'જો ગામેગામ લેખન, વાંચન અને ગણિતના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે, ખેડૂતની કેળવણી માટે પુસ્તકાલયોની વ્યવસ્થા કરવામાં આવે, પુસ્તકો કે ચોપડીઓ ગામના પટેલ કે તલાટીને વાંચવામાં મોકલવાની યોજના કરવામાં આવે તો દેશને એક મોટો ફાયદો થાય.' સુધરેલા દેશોમાં ખેડૂતપ્રજાને કેળવવા માટે ખાસ કાળજી લેવામાં આવે છે, પણ આપણે ત્યાં તેમને ધંધાને બરનું ખાસ શિક્ષણ આપનારાં સાધન બહોળા પ્રમાણમાં નથી.

(મુંબઈ સમાચાર તા. ૧૨-૪-૧૯૧૫)

**આ દેશની ખેતીવાડીમાં અને ખેડૂતોની હાલતમાં સુધારો કરવાની હિલચાલો હાથ ધરવા સારુ સ્થાપવામાં આવેલ "કાઠિયાવાડ પાટીદાર સમાજ."**

ઉપલેટા ખાતે મળેલ પટેલબંધુ સોરઠ સમાજ અથવા પાટીદાર કૉન્ફરન્સના પ્રમુખનાં ભાષણ અને તેના પહેલા બે ઠરાવોનું અવલોકન અમો આગળ કરી ગયા છીએ અને આજે તેનાં કામકાજની કાંઈક વધારે તપાસ આપણે લઈશું. એ પરિષદનો મુખ્ય ઉદ્દેશ કોમને દરેક રીતે ઉન્નત કરવાનો છે એ તેના ઠરાવો ઉપરથી જોઈને આપણને ખુશી ઊપજે છે કે તેણે તે ઉદ્દેશને પાર પાડવાને ઘટતા પ્રયત્નો અત્યારથી જ શરૂ કર્યા છે. એ કોમનો ઉદ્યોગ ખેતીનો છે; પણ તે અજ્ઞાન સ્થિતિમાં હોવાથી તેના એ ધંધાની ઘણી પડતી દશા આવી ગઈ છે. પરિષદે તેના સંબંધમાં ખેડૂતોને છેલ્લામાં છેલ્લી શોધોને લગતું જ્ઞાન અને વ્યવહારુ સમજ આપવાની જરૂર વિચારી છે. તે માટે તેણે રાજ્યસત્તાને અરજ કરનારો એક એવો ઠરાવ પસાર કર્યો હતો કે, સારા ખાતર વગેરેની સગવડ રાજ્ય તરફથી થવાની જરૂર છે. બેશક એકલી રાજસત્તા સઘળા ખેડૂતોને ખાતર પૂરું પાડી નહીં શકે, પણ ખેડૂતોને તેને લગતી સમજ આપીને સારી જાતનું ખાતર કયું ગણાય તેનું જ્ઞાન આપવા માટે અને સમજ્યા પછી તે જાતનું ખાતર મેળવવામાં નડતી અડચણો દૂર કરી આપવામાં રાજસત્તા મદદ કરી શકે. ખેડૂતોને તેમને બરનું જ્ઞાન આપવામાં ખેતીવાડીની વિદ્યાનો અભ્યાસ કરનારો કેળવાયેલો વર્ગ પણ સારો હિસ્સો આપી શકે તેમ છે. આ દેશની આર્થિક

ઉન્નતિ ખેતી ઉપર મોટે ભાગે આધાર રાખે છે, અને તેથી ખેડૂતોની ઉન્નતિની હિલચાલમાં મદદ કરવી એ દેશની સામાન્ય ઉન્નતિની હિલચાલમાં જ મદદ કરવા સરખું છે. આપણા દેશના ખેડૂતો નવી જાતનાં ઓજારો વગેરેની અને નવી જાતનાં બીયાંઓ વાપરવાની કશી માહિતી ધરાવતા નથી અને એ દિશા ખેતીવાડીની સમજ ધરાવનારો કેળવાયેલો વર્ગ તેમને જ્ઞાન આપીને સારી સેવા બજાવી શકશે. વળી નામદાર સરકાર તરફથી ખેતીને લગતી બાબતની સમજ આપનારી જે યાદીઓ બહાર પાડવામાં આવે છે તેનો ખેડૂતવર્ગમાં છૂટે હાથે આપનારાં પ્રદર્શનો ભરવાની જે રૂઢિ હાલમાં અખત્યાર કરવામાં આવી છે તેની કદર આ સમાજે લીધી છે, અને તે વિષેનો તેનો ઠરાવ ખેડૂતોને આવાં પ્રદર્શનો તરફ આકર્ષવાને ખરેખર ઉપયોગી થઈ પડશે. સમાજે તે માટે એક વધુ ભલામણ એવી કરી છે કે ગરીબ ખેડૂતોને આવાં પ્રદર્શનો વગેરે જોવા જવા માટે રેલવે ટ્રેનની મુસાફરી મફત કરવાની ગોઠવણ કરી આપવી. દેશી રાજ્યોએ પણ આવાં પ્રદર્શનો ભરી તેના સંબંધમાં આવી સગવડો કરી આપવાની રૂઢિ અખત્યાર કરવી જોઈએ. સમાજે આ બાબતમાં હિલચાલ કરવાની જરૂર જોઈને કાઠિયાવાડ ખાતે 'કાઠિયાવાડ પાટીદાર સમાજ' નામનું કાયમનું મંડળ તે માટે સ્થાપ્યું છે. તેનું વાર્ષિક લવાજમ માત્ર ચાર આના જેટલું નજીવું રાખવામાં આવ્યું છે અને તેથી ખેડૂત પ્રજા તેમાં મોટી સંખ્યામાં જોડાશે એવી આપણે આશા રાખીશું. મંડળ સ્થાપવાના ઠરાવની સાથે તુરત જ પાંચસો જેટલા સભાસદો થઈ ગયા છે એ ખેડૂત પ્રજા પણ હવે પોતાને માટે આવા મંડળની જરૂર સમજે છે એમ બતાવે છે. આ મંડળ સ્થાપવામાં એવો હેતુ રાખવામાં આવ્યો છે કે જુદા જુદા દેશોમાં ખેતીનું કામ કઈ રીતે થાય છે, હર હંમેશાં કઈ રીતનો તેમાં સુધારોવધારો થતો રહે છે, જુદા જુદા મુલકોમાં રાજ તરફથી તેમને માટે શું શું કરવામાં આવે છે અને તેઓ ખાસ શું હક ધરાવે છે, તેની વિગતો મેળવી અહીંના ખેડૂતો માટે યોગ્ય જણાય તેવી સગવડો મેળવવાને હિલચાલો કરવી. દેશી રાજકર્તાઓ પણ હવે કેળવાયેલા થયા છે, અને તેમની પાસે ખેડૂતપ્રજાના પ્રતિનિધિ જેવા આવા મંડળ તરફથી યોગ્ય અરજ કરવામાં આવશે તો તેનું લાભકારક પરિણામ આવવા પામશે.

પટેલ બંધુ સોરઠ સમાજના પસાર થયેલા ઠરાવો અને તેનું વિવેચન 'મુંબઈ સમાચાર' 'કાઠિયાવાડ ટાઈમ્સ' 'કડવા વિજય' વગેરે વર્તમાનપત્રોમાં પ્રકટ થયું છે તે તરફ જનસમાજ અને રાજામહારાજાનું લક્ષ ખેંચતાં તે તે પત્રોના અધિપતિનો પાટીદાર જ્ઞાતિ અંતઃકરણથી ઉપકાર માને છે.

## કાઠિયાવાડમાં ખેડૂતોની જમીન મહેસુલમાં કરવો જોઈતો સુધારો

**(ભાઈશ્રી ગોકળદાસ કાનજી મંત્રી; કા. પા. સ.)**

છપ્પનિયાં દુકાળ પછી ખેડૂતો મોટાં દરબારી દેવાંમાં ડૂબી ગયા છે. અગાઉ જે વખતે પેદાશ ઘણી સારી આવેલી તે વખતની સરાસરી નીપજ ઉપરથી વિઘોટીનો જે આંકડો મુકરર થયો હતો તે હાલનાં પ્રતિકૂળ વર્ષોમાં દિવસે દિવસે ઘણો ભારે

પડતો જાય છે.

આથી કરીને મહેસૂલનું મોટું દેવું ખેડૂતો પર ચઢી ગયું છે. તેની રાજ્યના ચોપડાઓ શાખ પૂરે છે. તે દેવું વરસની સ્થિતિ મુજબ ઓછું-વધતું હપ્તાસર વસૂલ કરવામાં આવે છે, પણ કેટલાક ગરીબ ખેડૂતો મુકરર આંકડો પૂરો ભરી શકતા નથી. ખેડૂતો ઉપર મુકકર થયેલ વિઘોટી કે મહેસૂલ વસૂલ કરવા નાના મોટા અમલદાર સખ્તાઈ કરે એ તો દેખીતું જ છે, એટલે મુકરર થયેલ વિઘોટીનો આંકડો ગમે તેમ કરી પૂરો કરવા ખેડૂતો પાસે વેચાણનું બીજું સાધન નહિ હોવાથી ગરીબ ખેડૂત પોતાની કન્યાને ચરોતર કે કાનમમાં વેચી વિઘોટી પૂરી કરે છે. બિચારા ખેડૂતો કન્યાના સુખદુ:ખનો લેશ પણ વિચાર ન કરતાં જે માણસ વધારે પૈસા આપે તેને પોતાની બાળા પશુની માફક વેચાણ આપે છે, આવી રીતે ઘણા ખેડૂત પોતાની કન્યાને કોઈ લુચ્ચા લફંગા દલાલને સાથે લઈ ગુજરાત ભણી વેચવા લઈ જાય છે. જમીન ઉપર પોષાણની પરિસીમા કરતાં ભારે વિઘોટીમાં ખેતી આબાદ કદી થઈ શકે નહિ.

સેટલમેંટ કરનારની બેદરકારી કે કમ આવડત કે કોઈ પણ કારણથી નવી ખેડાયેલી જમીનની અમુક વરસની સરાસરી પેદાશ લઈને મુકરર કરેલા દરો ઘણી વખતે રીવીઝનમાં પણ કાયમ રહે છે. ઘણી જગાએ ખેડૂતોની સંખ્યા કમી થતી જાય છે અને કેટલાક ખેડૂત પોતાની ખેતી છોડી મજૂરી અર્થે કરાંચી વગેરે સ્થળે ચાલ્યા જાય છે. કાઠિયાવાડમાં જ્યાંત્યાં હાલ જમીનનો કેટલોક ભાગ પડતર પડ્યો રહ્યો છે અને ખેતીના મજૂરોની મોંઘવારી અતિ વધતી જાય છે. જ્યાં વિઘોટીનો બોજો ભારે છે ત્યાં ખેડૂત વર્ગ ઉત્સાહ વિનવાના, બચાવવાની લાલચ વિના ફક્ત નિરાશામાં જ નિરંતર ખેતી કર્યા કરે છે. જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ ખેડૂતવર્ગ કરજના બોજા તળે મૂંગે મોંઢે કચરાતો જાય છે. ચગદાતો જાય છે. જ્યાં જઈએ છીએ ત્યાં ખેડૂતો રાજ્યના પેટવડિયા સાથી (ગુલામ) જેવા અને તેથી પણ કનિષ્ઠ માલૂમ પડે છે. સાથીને પેટ પૂરતો ખોરાક તેના ધણી તરફથી તો મળે છે પરન્તુ ખેડૂતને નબળે વર્ષે પોતાની પેદાશમાંથી મહેસૂલ અને ખર્ચ કાઢતાં બાર માસની ખોરાકી પૂરતું અનાજ તેના બાળબચ્ચાં માટે ભાગ્યે જ પડી રહે છે. પોતાની જમીનમાં આકરા પડેલા આકરથી ખેડૂતને ખેતીમાં નફો ન મળે તો પણ બીજું કંઈ કરવાનું તેમની પાસે સાધન નથી. પોતાના અને કુટુંબના નિર્વાહ સારુ તેમણે ખેતી કરવી જ જોઈએ. તે સિવાય અભણ ખેડૂત બીજો ઉદ્યોગ કરવા ઈચ્છતા નથી. તેઓ પોતાની જમીનને એટલા વળગેલા છે કે આકરા આકારથી વિઘોટી ભરતા પોતાની કાંઈ બચત ન રહે તો પણ અમુક મુદત પોતાની જમીન તેઓ છોડી શકતા નથી. જ્યારે પોતે પ્રથમ મેળવેલાં તમામ સાધનો ગુમાવી બેસે છે, ત્યારે જ પોતાની જમીન છોડી ખેડૂ મટી ઉભડિયા સ્થિતિમાં આવે છે.

કાઠિયાવાડના ખેડૂત ખાનગી માલિકીની દૂઝણી ગાય જેવા ગણી શકાય. દૂઝણી ગાય કે જે બિચારી તેના ધણીની દયા પર જીવનારી છે અને બિચારી પોતાની દૂઝવાની

શક્તિનો સઘળો લાભ તેના ધણીને આપવાને સરજાયેલી છે. આ રીતે ખેડૂતો પણ રાજ્યની કે રાજ્યના મુખ્ય અધિકારીની દયા પર જીવનાર છે અને પોતાની અથાગ મહેનતનો સઘળો લાભ રાજ્યને આપવા સદા સરજાયેલા છે. અરે ! કાઠિયાવાડના ખેડૂતોની દૂઝણી ગાય કરતાં પણ ખરાબ સ્થિતિ છે તેમ કહીએ તો પણ ખોટું નથી. કેમ કે ચોમાસાની ઋતુમાં જેટલું દૂધ ગાય આપે તેટલું દૂધ ઉનાળાની સૂકી મોસમમાં પણ આપે એવી ગાય ઉપર ફરજ પડતી નથી. પરંતુ સારા સમયમાં જે સરાસરી પેદાશ રાજ્યને ખેડૂતે આપેલી તેટલી અને તેનાથી વિશેષ આવા નબળા આવતાં વર્ષોમાં ચોમાસાની ઋતુના જેટલું દૂધ પૂરતા ખોરાક વિના કોઈ ધણી લેવા ઇચ્છા રાખશે અને સખતાઈથી દોહવા માંડશે તો દૂધ નહિ નીકળતાં લોહી નીકળશે અને છેવટે માત્ર તે મરણ પામશે. તેવી રીતે હાલનાં નબળાં આવતાં વર્ષોમાં સારા સમયની નીપજ ઉપરથી મુકરર થયેલો આકરો જમીનનો આકાર કાયમ રાખી સખતાઈથી વસૂલાત થાય તે વખતે ખેડૂત બળદ-ગાડું કે તેવાં અગત્યનાં સાધનો અને દીકરીઓ વેચી વિઘોટી ભરે તો તેવી રીતે ખેડૂત-પ્રજાની આબાદી ક્યાં સુધી ટકી શકે એ સહેજ સમજાય તેવું છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે 'ખેડૂત રૂપી કૂકડીનો ધણી રાજા છે.' જેમ કૂકડીને પોષણ આપી પાળવાથી દરરોજ કાયમ એક ઇંડું મળે છે. સખતાઈથી વિઘોટી અધૂરી વસૂલ કરી શકાય તેવી ભારે વિઘોટી કરતાં વખતસર નિયમિત રીતે વસૂલ થાય તેવી માફકસર વિઘોટી લેવામાં રાજ્ય અને પ્રજા એ ઉભયનું હિત સારી રીતે સચવાય છે. રાજ્યરૂપી કુવાની ખેડૂતો ઝરો આ રીતે આબાદ રહેવાથી જ કૂવો આબાદ રહે છે. ઝરો ખોટી પડી જવાથી કૂવો ખાલી પડે છે તેમ ખેડૂતના હિત સાથે રાજ્યનું હિત સંકળાયેલું છે. ખેડૂત અને રાજ્યનો સંબંધ એક અવિભક્ત કુટુંબના જેવો છે. મતલબ કે ખેડૂત વર્ગની સારી સ્થિતિ એ જ રાજ્યની ખરી દોલત છે. આપણા શાસ્ત્રકારોએ કહ્યું છે રાજ્યરૂપી ઝાડનાં ખેડૂતો મૂળ છે. મૂળ જેમ જમીનમાંથી પોષક કસ ચૂસી આખા ઝાડનાં થડ, ડાળાંપાંદડાં-ફળ-ફૂલ વગેરેમાં ઉત્તમ રસ પહોંચાડી ઝાડનું પોષણ કરે છે તેમ રાજ્યરૂપી વૃક્ષનાં મૂળિયાં રૂપી ખેડુઓ જમીનની પેદાશ વડે રાજ્યને ઉત્તમ ખોરાક પૂરો પાડી, પોષણ કરે છે. આ ઉપરથી કાઠિયાવાડના તમામ રાજા-મહારાજાઓને કાઠિયાવાડ પાટીદાર સમાજ તરફથી વિનયપૂર્વક નમ્ર વિનંતી કરીએ છીએ કે જ્યાં જ્યાં સારાં વર્ષોની સરાસરી પેદાશ ઉપરથી ભારે વિઘોટી મુકરર થઈ છે ત્યાં ત્યાં હાલના પ્રતિકૂળ સમયના પ્રમાણમાં વિઘોટી મુકરર કરી પોતપોતાના તાબાના ખેડૂતોને આબાદ કરવા શુભ પગલું ભરશે એમ આશા રાખીએ છીએ.

પ્રકરણ - ૭

# ચોથી પાટીદાર પરિષદ - જૂનાગઢ

(તા. ૨, ૩, ૪, ફેબ્રુઆરી, ૧૯૧૭)

**મંડપનો દેખાવ :** જૂનાગઢમાં મળનારી ચોથી પાટીદાર પરિષદ અને બીજી કાઠિયાવાડ પાટીદાર પરિષદને માટે જૂની લાન્સર્સમાં મહંમદ મઝિલ પાસે છ-સાત હજાર માણસ બેસી શકે એવો ખાસ સામિયાણો જૂનાગઢ સરકાર તરફથી ઊભો કરવામાં આવ્યો હતો. એટલે પરિષદ અને પ્રદર્શનનો લાભ લેવા પ્રેક્ષકો અને ડેલિગેટોને ઘણી સારી સગવડ હતી, આખો રસ્તો વાવટા અને તોરણોથી શણગારવામાં આવ્યો હતો. મંડપના દ્વાર પ્રદેશ ઉપર અને બાજુના ભાગો ઉપર "પાટીદાર પરિષદ"ના નામનો પરદો યુનિયન જૅકની વચ્ચે લટકાવવામાં આવ્યો હતો. અંદર પ્રવેશ કરતાં જુદાં જુદાં રાજ્યોના અને જિલ્લાઓના ડેલિગેટો માટેની બેઠકના બ્લોક નજરે પડતા હતા. પ્રમુખ વક્તા અને સંભવિત ગૃહસ્થો માટે વિશાળ પ્લેટફોર્મ બનાવવામાં આવ્યું હતું. મંડપને નીચે પ્રમાણેના અર્થસૂચક સુંદર સુવાક્યો વડે શણગારવામાં આવ્યો હતો. **"જનની જન્મ ભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરિયસિ", "કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન"**, **"ગુજરાતમાં એક હજાર માણસે ૭૪૯ કેવળ નિરક્ષર છે."**, **"સરસજીવન અને ઊંચા વિચાર"**, **"ખેડ, ખાતર અને પાણી નસીબને લાવે તાણી"**, **"કણબી પાછળ ક્રોડ, કણબી કોઈની નહીં પૂંઠે"**, **"ગ્રામ્ય પંચાયત એ સ્થાનિક સ્વરાજનું પ્રથમ પગથિયું છે. "** વગેરે.

**પ્રમુખ સાહેબની પધરામણી :** પરિષદના પ્રમુખ નડિયાદના વતની અને અમદાવાદના બેરિસ્ટર રા.રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બી.એ., એલએલ.બી. તા. ૧લીને ગુરુવાર બપોરે દોઢની ગાડીમાં પધરાનાર હોવાથી તેમને સત્કારપૂર્વક લાવવા માટે મોટા પાયા પર તૈયારીઓ ચાલી રહી હતી. અને આખું જૂનાગઢ ઉત્સાહથી ગાજી ઊઠ્યું હતું. અને માણસોની મેદનીથી ઊભરાઈ જતું હતું.

સાડા બારને સુમારે ગીર મહાલના આંગણિયે એક હજાર ડેલિગેટોને લઈને એક સ્પેશિયલ આવી પહોંચી હતી. તેને વોલંટિયરો અને હાજર રહેલા ગૃહસ્થોએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધી હતી. પ્રમુખ સાહેબ અને ગુજરાતના ડેલિગેટોની ટ્રેન જેતલસર, જંકશને આવી પહોંચતાં ત્યાં હાજર રહેલા ગૃહસ્થો અને સ્વાગત મંડળના પ્રમુખ રા.રા. ચંદુલાલ બહેરલાલ પટેલ બી.એ. એ પ્રમુખ સાહેબને હારતોરા આપ્યા અને 'પાટીદાર પરિષદની જય' 'પ્રમુખ સાહેબની જય' એવા ગંભીર પોકારો વડે સ્ટેશનની ભૂમિ ગાજી રહી. ટ્રેન જૂનાગઢ સ્ટેશન પર આવી પહોંચતાં જે હજારો લોકો, પચાસ વોલંટિયરોની પાર્ટી અને સ્વાગત મંડળના સભ્યો ત્યાં હાજર હતાં તેમણે હર્ષની ગર્જનાથી તેને વધાવી લીધી. સ્વાગત મંડળના પ્રમુખ રા. ચંદુલાલ પટેલ અને પરિષદના જનરલ સેક્રેટરી રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ પ્રમુખ સાહેબને

તાળીઓના ગડગડાટ વચ્ચે હારતોરા અર્પણ કર્યા અને પરિષદ તથા પ્રમુખ સાહેબના જય જયકાર વચ્ચે તેમને બહાર લઈ જવામાં આવ્યા અને નવાબ સાહેબની બે ઘોડાની ખાસ ગાડીમાં તેમને સ્વાગત મંડળના પ્રમુખ સાથે બેસાડવામાં આવ્યા.

**પ્રોસેસન :** તે પછી પ્રોસેસન ગોઠવવામાં આવ્યું. સૌથી આગળ નિશાનવાળા, તેની પાછળ ડંકો, તેની પાછળ બે શણગારેલા ઘોડા, તે પછી ભપકાદાર ડ્રેસથી શણગારાયેલું બેન્ડ, વૉલંટિયરો અને પાછળ પગે ચાલનાર હજારો લોકોનાં ટોળા પછી પ્રમુખ સાહેબની ગાડી અને બીજી ગાડીઓની હાર, આ પ્રમાણે લગભગ અડધા માઈલના વિસ્તારમાં ગોઠવાયેલું પ્રોસેસન સ્થળે સ્થળે જય જયકાર વર્તાવતું આગળ ચાલ્યું. રસ્તામાં સ્થળે સ્થળે પ્રમુખ સાહેબના ઉપર પુષ્પવૃષ્ટિ કરવામાં આવતી અને તેનો તેઓ હસ્તે મોંએ મસ્તક નમાવી ઉત્સાહપૂર્વક સ્વીકાર કરતાં. સરઘસ માંડવી બજાર આગળ આવતા વૉલંટિયરોએ પ્રમુખ સાહેબની ગાડીના ઘોડા તેમની ભારે આનાકાની વચ્ચે છોડી નાખ્યા અને જય જયકાર વચ્ચે તેઓ ગાડીને ત્યાંથી બહાઉદ્દીનભાઈની ભવ્ય હવેલી કે જ્યાં પ્રમુખ સાહેબ અને ડેલિગેટોને ઉતારો આપવામાં આવ્યો હતો ત્યાં ખેંચી ગયા. આ વખતનો દેખાવ ઘણો ભવ્ય હતો. અને લોકોએ પોતાના વિદ્વાન અને દેશભક્ત જ્ઞાતિબંધુને જાણે કોઈ મોટો રાજાધિરાજ આવ્યો હોય તે કરતાં પણ વધારે ઉત્સાહ અને આનંદ પ્રદર્શિત કરી સત્કાર આપ્યો.

## પ્રથમ દિવસની કાર્યવાહી

### તા. ૨-૨-૧૭ શુક્રવાર

પ્રથમ દિવસની કાર્યવાહી બપોરે ૧ વાગે શરૂ થનાર હતી. શ્રોતાઓથી મંડપ ૧૧-૩૦ વાગ્યાથી ભરાવા માંડ્યો હતો. અને એક વાગતા પહેલાં તો તે એટલો ચિક્કાર થઈ ગયો કે મંડપની આસપાસ ચારે તરફ સેંકડો લોકોની ઠંઠ જામી ગઈ. ડેલિગેટોની સંખ્યા ૧૪૦૦ થી ૧૫૦૦ સુધીની અને પ્રેક્ષકસંખ્યા ચારથી પાંચ હજાર મળી એકંદર આઠેક હજાર માણસોની થઈ હતી. પરિષદમાં ભાગ લેવા મુંબઈ, સુરત, વડોદરા, નડિયાદ, અમદાવાદ, ભાવનગર, પોરબંદર, અમરેલી, ગોંડળ, જામનગર, મોરબી, વાંકાનેર, ધ્રાંગધ્રા, પાલીતાણા ઇત્યાદિ દરેક વિભાગમાંથી પટેલિયાઓ સારી સંખ્યામાં ઊતરી પડયાં હતાં. તેમજ જૂનાગઢ રાજ્યના ઘણાખરા અમલદારો અને બીજા સ્ટેટોના મોટા અમલદારો ખાસ પરિષદમાં ભાગ લેવા પધાર્યા હતા. વળી જૂનાગઢ શહેરનાં નાગરિકોને પણ નિમંત્રણ હોવાથી તેઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. બરાબર એક વાગે પ્રમુખ આવી પહોંચતાં સભાજનો અને વૉલંટિયરોએ તાળીઓના ગડગડાટથી તેમને વધાવી લીધા.

પરિષદનું કામ શરૂ કરતાં વિદ્યાર્થીઓએ 'વંદેમાતરમ્'ના પ્રસિદ્ધ ગીતનું ભાષાંતર ઊંચે સ્વરે હારમોનિયમ સાથે ગાયું હતું. એ વખતે તમામ લોકો ઊભા થઈ ગયા હતા. ભૂમિને વંદન પછી પરિષદના પ્રતિનિધિઓને સ્વાગત આપનારું ગીત સુરતના વિદ્યાર્થીભાઈ રતિલાલ ચુનીલાલે મધુર સ્વરે અને હારમોનિયમ પણ પોતે જ વગાડીને

લલકાર્યું અને સભાજનોએ તેને તાળીઓથી વધાવી લીધું હતું.

એ પછી સ્વાગત મંડળના પ્રમુખ રા.રા. ચંદુલાલ બહેચરલાલ પટેલે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું.

એમના ભાષણમાં ખેડૂતોની જરૂરિયાતના બે મુખ્ય પ્રશ્નો મહેસૂલ અને કેળવણી ઉપર એમણે ખાસ ભાર મૂક્યો હતો. તેમણે ટૂંકમાં પણ સુંદર અને સબળ શબ્દોમાં ખેડૂતોની માંગણીઓ રજૂ કરી હતી.

સ્વાગત મંડળના પ્રમુખના ભાષણ પછી સૌરાષ્ટ્ર તરફનું સ્વાગત વિદ્યાર્થીઓ કર્યું અને તે પણ આકર્ષક હતું. જાડી બોલી, જાડો પહેરવેશ અને જાડો દેશ છતાં અમારાં અંતઃકરણ કોમળ છે. અને અમે તમારા જ પાછળ પડેલા ભાઈઓ છીએ. એ ભાવ સૂચવતી કડીઓ ખાસ દિલ પિગળાવે તેવી આકર્ષક હતી.

**પ્રમુખની ચૂંટણી :** વરણામાવાળા અમીન ભાઈલાલભાઈ જોરાભાઈએ આ પરિષદનાં પ્રમુખપદ માટે નડિયાદના વતની અને ગુજરાતના પ્રસિદ્ધ વક્તા અને દેશાભિમાની બેરિસ્ટર શ્રીમાન મગનભાઈ ચતુરભાઈ પટેલની દરખાસ્ત તાળીઓના ગડગડાટ વચ્ચે મૂકી. તેમણે શ્રીમાન મગનભાઈએ ખેડૂતોની સ્થિતિ તપાસવા નિમાયેલા કમિશન વખતે ખેડૂતોના પિતા ઓન. ગોકળદાસ કહાનદાસ પારેખના સહાયક તરીકે કરેલા કામ, એમની નીડરતા એમનો ઉત્સાહ અને એમનો દેશાભિમાન, વિલાયતમાં રહેવા છતાં ચા અને સોડા- લેમનનો સ્પર્શ સુધ્ધાં નહિ કરવાનો એમનો અડગ નિશ્ચય અને ધર્મ ઉપરની એમની શ્રદ્ધા એ સઘળાનું છટાથી અને જુસ્સાથી વર્ણન કરી પ્રમુખપદને માટેની એમની લાયકાત પ્રતિપાદન કરી હતી. એ દરખાસ્તને ભાવનગરવાળા રા.રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ બી.એ., એલએલ.બી.એ સબળ શબ્દોમાં ટેકો આપ્યા બાદ ગોંડળવાળા રા.રા. બહેચરલાલ ત્રિકમજીએ જણાવ્યું કે સભાપતિ થવા માટે વક્તૃત્વશક્તિની ખાસ જરૂર છે. અને વક્તા તો દશ હજારે એકાદો જ પાકે છે અને રા. મગનભાઈ તે ગુણ ધરાવે છે માટે હું દરખાસ્તને ટેકો આપું છું. એ પછી સુરતવાળા કલ્યાણજી મહેતાએ રા. મગનભાઈની સાહિત્યકાર તરીકે પિછાન કરાવી અને જણાવ્યું. આ વખતે મને થોડા વખત પર અમદાવાદમાં મળેલી આપણી પ્રાંતિક કોન્ફરન્સ વખતે ઓન. મિ. મહંમદઅલી ઝીણાની પ્રમુખ તરીકેની દરખાસ્ત મૂકતી વખતે મહાત્મા ગાંધીજીએ કહેલા શબ્દો સ્મરણમાં આવે છે. તેમણે કહેલું કે ભાઈ ઝીણાને થોડા જ દિવસ પછી મળનાર આખા હિન્દુસ્તાનના મુસલમાન ભાઈઓની લીગના પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા છે. એટલે તેમણે આપણી આ નાની પરિષદના પ્રમુખનું પદ સ્વીકારવાનું કબૂલ કર્યું એ આપણું અહોભાગ્ય જ છે. તે જ પ્રમાણે મને પણ કહેવા દો કે શ્રીમાન મગનભાઈને થોડા જ વખત ઉપર આખા હિંદુસ્તાનના કૂર્મીઓની આગ્રામાં મળેલી મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હતા. એ મોટા માન પછી પણ તેમણે આપણી આ નાનકડી પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું છે એ એમની જ્ઞાતિભક્તિ અને નિરહંતા જ બતાવે છે. વળી

આગ્રાનું પ્રમુખપદ એમને અપાયું તે વખતે એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયાને દશ જ દિવસ થયા હતા તે છતાં શોકની લાગણી સમાવીને પણ તેઓ જ્ઞાતિસેવાને માટે તત્પર થયા હતા. આવા કર્તવ્યપરાયણ પુરુષ આપણને પ્રમુખ તરીકે મળે એ આપણું પણ અહોભાગ્ય જ છે.

એ પછી સ્વાગત મંડળ પ્રમુખની વિનંતિ પરથી રા.રા. મગનભાઈએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લીધું.

**સહાનુભૂતિના સંદેશા :** પ્રમુખની ચૂંટણી પછી જનરલ સેક્રેટરી ભાઈ કલ્યાણજી વિ. મહેતાએ પરિષદ તરફ સહાનુભૂતિ બતાવનારા તારના સંદેશાઓ અને પત્રો વાંચી સંભળાવ્યા હતા. જેમાંના મુખ્ય નીચે પ્રમાણેના ગૃહસ્થોના હતા.

વસોથી દેશાઈ ગોપાળદાસ અંબઈદાસ અમીન, નડિયાદથી દેશાઈ ગોપાળદાસ વિહારીદાસ, વડોદરાથી અમીન મોતીભાઈ નરસિંહભાઈ, જોહાનિબર્ગથી આ પરિષદના સ્થાપક ભાઈ કુંવરજી વિ. મહેતા અને 'ધિ ટ્રાન્સવાલા યુનાઈટેડ પાટીદાર સોસાયટી' વિરમગામથી કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી, અમદાવાદથી પ્રો. જેઠાલાલ સી. સ્વામીનારાયણ, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી, મુંબઈથી સર્વન્ટસ્ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા મિ. દેવધર અને મિ. અમૃતલાલ વિ. ઠક્કર, મોમ્બાસાથી ભાઈ કુબેરભાઈ ઝવેરભાઈ આણંદથી ચરોતર એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી ભાઈશ્રી અંબાલાલ સુરતથી જાની જટાશંકર ત્રિકમલાલ વગેરે વગેરે. એ પછી પ્રમુખ સાહેબે પોતાનું લાંબું અને વિદ્વત્તાભર્યું ભાષણ લાગણીપૂર્વક અને છટાથી વાંચી સંભળાવ્યું.

પ્રમુખના ભાષણ પછી વિષય નિર્ણાયક કમિટી (સબજેક્ટ કમિટી) ચૂંટાયા પછી પરિષદ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

વિષય નિર્ણાયક (સબજેક્ટ) કમિટી : રાત્રે ૯ થી ૧૨ વાગ્યા સુધી પરિષદ માટેના ઠરાવો ઘડવા માટે દરેક વિભાગના પ્રતિનિધિઓમાંથી ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ સબજેક્ટ કમિટી બહાઉદ્દીનભાઈની હવેલીના દીવાનખાનામાં મળી હતી. તેમાં બીજા દિવસ માટેના આઠ ઠરાવો ઘડી કાઢવામાં આવ્યા હતા. પછી કમિટિ બીજા દિવસની રાત્રિ મુલતવી રહી હતી.

**ચોથી પાટીદાર પરિષદ તથા બીજી કાઠિયાવાડ પાટીદાર પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ બી.એ.નું ભાષણ**

જનક સમા રાજર્ષિ આર્ય સૌ ખેતી કરતા.
સ્વયં સદા બલરામ હલાયુધ થઈને ફરતા.

• • •

લીલામય શ્રીકૃષ્ણ જ્યહાં ગોપાળ થયા છે,
જે ખેતીથી મનુષ્ય માત્ર હજુ એ જીવે છે.

**સૌરાષ્ટ્ર સ્વાગત :** ગૌપ્રતિપાળ શ્રીકૃષ્ણચંદ્રના પૂર્વના રસકસવાળા પવિત્ર

સૌરાષ્ટ્ર તરફથી આપ સૌને સવિનય હું આવકાર આપું છું. અમારું આ સ્વાગત સસલાને ત્યાં સિંહ પધારતાં સસલે કરેલી સાંસાગડથલ જેવું છે. શબરીએ રામ- ચંદ્રજી પધારતા આપેલ બોર જેવું છે, પણ તે ભાવપૂર્વક હોઈને ફૂલ નહિ તો ફૂલની પાંખડી રૂપે આપ મહાનુભાવો સ્વીકારશો જ એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

બંધુઓ, પાસેના તેમજ દૂર દૂરના પ્રદેશથી તસ્દી લઈ પધારેલા આપ અમારા મોંઘા મહેમાનો છો - અમૂલા અતિથિ છો.

અતિથિ દેવો, આ પ્રદેશ-છેટેથી જ અંધારેલાં વાદળાં જેવા જણાતા ડુંગરોવાળો અને ધારાળો-જાડો છે, અને આપણી કોમ પરત્વે તો અજ્ઞાનરૂપી ઘોર અંધારાથી વિશેષ છવાયેલ છે. મહા કવિ કાલિદાસની વાણીમાં સોયા ભોંકી શકાય એવા ઘાટા અંધારાથી છવાયેલ છે. અમારો પહેરવેશ પણ ઘણે ભાગે ખાદી કે પાણકોરાનાં વસ્ત્રોને લઈ જાડો જ છે. અમારી કહેવાતી જાડી જાત મોટી છતાં કેળવણી વગેરેના અભાવથી પછાત રહેલી છે. આવી મોટી ઉદ્યોગી અને ઉપયોગી કોમ કેળવણી, સંસાર, રીતરિવાજ પ્રત્યેક સંબંધમાં પછાત પડી રહેતાં જેટલું ગણીએ તેટલું હૃદયભેદક-ચિત્તને ચીરી નાખતું હોઈ આપણને અને સંબંધ ધરાવતાને શરમાવનારું છે. અમારી અઘોષ અક્ષરોને પણ ઘોષ પેઠે બોલતી જાડી બોલીને લીધે અને અમારામાં બુદ્ધિનું ઊંચું તત્ત્વ રહ્યા અને સાબિત થયા છતાં વગર કેળવાયેલી જાડી બુદ્ધિને લીધે અમે જડ જેવા પથ્થર જેવા લાગીએ છીએ; તો પણ સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ, અમે આપનીજ જાત છીએ - પાટીદાર છીએ - આપની પેઠે જ મનુષ્યજાત છીએ.

આપના સ્વાગતમાં અમારાં પાથરણાં પણ જાડાં છે, પરંતુ અમારાં હૃદયરૂપી ઓછાડ નિર્મળ અને આછાં છે. સદા સંતોષી અને શાંત છે. અસંતોષ, અશાંતિ તે હૃદયે સ્વપ્ને પણ જાણી નથી, જાણતાં નથી કે જાણવાનાં નથી.

અમારું વગર કેળવાયેલાનું આતિથ્ય કંઈપણ વ્યવસ્થા રહિત, ઢંગધડા વગરનું નિયમ અણઘડ તેમજ લૂખું-સૂકું જણાશે, પણ જેમ અમારા લૂખા-સૂકા જાડા રોટલામાં યે દહીં-દૂધનું ટીપું જે મધુરતા ઉમેરે છે તેવી મધુરતા તે અણઘડ કે લૂખા-સૂકા આતિથ્યમાં અમારાં મધુર ઉર, મધનાં ટીપાંરૂપ ઉદાત્ત ભાવ ઉમેરે છે. બંધુઓ, આપના ચરણકમળમાં અમારા ઓછા ઓછા થઈ જતા પ્રાણ અમે પાથરીએ છીએ.

**સહાયકનો ઉપકાર** : આપણને અનેક પ્રકારની સગવડ કરી આપવા બદલ ખેતી અને ખેડૂત પ્રત્યે ઊંચી લાગણી ધરાવનાર જૂનાગઢ રાજ્યના એડમિનિસ્ટ્રેટર સાહેબ, ચીફ રેવન્યુ કમિશનર સાહેબ અને ખેતીવાડી પ્રદર્શનના ઉત્સાહી સેક્રેટરી રાજેશ્રી કેશવલાલભાઈ જોષીનો ઉપકાર આપણે પ્રારંભમાં માનવો જોઈએ.

આમાં જે કાંઈ સારું જુઓ તે જૂનાગઢ રાજ્યને જ આભારી છે, અને જે કાંઈ ખામી જણાય તે અમારી પોતાની હોઈને ઉદાર દિલથી માફ કરશો એવી આશા છે.

**રાજભક્તિ** : સર્વને અનુભવસિદ્ધ છે કે રાજાઓને દેવ સમાન માની દેશમાં

શાંતિ પ્રસરાવનાર જો કોઈપણ મોટો વર્ગ હોય તો તે ખેડૂતવર્ગ જ છે. ખેડૂતવર્ગ રાજાઓને મૂળથી જ દેવ સમાન માનતો આવ્યો છે, આવે છે અને આવશે. એમાં શક નથી; આવી રાજભક્ત પાટીદાર પ્રજા બ્રિટીશ તેમજ દેશી રાજવંશ તરફની અખંડ રાજ્યનિષ્ઠા જાહેર કરવાની આ તક લે છે અને આવી રાજ્યભક્તિને લીધે જ અમે ખેડૂતો પરાપૂર્વથી :-

ધરા ધારી સદા પૃથ્વીપતિનું અંગ રહેતા,
પ્રજા ને રાજ્ય એવા ભેદ તોયે સર્વ સ્હેતા.

**પ્રજાપ્રેમ :** હિંદમાં રહેતા સર્વ વર્ગો, કોમો અને સંપ્રદાયના લોકો વચ્ચે એકસંપ અને એકરાગ વધારી આપણો સંદેશો સત્તાને પહોંચાડનાર આપણી 'રાષ્ટ્રીય પરિષદ' પ્રત્યેનો આપણો પૂજ્યભાવ પ્રદર્શિત કરવાની આપણે આ તક સાધીએ છીએ; કેમકે તે આપણા જ જનસમૂહના પ્રતિનિધિઓની બનેલી છે, અને આપણા ગરીબ વર્ગના પ્રજાવર્ગીય લાભો મેળવવા પોતાથી બનતું કરે છે.

**સિંહાવલોકન :** આર્થિક લાભો, સામાજિક સુધારણા અને વિદ્યાવૃદ્ધિ સંબંધનો લોકમત કેળવવા તેમ ગ્રામ્ય જનોનો સંદેશો સમાજ ને સત્તા સમક્ષ રજૂ કરવા માટે 'પાટીદાર પરિષદ'ની પહેલી બેઠક વાંઝ મુકામે સને ૧૯૧૦માં ઓનરેબલ સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેશાઈના પ્રમુખપણા નીચે મળી હતી. તેના આદેશ અનુસાર પાટીદાર વિદ્યાર્થીઆશ્રમની પ્રગતિ કર્યા પછી તેની બીજી બેઠક મોતા મુકામે સને ૧૯૧૩માં રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈના પ્રમુખપણા નીચે થઈ. ત્યાંની સૂચના પ્રમાણે કૃષિ, સમાજ, કેળવણી, અર્થશાસ્ત્ર, સહકાર વગેરે ઉપયોગી વિષયો દ્વારા 'પટેલ બંધુ'ને લોકમાન્ય કર્યા પછી તેની ત્રીજી બેઠક આપણા મંડળના પાટનગર સુરતમાં સને ૧૯૧૪માં રા.રા. ખુશાલદાસ ગોકળદાસના પ્રમુખપણા નીચે થઈ હતી.

છેલ્લી પરિષદના ઠરાવ પ્રમાણે ગંદાં ગામોમાં ઘૂમીને તમો ભાઈઓએ પછાત પડેલા સૌરાષ્ટ્રવાસીઓમાં આ પ્રમાણે નવીન ભાવનાઓ જાગ્રત કરી છે. આર્થિક, સામાજિક વિદ્યાના મૂળ સિદ્ધાંતો મન પર ઠસી ન શકે તેવા અમે છેક અણઘડ તો નથી; અમારી અંદર પાણી તો છે, પણ કેળવણી, સહવાસ આદિથી તેને પોલિશ કરવાની જરૂર છે. અમારામાં સારા સંસ્કાર તો સ્વભાવથી જ છે, પણ તેના ઉપરનું આવરણ આપ બંધુઓએ દૂર કરવાનું છે.

સૌરાષ્ટ્રવાસી બંધુઓ આ પ્રમાણે જાગ્રત થવાથી ખેતીની આબાદીની આડે આવતી અડચણો દૂર કરવા માટે ગોંડળ મુકામે સને ૧૯૧૫માં એકત્ર થયા. પાટીદાર પરિષદમાં પહેલાંથી જ પલોટાયલા ઉત્સાહી ભાઈશ્રી કુંવરજી વિઠ્ઠલભાઈની ખાંધ ઉપર તે ખેડૂતસભાનું ઘોસરૂં મુકાયું. આનંદ અને દિલગીરીની વાત એ છે કે આ વખતે તેઓ ભાઈ 'પાટીદાર વિદ્યાર્થી આશ્રમ' માટે લોકમત કેળવી ફંડ કરવાને આફ્રિકાવાસી ઉત્સાહી ભાઈઓની સોસાયટીના આમંત્રણને માન આપી ત્યાં

ગયેલ છે.

કાઠિયાવાડના દરેક વિભાગમાં નવીન ચૈતન્ય અને ઉત્સાહ ઊછળી રહેવાથી ત્યાર પછી ચાર-પાંચ માસમાં જ કૃષિઉપદેશક ગોકળદાસભાઈના પ્રયાસે ઉપલેટા મુકામે કાઠિયાવાડ પાટીદાર સમાજની પહેલી બેઠક થઈ. આ કાયમી સંસ્થાના આમંત્રણથી હાલમાં જૂનાગઢ મુકામે આ રીતે 'પાટીદાર પરિષદ'ની ચોથી અને 'કાઠિયાવાડ પાટીદાર સમાજ'ની બીજી બેઠક સંયુક્ત થવાનો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં સોનેરી દિન ઉપસ્થિત થયો છે, તે અમે અમારાં અહોભાગ્ય સમજીએ છીએ.

**રાષ્ટ્રીય ભાવના :** પ્રતિનિધિ બંધુઓ, આપ દેશના સ્થંભરૂપ છો, રાજ્યના કમાઉ દીકરા છો, રાજાના માનીતા સદાના વફાદાર છો. તમારામાં મુખ્ય ખેડૂતો ઉપરાંત કોઈ કોઈ વ્યાપારી, બેરિસ્ટર, વકીલ, ન્યાયાધીશ, પ્રોફેસર વગેરે હોવાથી તમે જુદા જુદા દરેક ધંધાના અંગભૂત છો. દેશના ૯૦ ટકા જેટલા ખેતીના મુખ્ય સ્થૂલ અંગનું કોઈપણ નાનું અવયવ એવું નથી કે જે તમારાથી ન પુરાયું હોય અથવા જેમાં તમારો અભાવ હોય. આ રીતે આપણા દેશ માટે ધંધારોજગારનું સંપૂર્ણ અંગ કોઈપણ હોય તો તે આપણી જ્ઞાતિ જ છે; અને તેથી જ આપણે અહીં કોમી કે વાડાના લાભોને દૂર આર્થિક સૂરમાં આપણે બેતાર કરવાનો નથી તે ખાસ લક્ષમાં રાખવું. કોમાભિમાનથી મુક્ત રહી વિશેષ ઉદાર ભાવ તેમજ વિસ્તારની દૃષ્ટિથી આપણે લોકમતનો પડઘો પાડવાનો છે. આપણી યોગ્ય માગણીઓ અમુક ચોક્કસ સ્વરૂપમાં ઘડીને આપણા પ્રશ્નોની હાર્દિક ચર્ચા અને વિચારોની સંગીનતાથી ગામડાંના અંતર ભાગનો સંદેશો સત્તા અને સમાજને આપણે પહોંચાડવાનો છે.

**હસ્તિપદમ્ :** આપણા સઘળા પ્રશ્નોને સીધી કે આડકતરી રીતે પોતાનામાં સમાવી દેનાર અગત્યના પ્રશ્નને મુદ્દાસર ચર્ચવાની આપણે નેમ રાખવી જોઈએ; કેમકે તેનો નિકાલ જો આણી શકાશે તો ગૌણ ગણાતા સર્વ પ્રશ્નોનો નિકાલ આપોઆપ આવી જશે.

દાખલા તરીકે, ઘર જમીનના આઘાટ હક્ક, સ્થાયી સુધારો, જમીનના સુધારણામાં અંતરાયરૂપ થઈ પડતો કૂવાની કસરનો માસિયાઈ બાગાયતી કર, પડતર જમીનનું નિરાશા ભવિષ્ય, ગૌચરની અવગણના, રસકસ ચૂસી લે તેવાં શુષ્ક વાવેતરનો વધારો, વારંવાર રહેતી બાકી, ક્યારેક ક્યારેક મૂકવી પડતી છૂટ, હફતા, ઋણદાર ખેડૂતોને માટે સ્થાપવામાં આવતી સહાયકારી બેંકો, ખેડૂતવર્ગની અસાધારણ દરિદ્રતા, અને તેને લીધે તેઓની ઉપર દુષ્કાલથી થતી જીવલેણ માઠી અસર વગેરે મહત્ત્વના અનેક પ્રશ્નોનો નિકાલ, પટાવાળી મહેસૂલી રીતિને બદલે જાથુકની જમાબંધી કે કાયમી વિઘોટી દાખલ કરવાથી અથવા મહેસૂલ ખાતાને કાયદાના અંકુશ નીચે મૂકવાથી આપોઆપ થઈ જશે.

એવી જ રીતે ખેતી અને ખેતીનાં સાધનોની અનેક પ્રકારની સુધારણા, પ્રદર્શનોની સાર્થકતા, નહેરોની જરૂરિયાત, ખેતીની કાચી અને પાકી ઉત્પન્નની સહકારના તત્ત્વે

લેવડદેવડ, ગ્રામ્ય પંચાયતની ઉપયોગિતા, લોકલ બોર્ડનો અધિકાર, સામાજિક સડા અને ધાર્મિક અંધશ્રદ્ધા જેવા જડ નાખી ગયેલા અગત્યના પ્રશ્નોનો યોગ્ય નિવેડો ખપજોગી કેળવણી આપવાની આશા આપનાર આપણા લોકલફંડની સાર્થકતા ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખે છે.

આ ઉપરથી જોઈ શકીએ છીએ કે જાથુકની જમાબંધી કે મહેસૂલખાતાને કાયદાના અંકુશ નીચે મૂકવાના અને લોકલફંડ કે ખપજોગી કેળવણીના પ્રશ્નરૂપી હાથીના પગલામાં આપણા બીજા પ્રશ્નોરૂપી સઘળાં પગલાં સમાઈ જાય છે.

**જમાબંધી :** સરકારી રાજ્યની શરૂઆતમાં જમીન ઠેકા પર આપવામાં આવતી હતી. આથી ખેતરોની ઉત્પાદક શક્તિ અને રસકસ દિવસે દિવસે ઘટવા લાગ્યાં. લૉડ કૉર્નવૉલિસના સમય પહેલાં એક કે પાંચ વર્ષને પટે જમીન આપવામાં આવતી હતી, પણ જ્યારે તેણે જોયું કે, ખેડૂતોની પરવા વિના ફળ- દ્રુપ બગીચા જંગલ જેવા શુષ્ક થઈ જાય છે ત્યારે તેણે બંગાળમાં મહેસૂલનો વખાણવા યોગ્ય બંદોબસ્ત કર્યો.

ત્યારપછી છેક ૧૮૦૭માં સર ટોમસ મનરોએ બંગાળાના જમીનદારી ધારાને લગતે મદ્રાસ ઇલાકામાં રૈયતવારી ધારો દાખલ કર્યો. તે પછી સને ૧૮૬૦માં લૉર્ડ કેનિંગની સરકારે હિંદમાં મહેસૂલ કાયમ માટે ચોક્કસ કરવાનો અગત્યનો પ્રશ્ન તાજો કર્યો હતો. સને ૧૮૬૨માં સ્ટેટ સેક્રેટરીએ સ્પષ્ટ રીતે જાહેર કર્યું હતું કે, સ્થાયી સેલટમેંટ કરવાથી ખેડૂત તેમજ જનસમૂહને મોટો લાભ અને સંતોષ છે.

જોકે દિનપ્રતિદિન સુધરતા જતા જમાનાની વધતી જતી જરૂરિયાતો આ કાયમની પદ્ધતિથી પૂરી પડાશે નહિ પણ તેથી પરિણામે રાજા-પ્રજા ઉભયની સ્થાયી આબાદી થઈ શકે તેમ છે. આ પદ્ધતિને ખેડૂતો આશીર્વાદરૂપ માને છે અને તેથી સર્વત્ર વિશેષ અને વિશેષ સુખ, સંતોષ, શાંતિ અને સ્મૃદ્ધિ ફેલાવાની ખાત્રીઆપેછે.

આ અરસામાં ખેડૂતના કમભાગ્યે લૉર્ડ કેનિંગનું હિંદમાંથી અને 'ભૂલોની પરંપરા'ના આ જગતમાંથી તાત્કાલિક જવું થતાં સને ૧૮૬૨ના હુકમનો અમલ થવામાં નાના પ્રકારની ખલેલો થઈ. જુદા જુદા સ્ટેટ સેક્રેટરીની નિમણૂક થવાથી તે વાતને જોઈએ તેવો ટેકો મળ્યો નહિ અને આખરે ખેડૂતને સુખશાંતિ આપનારી સને ૧૮૬૨ની હાથમાં આવેલી બાજી બદલાઈ ગઈ.

પૂર્વપક્ષી કહે છે કે, આ રીતિ દાખલ કરવાથી મહેસૂલમાં મોટું નુકસાન જશે. બંધુએ ૧૮૬૯-૭૦માં મહેસૂલ રૂપિયા ૧૮,૨૨,૨૯,૨૫૦ની હતી, જ્યારે ત્યારપછીનાં દશ વર્ષની સરેરાશ આવક માત્ર રૂપિયા ૧૮,૧૦,૫૨,૮૮૦ની થઈ. આ ઉપરથી પૂર્વપક્ષી પણ સહજ સમજી શકશે કે, સ્થાયી સેટલમેન્ટ થવાથી પ્રજાને થતાં સુખશાંતિ ઉપરાંત ખુદ રાજને પણ રૂપિયા ૧,૧૭,૬૩,૭૦૦નું દેખીતું નુકસાન ન થાત.

ગણત્રી થઈ શકે તેવા રૂપિયાના આ દેખીતા નુકસાન સિવાય પટાવાળી એટલે અમુક મુદત સુધીની મહેસૂલથી રાજાપ્રજાને જે બીજું મહત્ત્વનું નુકસાન થાય છે તેનો

હિસાબ કરવા મોટા ગણિતશાસ્ત્રીનાં ફળદ્રુપ ભેજાંઓ પણ નકામાં છે. આ જ કારણથી દુનિયાના સઘળા દેશોમાં સામાન્ય રીતે જાથુકની જમાબંધીનાં ધોરણો રાખવામાં આવે છે.

છેવટે ૧૯૧૦માં લોર્ડ મોરલીએ સત્તાની વહેંચણી કરવા માટે જે કમિશન નીમ્યું હતું, તે કમિશને જમીનની મહેસૂલનો આકાર નક્કી કરવાની સત્તા પ્રાંતની ધારાસભાને આપવાની તેમજ કોઈપણ આકાર કાયદો બાંધ્યા સિવાય નક્કી નહિ કરવાની ભલામણ કરી હતી. આ ભલામણનું પરિણામ સને ૧૮૬૨ની બાજી જેવું આવ્યું લાગે છે.

ઉત્પન્નની હાલની વધતી જતી એક કિંમત જ ધ્યાનમાં રાખીને મહેસૂલ નક્કી કરવાની હોતી નથી, કેમકે ઉત્પન્નની કિંમતમાં વધારો થવાની સાથે જ જીવનનાં અને ઉત્પન્ન કરવાનાં સાધનો પણ તેટલાં જ પ્રમાણમાં મોંઘાં થાય છે.

હવા, પાણી, જમીનની ગુંજાશ, બજારભાવ, જીવનનાં સાધનો વેચનારની સગવડ, ખેડૂતની સ્થિતિ, જમીન સુધારવાની સગવડ, બાગાયત માટે પાણીની છત, વરસાદનું પ્રમાણ, જંગલી પ્રાણીઓની નુકસાની, અગાઉના દુકાળો, મહેસૂલ સહેલાઈથી વસૂલ થાય છે કે નહિ, ખેડૂતનું કરજ, ખેડૂતની સ્થાવર મિલકત વગેરે મહત્ત્વની અવડચટ્ટી અનેક બાબતોનો બારીકીથી સંપૂર્ણ રીતે અભ્યાસ કરી વારંવાર મહેસૂલ બદલાવવી એ એક કાબેલમાં કાબેલ રસાયણશાસ્ત્રી, અર્થશાસ્ત્રી, ગણિતશાસ્ત્રી વગેરેને પણ મુશ્કેલ પડે તેમાં શક શો છે ?

ખેડૂતો બે હાથ જોડી નામદાર સરકાર તથા દેશી રાજાઓને અરજ કરે છે કે, માબાપ, ઉપરની બાબત ધ્યાનમાં લઈને જાથુકની જમાબંધી કરો તો તમારો મોટો પાડ; નહિ તો પછી મહેસૂલી અમલદાર કરતાં તે કામ ન્યાયાધીશ સાહેબને સોંપો તોયે ઠીક; કેમકે સામાન્ય રીતે તેઓ સાહેબ રાહ રસમો, જમીનની જાત અને પેદાશ તેમના કરતાં વધારે સારી રીતે સમજી શકશે.

**કેળવણી :** આપણા લોકો રાતદિવસ ખેતરોમાં મજૂરી કરતા હોવાથી અથવા પેટ પૂરતો રોટલો મેળવવાની ગડમથલમાં પડી રહેવાથી કેળવણી પામેલા લોકોના સંબંધમાં આવી શકતા નથી. પરિણામે જમાનાની સાથે જે સુધારાવધારા થાય છે, તેમાં આપણે તદ્દન પાછળ પડ્યા રહીએ છીએ. અભણ રહેવાથી ખેતી માટે જે શોધખોળ થાય છે તે પણ આપણે ભાગ્યે જ જાણી શકીએ છીએ. આથી કરીને આપણા સ્થૂળ બળને સહસા કળને તાબે થવું પડે તેમાં નવાઈ નથી.

આ હરીફાઈમાં ફાવવા માટે કહો કે એક પશુ મટી મનુષ્ય બનવા માટે ઉપયોગી કેળવણી લેવાની આપણને ઘણી જ જરૂર છે. જીવ છતાં શબ તુલ્ય જણાતા નિર્ભાગીને પુનઃર્જીવન અર્પનાર જો કોઈ આદ્યશક્તિ હોય તો તે કેળવણી જ છે. સર્વમાન્ય શિક્ષણશાસ્ત્રી સાક્ષર શ્રી નવલરામભાઈના શબ્દોમાં કહીએ તો જગતશૂન્ય જ્ઞાન, જનવિશેષ ભાવ, વિરાગવૃત્તિ અને દૈવવાદની ઊથલપાથલ કરી નાખી જગતસામાન્ય જ્ઞાન, બુદ્ધિવાદ, રાગવૃત્તિ અને ઉદ્યોગ પ્રતીતિનો અહમેવ ઉઠાડનાર પણ આ ઇષ્ટ

દેવી જ છે. નવાં જ્ઞાન, બુદ્ધિ ભાવ ને વૃત્તિઓને ખીલવવાથી બંધુઓ, આપણી માનસિક, ધાર્મિક, આર્થિક, અને સામાજિક પ્રગતિ આપોઆપ થઈ જશે.

ગામલોકની કેળવણી અને સુખ માટે આપણી પાસેથી ખાસ લેવામાં આવતા 'લોકલ સેસ'નો આપણે પૂરેપૂરો લાભ લેવા ઉત્સુક રહેવું જોઈએ. લોકલફંડ ભરનાર જે ભાગ છે તે સામાન્ય રીતે ગરીબ વર્ગ છે. જો આ ફંડમાંથી તેઓને માટે ઠેકાણે ઠેકાણે રાત્રિશાળા, સ્કોલરશિપો અને ઈનામો સ્થાપી અજ્ઞાન લોકોને કેળવણી તરફ આકર્ષવામાં આવે તો સરકારી ખેતીવાડી ખાતાના, વખાણવા યોગ્ય ખેતીસુધારણાના સઘળા પ્રયત્ન ફળીભૂત થાય તેમ છે.

હિંદના ૫૩૭૦૦૦ ગામડાં અને કરોડોની વસ્તીના પ્રમાણમાં એક લાખ કરતાં ઓછી પ્રાથમિક શાળા શું ઓછી ન ગણાય ? દરેક પાંચ ગામડે ચાર ગામડામાં શાળા જ ન હોય ત્યારે આપણે 'લોકલફંડ' પાસે ભિક્ષાન્દેહિ કરવા જવું અને વિશેષ ગામડામાં શાળા સ્થાપવા માટે તે ફંડનો ખાસ ઉપયોગ કરાવવા સવિનય હાથ જોડવા.

આપણા દરેક ૧૦ બાળકે ૯ થી પણ વધારે બાળક જ્યારે અભણ હોય ત્યારે આપણે શરમિંદા થઈને તેઓને કેળવણી લેતા કરવા જોઈએ એ આપણો પહેલો ધર્મ છે.

આપણો બચ્ચો માત્ર ગામડામાં જન્મ્યો માટે બળદનાં પૂછડાં આમળીને તેની જિંદગી આપણે પૂરી કરવા દેવી કે ? બંધુઓ, બળદના પૂંછડાં આમળવામાં તો એક જાતનું ગૌરવ છે, પણ દુનિયાનું કંઈક જ્ઞાન મેળવવા માટે વિદ્યા લેવાય તો જીવનનું સાર્થક થાય, અને રાજ્ય તેમજ દેશને ધનધાન્ય પૂરું પાડી વિશેષ આબાદ કરી શકાય.

જો ખેડૂતના છોકરાને કેળવણી આપવા માટે ખાસ વર્ગો ઉઘાડવામાં આવે, ટ્રેનિંગ સ્કૂલો કઢાડવામાં આવે, સ્કોલરશિપો સ્થાપવામાં આવે અને ઈનામો આપવામાં આવે તો તેઓ કેળવણી લેતા એકદમ થાય તેમ છે.

ખેતીવાડીનું શિક્ષણ પ્રયોગ સાથે આપવા હજુ વિશેષ પ્રયત્નની જરૂર છે. પ્રયોગશાળામાં ખેતી સંબંધે જે શોધખોળ થાય છે તે ખુદ ખેડૂતને કાને જ પહોંચે ક્યાંથી ? કદાચ પહોંચે તો તે અભણ વર્ગ અમલમાં મૂકે કેમ ? ખેતીવાડીની સુધારણા ખુદ ખેડૂતને લાભકારક નીવડવાને હજુ વિશેષ પ્રયત્નની જરૂર છે. ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે કલ્પી ન શકાય તેવાં અનેક સાધનો વડે જ્યાં સુધી ખેડૂતને ખેતીવાડીની સુધારણા સંબંધી માહિતી આપણે નહિ આપીએ ત્યાં સુધી તે સુધારણાની સાર્થકતા જોઈએ તેવી નથી.

ખેડૂતની ફળદાયક કેળવણીને જો આપણે પ્રાધાન્ય આપવા અંતઃકરણથી ઈચ્છા રાખતા હોઈએ તો તેઓને યંત્રશાસ્ત્ર, જળશાસ્ત્ર, રાસાયણશાસ્ત્ર, દૂધ દહીંની બનાવટ વગેરે ઉપયોગી વિષયોના શાસ્ત્રીય જ્ઞાનની ઝાંખી માત્ર તો કરાવવી જોઈએ. ખેતીનો નાશ કરનાર જીવાત, વનસ્પતિને થતા રોગ, અતિવૃષ્ટિ અથવા દુષ્કાળ જેવી ખેતીનો વિનાશ કરનારી કુદરતી આફતો સામે ટક્કર લેવા માટે કૃષિવલોને શાસ્ત્રીય શિક્ષણ

આપવું જરૂરનું છે. આવા સુંદર સ્વપ્નમાંથી શુદ્ધિમાં આવીને ખેતીવાડીને બંધબેસતી થાય તેવી સ્ટાન્ડર્ડ બુકો તૈયાર કરાવી તેને ઐચ્છિક વિષય તરીકે ઉપલાં ધોરણમાં દાખલ કરાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. આથી કરીને ખેડૂતનો દરેક છોકરો પોતાના કામમાં ફળદાયક ભણતરની ખાતર ભણશે અને અધવચમાં ભણતર પડતું નહિ મૂકે.

**ખરું કાર્ય :** આપણા લોકોનો મુખ્ય આધાર અન્ન ઉપર હોઈને તેની પેદાશ જેમ બને તેમ વધારવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે, પણ કેવળ તેમ કરવાથી આપણી દરિદ્રતા દૂર થાય તેમ નથી. જે દેશ ફક્ત કાચો માલ જ તૈયાર કરીને શાંત રહે તે કાયમને માટે કંગાળ જ રહે છે તેમાં શક નથી; કેમકે કાચો માલ પરદેશોને પૂરો પાડવા માટે જ આપણે સરજાયેલા નથી એ લક્ષમાં રાખીને, કાચા માલને અહીંને અહીં તૈયાર કરવાની યોજના આપણે અમલમાં મૂકવાની છે. આનું નામ જ ખેતી અને ખેડૂતોની સુધારણા છે.

આપણા હુન્નર ઉદ્યોગના અતિ અગત્યના પુરાણને હું આટલેથી જ પતાવું છું. આ ઉપરથી આપ બંધુઓએ એમ નથી સમજવાનું કે, તે ઉપરના કોઈપણ પ્રશ્ન કરતાં લેશ પણ ઓછી અગત્યનો છે.

**સ્થાનિક પ્રશ્નો :** બંધુઓ, ઉપરની જાથુકની જમાબંધી અને કેળવણી સંબંધી હકીકત કાઠિયાવાડને માટે પણ સામાન્ય છે, એ આપ સમજ્યા જ હશો. વેઠ વગેરેની હાડમારી અને હલકા નોકરોની હાલાકી વગેરે, તેમજ કેળવણીને અભાવે અજ્ઞાનના વધારાથી સામાજિક સડા સૌરાષ્ટ્રમાં વિશેષ છે. અને તે દૂર કરવાના દરેક પ્રયત્નની જરૂર છે. લાખની વસ્તીમાં પૂરો એક ગ્રેજ્યુએટ પણ નહિ એવી ખેડૂતવર્ગની કેળવણીની શૂન્યતા, આ ઓગણીશમી-વીશમી સદીના સુધરેલા જમાનાની કેળવણી પામેલા રાજવંશીઓના અમલમાં નીભ્યે જાય છે એ જ અજાયબી ઉત્પન્ન કરે છે.

દુકાળ જેવા જીવલેણ સમયમાં અને કોઈ કોઈ સ્થાને તો બીજે સમયે પણ અન્ન ઉત્પન્ન કરનાર અન્નને માટે વલખાં મારે, એ દશ્ય છાતી ફાડી નાખતું હોઈ ન જોઈ શકાય એવું છે, તેને માટે આપણી જ્ઞાતિના લાખોના ફંડફાળા-જો કે પોતાની જ જ્ઞાતિ માટે તો આપણાં હજારોનો ફાળો થવો એ મુશ્કેલ છે ત્યાં - નકામાં છે, કંઈ કરી શકે એમ નથી; કેમકે લાખોના ફંડની વાર્ષિક ઉત્પન્નનો ફાળો મોટી વસ્તીના પ્રમાણમાં પ્રત્યેક જણદીઠ પા પા પાઈ પૂરતો પણ નથી. જે ખેડૂતવર્ગની સ્થિતિ સુધારી શકે જ નહિ; તેને માટે તો રાજ્ય અને રાજા મહારાજની ઉદારતાની - ખરી રીતે તો લીધેલાનું વળતર ખરે સમયે આપવાની વ્યવહારકુશળતાની - આવશ્યકતા છે; જે ઉદારતાએ હજારોની વસ્તીમાં એવી રીતે જરૂર સમયે લાખોનું વળતર આપેલું છે, આપે છે અને આપશે.

કાઠિયાવાડના રાજા - મહારાજાઓ પોતાની કોમને માટે - રજપૂત ગરાસિયાઓને માટે કેળવણી વગેરે સંબંધે જેવો પ્રયત્ન કરે છે, તેવો પ્રયત્ન ખેડૂતને

પોતાનું અને રાજ્યનું અંગ ગણી આપણી કોમને માટે કરવામાં આવે ત્યારે જ આપણને અને તે કરતાંયે વિશેષ રાજ્યને પોતાને ફાયદો છે. તેથી તે હકીકત રાજ્ય અને ખેડૂતો સમજતા થાય એવા દરેક પ્રયત્નની જરૂર છે. ખેડૂતમાં ખેતી, કેળવણી અને રીતરિવાજમાં સુધારા સંબંધી ઉપદેશ નિરંતર થતા રહેવાને દરેક રાજ્યે કૃષિઉપદેશકો રાજ્યને ખર્ચે નીમવાની જરૂર છે. રાજ્યને ધનધાન્ય સમૃદ્ધિથી વધુ ને વધુ ભરપૂર રાખવાને ખેડૂતવર્ગની કેળવણીને માટે રાજધાનીના શહેરમાં રાજ્યને ખર્ચે પટેલ બોર્ડિંગો ઉઘાડવાની જરૂર છે; તેમજ રાજ્યની જ ટ્રેઝરીમાં ભરણું કરવા આવનારને ઘેરથી લાવેલો લૂખો-સૂકો રોટલો ખાવાનું શાંતિનું સ્થાન પણ ન મળે કે ભરણું અથવા વજેની જનસી પોતાની કાંધ પર લાદી લાવનાર બળદગાડાને ઊભા રહેવાનું સ્થાન ન મળે એ અફસોસકારક હોઈ, રાજ્ય સાથેના ખેડૂતના નિકટના સંબંધ વગેરે કારણથી રાજધાનીમાં તેઓનું આવવું વારંવાર થતું હોવાથી રાજ્યે પોતાને ખર્ચે પટેલહાઉસો ખોલી તેમાં બીજી બની શકે તેટલી સગવડો કરવાની જરૂર છે.

બંધુઓ, માગ્યા વિના મા પણ ન પીરસે; ઉપરની દરેક બાબતને માટે દરેક પ્રસંગે આપણે માગવાની - અરજ કરવાની જરૂર છે. "સાત દિવસ ભૂખ્યો રહે પણ કણબી મુખથી ન માગે, અન્ન મળે નહિ તો અંતે પ્રાણ પોતાનો ત્યાગે."- એ વચનને તમે ગમે તેને આકરે પ્રસંગેયે પાળજો, પણ રાજ્ય પાસે તો માગજો; કેમકે ત્યાં માગવું તે તો આપણે હક છે. આપણું છે અને આપણે માગવું છે, માટે માગજો. બોલતાં શીખતા બાળકની કાલીઘેલી તોતડી બોલીથી પણ માબાપ રાજી થાય છે, તેમ તમને માગતાં શીખતા જાણીને રાજ્ય રાજી થશે, માટે માગજો સાવકા જેમ નહિ પણ પોતાના જાણીને તમારી ઇચ્છા ખરાં માવતર પૂરી પાડશે માટે માગજો. રાજ્યના કમાઉ દીકરા હોવાથી હકદાર થઈને માગજો. ઘણું આપ્યું છે અને વ્યાજ, વટાવ કે વળતર તરીકે થોડું લેવું છે એમ ગણીને લેણદાર થઈને માગજો, એકના અનેક આપશું માટે રાજ્યને શેઠ ગણીને તમે પોતે દેણદાર થઈને માગજો. પણ માગજો. ફરી ફરીને કહું છું કે માગજો.

સોનાની કૂકડીમાંથી સમય પ્રમાણે સુવર્ણનાં ઈંડાં મેળવવાને કૂકડીને ખવરાવી-પિવરાવી પાલન-પોષણ કરવાનું છે, પણ મોટી મોટી ખોટી આશાથી તેનું પેટ ચીરી કે નીચે લેવાનું કરતાં તો તદ્દન ખોઈ બેસવાનું છે. તેમજ સુવર્ણનાં ઝાડોનાં પાકાં ફળ ઉતારવાનાં છે, પણ તેને ઝૂડી ઝેરી ઝંઝેરી પાકને પાયમાલ કરતાં કોઈ અંગ કે આખું ઝાડ નાશ પામતાં પોતાને જ નુકસાન છે, એટલું પણ સુધરેલાં રાજ્યના કારોબારીઓ ન સમજે એમ આપણે માની લેવાનું નથી.

**કીમતી વારસો :** બાહ્ય શુદ્ધિ અર્થે આપણે મહેસૂલની જાથુકની જમાબંધી કરાવવા મહેનત કરવાની છે અને તેની સાથે આંતર્શુદ્ધિ માટે આપણી પ્રજાને ખપજોગી કેળવણી લેતી કરવી જોઈએ. ઈશ્વરપ્રીત્યર્થે આ પવિત્ર હેતુ સિદ્ધ કરવા

માટે ધર્મભાવથી સૌએ યથાશક્તિ ભગીરથ પ્રયત્ન આરંભવા.

બંધુઓ, આ પ્રકારના પવિત્ર મંત્રો આપણા બાંધવોને દેવા માટે ઝૂંપડે ઝૂંપડું ખેતરે ખેતર આપણે ઢૂંઢવું જોઈએ, અને તે જ મંત્રોનો અલખ નિરંતર જગાવવો જોઈએ.

વીશમી સદીમાં વાવેલાં આ બીજોને સત્યાગ્રહથી સતત સિંચન કરવાનું પવિત્ર કામ આપણી ભાવી પ્રજાને મરતી વખતે એક કીમતીમાં કીમતી વારસા તરીકે સોંપી જવું જોઈએ.

છેલ્લો શ્વાસ નીકળતાં તેઓને કહેવું કે, પુત્રો ! અમારાં વાવેલાં બીજોને જ્યારે સિંચન કરશો અને જ્યારે તેના અંકુરો ફૂટી નીકળશે, ત્યારે અમે આકાશમાં રહ્યા રહ્યા પણ તમારી ઉપર દૈવી પુષ્પની વૃષ્ટિ કરશું અને ત્યારે જ અમારો આત્મા અમર થશે.

## ચોથી પાટીદાર પરિષદ અને બીજી કાઠિયાવાડ પાટીદાર પરિષદના પ્રમુખ રા.રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ. બી.એ., એલએલ.બી. બારિસ્ટર ઍટ-લૉનું જૂનાગઢમાં તા. ૨ ફેબ્રુઆરી ૧૯૧૭ના રોજ થયેલું ભાષણ

પ્રિય ભાઈઓ,

આપે મને આ પરિષદનું માનભર્યું અધ્યક્ષપદ આપી ઘણો આભારી કર્યો છે. તમારા અહીંના જીવનને વધારે સમજનાર અને કાઠિયાવાડના રાજ્યપ્રકરણમાં બહુ પ્રશંસાપાત્ર વિજય પામેલા આ સ્થાનને માટે મારા કરતાં વધારે લાયક પુરુષ હતા છતાં આ કાર્ય મને સૂંપવામાં મારા તરફના અત્યંત સદ્‌ભાવે આપની પાસે જરૂર પક્ષપાત જ કરાવ્યો છે; અને જે વિકટ ધર્મમાં મને આવી રીતે તમે પ્રેર્યો છે તેમાં માત્ર તમારો એ જ સદ્‌ભાવ મને સહાયક થશે એવી આશાએ હું પ્રવૃત્ત થાઉં છું. ધૈર્યનું બીજું કારણ એવું છે કે જે રાજ્યસત્તાની છાયા તળે આપણાં જીવનકલહનો વિચાર કરવા અહીં આપણે એકઠા થયા છીએ તે સત્તાની સર્વાંશે આમાં સહાય અને દિલસોજી છે.

ગુજરાત અને મુખ્યત્વે કાઠિયાવાડને એકથી બીજે છેડે ફરીને જોતાં કંઈક અપવાદ સિવાય ખેડૂતની સ્થિતિ જોનારના હૃદયને દયાર્દ્ર કરે છે. ઊંચી જાતિના પાટીદાર કે કણબી ખેડૂતનાં ભોળાં નિષ્કપટ હૃદય, તેમનો સાધારણ રીતે કદાવર અને સુંદર શરીરનો બાંધો અને રાતદિવસ ખેતીની પાછળ સીમમાં મહેનત કર્યા કરવામાં તેમનું પ્રશંસનીય ધૈર્ય જોઈ જ્યારે એમનું આર્થિક જીવન જોવા એમના 'ખોરડામાં' પેસીએ છીએ ત્યારે દાબી રાખતાં છતાં પણ આંખમાંથી આંસુ નીકળી પડે છે ! નિષ્ઠુર હૃદયના માણસનું મન પણ જ્યાં પોચું થઈ જાય ત્યાં એમના જીવનનું દુ:ખ હલકું કરવાની પવિત્ર આકાંક્ષાવાળા સહૃદયની તો વાત જ શી ? જીવનને સફળ કરનાર ઊંચા ગુણ હોવા છતાં આર્થિક અધોગતિને તળિયે પહોંચેલી આ પ્રજાને જોતાં બુદ્ધિ વિચાર-વમળમાં તરફડે છે અને પૂછે છે કે આવા ખેડૂતની આવી દશા કેમ થઈ હશે ?

હિન્દુસ્તાનની વસતિના લગભગ એંશી ટકાની આજીવિકાનું મુખ્ય સાધન હાલ ખેતી જ છે એમ વિચારતાં આખા દેશના દારિદ્રયનો ભયંકર ચિતાર આંખ આગળ ઊભો થાય છે અને આપણા દેશના ભવિષ્યની ચિંતામાં ક્ષણવાર હૃદય કંપી ઊઠે છે. કઠણ હૃદયની સરકાર અને દેશી રાજાઓનાં મન પણ પોચાં થતાં કોકવાર તે એમની દયા ખાય છે પણ 'ખેડૂતનો પ્રશ્ન બહુ ગૂંચવાડાભર્યો છે' એટલું કહી ચાલતે માર્ગે જ ચાલવા માંડે છે, અને જ્યારે ભણેલા વતનીઓ આ દયાજનક સ્થિતિના ઉપાય સરકાર આગળ ધરે છે ત્યારે 'ખેડૂતની મુસીબતો તમે સમજી શકો નહીં' અને 'અમને સૂઝ પડતી નથી' એવી અપમાન અને નિરાશાભર્યા કટાક્ષવાળી ટીકા વડે તેમનો અનાદર કરે છે. આવી દયાજનક સ્થિતિમાં ખેડૂતને માટે એના સ્વાર્થની ચોખ્ખી સમજ અને સ્વાશ્રય સિવાય બીજો ઉપાય રહ્યો નથી. આવી પરિસ્થિતિમાં 'પાટીદાર પરિષદ' ભરવાનો વિચાર યથાર્થ અને ફલપ્રદ છે અને આ સંસ્થાના પ્રયોજકોએ ખેડૂતવર્ગ ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તેને માટે પ્રજા સદા આભારી છે.

હિન્દુસ્તાનના ખેડૂતના ઉપર એના એટલા સદ્ભાગ્યે હજુ સુધી કોઈએ આળસનો કે એના ધંધાના અજ્ઞાનનો આરોપ મૂક્યો નથી. ઊલટું સરકારે ખેતીની ખાસ તપાસ કરવા નિમેલા પશ્ચિમની ખેતીના વિજ્ઞાનમાં નિપુણતાએ પહોંચેલા અધિકારીઓએ પણ એકે અવાજે કબૂલ કર્યું છે કે ગુજરાતના ખેડૂતોને એમના ધંધામાં અમારાથી કાંઈ શીખવી શકાય તેમ નથી. અહીંના ખેડૂતની આ સાધારણ કુશળતાને મુંબઈના હાલના નામદાર ગવર્નર લૉર્ડ વિલિંગ્ડન સાહેબે પણ સ્પષ્ટ રીતે સ્વીકારી છે. એટલે આટલું નિર્વિવાદ સિદ્ધ થાય છે કે ખેડૂતની આવી દયાજનક સ્થિતિનું કારણ ખેડૂત પોતે તો નથી જ.

મનુષ્ય માત્રને સુખી થવાની ઇચ્છા હોય છે અને જ્યારે પોતાને મળેલો અનુભવ અને તેના જ્ઞાનનો ખંત અને હરેક પ્રકારની મહેનતે તે ઉપયોગ કરે તો અવશ્ય સુખી થવો જ જોઈએ; કારણ કે પોતાને સુખી કરવાને મનુષ્યની પાસે આ કરતાં બીજાં અંગત સાધન હોઈ શકે નહીં. ખેડૂતની પાસે ધંધાની સાધારણ કુશળતા અને ખંતભરી જાતમહેનત એ બન્ને સાધન છતાં પરિણામે એને કંગાલિયત જ દેખાય છે ! પોતાના પરિશ્રમનું દુનિયાના નિયમની વિરુદ્ધ આવું પરિણામ એનાથી સમજાતું નથી, અને છેવટે એને ખેતી ઉપર તદ્દન અભાવ ઉત્પન્ન થાય છે. જીવવાને માટે આ દેશમાં એ સિવાય બીજું સાધન રહ્યું નથી એટલે જમીન ઉપર જ એને પડી રહેવું પડે છે પણ એ ધંધામાં એનો જીવ ચોંટતો નથી. ખેતી ઉપર થએલો અભાવ ખેડૂતના જીવનમાં ઠેર ઠેર જણાઈ આવે છે. કામ તો કરે છે પણ એમાં તે નિરુત્સાહ રહે છે. અન્ય પ્રવૃત્તિ તરફ એનું દુર્લક્ષ રહે છે, અને બીજા તમામ ધંધાદારીઓના ભણી એને સ્વાભાવિક રીતે મિથ્યા આકર્ષણ રહ્યા કરે છે. એની મહત્ત્વાકાંક્ષા લગભગ નષ્ટ થઈ ગઈ છે, જમીનદારીના ધંધાના ગર્વની જગ્યાએ એના સ્વભાવમાં હલકા પ્રકારની ગરીબાઈ આવતી જાય છે અને આને પરિણામે ધીમે ધીમે મનુષ્યત્વના ગુણ એક

પછી એક ગૌણ પડી જઈ એનું જીવન પશુતુલ્ય પરાધીન બનતું જાય છે. આ દયાજનક સ્થિતિ દેશમાં પાં- દસ ટકાની વસતિની નથી પણ સેંકડે ૮૦ ટકાની આ સ્થિતિ છે અને તેથી આ સ્થિતિ રાજા-પ્રજા ઉભયને ભયંકર છે. ખેડૂતની આ દયાજનક સ્થિતિનાં મુખ્ય ત્રણ કારણોમાંનું 'ખેતીના ઉપર વધતા જતા અભાવ'નું જે આ પહેલું કારણ છે તે કેટલે દરજ્જે ટાળી શકાય તેમ છે તેનો હવે આપણે શાંતપણે વિચાર કરવો જરૂરનો છે.

આ બાબતમાં અંગ્રેજી અને દેશી રાજ્યોના જમીનધારાનો નોંખો વિચાર કરવો પડશે અને જોકે કેટલેક અંશે અમુક બાબતોમાં સિદ્ધાંતનું સરખાપણું જણાય છે, છતાં વ્યવહારમાં અંગ્રેજી રાજ્યમાં ખેડૂતને જે લાભ મળે છે તે દિલગીરી સાથે આપણે કહેવું પડશે કે દેશી રાજ્યોમાં તેટલે અંશે અત્યારે મળતો નથી; વળી બધાંય દેશી રાજ્યોનો મહેસૂલી વહીવટ એકસરખો નથી અને કેટલાંક મોટાં રાજ્યો આ બાબતમાં ઘણી રીતે સુધારામાં આગળ વધ્યાં પણ છે. છતાં કાઠિયાવાડની વસતિમાં સર્વની દૃષ્ટિએ ચઢે તેવું જમીન ઉપરના અભાવનું સબળ અને પ્રથમ કારણ તો એ જ છે કે ખેતીની જમીન અને ગામડાની ઘરથાળની જમીન પણ કાયદા પ્રમાણે દરબારની ગણાય છે ! આનો અર્થ એટલો જ કે ખેડૂત માત્ર એક મજૂર જ છે. એને રહેવાનું ઘર નથી તેમ મહેનત કરી ખેડવાની જમીન નથી. બન્ને દરબારનાં છે અને દરબાર ખાલી કરવાનું કહે કે તરત જ તે ખાલી કરવાં પડે. જ્યાં વસતિની આવી સ્થિતિ હોય ત્યાં જમીન ઉપર મમતાનું સામર્થ્ય ક્યાંથી આવે ? ખેડૂતને મહેનત કરવાનું મન કેમ થાય ? સંપૂર્ણ મહેનતે સોના જેવી કરેલી જમીન કે પૈસો ખરચી બંધાવેલું સારું મકાન ખેડૂત પોતાનાં કરી ભોગવી શકે નહીં તો પછી એ જમીનને સુધારવાનું એને શું પ્રયોજન છે ? ગામડામાં પૈસો ખરચી ઈંટ-ચૂનાનું સુંદર અને શરીરની સુખાકારી સાચવે એવું ઘર બાંધવાથી એને શું ફળ મળે છે ? કાયદો આવો છતાં દરબાર કદી જમીન કે મકાન છોડાવતા નથી એમ કહેવાથી વસ્તુસ્થિતિ ફરતી નથી. ખેડૂત આવી દલીલો સરકાર ધારે છે તેના કરતાં વધારે સમજે છે અને એની સાબિતીમાં આટલા વર્ષે પણ અત્યારની કાઠિયાવાડની રૈયતની દયાજનક દુર્દશા ઉઘાડી જ છે. ખેડૂત એમ પૂછે છે કે જો દરબારશ્રી ખેડૂતને કદી કાઢવાના નથી જ તો દરબાર કાયદો કરી ખેતીની અને ઘરથાળની જમીન ઉપરનો માલિકીહક ખેડૂતને કેમ આપી દેતા નથી ? રાજાના ઉપર રૈયતને અણવિશ્વાસનું કારણ નથી પણ મોટું દુઃખ તો એ છે કે એકાદ અમલદારની ખેડૂતના ઉપર ઇતરાજી કયે વખતે થશે તેની કોઈને ખબર પડતી નથી અને એવી ઇતરાજી થતાં કાયદાએ સરળ કરી આપેલા રસ્તે ખેડૂતનો નાશ કરવામાં કેટલી વાર ?

વળી જમીન ઉપર ખેડૂતની માલિકી નહીં હોવાથી એણે કરેલી મજૂરીની જરાય કિંમત રહેતી નથી. જ્યાં સુધી ખેડૂત જમીન ઉપર રહે ત્યાં સુધી વખતે એનો ઉપભોગ કરી શકે પરંતુ જ્યારે બીજા ધંધામાં એને લાગવું હોય ત્યારે મહેનત કરી માતબર

કરેલી જમીન વિના મૂલ્યે એણે છોડી દેવી પડે છે કારણ કે ખેડૂત કોઈને જમીન વેચી શકતો નથી. ખેતીના ઉપર અભાવ ઉપજાવવામાં આ ઓછું સબળ કારણ છે ? જમીન વેચવાનો હક ખેડૂત પાસેથી લઈ લેવાથી ખેડૂતની આર્થિક સ્થિતિ સારી થાય છે. એવા દુનિયાના નિયમની વિરુદ્ધના અને ભૂલભરેલા વિચારને આધારે સર ફ્રેડીક લેલીએ મુંબઈના મહેસૂલી કાયદામાં લોકના ચૂંટેલા પ્રતિનિધિઓની વિરુદ્ધ પડી એક સુધારો કરાવ્યો હતો અને જમીનના નવા ખાતેદારો પોતાની મિલકત વેચી કે બીજાને આપી શકે નહીં એવો એનો આશય હતો. ગુજરાતમાં આ કાયદો 'નવા ધારાના નામથી ઓળખાય છે. આનું પરિણામ શું આવ્યું ? આ કાયદો અમલમાં મુકાતા લોકોએ એને તિરસ્કારી કાઢ્યો ! અને 'નવા ધારા'એ આપેલી જમીનો પાછળથી 'જુના ધારા' પ્રમાણે - વેચવાના તમામ માલિકીહક સાથે - સરકારને દાખલ કરવી પડી ! એ સરકારની ભૂલની પૂરી સાબિતીમાં હમણાંનો એક દાખલો હું જણાવીશ. ઠાસરા, કપડવણજ અને મહેમદાવાદ તાલુકાનાં મોટાં ઘાસીયાં પડતરો અત્યારે સરકારે ખાતે કરી આપવા માંડ્યાં છે અને તે નવા ધારાએ નહીં પણ જૂના ધારાએ જ કરવાં પડ્યાં છે ! ખેડૂત માલિકીહકના ફાયદા બહુ સારી રીતે સમજે છે તેનો આના કરતાં બીજો પુરાવો શો જોઈએ ? જમીન ઉપર માલિકીહક મળતો ન હોય તો ખેડૂત જમીન લેવા માટે તૈયાર નથી તો પછી તેને સુધારવાની અને ખેતીના ઉપર સંપૂર્ણ ભાવથી મહેનત કરવાની તો વાત જ શી ?

જમીન વેચવાનો હક ન હોય તો રૈયત દેવામાંથી મુક્ત રહે છે અને તવંગર થાય છે એ વાદ પણ તદ્દન ભૂલભરેલો છે. લોક પોતાનું હિત સમજે તેના કરતાં મહેસૂલી અમલદારો વધારે સમજે એમ કહેવું ઉપહાસને પાત્ર છે એમ માનવું એ મૂર્ખતા છે. જો એમાં કાંઈ પણ સત્ય હોય તો કાઠિયાવાડની ખેડૂત પ્રજા તવંગર થવી જોઈએ. નરવા અને ભાગદારનો કાયદો નરવા કે ભાગનો ટુકડો વેચવાની કે આપવાની મના કરે છે છતાં આવા કાયદાએ નરવાદાર કે ભાગદારને દેવામાંથી મુક્ત કર્યાનું કે તેમને તવંગર બનાવવાનું ગુજરાતમાં જણાયું નથી. ખેડૂતને સદાને માટે તેમના મિથ્યાભિમાનના પાપમાં જમીન સાથે સાંકળી રાખ્યા વિના બીજો ફાયદો દેખાયો નથી. નરવાના અંગના ગામના તમામ ગામઈ હક લઈ લીધા પછી માત્ર ખોખું સાચવી રાખ્યાથી નરવાદારને પણ શી રીતે ફાયદો થાય ?

જમીન ઉપર સરકારનો માલિકીહક રાખી મૂકવાથી સરકારને શી રીતે ફાયદો થાય છે તે પણ સમજી શકાય તેમ નથી. જો એ હકનો ખેડૂતને બદલીને સરકાર ઉપયોગ કરતી ન હોય તો એ હક રાખવાથી સરકારને ફાયદો નથી એ તો ઉઘાડું જ છે. વારંવાર ખેડૂતને બદલી મહેસૂલ વધારી લેવામાં આવતું હોય તો તાત્કાલિક ફાયદો જણાય ખરો પણ પરિણામે એમાં ફાયદાની જરાય આશા નથી એ પણ સ્પષ્ટ છે અને આ દૃષ્ટિ મોટાં રાજ્યોમાં મહેસૂલી અધિકારીઓને હવે વધારે સ્પષ્ટ થતી જાય છે અને તેથી જ એવી પદ્ધતિને તમામ દીર્ઘદૃષ્ટિવાળા રાજાઓએ ધિક્કારી કાઢી

છે; એટલે આ દૃષ્ટિએ પણ માલિકીહક રાખી મૂકવામાં સરકારને ફાયદો નથી. જમીન દિન-પ્રતિદિન પાકમાં ઊતરતી જાય છે અને પ્રજા ગરીબાઈમાં ડૂબે છે એટલે જેના ઉપર રાજાનો વિકટ પ્રસંગમાં આધાર છે તે પ્રજાના દારિદ્ર્યમાં રાજ્યની નિર્માલ્યતા એ જ આવી પદ્ધતિનું સ્વાભાવિક ફળ છે.

આવી રીતે રાજા તથા પ્રજા ઉભયને હાનિકારક જમીનનો માલિકીહક સરકારે ત્યારે કેમ રાખ્યો હશે ? દેશી રાજાઓના મહેસૂલી બંધારણમાં એ એના સ્પષ્ટ સ્વરૂપમાં જણાય છે. અંગ્રેજ સરકારના મહેસૂલી કાયદામાં એનું સ્વરૂપ એટલું બધું સ્પષ્ટ દેખાતું નથી, કારણ કે જૂના ધારાના ખેડૂતને જમીન ઉપર વેચવા વગેરેનો સઘળો માલિકીહક છે; પરંતુ આ હાનિકારક પદ્ધતિ મહેસૂલની વારંવાર કરવામાં આવતી સેટલમેન્ટોમાં રૂપાન્તરે સ્વીકારાયેલી છે. આ બન્ને સ્વરૂપમાં આ પદ્ધતિ નિંદવા યોગ્ય છે; અને ઉપર જણાવ્યા પ્રમાણે સર્વને હાનિકારક હોઈ ખેતીમાં ઘણો અણગમો પેદા કરે છે.

ઉપર બતાવ્યાં તેવાં એની વિરુદ્ધ સ્પષ્ટ કારણો છતાં આ રિવાજ જીવવા કેમ પામ્યો હશે ? ટૂંકી બુદ્ધિવાળા અધિકારીઓ 'એ જૂની પદ્ધતિ છે' એમ કહી એને વળગી રહેવા માગે છે. એક સર્વત્ર હાનિકારક પદ્ધતિ જૂની હોય તેટલા માટે તેને વળગી રહેવું એ ડહાપણ નથી. જૂની કે નવી પણ જો હાનિકારક હોય તો તે પદ્ધતિ છોડવી એમાં જ રાજ્યની કાર્યકુશળતા છે. પણ આ પદ્ધતિ જૂના વખતની ચાલતી આવી છે એ વાત ખોટી છે. કોઈ વિચારશીલ રાજા આ પદ્ધતિનો સ્વીકાર કરે તેમ નથી. મનુના વખતથી જમીનની માલિકી રાજાની કદી હતી જ નહીં. જમીનના માલિકી લોકની, ગ્રામ લોકની જ હતી એ મનુસ્મૃતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કારણ કે રાજાને માત્ર એણે સંરક્ષણ કરવાને બદલે 'કર' લેવાનો જ હક હતો, અને તે કર જમીનની જાત તથા પાકનાં સાધનો ધ્યાનમાં રાખી પાકનો છઠ્ઠો, આઠમો કે દશમો ભાગ એમ લેવાતો. **મનુસ્મૃતિના રાજ્યબંધારણનું મૂળ સૂત્ર ગ્રામ અને ગ્રામ લોકની જમીનની માલિકીના ઉપર જ આશ્રિત હતું. રાજ બદલાતું તો માત્ર 'કર'નો ભાગ જે રાજા થતો તે રક્ષણના બદલામાં લેતો. એ સિવાય જમીન ઉપર બીજો કાંઈ પણ હક રાજાનો નહોતો. મનુ ભગવાન તો રાજધર્મનું પાલન કરવામાં એટલે સુધી કહે છે કે જે સનાતન કાયદાનું આ ધોરણ છે તેનું કોઈ રાજાએ ઉલ્લંઘન કરવું નહીં;** કારણ કે નહીં તો જે દંડ પ્રજામાં થતો અન્યાય અટકાવવામાં રાજાનું ઇષ્ટ સાધન બને છે તે જ મહાદંડ તેવા ધર્મને ઉલ્લંઘન કરનાર રાજાને પણ શિક્ષા કરશે, અને તેની સત્તાનો નાશ પણ કરશે એનાં અનેક દૃષ્ટાન્ત મનુસ્મૃતિ ટાંકી બતાવે છે.

જમીન ઉપર લોકની માલિકીપણાના સંબંધમાં બોલતાં મહીસુર અને ત્રાવણકોરના લાંબા અને કુશળ રાજ્યવહીવટ માટે પ્રખ્યાત થયેલા વડોદરાના માજી દિવાન માધવરાવજીએ આ સંબંધમાં મારા ઉપરના અભિપ્રાયને સમર્થન કરતાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, **જૂના કાળમાં જમીન ઉપર રાજાની માલિકી કદી હતી જ નહિ.**

જમીન પ્રત્યેક ગામમાં વસતા ખેડૂતની માલિકીની હતી અને જે જમીન કોઈ ખેડૂતે પોતાની ખેડમાં લીધી ન હોય તે ગામલોકના આખા સમૂહ અથવા પંચની સામાન્ય માલિકીની હતી. આ પદ્ધતિ વિરુદ્ધનું વર્તન કોઈ જૂના હિન્દુ રાજાઓના વખતમાં થયું હોય એમ જાણવામાં નથી.

'રાજા' એ પદ નિયંત્રિત રાજ્યધોરણના મુખ્ય અધિકારીનું છે. એ સ્થાન પવિત્ર તથા ધર્મ અને પ્રજાનું રક્ષણ કરવા અર્થે જ લોકસંમતિથી નિયંત્રિત રાજ્યધર્મમાં સ્વીકારાયેલું છે. પ્રજાનું હિત એ જ એ પદનું જીવન છે; એટલે હિન્દુ રાજ્યપદ્ધતિમાં ઉપર જણાવ્યા પ્રમાણે જે મહેસૂલી પદ્ધતિ પ્રજા તેમજ રાજાના હિતની વિરુદ્ધ છે તેનો અવકાશ જ ન હોય એ સ્વાભાવિક છે. જમીનનો માલિક હું અને લોકને મરજીમાં આવે ત્યારે હાંકી મૂકું અગર બીજા કોઈને સ્વાધીન કરી દઉં એવું તો કોઈ લુંટારો કે રાજ્યધર્મનો સ્વીકાર ન કરતો અત્યાચારી પુરુષ જ કહી શકે. 'રાજા' પદધારી પવિત્ર પુરુષના સ્વપ્નમાંય આવો અધર્મ્ય વિચાર પેસી શકે નહિ. કાઠિયાવાડની આ ભૂમિ એવા હજારો લૂંટારુઓના હાથમાં આગળ ઉપર આવી ગઈ હતી એમ આપણે પુરાણા ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ, અને વખતે આ પદ્ધતિ એવા લોકોએ ઊભી કરી હશે. એ પદ્ધતિને રાજ્યપદ્ધતિ કહેવી એ જ ખોટું છે; અને હાલના પવિત્ર રાજ્યપદ ધારણ કરનારા હિન્દુ કે મુસલમાન ધર્માધિકારીઓએ એને જૂની ગણી માન આપવું એ અધર્મ્ય છે.

આપણે જોયું કે જમીન ઉપરનો માલિકીહક દરબાર કે સરકારે કાયદાના ધોરણથી પોતે રાખી મૂકવો તે કોઈ પણ સ્વરૂપમાં ખેતીને હાનિકારક છે, તેમ રાજાને કોઈ રીતે ફાયદાકારક નથી એનું પરિણામ રાજ્યને સદા નિર્બળ કરનારું છે અને કોઈ પણ દલીલથી એ પદ્ધતિનો બચાવ થઈ શકે તેમ નથી. એ નઠારી પદ્ધતિ ખેતીના ઉપર અભાવ ઉત્પન્ન કરવામાં પ્રથમનું સબળ કારણ છે તેથી જેમ બને તેમ સત્વર તે પદ્ધતિનો નાશ થવાની જરૂર છે અને દેશી રાજાઓએ તેમજ અંગ્રેજ સરકારે પ્રજાનો માલિકીહક સ્વતંત્રપણે કાયદાના ધોરણથી પ્રજાને પાછો સોંપી દેવો જોઈએ.

આ એક જ સુધારાથી ખેતી ઉપરનો અભાવ નિર્મૂળ થાય તેમ નથી. કારણ કે માલિકીપણાની નઠારી પદ્ધતિએ 'કર'નો અંશ ઠરાવવામાં પણ એવડી મોટી હાનિ કરી છે કે ખેડૂતને મહેનત કર્યા છતાં મહેનતનું પૂરું ફળ મળતું નથી; તેમજ એની મહેનતનું ફળ એ સદા ભોગવશે એવી ખેડૂતને જરાય ખાતરી પડતી નથી. આ પ્રશ્નમાં મહેસૂલ વસૂલ કરવાની અને પદ્ધતિઓનો આપણે વિચાર કરવો પડશે અને મુખ્યત્વે ભાગદારી પદ્ધતિ, મહેસૂલની આંકણીમાં પેદાશનો અંશ અથવા વિઘોટીનો આંકડો અને સેટલમેન્ટની વારંવાર થતી નવી આંકણી એ ત્રણ અગત્યના વિષયો ઉપર હું આપનું ધ્યાન દોરીશ.

આખા કાઠિયાવાડમાં ભાગદારી પદ્ધતિ એ મહેસૂલી વહીવટનું મુખ્ય અંગ છે. આ પદ્ધતિમાંના સારા અને નઠારા બન્ને અંશ તપાસી જોવા યોગ્ય છે. ખેડૂતપક્ષે

જ્યારે દુકાળ કે ઓછો વરસાદ પડે ત્યારે વિઘોટીના ભર આકારનો બોજો એના ઉપર રહેતો નથી, કારણ કે ઊપજના પ્રમાણમાં સરકાર ભાગ લે છે એટલે તેટલા પૂરતી ખેડૂતને નિરાંત છે. આટલો ફાયદો બાદ કરતાં આ પદ્ધતિમાં કર લેવાની પદ્ધતિના તમામ દુર્ગુણો કઢંગા સ્વરૂપમાં ઉઘાડા દેખાય છે. ભાગીદારી પદ્ધતિમાં જમીનનો સરકારી માલિકીહક કાયદાના આવરણથી ઢાંકી દેતાંય ઉઘાડો ઉપર તરતો જણાય છે અને પાકમાંથી સરકારી ભાગ જાણ્યે-અજાણ્યે પણ જેમ બને તેમ ઊંચો ને ઊંચો જ ખેંચાતો રહે છે, એટલે પ્રથમની દલીલમાં બતાવ્યા તે તમામ દોષ વત્તેઓછે અંશે ખેતીના ઉપરથી મન ઉતારી નાખે છે. વળી ખેડૂતને ખાતરપુંજો કરી કે સારી મૂડી રોકી મહેનત કરવાનું મન થતું નથી. કારણ ઉઘાડું જ છે. જે ખેડૂત મજૂરી કે મૂડી રોકી જમીન આબાદ કરે તેને મૂડી કે મજૂરીનું બધું ફળ મળતું નથી પણ તે ફળનો ભાગે પડતો હિસ્સો વિના હકે સરકાર ભાગદારીથી લઈ જાય છે. એકલી જમીનનો જ ઉપયોગ કરતાં ખેડૂત પાસેથી સંરક્ષણ અને બીજા સાર્વજનિક હિત અર્થે જમીન ઉપર જ એ કર ભરે તે તો ન્યાય છે, પણ ખેડૂતની મહેનત અને તેના પૈસાથી વધુ ઉત્પન્ન થતા પાકના ઉપર સરકારનો કર કેમ હોઈ શકે ? છતાં જ્યારે ખેડૂતની પોતાની જ મહેનત અને મૂડી નાખવાથી જમીન ઉપર વધારે પાક થાય ત્યારે તે વધુ પાકમાં પણ સરકાર હિસ્સો લે એ ખેડૂતને અન્યાય છે. અર્થશાસ્ત્રના નિયમની વિરુદ્ધની આ પદ્ધતિ ખેડૂતને જમીન સુધારવા તરફ સદા દુર્લક્ષ રખાવે છે અને ખેડૂત પોતે ગરીબ રહી સરકારને પણ ગરીબ જ બનાવે છે.

સરકારને પણ ભાગદારી પદ્ધતિ ફાયદાકારક નથી. ખેડૂત વખતોવખત પાકમાંથી ચોરી ખાય એટલા પૂરતું સરકારના ભાગમાંથી ઓછું થાય છે; રાજ્યની ઊપજમાં અનિયમિતતા રહેવાથી અનેક પ્રકારના બીજા કરો નાખવાની લોલુપતા રહ્યા કરે છે, અને ભંડાર ભરવા ઉપર નજર રહ્યાથી આખરે પ્રજામાંથી જ નૂર ખેંચાય છે. ભાગ ઉઘરાવવાનું સરકારને મોટું ખર્ચ થાય છે અને અનાજ ખળે પડી રહેવાથી રાજા અને પ્રજાને ભારે નુકસાન પહોંચે છે; ખેડૂતને અનેક પ્રકારની વિટંબના થાય છે. વખતોવખત ચઢતાઊતરતા ભાવને અંગે કે અનાજ બગડવાને અંગે રાજ્યની ઊપજમાં કોઈને જરાય ફાયદો થયા વિના ભારે નુકસાન પહોંચે છે. આ પદ્ધતિ એકંદરે કઈ રીતે રાજ્યને લાભકારક છે તે સમજવું ઘણું કઠિન છે.

અંગ્રેજી રાજ્યમાં તો આ સંબંધે સારી વ્યવસ્થા થઈ છે અને તમામ દેશી રાજાઓએ વગર વિલંબે તેનું અનુકરણ કરવા યોગ્ય છે, અને છપ્પનિયા દુકાળના અનુભવ પછી તેના પરિણામે વિઘોટીની પદ્ધતિમાં ભાગદારી પદ્ધતિનો ખેડૂતપક્ષે જે લાભ છે તે પણ અમુક પ્રમાણમાં વરસાદ ઓછો થાય તો નિયમ પ્રમાણે વિઘોટીમાં માફી મળ્યા જ જાય એવો વિઘોટીની પદ્ધતિમાં ફેરફાર કરીને સુધારો દાખલ કર્યો છે. સિદ્ધાન્તમાં આ અંગ્રેજી રાજ્યની માફીના નિયમવાળી વિઘોટીની પદ્ધતિ મહેસૂલી વહીવટમાં અત્યાર સુધીમાં સારામાં સારી દેખાય છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

આવી માફીના નિયમવાળી વિઘોટીની સર્વાંગ પદ્ધતિ ભાગદારીના કરતાં ઘણી જ ઊંચી છે. એમાં ભાગદારીના દુર્ગુણ ઘણા ઓછા થઈ જાય છે અને એના ગુણનો માફીના કાયદાથી સમાવેશ થાય છે. માટે કાઠિયાવાડમાં સિદ્ધાન્ત અને વહીવટ બન્નેમાં એ સર્વત્ર દાખલ થવાની ઘણી જરૂર છે.

બહુ આનંદની વાત છે કે વડોદરામાં આ પદ્ધતિ સ્વીકારાયેલી છે અને અહીં જૂનાગઢ, ભાવનગર, ગોંડલ જેવાં કાઠિયાવાડનાં મોટા અને સુધારામાં આગળ પડતાં રાજ્યોમાં સેટલમેન્ટ દાખલ થયું છે, અને ધીમે ધીમે વિઘોટીની પદ્ધતિ પણ વહીવટમાં આવતી જાય છે; પરંતુ એવી પદ્ધતિ હોવા છતાં જો માલિકીહક સરકારનો જ રહે અને માફીનો કાયદો નિયમાનુસાર વિઘોટી સાથે અમલમાં ન રહે તો એનાથી જોઈતો લાભ થઈ શકશે નહીં, અને ખેતીના ઉપર અભાવનું કારણ ઓછું થવા નહીં જ પામે. જો સુધારો દાખલ કરવો તો સર્વાંશે દાખલ કરવો એ જ ઉચિત છે. દેશી રાજાઓને આના સંબંધમાં અખતરો કરવાની જરૂર નથી. કારણ કે અંગ્રેજી રાજ્યમાં લાંબા વખતના અનુભવથી માફીવાળી વિઘોટીની પદ્ધતિ એના ઉદ્દેશ પૂરતી સફળ નીવડી છે અને કાઠિયાવાડમાં જ અમરેલી પ્રાંતમાં પણ એ દાખલ થઈ ચૂકી છે. અંગ્રેજી રાજ્યમાં ખેતીની ખરાબ સ્થિતિનું કારણ હવે પછીના જે સિદ્ધાન્ત આપણે તપાસીશું તેમાં છે અને એ દોષોમાંથી ખેડૂતના દુર્ભાગ્યે એકે રાજ્ય મુક્ત નથી.

મહેસૂલમાં પેદાશનો કેટલો અંશ કર તરીકે લેવો એ પ્રશ્ન અનેક વિવાદનું સ્થાન થયો છે. અંગ્રેજી રાજ્યમાં સરકાર અને પ્રજામતમાં એ સંબંધે લાંબા વખતથી મતભેદ ચાલે છે; અને રૈયતની ગરીબાઈનું જમીન ખમી ન શકે એટલો તેના ઉપર લેવામાં આવતો કર એ સબળ કારણ છે એમ પ્રજાપક્ષનું માનવું છે; અને 'ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ' પોતાનો આ દૃઢ મત ત્રીસ વર્ષથી પ્રકટ કરતી આવી છે. સરકારી મહેસૂલ ખાતાના બહોળા અનુભવી **દેશભક્ત રમેશચંદ્ર દત્તનો મત પણ પ્રજામતને મળતો હતો અને એ દેશભક્ત બેંગાલીએ મરતાં સુધી પ્રજાની સ્થિતિ સુધારવા મહેસૂલી વહીવટના સ્વાનુભવથી, અનેક દલીલોથી અને સરકારી જ આંકડાના ટાંચણથી પોતાના મતનું સમર્થન કર્યું છે.**

સરકાર પોતાના પક્ષનું સમર્થન કરતાં કેટલીક વાર તો એટલે સુધી ભાન ભૂલી જાય છે અને કહે છે કે ખેડૂત પ્રજાની ગરીબાઈની વાત ખરી નથી ! આના કરતાં બીજું આશ્ચર્ય મને લાગતું નથી. સને ૧૯૦૦-૧૯૦૧માં ગુજરાત રેવન્યુ ઇન્કવાયરી વખતે ઑ. મિ. ગોકળદાસ કહાનદાસ પારેખની સાથે હાંસોટ અને ઓલપાડ મુકામે એમની મદદમાં હું હતો તે વખતે જવાબદાર હલકા અમલદારોએ ન ભરી શકાય એટલી વિઘોટી વસૂલ કરતાં ગુજારેલા કમકમાટીભર્યા અત્યાચારની તપાસમાં એક પછી એક **ખાતેદારોને જુબાની આપવા આવતા મેં જાતે જોયા છે. સો સો અને પચાસ વીઘાંના ખાતેદારના શરીર ઉપર ફાટ્યાતૂટ્યા લૂગડાના કટકા સિવાય શરીરના મધ્ય ભાગ ઉપર વિંટાળવાનું કપડું નહોતું ! પૂરું ખાવા નહીં મળવાથી**

તેમનાં અંગ તવાઈ ગએલાં હતાં અને ભરજુવાનીમાં તેમનાં મોં ચઢી ગએલાં અને ગાલે ખાડા પડી ગએલા દેખાતા હતાં જુલમગાર અધિકારીએ ગુજારેલા ત્રાસથી ધ્રૂજતો પણ દુઃખમાં વહાર કરવા સરકારે નીમેલા દયાળુ કમિશનરને જોઈ ગુનેગાર અમલદાર સામું તિરસ્કારથી ઘૂરકતો ખેડૂત હજુ મારી નજર આગળ તરવરી ઊઠે છે ! એના ઘરમાંથી ખાંડવાનું સાંબેલું કે દળવાની ઘંટીની જપ્તી કરી ઘરે કડી કરવા આવેલા અત્યાચારી મામલતદારને આંગળી કરી દેખાડતાં એનું હૃદય ભરાઈ આવતાં મેં જોયું છે; અને આખી તપાસને અંતે તકરાર સાંભળતાં છાપાનાં રીપોર્ટરો, ઑન. ગોકળદાસ પારેખ અને ખુદ કમિશનર મિ. મેકોનેકીની આંખોમાં પણ દયાનાં ઝળઝળિયાં ઊભરાઈ આવેલાં મને બરોબર યાદ આવે છે. આટલો જાતનો અનુભવ થયા પછી અત્યારની વિઘોટીના કર તળે ચગદાતી ખેડૂત પ્રજા ગરીબ નથી એમ મારાથી કેમ મનાશે ? પણ તમે ગરીબ છો કે તવંગર એ પ્રશ્નની ચર્ચા તમારા આગળ નિરર્થક છે. તમારા ઘરને પૂછતાં જ તમારી ખાતરી થશે. છપ્પનિયા દુકાળને પહેલે જ સપાટે લાખો માણસનાં મુડદાંના શેરીએ અને ચકલે ઢગલા થઈ ગયા એ શું બતાવે છે ? અંગ્રેજી રાજ્યની મહેસૂલ પદ્ધતિએ ખેડૂતના ઘરમાં ચાલુ વર્ષ પછી આઠ મહિના ચાલે એટલું અનાજ ખરીદવા પૈસા નહોતા ! અઢળક અનાજના ઢગલા પડ્યા છતાં ખરીદવાના સાધન વગર પતંગિયાની પેઠે લોકના પ્રાણ ગયા એના કરતાં બીજી કેટલી ગરીબાઈ જોઈએ છીએ ? સરકારની હજુય એવી હઠીલાઈ હોય કે ખેડૂત પ્રજા ગરીબ નથી તો આટલી વખત માગણી કર્યા છતાં એની તપાસ કરવા સરકાર કમિશન કેમ નીમતી નથી ? સત્યની બીક હૃદયમાં ભારે છે ! ખેડૂતની ગરીબાઈના વધુ પુરાવા તરીકે હમણાં જ મદ્રાસના ગવર્નરના પ્રમુખપણા નીચે મિ. એ. પી. પેટ્રોએ ગામડાંની આર્થિક સ્થિતિ ઉપર જાતે કરેલી તજવીજનો જે લેખ વાંચ્યો હતો અને જે ૧૯૧૭ના જાન્યુઆરીની ૧૨મી તારીખના 'ન્યુ ઈન્ડીઆ' પત્રમાં પ્રકટ થયો છે તેના ઉપર તમારું ધ્યાન ખેંચી આ દુઃખદ પ્રસંગને અહીં જ વિચારીશ. **આખું વર્ષ સ્ત્રીઓ સાથે ખેતી અને મજૂરી કરી માથા દીઠ માત્ર ચાર જ પૈસાના ભોજન ઉપર ગુજારો કરનાર ખેડૂત દુકાળને પહેલે જ સપાટે ભોંયભેગો થાય છતાં આવો ખેડૂત હિન્દુસ્તાન સિવાય બીજા કયા દેશમાં સુખી સ્થિતિનો કહેવાતો હશે ?**

વસ્તુસ્થિતિ આવી છતાં ઘણીક વખત મુંબઈ, અમદાવાદ, મદ્રાસ કે કલકત્તા જોઈ કેટલાકને તાત્કાલિક એમ થાય છે કે દેશમાં દોલત વધી, પરંતુ આ સ્વપ્નમાં આખું કાઠિયાવાડ અને સુરત ખાલી થઈ ગયાનું કે આખા દક્ષિણનાં મોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાનું કે ગુજરાતમાં ચાંપાનેર, પાટણ, સિદ્ધપુર જેવાં મોટાં શહેરો નાશ પામ્યાનું કે સૌરાષ્ટ્ર અને વલ્લભીનાં રાજ્યો ઊખડી ગયાનું તેમજ બંગાળ અને ઉત્તર હિન્દુસ્તાનની ઊખડી ગએલી શહેનશાહતોનાં મોટાં શહેરો નાશ પામ્યાનું જરાય સ્મરણ રહેતું નથી. વળી હાલ પણ નાનાં ગામડાં રોજ ઉજ્જડ થતાં જાય છે એ

હકીકત પણ ધ્યાનમાં રહેતી નથી અને તેથી જ ક્ષણભર ભોળા લોક મુંબઈ જોતાં જ ભુલાવામાં પડે છે. અમદાવાદની આગળની અતિ વિસ્તારવાળી જાહોજલાલી જોતાં અત્યારનું ધન એની કશી વિસાતમાં નથી એ ઐતિહાસિક બીના છે. એટલે ઉપર બતાવી તે ગરીબાઈની વસ્તુસ્થિતિમાં માત્ર પાંચ-પચીસ નવાં વસાયેલાં શહેરોનો વૈભવ જોતાં પણ વાસ્તવિક કાંઈ જ ફેર પડતો નથી, તેમજ રોજ થતાં ઊથલપાથલ ગરીબ માણસોની પાસે પૈસા આવતાં એમની દૃષ્ટિમાં પ્રથમના કેટલા તવંગર માણસોની પાયમાલી થઈ ગઈ તે તેમને યાદ રહેતું નથી અને દુઃખની વાત તો એ જ છે કે જે વખતે જે ધનાઢ્ય હોય તે જ આગળ પડતો માણસ હોઈ એનો અભિપ્રાય વધારે સંભળાય છે; એટલે પાયમાલીનો પોકાર સદા ઊંડા અંધારામાં જ રડ્યા કરે છે.

જમીન મહેસૂલનો ભાર જમીનની પેદાશના પાંચમા અગર ચોખ્ખી પેદાશના અડધ ભાગ કરતાં કદી વધારે હોવો ન જોઈએ એવો છેવટનો મત બાબુ રમેશચંદ્ર દત્તે પ્રકટ કર્યો હતો. આ વધુમાં વધુ પ્રમાણ તો ઉત્તમ સાધનોવાળા ખેડૂત હોય અને જમીન ફળદ્રુપ હોય ત્યાંને માટે દત્ત સાહેબે આપ્યું હતું, અને તેય બીતાં બીતાં. આ ધોરણ પણ દેખીતી રીતે જૂના કાળના પ્રમાણ કરતાં અવશ્ય વધારે ભારે છે કારણ કે વધુમાં વધુ મનુના નિયમે છઠ્ઠો અંશ લેવાનો રિવાજ હતો. તે ઊંચામાં ઊંચો દર હતો અને વળી એ કર લેતી વખતે ખરેખરો તો છઠ્ઠા કરતાં ઘણો ઓછો જ અંશ ખેડૂતની પાસેથી જતો. આજ તો મહેસૂલ ઉઘરાવવાની એટલી અટપટી અને સખ્ત ચોકસાઈ છે કે ઠરાવેલા અંશ કરતાં ખેડૂતની પાસેથી એકંદરે વધારે જ નીકળવાનો સંભવ છે, ઓછાની તો વાત જ શી ? આવી રીતે દત્ત સાહેબે બતાવેલા પ્રમાણના ઉત્તરમાં સરકાર જવાબ આપતાં કહે છે કે એ છેવટનું પ્રમાણ ગુજરાતમાં પ્રચલિત છે એટલે સરેરાશ લેતાં ગુજરાતમાં ઊપજના પાંચમા અને ચોખ્ખી ઊપજની અડધ ભાગ કરતાં ગુજરાતનું મહેસૂલ વધુ આવતું નથી. મને લાગે છે કે આમાં ખેતીની ઊપજની ગણતરી કરવામાં ભૂલ થતી હોવી જોઈએ, નહીં તો ખરેખર એટલો જ અંશ ખેડૂતની પાસેથી જતો હોય તો લાંબા વખતની ખેતી પછી સાધારણ ખેડૂત પાસે ચાલુ વર્ષ પછીથી દસ મહિના ચાલે એટલું અનાજ ખરીદવાના પૈસા બચત રહે નહિ એ શું ? એની પાસે એટલા પણ બચત રહે નહિ એ શું ? એની પાસે એટલા પણ બચત પૈસા નથી રહેતા એ તો દુકાળે ઉઘાડું કર્યું છે. છતાં સરકારની હકીકત ખરી સ્વીકારતાંય જ્યારે તેનું પણ પરિણામ ગરીબાઈમાં જ આવ્યું છે તો ગુજરાતને માટે કરનું ઊંચામાં ઊંચું ધોરણ લગાડવું યોગ્ય નથી એ સ્પષ્ટ રીતે સાબિત થાય છે. ખેડૂતોને જો ગરીબાઈના પંજામાંથી કાઢવા હોય તો અત્યારે જે પ્રમાણથી વિઘોટી લેવાય છે તે હજુ પણ ઉતારવાની જરૂર છે એટલે કે ઊપજના પાંચમાને બદલે સાડા છ કે સાતમા ભાગનું અને ચોખ્ખી ઊપજના અડધાને બદલે ત્રીજા ભાગનું પ્રમાણ કરી જોવું જરૂરનું છે. અત્યાર સુધીના અનુભવનું માત્ર આ જ ડહાપણ જણાય છે. વિઘોટીનું પ્રમાણ બાંધતાં ખેતીનું ખરચ બાદ કરતાં ખેડૂતને ભાગ એટલું તો

ઓછામાં ઓછું રહેવું જ જોઈએ કે એ પોતાના કુટુંબનું ઓછામાં ઓછો અઢાર મહિના ચાલે એટલું અનાજ ખરીદી શકે. માત્ર બાર જ મહિનાનું ભાથું મળે તે ખેડૂત ખેડૂત મટીને જમીન ઉપર વસતો મજૂર જ રહે છે અને એની ગરીબાઈ દુકાળ કે અલ્પ વૃષ્ટિના એકે સપાટે એને ભોંયભેગો કરે છે. આવી નિર્માલ્ય પ્રજાના ઉપર રાજ્ય કરવું રાજાને શોભાભર્યું નથી. તવંગર, બુદ્ધિશાળી, સ્વાશ્રયી અને બહાદુર પ્રજાના ઉપર જ રાજ્ય કરતાં રાજપદ ધન્યાસ્પદ છે. એવો રાજા જ ગર્વથી અને આનંદથી પ્રજાનાં માનપાન ભોગવતો નિર્ભય અને એકલો જ્યાં ત્યાં પૂજાતો પોતાની પાળેલી ભૂમિમાં વિહાર કરે છે, બીજાના મનમાં બ્હીક, પ્રજાના અપમાન અને તિરસ્કારનો ભય રહે છે, અને સદા પોતે એક જ સ્થાનમાં હજારો ઉઘાડી તરવારના પહેરામાં જ બંદીખાનામાં રહી પોતાનું જીવન પૂરું કરે છે. આવું રાજપદ કોને પ્રિય હશે ?

જ્યારે અંગ્રેજી રાજ્યમાં વિઘોટીના બોજાની આવી દયાજનક સ્થિતિ છે ત્યારે આ રાજ્યની સાથે ફૂલની માળાની પેઠે ગૂંથાયેલા દેશી રાજ્યમાં તો આના કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ નજરે પડે છે ! વડોદરા રાજ્યનાં કેટલાંક ગામની સરહદ અંગ્રેજી રાજ્યના ગામડાથી માત્ર એકાદ વાડને આંતરેથી જુદી પડે છે છતાં અંગ્રેજી રાજ્યના ખેતરની વિઘોટી કરતાં ગાયકવાડ સરકારની વિઘોટી ઘણી જગ્યાએ વધારે છે ! એવી જ રીતે કાઠિયાવાડમાં પણ ઘણી જગ્યાએ અંગ્રેજી રાજ્યની સરહદો ઉપર દયાજનક દેખાવ છે, તેમજ પ્રત્યેક દેશી રાજ્યોમાં પણ આ વિઘોટીનું પ્રમાણ ઘણું ભારે પડતું જણાય છે; અને જેટલા પ્રમાણમાં આ દબાણ વત્તુંઓછું છે તેટલા પ્રમાણમાં ઘણે ભાગે ખેડૂત પ્રજાની સ્થિતિનો ફેરફાર પણ ઉઘાડો જ દેખાય છે. આ સ્થિતિ જેટલી આશ્ચર્યકારક છે તેટલી જ દયાજનક છે. આશ્ચર્ય એમ થાય છે કે આવી વસ્તુસ્થિતિમાં ખેડૂતો દેશી રાજ્યને છોડી અંગ્રેજી રાજ્યમાં કેમ જતા નથી ? આના બે ઉત્તર છે. એક તો દેશી પ્રજાને પોતાના રાજ્ય અને રાજા ઉપર અતિ મમતાભર્યો ભક્તિભાવ છે. ખેડૂતમાં હજુ જૂના રાજ્યભક્તિના ભાવ ભર્યા રહ્યા છે તેથી રાજ્ય છોડતાં એને ક્ષોભ થાય છે; વતન છોડતાં એ અચકાય છે અને બીજું કારણ એ છે જે અંગ્રેજી રાજ્યમાં ખેતીમાં લેવા લાયક વધુ જમીન થડમાં રહી નથી; અંગ્રેજી રાજ્યમાં એવી જમીન ખેડૂતોને ખાતે ચઢી ગએલી છે. સ્થિતિ દયાજનક એટલા માટે છે કે દેશી રાજ્યોના અતિ સાંકડા વિચારવાળા મહેસૂલી અધિકારીઓ પ્રજાની આવી રાજ્યભક્તિનો અને એમની નિરાધાર સ્થિતિનો પેટ ભરીને લાભ લેતાં જરાય અચકાતા કે શરમાતા નથી ! આવી રાજ્યભક્તિનો આવો બદલો જોઈ પ્રત્યેક રાજાનું મન દયાથી ભરાવું જોઈએ; એના અધિકારીનો અમલ પોતાના જ હાથમાં લઈ પોતાના વાત્સલ્ય ભાવમાં પોતાના જ સંતાન તરીકે ખેડૂતોને આવા જુલમમાંથી એમણે મુક્ત કરવા જોઈએ.

કેટલાક ઉચ્છૃંખલ અધિકારીઓ વખતે એટલે સુધી બોલી જાય છે કે ભલે ત્યારે ખેડૂતો જમીન મૂકીને ચાલ્યા જાય. આવા પથ્થર જેવા કઠણ હૃદયવાળાને એવો જ

ઉત્તર બસ છે કે ખેડૂતની જાગૃતિનો જમાનો હવે પાસે આવે છે અને એમના જેવા નિર્દય અને અભિમાનીઓના પાપે જ ઉત્તમ રાજ્યભક્તિમાં પણ દુઃખદ શિથિલતા આવવા લાગી છે. જ્યાં પોતાની સ્થિતિ સુધરે એવા સંજોગો જણાય ત્યાં ખેડૂતોએ હવે ખસવા માંડ્યું છે, અને પોતાનો સ્વાર્થ વધારે સમજતાં એ ખસ્યા જશે જ. તેથી રાજ્ય-સત્તાધિકારીઓને અમારી નમ્ર વિનંતિ છે કે કૃપા કરીને અમારી રાજ્યભક્તિમાં વિઘ્ન આવે એવી પરિસ્થિતિ ઊભી કરતાં તમે અચકાવ. રાજ્ય છોડતાં કે રાજા તરફનો પૂજ્યભાવ ઓછો કરતાં અમારું ચિરાય છે ! ગરીબાઈના હૃદયમાં પડતા ઘાને છણીને વધારે મોટો ના કરો. નહિ તો પ્રજા જતાં તમે કોના રાજા કહેવાશો તેનો વિચાર કરો ! ઇતિહાસના હજારો વર્ષના અનુભવના ફળ તરફ દુર્લક્ષ ના રહો ! કોઈનો અહંકાર રહ્યો નથી અને રહેશે પણ નહિ. પ્રજા એ જ રાજ્યનું બળ છે. પ્રજામાં જ ઈશ્વરનો આવિર્ભાવ છે અને રાજા તો માત્ર પ્રજાનો પ્રતિનિધિ છે. આશાનું કારણ એટલું જ છે કે એવા ઉચ્છૃંખલ વિચાર ઠરેલ અને ડાહ્યા રાજ્ય-સત્તાધિકારીઓ હજુ બતાવતા નથી.

જમીન છોડી જતા નથી માટે ખેડૂતને ખેતીમાં પરવડે છે એમ કેટલાક અધિકારીઓ દલીલ કરે છે એ તદ્દન ગેરવાજબી છે. આજીવિકાનાં બીજાં સાધન ચારે તરફ ભરેલાં હોય અને તેની ખેડૂતોને ખબર હોય અથવા તેઓ સાધનોનો ઉપયોગ કરી શકે તેવી સ્થિતિમાં હોય તો અવશ્ય આ દલીલ વજનદાર ગણાય. પણ વસતિના એંશી ટકાને જ્યાં ખેતી સિવાય બીજું સાધન જ ન હોય, જ્યાં ઉદ્યોગ નાશ પામેલા હોય, જ્યાં સારા વેપાર પારકાના હાથમાં હોય અને જ્યાં આખો દિવસ રટણ કરતાં ખાવાનું જ મુસીબતે મળતું હોય, અને વળી જ્યાં આ સર્વ રીતનો વિચાર કરવાને જોઈતી કેળવણીનો તદ્દન અભાવ હોય ત્યાંની પ્રજા ભૂખે મરે તેઓય ખેતી સિવાય બીજે ક્યાં જાય ? દુકાળમાં ખોલેલા ખોદાણ કામ ઉપર તમે ગમે તો રોજના બે આના આપો કે છ પૈસા આપો; આનો આપો કે પછી માત્ર બે જ પૈસા આપો તો પણ ભૂખે મરતા દુકાળિયાને તો ત્યાં જ કામ કરવું પડશે. એવી સ્થિતિમાં એમ કહેવું કે જો તને ન પરવડે તો ભલે ચાલ્યો જા અને એ ન ચાલ્યો જાય તો એને એટલા પૈસાએ ત્યાં મજૂરી કરવી પરવડે છે એવી દલીલ તદ્દન અયોગ્ય છે, એટલું તો નહિ પણ નિર્દય છે. ખેડૂતની અને ખેતીની આવી સ્થિતિ હોય ત્યાં ખેતીના ઉપર કોને ભાવ થાય ? ખેતી કરવી તો પડે જ, કારણ કે જીવતા રહેવાની તો બધાનેય ઇચ્છા છે. રાજા અને પ્રજા બન્ને ઈશ્વરને એ રસ્તે સરખા જ છે.

દેશી રાજ્યોમાં તો અંગ્રેજી રાજ્યના કરતાં વિઘોટીનો આંકડો વધારે હલકો જ હોવો જોઈએ. દેશી રાજાઓને લશ્કર રાખવાનું ખર્ચ કરવું પડતું નથી, તેમજ કોઈ મોટાં ડીપાર્ટમેન્ટ રાખવાનું એમને ખર્ચ નથી. એમને પરદેશી રાજ્યોના સંબંધમાં થતું ભારે ખર્ચ ્ઉપ્રઉ૭૧૨વું પડતું નથી, તેમજ ગળે બાંધેલી ઘંટીની પેઠે શરીરનું લોહી સૂકવી નાખતી આખી દુનિયામાં વધુમાં વધુ ખર્ચાળ સિવિલ સર્વિસના નોકરોનું

ગંજાવર ખર્ચ તેમને વેઠવું પડતું નથી. દેશી રાજ્યોમાં રાજ્યની નોકરીનું ખર્ચ ઘણું હલકું છે એટલે કરનો બોજો ઘણો હલકો રહેવો જોઈએ. દેશી રાજ્યોમાં એક ખર્ચ અંગ્રેજી રાજ્ય કરતાં વધુ છે એ તો કબૂલ કરવું જ પડશે. કલેક્ટર, કમિશનર, ગવર્નર કે ગવર્નર જનરલ જેવાનાય જે પગાર અંગ્રેજી રાજ્યમાં મળે છે તેના કરતાં નાનામોટા બધાય દેશી રાજાઓનું પોતાનું ખર્ચ પ્રમાણમાં ઘણું જબ્બર છે. ગર્વનર જનરલનો પગાર વર્ષે અઢી લાખ રૂપિયાનો હોય ત્યારે આપણા મોટા દેશી રાજાઓનું અંગતખર્ચ કેટલાય લાખોનું હોય છે તે જાણીએ છીએ ત્યારે આશ્ચર્ય લાગે છે. **રાજાનો મોભો અને મરતબો જળવાય એ પ્રજાને જ માન છે પરંતુ પોતાના ગજા પ્રમાણે મોભાનો વિચાર થાય ત્યાં સુધી રાજ્ય ઉપરનો બોજો યોગ્ય છે પણ એથી વધારે ખર્ચ કરવા દેશી રાજાઓએ પ્રજાના હિતને અર્થે સદા સંભારવું જ જોઈએ કે એ પૈસો પ્રજાનો જ છે. ખેતીની ખરાબ હાલત સુધારવા આ ખર્ચનો ઘટાડો કરવાથી રાજાઓને પોતાને જ અંતે ફાયદો છે.**

જમીન-મહેસૂલ એકલા ઉપર જ રાજ્યની આવકનો આધાર છે એ દલીલ પણ હવે ચાલી શકે તેમ નથી. કારણ કે રાજ્યના વિસ્તાર પ્રમાણે અંગ્રેજી રાજ્યમાં લેવાતા ઘણા ખરા તમામ કરો દેશી રાજ્યોમાં દાખલ થઈ ગયા છે અને કસ્ટમ વગેરે હિન્દુસ્તાનના કરનો બોજો એવો વ્યાપક છે કે અંગ્રેજી તેમજ દેશી રાજાઓની પ્રજા સરખે હિસ્સે જ તે ભાર ઉપાડે છે કારણ કે અંગ્રેજી રાજ્યમાં થતી લૂગડાં-લત્તાં તથા બીજી ચીજોની મોંઘવારી દેશી રાજ્યની પ્રજાને પણ પ્રમાણમાં ખમવી પડે છે, એટલે આ દલીલ વજનદાર નથી.

ત્યારે, વિઘોટીના દર સંબંધે ખેતી ઉપરનો અભાવ ઓછો કરવા માટે તે દર એટલો હલકો રાખવો જોઈએ કે ખેડૂતને ખેતીના ઉપર ગુજરાન કરતા પોતાના કુટુંબને લગભગ અઢાર માસ ચાલે એટલું અનાજ ખરીદવા જોઈતા પૈસા એની પાસે ખેતીનું ખર્ચ કાઢતાં બચત પડી રહે. આ સિદ્ધાન્તને તો લૉર્ડ કર્ઝન સાહેબે પોતે પણ સ્વીકાર્યો છે. એમણે લેન્ડ રેવન્યુ પૉલિસીમાં કહ્યું છે કે, "It cannot but be their desire that assessments should be equitable in character and moderate in incidence; and thath there should be left to the proprietor or to the cultivator of the soil - as the case may be - that margin of profit that will enable him to save in ordinary seasons and to meet the strain of exceptional misfortune." પણ આ સિદ્ધાન્ત અમલમાં આવતો નથી; અને અનુભવથી જણાયું છે કે આ સિદ્ધાંતનું ફળ ગુજરાતમાં લાવવા માટે અવશ્ય વિઘોટીનો દર ખેતીની ઊપજના સાડાછ કે સાતમા ભાગથી અગર ચોખ્ખી ઊપજના ત્રીજા ભાગથી વધુ કદી હોવો ન જોઈએ, અને દેશી રાજ્યોમાં આથી પણ ઓછો દર રાખી શકાય છતાં તેમ ન બને તો આટલા દરથી વધુ તો ન જ જોઈએ; અને આવી વિઘોટી કાયમની થવી જોઈએ.

વિઘોટીના દરની, વખતોવખત થતી આંકણી ખેતીની ઓછી પાયમાલીનું કારણ નથી. હાલની આંકણીઓમાં બહુ બારીકાઈથી જમીનની જાત અને ગામથી કે બજારથી તેના અંતર ઉપર કસ અંકાયો છે, નદીનાળાં કે તળાવડીની થડમાં આવવાથી હિમાયતનો કસ ચઢાવવામાં આવ્યો છે; જમીનમાં કેટલે ઊંડે પાણી નીકળે છે તેના અનુમાન ઉપર જમીનનો કસ વધારાયો છે. આમ છતાં નદીનાળાં કે તલાવડામાં પાણી રહે છે કે નહીં અથવા તેનો ઉપયોગ જે જમીનના ઉપર કસ ચઢેલાં હોય છે તેમાં કદી થાય છે કે નહીં, તેમજ જમીન ઉપર કૂવા ખોદાય છે કે નહીં તેના ઉપર જરા પણ લક્ષ અપાયું નથી. એવી હજારો તલાવડીઓનો કસ જમીન ઉપરથી વસૂલ લેવાય છે કે જે તલાવડીમાં ચોમાસાના ચાર મહિના પણ પાણી ટકતું નથી અને જ્યારે શિયાળામાં ખેતીને પાણીની જરૂર હોય ત્યારે તેમાં કદી પાણી રહેતું જ નથી. આ એક ઉઘાડો અન્યાય છે. ખેડૂતની પાસે કૂવાનું સાધન ન હોય તો પણ બાગાયત કર એને ભરવો પડે છે ! આમ છતાં એક વખત નક્કી કરેલી વિઘોટી અંગ્રેજી રાજ્યમાં ૩૦ વર્ષે અને દેશી રાજ્યોમાં તો ૧૦-૧૫ કે ૫ વર્ષે પણ ફેરવાતી સાંભળી છે ! આનો શો અર્થ ? શું જમીનમાંથી વગર મહેનત કર્યે કે વગર મૂડી રોક્યે બેવડું ધાન ઊતરે છે કે વર્ષ પ્રમાણે વિઘોટી પણ વધતી જતી હશે ? અત્યાર સુધી એકે સેટલમેન્ટ એવી ભાગ્યે જ થઈ છે કે જેમાં વિઘોટીમાં વધારો થયો ન હોય ! આ શું ખેડૂતને ખેતી ઉપર ભાવ કરાવે એવું વર્તન છે ? જમીન ઉપર માલિકી નહીં હોવાથી અને ભાગદારી વહીવટને અંગે થતી અધીરીનાં તમામ કારણો અહીં પણ જોસભેર અસર કરે છે તેથી જ્યાં સુધી વધતી જતી વિઘોટીનાં સેટલમેન્ટ વારંવાર થયા જાય ત્યાં સુધી જમીન ઉપર એ પદ્ધતિ કદી મમત્વ લાવવા દેશે નહીં; અને ખેતીની સ્થિતિ સુધરશે નહિ. સરકારને જમીનની ઉપર જ કર લેવાનો હક છે. ખેડૂતની મહેનતના ઉપર કરનો બોજો નાખવા જેવી બીજી મૂર્ખતા નથી, અને જ્યાં સુધી દૃષ્ટિની આ વિશાળતા નહિ આવે ત્યાં સુધી પાયમાલીનો પ્રતિકાર નથી.

કાયમી આંકણીના સામે બંગાળમાં જે જમીનદારના ખેડૂતની દયા ખાઈને વાંધો લેવામાં આવે છે તે વાંધો ગુજરાત કે કાઠિયાવાડમાં લઈ શકાય તેમ નથી. કારણ કે, અહીં જમીનદારી નથી પણ રૈયતવારી પદ્ધતિ છે, એટલે ખેડૂત પોતે ખાતેદાર છે અને સરકારને પરભાર્યું જ મહેસૂલ ભરે છે. વચમાંથી કોઈ એની મહેનતનું ફળ ખાઈ જનાર નથી. બીજી દલીલ એમ કરવામાં આવે છે કે વગર મહેનતે ખેડૂતને નુકસાન થવાનો સંભવ નથી. આને "unearnd increment" એમ કહે છે. અને આવી ઊપજ વધી હોય ત્યાં જ નવી વિઘોટીમાં દર ચઢાવીને લેવામાં આવે છે. કાયમની વિઘોટી સામે આવી તકરાર છે, અને વગર મહેનતે વધેલી ઊપજનું માપ અનાજના ચઢેલા ભાવ ઉપરથી ઘણે ભાગે અંકાય છે.

આ તકરાર તદ્દન ગેરવાજબી છે; અને ઘણીવાર આવી તકરારમાં અભણ ખેડૂતને ખબર પણ પડતી નથી. વગર મહેનતે મળેલી વસ્તુના ઉપર કર ચઢે છે એમ કહેવામાં

આવે એટલે એની સામે બાપડો ખેડૂત શું બોલે ? ખેડૂતને આવી અટપટી દલીલની ખબર પડે કે નહિ, છતાં વસ્તુસ્થિતિ સરકાર કે ખેડૂત બદલી શકતા નથી, અને આખરે એવી ખોટી રીતે ચઢેલી વિઘોટી ભરી ભરીને જ્યારે ખેડૂત થાકી જાય છે ત્યારે ગભરાઈને એ પૂછે છે કે જો વગર મહેનતે પેદાશ થતી હોય તો મારાથી કેમ પહોંચી વળાતું નથી મારે ભાગ વગર મહેનતની પેદાશ ક્યાં ગઈ ? મને પાંચ-દસ વર્ષે આવતો દુકાળ કઢાવવા જેટલો પણ સંઘરો મારી પાસે કેમ રહેતો નથી ? આનો જવાબ સરકાર શું આપે છે ?

વગર મહેનતે ખેતીમાં પેદાશ વધે છે એ બહુ તાજુબીની વાત છે ! દુનિયાનો આવો નિયમ અનુભવમાં કદી આવ્યો નથી. કોઈ વિદ્વાન અને ડાહ્યા શોધકે ખોળી કાઢ્યો હોય એમ સાંભળ્યું પણ નથી. જો એમ થતું જ હોય તો ઈશ્વરની અગાધ દયા ધ્યાનમાં લેતાં હિન્દુસ્તાનના ખેડૂતની દયાજનક સ્થિતિને ટાળવા ભગવાન અવશ્ય સોનાનો જ વરસાદ વરસાવે. પણ વગર મહેનતે ઈશ્વર કાંઈ ફળ આપતો નથી એ મનુષ્ય માત્રનો અનુભવ છે. જમીનમાંથી વગર મહેનતે બેવડો પાક શી રીતે થતો હશે એ સમજવું કઠિન છે. ખેડૂત મહેનત કરે, પૈસો ખરચી ખાતર નાંખે, પાકની સંભાળ રાખે અને રાત-દિવસ તેને સાચવી રાખે છતાં હવાપાણીથી પાક નાશ ન પામે તો જ વધુ પાક ઊતરે એવો અનુભવ છે. એમ કહેવામાં આવે છે કે અનાજના ભાવ ચઢે છે એટલે ચઢેલા ભાવનો લાભ ખેડૂતને વગર મહેનતે મળે છે ! આ પણ એટલું જ આશ્ચર્ય! અનાજના ભાવ ચઢે તો બીજી કઈ વસ્તુના ભાવ સસ્તા રહેતા હશે? અને મજૂરને પણ અનાજ તો જોઈએ જ છે. એમ હોય તો ખેતીની મજૂરી સોંઘી શી રીતે રહે તે સમજાય તેમ નથી. ખેડૂતના જીવનનું ખર્ચ વધ્યા વગર કેમ રહેતું હશે ? પહેલાં શેર આટાના ચાર પૈસા બેસતા હોય તેના જ્યારે છ પૈસા આપીનેય ખેડૂતને મજૂરી માટે શરીર સાચવવું પડે છતાં વગર ખરચે ખેતીનો પાક વધ્યાની વાત સાંભળી કંટાળો ઊપજે છે ! પહેલાં બે આને ખેતીનો મજૂર મળતો તેના વધીને ત્રણ-ચાર આના થાય છતાં કહેવું કે ખેડૂતને વગર મહેનત અને મૂડીએ વધારે પેદાશ થઈ એ નિષ્પક્ષપાતે તો સમજાતું નથી. જ્યારે અનાજના ભાવ એકંદરે ચઢ્યા રહે ત્યારે આખા ખેડૂતના જીવનનું ખરચ વધે છે, મજૂરીની કિંમત ચઢે છે, એનાં લૂગડાંલત્તાંનું ખરચ વધે છે, હથિયારોનું અને ખેતીનાં ઢોરનું ખરચ વધે છે. આ બધાંયમાં મૂડી વધારે નાંખવી પડે છે, એને માટે વધારે મહેનત કરવી પડે છે. આમ અનાજના ભાવ ચઢતાં ખેડૂતનું ખરચ અને મહેનત વધે છે તો જ જમીને આપેલા પાકની તે વખતના ભાવ પૂરતી કિંમત ઊપજે છે; તેમાં ખેડૂતનો વગર મહેનતનો નફો ક્યાં છે ? તો શા માટે દરેક વિઘોટીએ દર વધવો જોઈએ ? આ દૃષ્ટિએ જ ખેડૂતને થતી ગભરામણની સમજ પડે છે અને સમજાય છે કે વગર મહેનતે અને વગર મૂડી રોક્યે ખેતીને પેદાશ વધતી નથી અને જે એવી તકરાર કાયમી વિઘોટી સામે ઉઠાવવામાં આવે છે તે ખોટી જ છે. એ તકરાર મહેસૂલી અધિકારીઓની સ્વાર્થી

નહીં હોય તો સંકુચિત દૃષ્ટિનું ફળ તો છે જ. વળી જે જે વસ્તુ ખેડૂતને મોંઘે ભાવે લેવી પડે છે તે તમામ વસ્તુ ઉપર વધેલા કરનો બોજો પણ આટકતરાતી રીતે તે બાપડો ભરે જ છે, એટલે વધેલા ભાવનો ફાયદો ખેડૂત અમથો ભોગવતો નથી એ ઉઘાડું છે.

જમીનની કિંમત વધે માટે વખતોવખત વિઘોટી ચઢાવવી એમાં અન્યાય નથી એવી દલીલ પણ કરવામાં આવે છે. ક્ષણભર કિંમતનો એવો વધારો કબૂલ કરીએ તો પણ તેથી વિઘોટી વધારવાનો ન્યાય સમજાય તેમ નથી. જમીનની કિંમત કેમ વધી ? જમીન પ્રથમ ખેતી તળે લીધી ત્યારે તો સૌની કિંમત સરખી જ હોય છે. એના ઉપર કેટલાંય વર્ષ સુધી સારા ખેડૂતે મહેનત કરી તથા મૂડી ખરચી જમીનને ઊંચી કરી હોય તો જ તેની કિંમત વધે છે. એવી વધેલી કિંમત તે ખેડૂતની મહેનત અને મૂડીનું જ ફળ છે તેના ઉપર કરનો બોજો કેમ નંખાય? અને જ્યાં એવી માન્યતા થાય કે આ પ્રમાણે સરકાર બોજો નાખે છે ત્યાં કયા માણસને એવી મહેનત કરવાનું મન પણ થાય છે ? પણ કહેવામાં આવે છે એવી અને એટલી કિંમત વસ્તુતઃ વધી પણ નથી. જેને બંગલા બાંધવાનો શોખ હોય તે વખતે મનસ્વી કિંમત આપી જમીન ખરીદ કરે અગર જ્યાં ખેડૂતની ભારે વસ્તી વધી ગઈ હોય અને જમીન ટૂંકી હોય ત્યાં મહેનત કરવાનું જમીન એકલું જ સાધન હોઈ એક જીવારાનું સાધન ખરીદવા પણ વધુ કિંમત આપી કોક જમીન ખરીદે. જમીનની જ્યાં સહેજસાજ કિંમત વધી હશે ત્યાં આ જ બે મુખ્ય કારણો જણાય છે. તો સહજ ખાતરી થશે કે આવી વધેલી કિંમત એ માત્ર નામની જ છે. આવી નામની જ વધેલી જમીનની કિંમત ઉપર વિઘોટીનો દર વધવો યોગ્ય છે ? એમાં જમીનની પ્રત ચઢી નથી, તો કરનો બોજો ખેતી કેમ ખમી શકશે ? જ્યાં જમીનની જાત સુધરી છે ત્યાં ખેડૂતની મજૂરી અને મૂડીનું જ એ ફળ છે, તેના ઉપર કર કેમ વધારાય ? આમ છતાં જો કર વખતોવખત વધારવામાં આવે તો ગરીબાઈની ઊંડી નિરાશા સિવાય બીજું શું પરિણામ આવે ? અને રાજ્યનું ખરચ વધે તો વિઘોટી વધારવી જ પડે એવી દલીલનો ઉત્તર તો સ્પષ્ટ જ છે કે રાજ્યનું ખરચ પ્રજાના સુખને અર્થે જ વધારી શકાય, પણ જો વિઘોટીનો ભાર ગરીબાઈનું અસહ્ય દુઃખ ઉત્પન્ન કરે તો રાજ્યનું ખરચ વધારવાના ખરા આશયથી વિરુદ્ધ જ ફળ આવે છે; તેથી એવી રીતે રાજ્યનું ખરચ વધારવું એ જ અન્યાય અને અધર્મ છે.

આવી રીતે વિઘોટીની કાયમી આંકણી સામેની બધી દલીલો તપાસતાં એમાં કાંઈપણ વજન જણાતું નથી. આ સુધારો જ્યાં સુધી દાખલ થાય નહીં ત્યાં સુધી ખેડૂતની અધીરાઈ મટે નહીં એ સ્વાભાવિક છે. એમ થતાં ખેતી ઉપર મન મૂકી ખેડૂત મહેનત કરે એમ ધારવું વૃથા છે, અને આ સર્વના પરિણામે ખેડૂતને કોઈ પૈસા ધીરે નહીં અને ઉત્તરોત્તર એની મુસીબતોમાં વધારો થતાં છેવટે જીવનના સફળ કાર્યમાં જોઈતાં તમામ તત્ત્વો ધીમે ધીમે એનામાંથી મરી જાય છે. આ પરિણામ અત્યારે

ચારે તરફથી આપણે જોઈએ છીએ. આ દશા દૂર થઈ શકે તેવી અને તેના ઉપાય તમામ વિચારકની જાણમાં છે. કોન્ગ્રેસ ત્રીસ વર્ષથી આ દુઃખ મટાડવાના ઉપાયનું સૂચન કરી રહી છે. વારંવાર તેના એવા સૂચનને ટેકો આપતા દુઃખદ પ્રસંગોના અનેક અનુભવ થઈ ગયા છે છતાં સરકારનું એના તરફ દુર્લક્ષ છે અને આ દુઃખનું નિવારણ સરકાર સિવાય બીજું કોઈ કરી શકે તેમ નથી. જમીન ઉપર ભાવ કરાવવાનું ખેડૂતના પોતાના હાથમાં નથી પરંતુ સરકાર એકલાના જ હાથમાં છે; કારણ કે આનો દોષ મહેસૂલી પદ્ધતિ સિવાય બીજાના ઉપર મૂકી શકાય તેમ નથી. ખેતી ઉપરના અભાવનું આ પહેલું અને સબળ કારણ છે અને જો સરકાર ધારે તો એનો ઉપાય તે જ કરી શકે તેમ છે. ખેડૂતના હાથમાં આનો ઉપાય નથી એટલે ખેડૂત ગરીબાઈને માટે જરા પણ દોષવાન નથી.

ખેડૂતની આ સ્થિતિ અને તેના ઉપાયની આટલી ચર્ચા પછી તમને એક જૂના સંસ્કૃત સૂત્રનો અર્થ સમજાશે. **राजा कालस्य कारणं ।** – રાજા કાલનો કર્તા છે. દુઃખનો કાળ ફેરવી નાખી તેને સુખમય કરવાની શક્તિ રાજ્યસત્તામાં છે. તેમજ સુખી કાળને દુઃખમાં ફેરવી નાખવાની પણ શક્તિ એ જ સત્તાના દુરુપયોગમાં રહેલી છે. તમને સમજાયું હશે કે રાજ્યભક્ત પ્રજાની આબાદી રાજ્યસત્તાના ઉપર કેટલો બધો આધાર રાખે છે. આથી જ **જૂના કાળમાં રાજાઓ પ્રજાના દુઃખને પોતાના જ પાપનું ફળ સમજતા અને માનતા.**

ખેતીની ખરાબ સ્થિતિનું બીજું કારણ ખેડૂતની ગરીબાઈ છે, એટલે ખેતી સારી કરવા ગમે તેટલો ઉત્સાહ હોય છતાં સાધન ન હોય તો નિરાશ થઈ ખેડૂતને બેસી રહેવું પડે છે. વિઘોટીની નઠારી પદ્ધતિએ આણી દીધેલી ગરીબાઈ આવી રીતે ઉત્તરોત્તર ખેતીને ખરાબ કરતી જાય છે. જો ઉપરનું પ્રથમ કારણ દૂર થાય તો આ બીજું કારણ વધારે સરળ થશે. કાયમી અને હલકી વિઘોટીના પરિણામે ખેડૂતનામાં ઉત્સાહ આવશે અને વર્ષ-દિવસે તે થોડુંક બચાવતો થશે તેથી ઉત્સાહમાં કામ કરી થોડીક મૂડી ભેગી કરી શકશે. વળી એના પરિણામે એની શાખ પણ વધશે અને થોડુંક શાહુકાર પણ ધીરશે. આને પરિણામે સરકારની સારી મહેસૂલી પદ્ધતિએ ખેડૂતનો રસ્તો ઘણો સરળ થશે. પણ જ્યાં સુધી પહેલું કારણ - અભાવનું કારણ - દૂર થયું ન હોય ત્યાં સુધી ખેડૂતને તગાવી જેવી મદદ આપી એની આર્થિક સ્થિતિ સુધારવાના પ્રયત્ન નિષ્ફળ જશે કારણ કે જે તગાવી મળશે તે ખર્ચાઈ જવાથી કાંઈ ખેતી ઉપર ઉત્સાહ વધવાનો નથી. તગાવીના પૈસા પાછા નહીં આપતાં વળી એની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થવાની અને સરકારને એટલા રૂપિયાનું નુકસાન થવાનું. તગાવીનું આવું નિરાશાભર્યું પરિણામ આવે એ નવાઈની વાત નથી. ગુજરાતમાં તો આ પરિણામ ચોખ્ખું દેખાય છે, કારણ કે ખરા કારણને નિર્મૂળ કરવાનું બળ તગાવીમાં નથી પણ મહેસૂલી પદ્ધતિના સુધારામાં જ છે. મહેસૂલી વહીવટ સુધરે તો તગાવી ખેડૂતની આર્થિક સ્થિતિમાં સારી મદદ કરે એ નિઃસંશય છે.

ખેડૂતની આર્થિક સ્થિતિના ઉત્તરમાં ઘણી વખત એમ કહેવામાં આવે છે કે ખેડૂત મરણ અને લગ્નની પાછળ બહુ પૈસા ઉડાવે છે ! ગામનો આગેવાન ખેડૂત કદાચ મરણ કે લગ્નની પાછળ રૂ. ૧૦૦-૧૫૦ ખર્ચતો હશે પણ આવા આગેવાન એટલા બધા ન જ હોય કે જેમના ખરચથી આખી ખેડૂત પ્રજા ઉપર ગરીબાઈ આવી જાય. **મિ. પેટ્રોના રિપોર્ટમાં ખેડૂતના પાંચ માણસના કુટુંબમાં મિજબાનીનું ખર્ચ વર્ષે રૂપિયા બેનું જ આવે છે ! પણ આટલા ઉપરથી આખા ખેડૂતવર્ગને ઉડાઉ કહેવા જેવો બીજો કયો અન્યાય હોઈ શકે ?** આગેવાન ખેડૂત તો દુકાળમાં છેલ્લો મરે છે. જે નથી ખરચતો તે પહેલો પડે છે એનું શું ? પણ આગેવાન ખેડૂત તો ૫૦-૧૦૦ વીઘાનો ખાતેદાર હોય છે અને એટલી મોટી ખેતી કરવાવાળો માણસ જીંદગીમાં ૧૦૦-૧૫૦ રૂપિયાને ખર્ચે લગ્ન કરે કે એકાદ મરણક્રિયા કરે તે ઉડાઉપણું ! એક માણસની જિંદગીમાં મરણ કે લગ્ન વારંવાર નથી આવતાં એ અધિકારીઓ ભૂલી જાય છે. પણ એમની દલીલ ખરી હોય તો પચાસ સો વીઘાનો ધણી એક જિંદગીમાં ૨૫૦-૩૦૦ રૂપિયાનો બચાવ કરી શકતો નથી એથી ગરીબાઈની શી વધુ સાબિતી જોઈએ? જેને સરખું ભોજન વર્ષમાં ભાગ્યે જ બે-ચાર વાર મળતું હોય તેને એવા પ્રસંગે મિત્રમંડળ સાથેના એક વખતના સારા ભોજન માટે આટલો બધો દોષ શો ? ખેડૂત પોતાના જાનવરને પણ ચોમાસામાં વસાણું ખવરાવે છે ! **સરકાર આવા આગેવાન ખેડૂતનાં લગ્ન મરણ પ્રસંગના હસવા જેવા ખર્ચ ઉપર વિઘોટીનો દોષ ઉતારવા માગતી હોય તો એના જેવું બીજું હાસ્યજનક શું હોઈ શકે ?**

આવા ખરચે જ ખેડૂતની ગરીબાઈ આવી ગઈ એવી દલીલના ઉત્તરમાં એક જ હકીકત જણાવવી બસ છે. અમારે ત્યાં ચરોતરમાં વાણિયા અને કેટલાક બ્રાહ્મણો વર્ષમાં બધું મળી ત્રણ-ચાર માસ દરરોજ જમણવાર જમે છે અને મિષ્ટાન્ન ઉડાડે છે; છતાં ખેડૂતના કરતાં તેઓ આર્થિક સ્થિતિ સો ગણી સારી ભોગવે છે. સરકારનો આના સંબંધે શો ઉત્તર છે ? ખુલાસો ઉઘાડો છે. **જ્યારે વાણિયા-બ્રાહ્મણની પેદાશ એમના સ્વાર્થભોગમાં ખર્ચાય છે ત્યારે ખેડૂતનો અડધો રોટલો રાજ્યસત્તા એની પાસેથી લેઈને પોતાની તેમજ પ્રજાની વચ્ચે વહેંચી ખાય છે. ખેડૂતની આ ઉદારતાનું ઉપહાસ કરતાં સાહેબને દેખા નીચા નમી ધૂળ ચાટતા કેટલાક સ્વાર્થી નાગરિકો (શહેરીઓ) પોતાને ખેડૂતથી વધારે કેળવાયેલા માની જ્યારે ગામડાનો ખેડૂત શહેરમાં જાય છે ત્યારે અજ્ઞાન અને ઉદારતાના તિરસ્કાર ભરી એની મશ્કરી કરે છે અને એટલા સ્વાર્થેય પેટ ન ભરાયું હોય તેમ ભોળા ખેડૂતને એની સાથેના તમામ વ્યવહારમાં છેતરીને હરખાય છે ! નાગરિકતાનો ઉપયોગ માત્ર પોતાનું જ પેટ ભરવામાં થતો હોય અને તેનો ગર્વ જો ખેડૂતની નિરક્ષરતા અને એનો અત્યંત વિશ્વાસ કે ભોળપણની મશ્કરી જ કરાવતો હોય તો એ નાગરિકતાને ધિક્કાર છે ! સરળ અને ભોળા ચરિત્રની મશ્કરી એ વિદ્વત્તા અને કાર્યકુશળતાની અધમતા છે. જીવનના આવા સ્વાર્થી અને કાળી-ધોળી બુદ્ધિના ચાતુર્યની જાળવાળા**

ચારિત્ર્યને જગતના વ્યવહારમાં સુખી જુએ છે ત્યારે આંસુભરી આંખે સરકારના સામું જોતાં ખેડૂત પૂછે છે કે જગતનો ઈશ્વરી નિયમ શું આવો જ હશે ?

ખેડૂતો આવાં નાનાં ખરચ કરે તે દોષરહિત છે એમ છતાં આપણે સમજવું જોઈએ કે આપણી ગરીબાઈ દૂર કરવામાં બનતો પ્રયત્ન કરવો આવશ્યક છે. જેમ બને તેમ ખરચ ઘટાડવું જરૂરનું છે કારણ કે તેટલો વધારો તમે કેળવણી લેવામાં ખરચી શકશો. આપણે કેવળ અસાધારણ પ્રસંગોમાં આપણી ઉન્નતિ કરવાના કાર્યમાં જોડાયા છીએ, અને જ્યારે આપણું સામાજિક બળ જે રાષ્ટ્ર તેની સત્તા આમાં આપણને પૂરતી સહાય ન આપે તો આપણો પ્રયત્ન સર્વ દિશામાં થવાની જરૂર છે. ઈશ્વર સિવાય બીજાની મદદમાં આશા રાખવી વ્યર્થ છે.

ખેતી ઉપરનો અભાવ દૂર થાય તો આર્થિક સ્થિતિ સુધારવાનું બીજું સબળ કારણ 'સહકારી મંડળીઓ' થશે અને આ બાબતમાં મુખ્યત્વે તમારા પોતાના જ પ્રયત્ન ઉપર ફળની આશા છે. અંગ્રેજી રાજ્યમાં આવાં મંડળ સ્થાપવા લાગ્યાં છે પણ મહેસૂલી પદ્ધતિમાં સુધારાને અભાવે ખેતીનો અભાવ ટળ્યો નથી એટલે ખેતીના ઉપર એની અસર જણાતી નથી અને તેથી તે સંસ્થા ખેડૂતોમાં જોઈએ તેટલી સ્વીકારાયેલી નથી. આવાં મંડળથી પરસ્પર સહાય કરવાની વૃત્તિ આવે છે અને વિચાર અને સહનશીલતા વધે છે, તે અત્યારના આર્થિક જીવનમાં અતિ અગત્યનો ભાગ લે છે.

ગૃહસ્થો ! તમે વૃદ્ધ અને અનુભવી છો, હજારો પ્રકારનાં દુઃખ ખમી દુનિયા ઉપર તમને અભાવ થયો છે છતાં તમે બધા ભેગા મળી કામ કરતાં અત્યાર સુધી બરોબર શીખ્યા નથી એ બહુ શોચનીય છે. વ્યક્તિનું હિત સમસ્ત કોમના હિતમાં ભૂલી જવું જોઈએ અને કેવળ ન્યાય વૃત્તિએ જ તમારે આખી કોમને એકઠી કરી ગામમાં પ્રજાનો મત કેળવવો જોઈએ. તમને પેલા ઘરડા ડોસાની જૂની વાત યાદ હશે. મરતી વખતે તેણે પોતાના ચાર છોકરાને શી શીખામણ આપી હતી ? લાકડીઓનો આખો ભારો તેમને ભાંગવા આપતાં આખો ભારો કોઈનાથી ભાગી શકાયો નહિ. એકે એકે છૂટી કરેલી બધી લાકડીઓ દરેકે ભાંગી નાખી ! ભારાની પેઠે તમે સંપથી એક થશો તો તમારા જીવનમાં અને તમારા વિચારમાં બળ આવશે. જો જુદા જુદા પોતપોતાના સ્વાર્થમાં જ વહેંચાઈ જશો તો એક પછી એક એમ જુદા પકડી પકડી તમારા વિરોધીઓ તમને પાયમાલ કરશે. સૃષ્ટિનો આ મહાન નિયમ આટલાં દુઃખ પડ્યાં છતાં આપણે શીખીએ નહિ તો હવે ઈશ્વર ઉપરથી ઊતરી આવી તમને એ પાઠ ભણાવવાનો નથી. દુનિયાનાં કરતાં બીજો ખરો શિક્ષક મળવો મુશ્કેલ છે, તમારે તમારો સાચો સ્વાર્થ સમજવો જોઈએ અને પોતાનો વિચાર ચોખ્ખો હોય તો બીજાના વિરુદ્ધ વિચાર ઉપર આધાર રાખતાં અચકાવું જોઈએ. પારકાના જ વિચાર ઉપર આધાર રાખવાની રીત આપણને નબળા જ કરે છે. સહકારી મંડળો સ્થાપવાથી તમારા આવા પંચના બળમાં વધારો થશે. રાજા તમારા ઉપર પ્રસન્ન થશે, તમારા કાર્યમાં જીવ આવશે, અને તમારા અભિપ્રાયનું બીજાઓમાં વજન પડશે. સહકારી

મંડળીની વ્યવસ્થા હાલમાં બહુ પ્રસિદ્ધ છે એટલે એની યોજના ઉપર વધારે બોલી તમારો વખત નહિ રોકું.

આવાં સહકારી મંડળ સ્થાપતાં પ્રથમ તો અંગ્રેજ સરકારે સારો ઉત્સાહ બતાવ્યો હતો પણ જ્યારે એ સંસ્થા ફેલાવા માંડી ત્યારે સરકાર તરફથી હાલ સહેજ શિથિલતા આવવા લાગી છે તે સમજાતું નથી. આ સંસ્થાને સારી રીતે સરકારે ઉત્તેજન આપવાની જરૂર છે અને આપણે એને ખંતથી ઉપાડી લેવી જોઈએ. દેશી રાજ્યોમાં ગામેગામ તે દાખલ થવાની આવશ્યકતા છે. આ મંડળોમાં નાની મૂડી ભેગી કરી મોટા ભંડોળમાંથી ગામડાના ખેડૂતોને વાજબી વ્યાજના દરે નાણાં ધીરાય છે, અને આખા મંડળની જવાબદારીને લીધે ખેડૂત એ નાણાનો સારો ઉપયોગ કરી બનતી ત્વરાથી પાછાં ભરી દે છે; અને પોતે જ ભરેલા વ્યાજમાંથી નફા તરીકે ફાળે પડતું પોતાને કેટલુંક પાછું મળે છે. પણ આવાં મંડળોની સાથે ધીમે ધીમે ગામડાંમાં સારાં ખેતીનાં ઓજારો, પંપો, હળો, શાયડા વગેરે બીજાં ખેતીનાં સાધનો માટે સામાન રાખી ખેડૂતને ભાડે આપનારી કંપનીઓ પણ નીકળવાની જરૂર છે; અને એ સર્વ કાર્ય તમારે જાતે ઉપાડી લેવું પડશે. બધું એકી વખતે કરો એમ મારું કહેવું નથી. પણ શરૂઆત તો સહકારી મંડળીઓથી કરશો અને જો એ પ્રયત્ન સફળ થશે તો આ બીજા કાર્યમાં તમારી ગતિ સરળ થશે.

આ બાબતમાં એક ખેડૂતની બેન્ક સ્થાપી એની મારફતે આવાં ખાનગી મંડળ ગામેગામ સ્થાપન કરવાં જોઈએ અને રાજાઓએ એવી બેન્કને રાજ્ય તરફથી મદદ કરવી જોઈએ. નાનાં નાનાં કામ સહકારી મંડળથી સારાં બની શકશે. માટે એ કામ સરકાર ઉપર આધાર રાખી પડી રહે તે કરતાં આપણે જ શરૂ કરવા યોગ્ય છે.

કાઠિયાવાડ અને ગુજરાતમાં ખેતીમાં પાણી પૂરું કરવા નદીની નહેરો અને તળાવ કે સરોવરો બંધાવી તેમાંથી પાણી ફેરવવાની ખેતીમાં ખાસ જરૂર છે. કેવળ વરસાદના ઉપર આધાર રાખવામાં ખેતીની પેદાશ ઉપર ભરોસો પડતો નથી. આ દુઃખ દૂર થઈ શકે તેમ છે. પૂર્વના દેશી રાજાઓએ આવી નહેરો અને સરોવરો બંધાવ્યાં હતાં એમ પુરાણ કાળ ઉપરથી જણાય છે અને આવાં કામ તો સરકારે જ ઉપાડી લેવાં જોઈએ. લાખો રૂપિયાને ખરચે કરેલાં આવાં પાણીનાં સાધનો ઉત્તર હિન્દુસ્તાનમાં સ્થળે સ્થળે છે અને જમીન તેથી બગીચા જેવી ફળદ્રુપ અને રસાળ રહે છે. દક્ષિણમાં પણ સરકાર પૈસા ખરચે છે પણ ગુજરાત અને કાઠિયાવાડમાં એનું નામ સરખુંય નથી. ખારી નદીના મુખ ઉપર આવેલાં કલમબંધી ગામોની પાયમાલી કરી ખારીના પાણીને વાળી લઈ અમદાવાદ જિલ્લામાં ઇરિગેશન વધાર્યું કહેવાય છે, પણ ત્યાંય જોઈતું પાણી મળતું નથી. પાણીના કુદરતી હકવાળા રાજ્યના એક ભાગને નુકસાન પહોંચાડી બીજાને આવી રીતે અડધુંપડધું પાણી આપવામાં અધિકારીઓની કુશળતા શી રીતે જણાતી હશે એ સમજાય તેમ નથી. કહેવાનું માત્ર એટલું જ કે ગુજરાતમાં જ્યાં આ બાબત પ્રયત્ન થાય છે ત્યાં પણ અધૂરા, મનસ્વી અને ખેતીને જોઈએ તેટલા

થતા નથી. કાઠિયાવાડમાં તો પર્વતો અને ડુંગરા છે; ત્યાંથી ઊતરતા ઢોળાવ ઉપર પાણી ખાળી રાખી તળાવ બનાવી ખેતીને પાણી સારી રીતે આપી શકાય; તેમજ ગુજરાતમાં ચઢાઉ જમીનમાંથી આવતું પાણી આંતરી તેમાંથી ખેતીને માટે ઉપયોગ કરી શકાય. કાઠિયાવાડમાં એક રાજાથી એ ન બને તો બેચાર રાજાઓએ ભેગા મળીને રૈયતની આબાદી માટે એ કામ ઉપાડી લેવાની જરૂર છે. આના ઉપર વધારે ધ્યાન આપવા આપણે અધિકારીઓને વિનંતી કરવી ઘટે છે. રાજકોટના લાલપરી તળાવનો તેમજ ભાવનગરમાં બાંધેલા તળાવના દાખલા કાઠિયાવાડમાં અનુકરણ કરવા જેવા છે.

ખેતીના અખતરા કરનારાં ખેતરો પણ સરકાર તરફથી રખાવાં જોઈએ ગુજરાતમાં જિલ્લાવાર આવા અખતરા કરવા સરકારે ખેતર રાખ્યાં છે. મેં જાતે કેટલીકવાર ત્યાંના અધિકારી સાથે વાત કરી છે અને મને લાગ્યું છે કે અત્યારની પદ્ધતિ સફળ નીવડી નથી. ખેડૂતો સફળ થયેલા અખતરાનું અનુકરણ કરતા નથી તેથી એ પદ્ધતિ નિષ્ફળ નીવડી છે એમ નથી; કારણ કે ગુજરાતનો એક પણ પાટીદાર કે કણબી ખેડૂત એવો નથી કે જેને અમુક લાભની ખાતરી થતાં એ નવો અખતરો તરત જ ઉપાડી નહિ લે. હિન્દુસ્તાનના બધાય ખેડૂત આવી ઊંચી પ્રતના છે. મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે હમણાં જ કહ્યું કે "...and I for one recognise heartily the soundness of his estimate of the intelligence of the raiyat and the raiyat's comprehension of his own business....... No doubt he is censervative and cautius, but the progress of the improvements mentioned by Mr. Mackenna indicates plainly enough that the raiyat is quite ready to adopt changes in methods which, he can see, are likely to benefit him." "New India" 20 January 1917. પણ નિષ્ફળતાનું કારણ મને ત્યાં કામની પદ્ધતિમાં જણાયું. ખેતીનાં ઓજારોનાં અને તેમનાં ભાગોનાં તમામ નામ અંગ્રેજીમાં, ખાતરનું નામ અંગ્રેજીમાં તેમજ એમાં આવતી ચીજોનાં નામ પણ અંગ્રેજીમાં. એમાં ભેળવવાની ચીજોનાં પ્રમાણ ગણિતની અટપટી ભાષામાં. વળી અખતરાની બરોબર તવારીખ પ્રમાણવાર સાદી સરળ ભાષામાં વેચાતી નથી. ચાલતી પદ્ધતિમાં ફેરફાર કેવી રીતે કરવો તેની કોઈ રીત ખેડૂતની ખાતરી થાય તેમ બતાવાતી નથી. વખતે સારાં બી પૂરાં પાડે છે એ વાત ખરી પણ કેવી જમીનમાં અને કેવા પાણીમાં એ સારું ફળ આવે તે કોઈ સમજાવતું હોય તેમ જણાતું નથી. અખતરાવાળા ખેતરમાં સારો પાક થયો હોય ત્યારે માત્ર મુખી જ નહિ પણ દરેક ગામડામાંથી સંખ્યાબંધ માણસોને બોલાવી પાક બતાવી તેની તમામ વિધિ કરી સઘળી પ્રક્રિયા સમજાવવી જોઈએ તેમ ભાગ્યે જ કદી બને છે. હીમ, ખાર, ઉંદર, તીડ જેવાં દુઃખ ઓછાં કરવાના ઉપાય ઘરગથ્થુ ભાષામાં અને ખેડૂતોને સમજાય તેવી રીતે બતાવતી લાખો જાહેરખબરોની નકલો ગામડાંમાં ફેરવવી જોઈએ, અને પ્રત્યેક ચોરે ને ચૌટે

ચોઢાવવી જોઈએ, આ તમામ સાહિત્યનાં કાગળિયાં માગણી કરનારને તરત જ વગર ખરચે મોકલાવી આપવાં જોઈએ. જરૂર પડ્યે એના ઉપદેશકો પણ નિમાવા જોઈએ. ખેડૂતો એલમ અને સોડામાં નહિ સમજે. અંગ્રેજી નામનાં ખાતર જ્યારે સરળ ગુજરાતીમાં લખાશે, અને એવાં ખાતર જથ્થાબંધ આવાં અખતરાનાં ખેતરોમાંથી થેડ થેડ મળશે ત્યારે ખેડૂતો તરત જ એ વાત ઉપાડી લેશે. ખેડૂતો જૂના વિચારના હોવાથી નવા અખતરા કરતા નથી એ વાત ગુજરાતના ખેડૂતને અંગે તદ્દન ખોટી છે. એમના કરતાં અંગ્રેજી ખેડૂત ભાગ્યે જ નવીન વિચારને વધારે માન આપતા હશે. અખતરાના ખેતરોમાં થતી ખેતીની પેદાશ કરતાં ખરચ હંમેશ વધારે આવે છે, છતાં આવી રીતના સુધારાની પદ્ધતિવાળાં અજમાયશી ખેતરો જરૂર ખેતીમાં મદદગાર થશે, તેથી આપણે સરકાર પાસે એવી માગણી કરવી જોઈએ.

આની સાથે જ ખેતીની કૉલેજોની જરૂરિયાત વધારે સ્પષ્ટ થાય છે. ગુજરાત જેવા ખેતીના પ્રદેશમાં એકે ખેતી કૉલેજ કે શાળા નહિ એનો શો અર્થ ? ખેડૂતના ગરીબ છોકરાથી દક્ષિણમાં પુને કે બંગાળમાં પુછે જવાશે ? ખેતીની ખરી આબાદી હવે તો ઊંચા જ્ઞાન સિવાય થાય તેમ નથી. આપણા ખેડૂતને પશ્ચિમના દેશોની હરીફાઈમાં ઊતરવાનો વિકટ પ્રસંગ ઊભો થયો છે. આપણી પાસે એના જેવાં સાધનો ન હોય તો જરૂર ખેડૂતો માર્યા જવાના, અને એમની સાથે આપણા રાજાઓ પણ ! ખેતીની ઊંચી કેળવણીની એટલી બધી જરૂર છે કે ગુજરાતના મધ્ય ભાગમાં વધુ નહિ તો એક પણ મોટી કૉલેજ સ્થાપવી જોઈએ. તેમજ અને એક એવી બીજી કૉલેજ કાઠિયાવાડના મધ્ય ભાગમાં પણ જરૂર આવવી જોઈએ. તેમજ ખેતીની શાળાઓ વધુ નહિ તો જિલ્લાવાર એક તો હોવી જ જોઈએ. ઘણાક વિદ્યાર્થીઓ આવી કૉલેજના અભાવે ખેતીનું જ્ઞાન લેતા અટકે છે એમ હું જાણું છું. સરકારે જેમ બને તેમ જલદી આ ખોટ પૂરી પાડવાની જરૂર છે અને કાઠિયાવાડના રાજાઓએ ભેગા થઈને એવી કૉલેજ સત્વર ખોલવાની આવશ્યકતા છે. આવી કૉલેજોમાં ખેડૂતના છોકરાઓને સ્કોલરશિપો આપીનેય આકર્ષવા જોઈએ.

ખેતીવાડીનાં વખતોવખત થતાં પ્રદર્શનો ખેતીના કામમાં ઘણી મદદ કરે છે એ નિર્વિવાદ છે અને એના ઉપર ખરચેલા પૈસાનું કંઈક ને કંઈક પણ સારું ફળ આવે છે. આવાં ખર્ચાળ પ્રદર્શન રાજાઓ જ ભરી શકે અગર વિઘોટીની સારી પદ્ધતિએ જાગ્રત કરેલા ઉત્સાહવાળા ઘણા ગામના ખેડૂતો ભેગા થઈને પણ આ સાધનનો લાભ લઈ શકે. આવા પ્રદર્શન એક નહીં પણ અનેક થવાની અગત્ય છે. ઘણા આનંદની વાત છે કે જૂનાગઢ સરકારે અહીં મોટું ખેતીવાડીનું પ્રદર્શન ભરવાનું પ્રશંસનીય કામ આટલી બધી ફતેહથી ઉપાડી લીધું છે. આ કાર્યમાં રાજ્યવહીવટની દીર્ઘદૃષ્ટિ ઉઘાડી જણાય છે. કાઠિયાવાડ અને ગુજરાતની ખેડૂત પ્રજા આવા મોટા ઉપકાર માટે મહેરબાન એડમિનિસ્ટ્રેટર રેન્ડોલ સાહેબને અને વસુલાતી અધિકારી રાવબહાદુર કેશવલાલને આભારી છે. મને લાગે છે કે આવડું મોટું ખેતીવાડીનું પ્રદર્શન

કાઠિયાવાડમાં તો આ પહેલવહેલું જ છે, અને જૂનાગઢ સરકારે તેમજ ભાવનગર, ગોંડલ જેવાં રાજ્યોએ ઉદારદિલથી ખેડૂતોને અહીં આવી તેનો સંપૂર્ણ લાભ લેવા આખા રાજ્યમાં પ્રશંસાપાત્ર બંદોબસ્ત કર્યો છે. ખેડૂતોને અહીં આવવાની સરળતા કરી આપવા અને તેમને પ્રદર્શનના લાભ સમજાવવા હાથ નીચેના અમલદારોને સૂચના આપવા વગેરે તમામ વ્યવસ્થામાં ખેડૂતના હિતમાં જ રહેલા રાજ્યહિતની ચોખ્ખી દૃષ્ટિ જણાઈ આવે છે. આવી ઉદારવૃત્તિવાળા રાજ્યાધિકારીનો ઉપકાર ખેડૂત કદી વિસરતા નથી, અને એમની ખાતરી છે કે આ જ ઉદાર રાજ્યનીતિ ખેતીમાં થતો એમને અભાવ વિઘોટીમાં સુધારો કરી જરૂર ઓછો કરશે. ખેડૂતની સ્થિતિ સારી થતાં ખેડૂતના હૃદયમાં રેન્ડોલ સાહેબનું નામ નવાબસાહેબના નામ સાથે કોતરાઈ રહેશે.

પણ ખેતીના પાકના સારા નમૂના અને તાજાં ઢોર તથા ખેતીનાં ઓજાર માત્ર જોઈને, આશ્ચર્ય પામીને ચાલ્યા જવાથી પ્રદર્શનનું ફળ પ્રાપ્ત નહીં થાય. પાક સારો જણાય કે તરત જ તે ક્યાંથી આવેલો છે, તે શી રીતે એવો સારો થયો; કયું ખાતર નાખવાથી, બી ક્યાંથી આણવાથી અને કેવાં સાધનો યોજવાથી એટલી સારી સ્થિતિએ પહોંચ્યો - એ તમામ ઈતિહાસ જાણશો તો જ એનો લાભ લેવા તમને લાલચ થશે. સારાં જાનવરનો તમામ ઈતિહાસ જાણવાથી જ એવાં જાનવર ઉછેરવામાં તમને મદદ મળશે. તેમજ ખેતીનાં ઓજારો ત્યાં પડ્યાં હોય તે બધાનો ઉપયોગ કેવી રીતે થાય છે, તમારે ત્યાં વાપરતાં તમને શી મુસીબત નડશે, એ વાપરવાથી હાલના હથિઆરની વપરાશ કરતાં કેટલો વધુ ફાયદો થશે વગેરે તમામ હકીકત સમજી લો તો જ પ્રદર્શન તમારા ખરા ઉપયોગમાં આવશે. મારી ખાતરી છે કે આ તમામ સ્પષ્ટીકરણ આ પ્રદર્શનમાં થશે અને તેમને એમાંથી ઘણું શીખવાનું મળશે.

કાઠિયાવાડમાં ખેડૂતવર્ગની સ્થિતિ સુધારવાના પ્રયત્ન કરવામાં અગ્ર ભાગે મુરબ્બી શ્રી હરિદાસભાઈ અને ગોપાળદાસનાં નામ કાઠિયાવાડની પ્રજાના હૃદયમાં કોતરાયેલાં છે. હરિદાસભાઈની ઉદાર અને પવિત્ર રાજ્યનીતિ વઢવાણ, વાંકાનેર અને સૌરાષ્ટ્રની પ્રજા અત્યારે પણ સંભારે છે અને મુરબ્બી શ્રી ગોપાળદાસના મહેસૂલી વહીવટે ભાવનગરી પ્રજાને ઘણે અંશે સુખી કરી છે. આ બન્ને પ્રસિદ્ધ રાજપુરુષોના ગાઢ સંબંધ અને પરિચયે એટલું તો હું સ્પષ્ટ અને નીડરપણે કહી શકું છું કે કાઠિયાવાડની પ્રજા ઉદાર, મહેનતુ અને રાજ્યભક્ત છે, અને એમની ભણી પ્રીતિથી જોનારનો ઉપકાર એ કદી વિસરે તેવી નથી. એમના આરોગ્યમાં રાજ્યનું આરોગ્ય છે, એમના ધનમાં રાજ્યનું માન છે, એમના સંતોષમાં રાજ્યનો વિજય છે.

ખેડૂતની ગરીબાઈના વિચારનું આ પ્રકરણ બંધ કરતાં મારે એક બીજું સૂચન કરવાનું છે. આપણા દુર્દૈવ આખા દેશનો ઉદ્યોગ અત્યારે ખેતીનો જ થઈ પડ્યો છે અને બીજી આજીવિકાનાં સાધનો એટલાં બધાં સંકુચિત થઈ પડ્યાં છે કે વસ્તીના લગભગ એંશી ટકા માત્ર ખેતીના ઉપર જ પોતાનું ગુજરાન કરે છે. અમદાવાદ કે

મુંબઈ જેવાં મોટાં શહેરોમાં રહીને ભાગ્યે જ અહીંના જીવનનો ખ્યાલ આવી શકે તેમ છે. તેમજ અહીંના ખેડૂતને એ છૂટાછવાયા શહેરના વ્યાપારી જીવનમાં મૂકતાં ભાગ્યે જ એને ગભરામણ થયા વિના રહેશે. આપણા સંસારને ઘેરી લીધેલા અત્યારના વાતાવરણનો પ્રવાહ, ઊંધી-છતી ચકરીઓ ખવરાવી કોઈ એવી દિશામાં તાણી રહ્યો છે કે અત્યારની સ્થિતિનો વિચાર કરવાનું પણ આપણને સ્પષ્ટતાથી સૂઝતું નથી. પારકા અને મુખ્યત્વે વ્યાપારી દેશની સત્તાના અંકુશમાં રહી ગરીબ દેશ જ્યારે વ્યાપાર કરવા તરફડિયાં મારે ત્યારે તેની સ્થિતિ ખરેખર દયાજનક થાય છે. તેની અસલની ધાર્મિક વૃત્તિઓ છિન્નભિન્ન થઈ જાય છે, એની રહેણીકરણી ફરી જાય છે અને કાંઈક ખોટા અનુકરણમાં તો કાંઈક પોતાના બચાવની લોલુપતામાં એવા વ્યાપારીનું જીવન જોઈ વખતે એમ થાય છે કે આવા ધનિક જીવન કરતાં સાદું ગરીબ પણ પવિત્ર ખેડૂતનું જીવન હજાર દરજ્જે પ્રશંસનીય છે ! પણ જ્યારે આવા ધનની જ લોલુપતાભર્યા જીવનવાળા પુરુષોની સત્તાના અંકુશમાં સાદો અને હૃદયનો ભોળો ખેડૂત ફસાય છે. અત્યારે આવા ખેતીના જીવન ઉપર તિરસ્કાર ઊપજે છે; ધર્મમાંથી શ્રદ્ધા ઊઠી જાય છે, અને કાંઈ નહીં તો અત્યાચારીના પંજામાંથી મુક્ત થવા જેટલી આસુરી પ્રકૃતિનો અંગીકાર કરવાનું યોગ્ય જણાય છે. આવા વિચાર કોઈવાર સ્વાર્થને અંગે તો કોઈવાર અત્યાચાર ભણીના તિરસ્કારને લીધે થયા કરે છે. અત્યારની વ્યાપારી બ્રાહ્મણવૃત્તિ પણ સહાયક બની શકતી નથી. આવા પ્રસંગમાં ખેતી સારી કે વ્યાપાર સારો એનો નિર્ણયાત્મક વિચાર દુષ્કર છે.

**વ્યાપારમાં પૈસો છે; ખેતીમાં સરળ ચારિત્ર્યવાન નિર્દોષ જીવન છે. વ્યાપાર પૂર્વે અત્યારના જેવો હીણો નહોતો. ચારે તરફથી ખાઉંખાઉં કરતી વ્યાપારી પ્રજાઓએ વ્યાપારનું ચારિત્ર્ય બગાડી નાખ્યું છે; છતાં જ્યારે ગરીબાઈમાં તરફડતો દેશ જોઈએ છીએ ત્યારે ખાતરી થાય છે કે હાલમાં એકલી ખેતી ઉપર દેશ જીવી શકે નહિ. તેમજ આવી ખેતી ઉપર સદા પડી રહેનાર લોકની બુદ્ધિ ઊંચી કેળવાઈ શકતી નથી; જેના પરિણામે એ સદા પારકાના જ ઉપર આશ્રિત થઈ દુઃખમાં** સડ્યા કરે છે. આપણા પૂર્વના ઉદ્યોગોનું વ્યાપારી કલહમાં મરણ થયું છે, તેમનું પુનર્જીવન કરવાની જરૂર છે. આનું પુનર્જીવન ખેતીની સાથે સાથે કેટલેક અંશે થઈ શકે તેમ છે અને તમારા આર્થિક જીવનમાં મદદરૂપ થતું આટલું ઉદ્યોગનું જીવન ઉમેરવાની ખાસ જરૂર છે, જેથી તમારા ખેતીના સરળ અને નિર્દોષ જીવનની સાથે થોડાક પૈસાનું પણ ઉપાર્જન થશે. હાથની સાળ ઉપર વણવાનો ધંધો પહેલાં આપણા દેશમાં ચારે તરફ હતો અને એના ધમધોકાર ચાલતા વેપારે હિન્દુસ્તાનની કીર્તિ આખી દુનિયા ઉપર પ્રસારી હતી. તે ધંધો ખેડૂત પોતાના ઘરમાં નવરાશને વખતે કરી શકે તેમ છે. આઠ મહિના ખેતીનું કામ કરી રહી ત્રણ-ચાર માસનો ગાળો મળે તેમાં કાંઈ નહીં તો પોતાના કુટુંબને પહેરવા જેટલાં લૂગડાં વણાય તો તેટલા પૂરતું કુટુંબનું વાર્ષિક ખરચ ઓછું થશે.

હાથની શાળમાં બહુ મૂડીનું રોકાણ નથી. કામ ઘણું સહેલું છે અને ભોંયમાં ખાડો ખોદી એક ફણી અને કાંઠલાથી વણવાનું કામ શરૂ થશે. રૂ ખેડૂત પોતે પકવશે અને રેંટિયામાં તેનું સુતર કંતાશે. તાણો બનાવવો જરા કડાકુટિયો છે પણ તે અઘરું નથી. આવા વણાટ કામમાં ઘરનાં નાનાં-મોટાં બધાંય માણસો વારાફરતી નવરાશે કામ કરતાં થશે. સર્વને આનંદ પડશે અને તે નિરુદ્યમી બેસી નહીં રહે. વણાટના કામમાં બુદ્ધિ કેળવાશે અને વસ્તુને સુંદર કેમ બનાવવી તેના ઉપર મનની ચોટ રહેશે. આમાં મળેલી કેળવણીથી ખેતીના કામમાં પણ વધારે લાભ થશે. કામની વહેંચણી કરી કામ કરવાની ટેવ પડશે અને અનેક રીતે આ ધંધો ખેતીની સાથે કરવાથી સારો ફાયદો તશે. આ ધંધો જૂના કાળમાં અહીં ખેતીની સાથે કરવામાં આવતો હતો મેં મારું ધારવું છે. જાપાનમાં ખેતીની સાથે જ આ ધંધો હાલમાં ખેડૂતો ચલાવે છે. એના સારા પરિણામે જાપાને જગતની આંખો તેજથી આંજી નાખી છે. આપણું ભાગ્ય ફેરવવા તમે એ ધંધાને થોડે ઘણે અંશે ઉપાડી લો તો દેશમાં ઘણો પરદેશી માલ આવતો તમે જરૂર અટકાવશો અને ઍંશી ટકાની વસ્તીમાં આવો સ્વાશ્રયનો જુસ્સો દેશનું દારિદ્રય દૂર કરવામાં મહા સમર્થ સાધન બનશે.

**આત્મબળનું અજ્ઞાન :** એ ખેતીની ખરાબ સ્થિતિનું ત્રીજું કારણ છે. અહીં એને હું છેલ્લું મૂકું છું. પરંતુ આખા દેશની દુર્દશામાં એ મારી ધારણામાં પ્રથમનું કારણ છે. અહીંના ખેડૂતની આર્થિક સ્થિતિની અતિ દયામણી દશાએ, જમીન- મહેસૂલ ઉપર લંબાણથી વિવેચન કરી તમને એ સમજવાની અગત્ય વધારે જણાઈ તેથી જ આ સર્વ દુ:ખના મૂળ કારણને હું અત્યાર સુધી અડકી શક્યો નહીં. તમારી પાસે ગમે તેટલું બળ હોય, ગમે તેટલું ધન હોય, ગમે તેટલી બુદ્ધિ કે ગમે તેવું સુંદર ચારિત્ર્ય હોય પણ જ્યાં સુધી તમને આત્મબળમાં શ્રદ્ધા ન હોય ત્યાં સુધી તમે પરાધીન જ રહેવાના, તમારી માલ મતા ઉપર પારકો માણસ જ સત્તા ચલાવવાનો અને તમારા ઊંચા ગુણોને હલકા ગણી બીજાઓ તેનો ઉપહાસ કરવાના. **તમારા ગાઢ અજ્ઞાને તમે એમ માનતા થયા છો કે આપણામાં કાંઈ બળ નથી, બુદ્ધિ નથી, આપણે ગામડિયા, આપણને શું આવડે ? તમારી આ ખોટી માન્યતા એ જ તમારું મોટામાં મોટું પાપ છે. એણે તમને બાયલા અને નિર્બળ બનાવ્યા છે. આ માન્યતાએ તમને તમારો ધર્મ પણ વિસરાવ્યો છે, તમારી મિલકત લૂંટાવી છે અને તમને પરાધીન કર્યા છે. યુરોપ અમેરિકાની બધી પ્રજાઓ એમ બેધડક બોલે છે અને માને છે કે અમે બીજા સૌથી ચઢિયાતા છીએ અને આવી માન્યતાના બળે તે ચઢીઆતા બને પણ છે.** હિંદુસ્તાન એકલો જ દેશ દુનિયા ઉપર મેં એવો જોયો કે જ્યાં સૌ કોઈ એમ કહે છે કે આપણાથી કાંઈ બને નહીં; આપણામાં કશું નથી ! આ રાક્ષસી ખોટી માન્યતાએ આપણા મનુષ્યત્વનું પણ ભક્ષણ કર્યું છે. આ માન્યતા તે પારકાએ આપણા મગજમાં ઘાલેલું ભૂત છે. એ આપણા આત્મનિરીક્ષણનો ખરો નિર્ણય નથી.

તમારી કંગાલ દશા જોઈ જેનું હૃદય ચરચરે છે તે જ તમને ખરી હકીકત કહેશે;

એ જ તમારો દોષ ઉઘાડો કરી બતાવશે, એના સામે ક્રોધ કરશો નહીં. તમે શહેરી મુસદીઓને જોઈ ગભરાવ છો, એમના ઉપરના ખોટા ડોળથી ગભરાઈને ગામડાના ખોરડામાં કાચબાની પેઠે સંકોચાઈ જાઓ છો. તમને બહારના જગતમાં ભળતાં બીક લાગે છે, માત્ર ખેતરમાં અને ખેતીનાં સાધનોમાં જ વિના અર્થે ગૂંથાઈ રહો છો ! પોતે જગતને જાણવાનો પ્રયત્ન કરતા નથી અને છોકરાને પણ અંધારામાં જ રાખો છો ! આખી પ્રજાને આ અજ્ઞાનનું અંધારું ગળી ગયું છે અને જીવનની દોરીના અંત સુધી તાણી લાવી કાચે તાંતણે લટકાવી રહ્યું છે ! હજુય જાગો, અને અજ્ઞાન છોડો તો તમારા જેવું બળ કોઈની પાસે નથી, તમારા જેવું ચારિત્ર્ય કોઈની પાસે નથી, તમારા જેવું સરળ અને બલિષ્ઠ જીવન કોઈ પ્રજાએ ભોગવ્યું નથી એમ તમને જણાશે.

તમને જગતનો ક્ષોભ શા માટે હોય ? દેશના રક્ષણમાં તમે પૂર્વે તમારું લોહી રેડ્યું છે. તમારું ન ચાલ્યે જ તમને ક્ષાત્ર ધર્મ છોડી ખેતીના ઉપર જીવન ગુજારો છો; અને ખેતી ઉપર રહીને સરળ ચારિત્ર્ય અને અતુલ જાતમહેનતથી પ્રજાનું ખાવાનું પૂરું કરો છો ! તમારા ભોળપણનો લાભ લઈ મશ્કરી કરતા નાગરિકો - (શહેરીઓ) કે જેના તેજથી તમે ખોટી રીતે સંકોચાવ છો તેના - કરતાં તમારી સાર્વજનિક સેવા અને સ્વાર્થત્યાગ વધારે પ્રશંસાપાત્ર છે. તમે કોઈને છેતર્યા નથી. તમે કોઈનું ધન ધંધામાં કે રાજ્ય-ખટપટમાં લૂંટ્યું નથી. તમને સર્વેએ લૂંટ્યા છે. તમારો લૂગડેલત્તે દબદબો નથી, પણ સફાઈદાર કપડાંમાં જ જીવનની ઉચ્ચતા નથી. એવા ચોખ્ખા લૂગડાંની તળે ઘણી વખત ગંધાતો મેલ ઢાંકેલો હોય છે. તમારું જીવન ચોખ્ખું છે. તમારી ગરીબાઈએ સારાં લૂગડાં ન મળે તો તેથી એવા દયામણા પરિણામવાળાં રાષ્ટ્રજીવનને શરમાવવાનું છે, તમને જરાય નથી. વાણીની મીઠાશ સારી છે, પણ મીઠી વાણીના કરતાં પણ સરળ હૃદય અને સદ્ભાવ વધારે ઊંચા છે. તમારી જ્ઞાતિમાંથી મોટા પુરુષો પાક્યા છે. તમારી નિરક્ષરતાનો દોષ તમારો નથી. એને તો તમે મક્કમ નિશ્ચય કરી પાંચ-સાત વર્ષમાં ધકેલી કાઢશો. તમારે સંકોચવાનું જરાય કારણ નથી.

આ બધી નબળાઈનું કારણ કેળવણીનો અભાવ છે. કેળવણી માણસને વિચારતાં શીખવે છે. આજુબાજુ બનતી હકીકતને બારીકાઈથી તપાસવી અને સમજવી; એ હકીકતને ચોક્કસ યાદ રાખવી; અને પ્રસંગ આવ્યે યાદ રહેલી હકીકતમાંથી મળતા બોધનો પોતાના જીવનમાં ઉપયોગ કરવો એ વિચારવાળું જીવન કહેવાય છે. જીવન આવું બનાવવું એ જ કેળવણીનો ઉદ્દેશ છે. દુનિયાના આવા વેગભર્યા પ્રવાહમાં આવું વિચારવાળું જીવન જ ટકી શકશે; બીજા બધાનો નાશ થશે એમ નક્કી છે. એટલા માટે પ્રજાનું જીવન આવું વિચારવાળું કરવા સુધરેલાં બધાં રાજ્યોમાં પ્રત્યેક બાળક બાળકીના આટલાં તો વિચાર અંકુર ઘડાય એવી ફરજિયાત કેળવણી આપવામાં આવે છે. આપણા રાજકીય નેતાઓ આ ફરજિયાત કેળવણી આપવાને સરકારને કેટલાંય વર્ષથી વિનંતી કરે છે પણ હજુ સુધી કાંઈ ફળ આવ્યું નથી. દેશભક્ત ગોપાળ કૃષ્ણ

ગોખલે આવી કેળવણીની લડત લડતાં ગુજરી પણ ગયા ! અંગ્રેજ સરકારને હજુય એવી કેળવણી આપતાં વિચાર પડે છે ! લોકો એની સામા થશે એવો ભય માત્ર કલ્પિત છે કારણ કે આપણે જ એની માગણી કરીએ છીએ. એના ખર્ચનો ભય ખોટો છે. કારણ કે આપણે પોતે જ જરૂર પડ્યે કર નાંખી તેનું ખરચ પૂરું કરવા માથે લઈએ છીએ. આમ છતાં સરકાર આવી જીવનકલહમાં મુખ્ય સાધનભૂત કેળવણીના સંબંધે કેમ દુર્લક્ષ છે એ સમજાતું નથી. પોતાના ખોરાકથી પણ આ કેળવણી વધારે ઉપયોગી છે. કારણ કે ખોરાક તો મર્ત્ય શરીરનું જ પોષણ કરે છે, ત્યારે વિચારની કેળવણી અમર આત્માની સુગંધ ફેરવે છે, એનો લાભ મરણ પછી પણ પ્રજા ભોગવે છે.

આ બાબતમાં અંગ્રેજ સરકાર કરતાં કેટલાક દેશી રાજાઓએ પ્રશંસાપાત્ર પ્રયાસ કર્યો છે. ગુજરાતમાં મહારાજા ગાયકવાડને આ પ્રયાસનું પહેલું માન છે. એ નામદારની ઉદારવૃત્તિએ કાઠિયાવાડના બીજા ઉદારચરિત રાજાઓને એ રસ્તે દોર્યા છે; ગોંડલ, જામનગર, વાંકાનેર, રાજકોટ, લીંબડી જેવાં રાજ્યોમાં પ્રાથમિક કેળવણી મફત દાખલ થઈ છે અને લીંબડીમાં તો ફરજિયાત પણ થઈ છે. દેશી રાજાઓએ જેમ અંગ્રેજી રાજ્યની જમીન-મહેસૂલી પદ્ધતિના સારા અંશ અનુકરણ કરવા જરૂરના છે, તેમ અંગ્રેજ સરકારને કેળવણીમાં આ દેશી રાજાઓના દાખલાનું અનુકરણ કરવા યોગ્ય છે. આવા રાજ્યવહીવટના અનુભવનો અન્યોન્ય લાભ લેવામાં રાજ્યસત્તાએ ચૂકવું જોઈએ નહિ.

રાજ્ય તરફથી કેળવણીના કામમાં મદદ મળે કે નહીં તોય તમારે બેસી રહેવા જેવું નથી; તમારે પોતે કેળવણીનો પ્રશ્ન હાથ ઉપર લેવો જોઈએ. દરેક ગામડામાં પંચાયત નીમી એ કામ પંચાયતના હાથમાં સોંપવું જોઈએ. નાની નાની ગામડાની નિશાળોમાં આપણાં છોકરાંને આપણા ખેતીના જીવનને માટે તૈયાર કરવા જોઈએ. તમારે એમની પાસે સરકારી નોકરી કરાવવી નથી એટલે સરકારી ધોરણો પ્રમાણે જ કેળવણીની સંસ્થા બાંધવાની જરૂર નથી. અભ્યાસ ક્રમમાં લખતાં-વાંચતાં શીખ્યા પછી પાકનો ઉછેર અને ખાતરની સમજણ સાથે ખેતીના અખતરા, ગણિતના સહેલા દાખલા, અને ઓજારોને સુધારી તેને જરૂર પ્રમાણે દુરસ્ત કરી શકાય તેટલું સુથારી-લુહારી કામ તથા યાંત્રિક નિયમના મૂળ સિદ્ધાન્તનું જ્ઞાન એ આવા શિક્ષણનો મુખ્ય હેતુ અને કાર્યક્રમનો જીવનભાર થશે. આ શિક્ષણ મુખપાઠથી અને અનુભવથી વધારે સારું અપાશે; અને આખી શિક્ષણ પદ્ધતિમાં કાર્ય ઉપરથી ખરું કારણ શોધી કાઢવાનું કહી પોતાના જ નિર્ણય ઉપર વ્યવહાર કરતાં શીખવાની દરેક છોકરાંને ટેવ પાડવી જોઈએ. આવા પોતાના જ વિચાર ઉપર વર્તન કરવાની ટેવ પાડ્યા વિના ગાડરિયા પ્રવાહનું આપણું જીવન સુધરવું મુશ્કેલ છે. ભૂલથી ગભરાવાનું કારણ નથી. ભૂલ કરી દુનિયાનો ધક્કો ખાઈ જે જ્ઞાન મળશે તે આપણને વધારે બલિષ્ઠ કરશે. પારકાનો અભિપ્રાય આપણને હંમેશ ખરે માર્ગે નહીં દોરી શકે, અને વળી એ આપણને પરાધીન

કરશે. ઈશ્વરે જે એક મહાન દિવ્ય શક્તિ માણસમાં મૂકી છે તે વિચારશક્તિ છે. એનો સદુપયોગ કરતાં એ ધાર્મિક શક્તિમાં પરિણામ પામે છે જે શક્તિ માણસને ઈશ્વર કોટીમાં લઈ જાય છે. આ વિચારશક્તિ વપરાશે નહીં તો કટાશે અને ક્ષીણ થશે. હંમેશ વાપરવાથી જ એ તીક્ષ્ણ થશે, અને તમારામાં બળ આવશે. આ વિચારશક્તિને સ્વતંત્ર કરવાથી જ તમારું જીવન સુધરશે, અને પારકાના અભિપ્રાયનો એને હંમેશ ટેકો મૂક્યાથી તો એ તવાઈ જશે. માટે તમારા પોતાના જ વિચાર ઉપર આધાર રાખતાં વખતે ભૂલ કરો કે નુકસાન ખમો તેથી જરાય ભડકશો નહીં; એવી ભૂલ કે નુકસાન જ તમને પાવરધા કરશે. આ વિચાર શક્તિને સ્વતંત્ર કરવી એ જ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે. માટે તમારી ગ્રામ્યશાળાની સંસ્થામાં આ શક્તિ કેળવાય એ જ મુખ્ય ઉદ્દેશ રાખવો જોઈએ. આમ થતાં તમે છાતી કાઢી નિર્ભયપણે ચાલી શકશો અને જગતમાં યોગ્ય પ્રતિષ્ઠાને પામશો, નહીં તો આવા ઈશ્વરી નિયમનો ભંગ કરતાં એના પાપના પરિણામમાં તમે અત્યારે દુ:ખી થાવ છો તેમ થયા કરશો.

આવી નિશાળોને માટે મોટાં મકાનોની આપણે જરૂર નથી. ગામડાંની ધર્મશાળાઓ અને દેવાલયોનો પણ આને માટે ઉપયોગ થઈ શકશે. ગામડાના લોક થોડું થોડું પંચાયતમાં ઉઘરાણું ભરી એનું ટૂંકું ખરચ નભાવી શકાશે. અભણ બ્રાહ્મણની જગ્યાએ છોકરાંને સારું શીખવાડતો પરગજુ મહેતાજી તમારો બ્રાહ્મણ થશે અને બ્રાહ્મણના બધા લાગા એવા પરમાર્થી અને પવિત્ર મહેતાજીને જ આપજો એટલે તમારો સંસાર અને ધર્મ બન્ને સુધરશે. બીજા ખરચમાંથી થોડોક બચાવ કરતાં તમે પંચાયતનું ખરચ ઉપાડી શકશો. આવા સારા કાર્યમાં કેટલાક સ્વાર્થી લોક વિઘ્ન નાખશે, તમારી કોક મશ્કરી કરશે અને અંદર અંદર લડાવી પણ મારશે, અને તેથી વખતે સારા માણસો આવી પંચાયતોમાં કામ કરવા પણ નહીં પ્રેરાય. આવી મુસીબતો આવશે તો ખરી જ, પણ ધૈર્ય રાખી એવી મુસીબતો સામે લડતાં લડતાં જ તમારું બળ વધશે. તમારો એવો દૃઢ નિશ્ચય જ થશે તો, એવી કેટલીક મુસીબતો તો એની મેળે જ ઊડી જશે. પ્રાચીન કાળમાં વિદ્યા એ જ હિન્દુસ્તાનનું જીવન હતું અને હાલ પણ એ વિદ્યાથી જ આપણો ઉદ્ધાર છે; માટે આને માટે જેટલું ન બની શકે તેટલું ઓછું છે. આ સંબંધે મારા આગ્રાના ભાષણમાં મેં વિસ્તારથી કહ્યું છે અને તે સર્વ અહીં સમયના સંકોચે કહી શકું તેમ નથી. માટે આના ઉપર આટલું જ બોલી હવે બીજા વિષય ઉપર તમારું ધ્યાન ખેંચીશ. તમારા આ ગ્રામ્યશાળાવાળાના શિક્ષણકાર્યમાં મારા માનનીય મિત્ર અમીન મોતીભાઈ નરશીભાઈ જેમણે પોતાનું પરમાર્થી જીવન 'ચરોતર એજ્યુકેશન સોસાઈટી' ઉઘાડી ગુજરાતને ચરોતરને માટે અર્પણ કર્યું છે અને જેમના શુદ્ધ અનુકરણીય ચારિત્ર્યે ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે તે અનેક રીતે તમને સહાયભૂત થશે.

ખેતીની ખરાબ સ્થિતિનાં ત્રણ કારણોમાંથી પહેલું કારણ સરકાર જ દૂર કરી શકે તેમ છે; બીજું કારણ સરકાર અને પ્રજાના અન્યોન્યાશ્રયથી ઊપડી શકે એવું

છે, ત્યારે ત્રીજું કારણ સુધરેલી પ્રજાઓના રાજ્યનિયમને સરકારે જ ઉપાડવું જોઈએ; છતાં એ આપણા જીવનમાં એટલું બધું મહત્ત્વનું છે કે આપણને સરકારની મદદ ન મળે તોય આપણું સર્વસ્વ ખરચીનેય આપણે તે દૂર કરવું જોઈએ.

જીવનમાર્ગ ઉપર કેળવણીની રોશની પડતાં દુનિયાની પ્રજાઓમાં ઉચ્ચ પ્રતિષ્ઠા લેતાં ક્યાં ક્યાં મુસીબત નડશે, તે આપણે બહુ સારી રીતે જોઈ શકીશું, અને આર્થિક સ્થિતિ સુધરતાં તેના ઉપાય પણ સત્વર ફલિત થશે; એટલે સાંસારિક રિવાજ સુધારવાનાં મૂળ સાધન પણ એ જ કેળવણી અને આર્થિક સ્થિતિ છે. આ દૃષ્ટિએ સંસારસુધારા બીજા પ્રશ્નો ઉપર હું બહુ ભાર મૂકતો નથી. મારી દૃષ્ટિએ એ પ્રવૃત્તિ ગૌણ ભાગે રહે છે. વળી એમાં ઘણીવાર પ્રત્યેક સ્થળ અને વિભાગની વસ્તીની સગવડતા ઉપર સાંસારિક સુધારો આધાર રાખે છે. છતાં એકાદ-બે સૂચના તો સર્વમાન્ય થાય તેમ કરી શકાય તેવી છે. દુનિયાની સર્વ પ્રવૃત્તિમાં શારીરિક સંપત્તિની જરૂર છે. સદ્‌ભાગ્યે કાઠિયાવાડના પાટીદારોની આ સંપત્તિ અમારા કરતાં વધારે સારી છે; પણ એને જાળવી રાખવાની પણ જરૂર છે. આ સંપત્તિ સાચવવા બાળલગ્ન દૂર થવાં જોઈએ. વિદ્યાભ્યાસનો કાળ હોય અને શરીરના અવયવો બંધાતા હોય ત્યાંસુધી શરીરમાંથી વીર્યની ક્ષતિ ન જ થવી જોઈએ, એટલા માટે છોડીનાં લગ્ન ૧૪-૧૫ વર્ષ પહેલાં અને છોકરાનાં લગ્ન ૧૭-૧૮ વર્ષ પહેલાં કરવાં યોગ્ય નથી. આ સુધારો થતાં બાળવૈધવ્યનું દુઃખ પણ ઘણે ભાગે ઓછું થશે અને વિધવા વિવાહનો પ્રશ્ન એની મેળે ઊકલી જશે.

કાઠિયાવાડમાં કન્યાના પૈસા લેવાનો ખોટો રિવાજ અમારા તરફ ઘણો સંભળાય છે, આ ખરેખર શોચનીય છે. તમારી આર્થિક સ્થિતિ જોતાં આવું આસુરી કાર્ય તમારા ઉપર દયા જ ઉપજાવે છે. પણ જ્યારે મા-બાપ જ પોતાનાં છોકરાંને પૈસા માટે વેચશે ત્યારે પ્રજાની શી સ્થિતિ થશે ? તમારાં બાળક સંસારમાં સુખી થાય એ જ તમારો ઉદ્દેશ હોવો જોઈએ અને માબાપ સિવાય છોકરાંનું સુખ સાંભળનાર બીજું કોણ છે ? છતાં જ્યારે માબાપ જ આવી વાણિયાગત કરી પોતાનું પેટ ભરતાં થાય ત્યારે સંસારમાં જીવનનો પ્રેમરસ બીજે ક્યાં શોધવા જઈશું ? પ્રીતિના બગીચામાં જ સંસારને બાળી મૂકતા આ દાવાનળને તમે ના સળગાવો. જ્યાં સળગેલો હોય ત્યાં તેને ઓલવો તો જ ઈશ્વર રાજી રહેશે, અને તમારાં બાળકો તમને આશિષ દેશે. પૈસાની જ દૃષ્ટિએ બાળકને વેચવા જેવું બીજું મોટું પાપ શાસ્ત્રકારોનેય જડ્યું નથી. તમારી ગરીબાઈએ તમને પૈસા માટે આટલી અધમ સ્થિતિએ આણ્યા છે એ જાણતાં ખેદ થાય છે પણ છોકરાં વેચી એ ગરીબાઈ ખસેડવાના ઉપાયમાં તો નવું પાપ કરી તે દુઃખને તમે ઊલટા વધારો છો.

**એક બીજી બાબતને હું જરા અડકવા માગું છું અને તે તમારી ક્ષમા યાચીને જ. તમે દયાળુ છો અને બીજા જેને મદદ ન કરે તેમની વ્હાર કરવાનો તમારો ઊંચો ગુણ છે તેથી જ તમારા આગળ અંત્યજનો પ્રશ્ન મૂકવાનું મને મન થાય**

છે. તમે જરૂર એમાં મદદ કરશો એમ હું આશા રાખું છું. અંત્યજો તમારી ખેતીના કામમાં બહુ મદદગાર છે એટલે એમને માટે તમને સદ્‌ભાવ છે : છતાં એમને અડકવાથી તમે અભડાવ છો, એવી જે તમારામાં માન્યતા છે તે જરૂર ધર્મની ખોટી સમજથી થયેલી છે.

અંત્યજને અડકવાથી અભડાવાય એવું માન્ય ઋષિવરોએ લખેલા કોઈ પ્રમાણગ્રંથમાં નથી. એમ હોઈ પણ શકે નહિ. જે ઋષિઓએ ધર્મનો ઊંચામાં ઊંચો સિદ્ધાંત એવો પ્રકટ કર્યો છે, કે સર્વ મનુષ્યોમાં એક જ ઈશ્વરનો અવિર્ભાવ છે, અને બ્રહ્મ આખા બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો છે તે ઋષિઓ હિન્દુ પ્રજાના છ-સાત કરોડ જેવડા મોટા ભાગને નીચા અને બીજા કેટલાક ભાગને ઊંચા એમ હંમેશને માટે છાપી મૂકે એમ માનવું જ અશક્ય અને બુદ્ધિહીન છે. વળી એવી માન્યતા ધર્મ ઉપરના તમારા ભક્તિભાવની વિરુદ્ધ છે. જ્યાં સુધી રામકૃષ્ણનાં કીર્તન એમના મોંમાં છે, જ્યાં સુધી એક તારા ઉપર કબીર અને મીરાંનાં કૃષ્ણચરિત તુળશીના ક્યારામાં ઘીનો દીવો કરીને એ ગાય છે અને આનંદ પામે છે ત્યાં સુધી એ નીચો ! અને ધર્મના અજ્ઞાને કે તમારા અન્યાયે ખ્રિસ્તી થઈ જતાં ઈસુના નામનો જપ કરતો થાય છે કે તરત તમે એને સાથે બેસાડો છો એનો શો અર્થ ? આ તમારું વર્તન રામની ભક્તિનું છે કે રામચંદ્રના દ્રોહનુ ? તમે રામને પાવનકારી ગણો છો કે રામને અભડાવે એવા નીચ માનો છો ? વળી તમે એને અડકો અને અંત્યજ પાવન થઈ ઊંચો ન થાય, પણ તમને એ અડકતાં તમે નીચા પડો, તો તમારા બેમાંથી ઊંચું કોણ ? ભગવાન પાપીનાં પાપ ધોઈ પાવન કરે, ઊંચો કરે, તો જ એ ભગવાન; પાપીથી અભડાય એવા નિર્બળ ભગવાનને પૂજવાથી શું ફળ ? તમારું અંત્યજ ભણીનું વર્તન કોઈ રીતે યોગ્ય નથી. વળી હાલનો જમાનો તમે જાણો છો. જેની સંખ્યા વધારે તે પક્ષ જીતે છે. છ-સાત કરોડ માણસની સંખ્યા જ્યાં સુધી તમારા ધર્મમાં છે ત્યાં સુધી તમને મોટા ભાઈ તરીકે તેઓ માન આપે છે, તમને એમના નેતા ગણી તમારા બળમાં વધારો કરે છે. એટલું બળ ગુમાવતાં સામા પક્ષમાં એ બળ વધશે અને તમે નબળા થશો તો આખી હિન્દુકોમની શી સ્થિતિ થશે તેનો વિચાર કરો છો ? તમને મારી વિનંતી છે કે એ ખોટા ધર્મના વિચારનો ત્યાગ કરી અંત્યજને પણ તમારા હૃદયમાં ભ્રાતૃભાવનું સ્થાન આપો અને એના અડકવાથી તમે અભડાવ છો એવું કહેતાં કે માનતાં તરત જ બંધ થાવ. નામદાર ગાયકવાડ સરકારના આ દીર્ઘદષ્ટિભર્યા સુધારાને બહુ આનંદથી વધાવી લ્યો.

વીરમગામની જકાતના સંબંધમાં હવે બે બોલ કહીશ. વીરમગામ અને કાઠિયાવાડની સરહદ ઉપર બેસાડેલાં થાણાંની હાડમારીના સંબંધમાં કેટલાક એમ કહે છે કે અંગ્રેજ સરકારને કાઠિયાવાડનાં બંદરોનો વહીવટ પોતાને હાથ કરવો છે, ત્યારે બીજો મત એમ કહે છે કે મુંબઈ બંદરે જકાત આપી જે માલ અંગ્રેજી રાજ્યમાં

વેચાતો હોય તેને કાઠિયાવાડને બંદરે થઈને આવેલા માલની સાથે હરીફાઈમાં અન્યાય થાય છે. કાઠિયાવાડને બંદરે થઈને એટલો બધો માલ આવતો હોય અગર આવતો હોય તો પણ એટલા પ્રમાણમાં તે અંગ્રેજી સરહદમાં હરીફાઈ કરવા પેસતો હોય એ વાત બહુ ચોખ્ખી દેખાય તેવી નથી. છતાં ગમે તે કારણ હોય તોય પ્રજાની હાડમારી બહુ દયામણી છે. અંગ્રેજી રાજ્ય અને કાઠિયાવાડનાં ગામ એવાં ફૂલ-ગૂંથણીએ ગૂંથાયેલાં છે કે અંગ્રેજી પ્રજાને પોતાને જ બહુ ખમવું પડે છે. હિન્દુસ્તાનમાં પોલીસની હાજરી જ ત્રાસદાયક છે ! તો જ્યાં રોજ એમની મેમાનગીરી કરવી પડે ત્યાંની તો હાલત જ શી ! અને આ હાડમારી અંગ્રેજી પ્રજાને પણ ખરી જ. એમ શા માટે ? સરહદ ઉપર રહેનારી અંગ્રેજી પ્રજાએ શો ગુનો કર્યો છે કે એમને આટલું બધું દુઃખ ? સ્ત્રીઓની હાડમારી તો દયાજનક જ હોય છે. મત્સરના ભર્યા હલકા પોલીસો તો પોતાને રાજા જ સમજે છે ! કયા ગૃહસ્થને પોતાના કુટુંબને કાઠિયાવાડમાંથી પાછું લઈ જતાં આ દુઃખ ખમવું પડ્યું નથી ? અને આ અસહ્ય દુઃખનું ફળ શું ? જકાતની ઊપજ ભાગ્યે જ ખરચ કરતાં વધુ હશે ! ત્યારે આ દુઃખ ચાલુ રાખવાનો શો અર્થ ! સરકારે આ જકાત અંગ્રેજી તેમજ કાઠિયાવાડી પ્રજાના દુઃખને અર્થે તરત જ ઉઠાડી લેવાની જરૂર છે.

ખેડૂતના દુઃખનો પાર નથી. રાતદિવસ પોતાની જિંદગી જંગલી પ્રાણીઓ અને લૂંટારુઓની વચમાં સીમમાં ગાળવાની હોવા છતાં હથિયાર રાખવાના સખત પ્રતિબંધથી વિનાકરણ પોતાની જિંદગીનું તેમને જોખમ વહોરવું પડે છે. મહેસૂલી અધિકારીઓની સહેજ ઇતરાજી થતાં એ જ અધિકારીની પાસે ફોજદારી કાયદાનો અમલ રહેવાથી એને તરત જ ફોજદારી કાયદાની દયાજનક હાડમારીનો અન્યાય ખમવો પડે છે; અને કોક વખત નિર્દેશ ખેડૂતને જેલજાત્રાનાં દુઃખ પણ મૂંગે મોઢે સહન કરવાં પડે છે. પોતાની ખેતીનું ગમે તેવું અગત્યનું કામ પડ્યું મૂકી મુખી કે તલાટીઓના ત્રાસદાયક હુકમને માન આપીને કે કેટલીક વાર તો હવાલદારની સોટીઓ ખાતાં ભૂખ્યે પેટે ડિસ્ટ્રિક્ટમાં ફરતા અમલદારોનો હદ ઉપરાંતનો બોજો ખેંચી જવાની વેઠ કરવી પડે છે. આવાં દુઃખ ખમતાં છતાં એની દાદ-ફરિયાદ સાંભળનાર કોઈ નથી. ઊંચી ન્યાયની કોરટો પણ એ તો વહીવટી હુકમ છે એમ કહી આવા વસુલાતી અને પોલીસ અમલદારોના અત્યાચારમાં હાથ ઘાલવા ના પાડે છે ! આ સર્વ દુઃખનો ખરો તો એક જ ઉપાય છે; અને તે એ જ કે ખેડૂતના અભિપ્રાયનો અંકુશ સરકારની સત્તાના ઉપર હંમેશ દબાતો રહે, અને આવા ત્રાસદાયક વહીવટને માટે રાજ્યસત્તાના અધિકારીઓની ચૂંટણીને વખતે તેઓ પ્રજાને જવાબદાર રહે એવું જ રાજ્યબંધારણ જોઈએ. એમ થતાં રાજ્યની સ્થિરતા પ્રજાના અભ્યુદય અને આનંદમાં નિશ્ચળ પણ થશે. સમય-સંકોચે આના ઉપર વિગતવાર બોલવાનો અહીં અવકાશ નથી.

ખેડૂતનો મોભો જાળવવા જે આકાંક્ષા પ્રથમ રખાતી તે અત્યારે ઘણે ભાગે ઓછી

થઈ ગઈ છે. રાજાઓ ખેતીની મોસમમાં પોતાને હાથે હળથી એક ચાસ પાડી ખેતીનું મહાત્મ્ય વધારતા હતા. પટેલોની સાથે મિત્રભાવે ભળતા, એમનાં સુખદુઃખની વાતો સાંભળી તેમાં ભાગ લેતા અને રાજ્યના ધારા બાંધવામાં એમની સલાહ માનતા. આવે પ્રસંગે ખેડૂતનું માન વધતું અને જમીન ઉપરના જીવનમાં એને ગર્વ થતો. આ સઘળું હવે નાશ પામ્યું છે. રાવણિયાથી માંડી મામલતદાર સુધી હરેક સરકારી નોકર ખેડૂતની સાથે તોછડાઈથી વર્તે છે તેને ગુલામની માફક હુકમ કરી વખતે સ્થળે અથડાવે છે. એના રોજના કાર્યમાં આવા નોકરો એવી તો નાની નાની અડચણો નાખી શકે એવી સ્થિતિમાં છે કે તેના સામેની ફરિયાદ ભાગ્યે જ પુરવાર થઈ શકે. પરિણામે ગરીબ ખેડૂત મૂંગે મોંઢે એ સર્વ સહન કરે છે. પોતાની આવી સ્થિતિમાં રહી બીજા ધંધાદારીઓની સુખી અવસ્થા તે દેખે છે, હલકા અમલદારોની હાડમારીમાંથી સ્વતંત્ર રહી હરતા ફરતા એમને નિહાળે છે અને પોતાની સ્થિતિની સાથે એમની સ્થિતિ સરખાવી જુવે છે. આના પરિણામે ખેતીના ઉપર એને તિરસ્કાર આવે એ નવાઈની વાત છે !

આ સ્થિતિ સુધારવા માટે ખેડૂતનું સન્માન થવાની જરૂર છે, અને જ્યારે પ્રજાને રાજ્યવહીવટમાં સારું સ્થાન મળશે ત્યારે જ રાજ્યનો ઉદય થશે. નાનાં રાજ્યોમાં તો અત્યારે પણ લગભગ રાજાની ઇચ્છા એ જ કાયદો છે. કેટલાક રજવાડામાં તો નિયમનું ધોરણ કોઈ જાણતું નથી; અને કોઈના જાણવામાં પણ ન હોય એવા કાયદાના ધોરણે ગરીબ પ્રજાને શિક્ષા થાય છે ! રાજ્યકારભાર ન્યાયી અને સફળ થવા નિયંત્રિત થવો જોઈએ. રાજાએ પ્રજાવર્ગમાંથી ચૂંટણી કરાવી તેમના પ્રતિનિધિઓને પોતાના મંડળમાં સ્થાન આપવું જોઈએ. એમની સલાહ પ્રમાણે જ રાજ્યની આબાદીની દિશા અંકાવી જોઈએ. મનુ કહે છે કે રાજા ગમે તેવી તીવ્ર બુદ્ધિવાળો અને ડાહ્યો હોય છતાં સલાહકારક મંડળની સલાહ વિના એણે કોઈ પણ કાર્ય કરવું નહિ. મોટાં દેશી રાજ્યોમાં જ્યાં કાઉન્સિલો સ્થપાઈ છે ત્યાં પણ પ્રજામતને હજુ યથેષ્ઠ સત્તા આપવામાં આવી નથી. આ સ્થળે રાજકીય પ્રશ્નમાં ઊતરવા માગતો નથી એટલે માત્ર એટલું જ કહીશ કે પ્રજાનો રાજ્યકારભારની સાથેનો સંબંધ એના આર્થિક જીવન ઉપર બહુ જ જબ્બર અસર કરે છે અને દેશી રાજાઓને આ પ્રશ્ન ઉપર પૂરતું ધ્યાન આપવાની અમારી નમ્ર વિનંતી છે.

પોતાના દેશમાં જે પ્રજાનું ગૌરવ અને સન્માન છે તે જ પ્રજાને બીજાઓ પણ સન્માન આપે છે. પોતાના જ વતનમાં જેની હલકી ગણના છે તેને બીજા લોકો પણ પોતાની સાથેના સંબંધમાં હલકા જ ગણે છે; અને જે પ્રજાને પોતાની સ્વતંત્રતાનું ભાન હોય છે તે જ પ્રજાનો વ્યવહાર જ્વલંત જીવનથી ભરેલો રહે છે. હિન્દુસ્તાનના વતનીની આખી દુનિયામાં થતી હાડમારીનું આ જ મુખ્ય કારણ છે. હિન્દુસ્તાનના મજૂરને પોતાના દેશમાં બોલાવી તેમની મહેનત અને નિમકહલાલીના પરિણામે પોતાના દેશને ફળદ્રુપ બનાવરાવી બ્રિટિશ હિન્દી સરકાર ગમે તેવો ક્રોધ કરે પણ

સંસ્થાનવાસીઓ એમને શી રીતે દાદ આપે ! તમે ઇંગ્લેન્ડની વડી સરકાર પાસે દુઃખ રડો તોય વડી સરકારનાં રૂદણાં કોણ સાંભળે ! ઘરમાં જ તમારું રાજ્ય તરફથી સન્માન થાય નહિ અને રાજ્ય વહીવટમાં તમારા સ્વતંત્ર પ્રજામતનો અંકુશ રહે નહિ ત્યાં સુધી બહારનું ગૌરવ તમે કદી ભોગવી શકો નહિ. જ્યાં સુધી આ સ્વાતંત્ર્યનું ગૌરવ નથી ત્યાં સુધી લાખો રૂપિયાના ભોગ હોય તો પણ કડવા ઝેર જેવા લાગે એમાં શી નવાઈ ?

મનુષ્યને સ્વમાનના (self respect) ભંગ જેવું બીજું દુઃખ નથી. આખી પ્રજાનું માનભંગ થતું હોય તેનું દુઃખ પ્રજા જીરવી શકતી નથી. જ્યાં સુધી એ નિર્બળ હોય છે ત્યાં સુધી આનું પરિણામ પ્રકટ જણાતું નથી પણ એ માનભંગની ઊંડી અસર અંદર ઘોળાયા જ કરે છે. હિન્દુસ્તાનની પ્રજાનો ઇતિહાસ હિન્દીને ગર્વ કરાવે તેવો છે. એ પ્રજાના બલિષ્ઠ જીવને જગતને જાગ્રત કર્યું હતું. એ ગૌરવના માનભંગનું અપમાન પ્રજાના હૃદયમાંથી ખસે એમ નહોતું અને અંગ્રેજ સરકારના સુલેહભર્યા રાજ્યકાળમાં એ સ્વમાન જાગ્રત થવા પામ્યું છે. સરકારની અભિલાષાનું ઘણું આનંદજનક ફળ આવ્યું છે અને આખા દેશની પ્રજા પોતાનું પ્રતિષ્ઠાભર્યું સ્થાન સંભાળવા બ્રિટિશ સામ્રાજ્યના છત્ર તળે હવે તૈયાર થઈ રહી છે. બ્રિટિશ સરકાર પાસે હવે આ યાચના કરી રહી છે કે, રાજ્યનો બોજો તમારી દેખરેખ નીચે અમને ઊંચકવા દો; અમે જ્યાં ભૂલ કરીએ ત્યાં તમે અમારી ભૂલ સમજાવીને ઉચ્ચ કોટીના રાજ્યકારભારમાં દોરજો, પણ હિન્દુસ્તાનનો રાજ્યકારભાર પ્રજાના મત પ્રમાણે જ ચાલવો જોઈએ. નામદાર શહેનશાહ અને લાર્ડ હાર્ડીંજ વચન પણ આપી ચૂક્યા છે કે પ્રજાની આ ઉમેદ જરૂર પાર પડશે.

ગૃહસ્થો ! જમાનો બદલાયો છે. ચારે તરફથી ભૂખમાં ધસી આવતી દુનિયા ઊંઘતાંને ખાઈ જાય છે ! નાની પ્રજાઓને ગળી જઈ મોટી પ્રજાઓએ અત્યાચાર વર્તાવી મૂક્યો છે. નાની પ્રજાઓનું સ્વાતંત્ર્ય જાળવવા ધાર્મિક લાગણીઓવાળી પ્રજાઓ એવા અત્યાચાર સામે દારુણ યુદ્ધમાં જોડાઈ છે ! અને તેમાં આપણી આખી પ્રજાએ અને દેશી રાજામહારાજાઓએ એવી દૈવી સંપત્તિની પ્રતિષ્ઠા જાળવવા ધર્મયુદ્ધમાં ભાગ લીધો છે. જ્યાં સ્વાતંત્ર્યની સ્થાપના માટે આવી રીતે લોહીનો ભાગ આપીનેય આપણા રાજાઓ પ્રયત્ન કરી રહ્યા છે ત્યાં હવે પરાધીનતાના વિચાર નષ્ટ થવા જોઈએ. તમારે સ્વાતંત્ર્ય અને સંયમના પવિત્ર વાતાવરણમાં જીવન ઝંપલાવવું જોઈએ. તમને તમારો જન્મનો સ્વાતંત્ર્ય હક પ્રાપ્ત થયો છે તે ભોગવવા તમારે કેડ કસવી જોઈએ. તમારી આળસ કાઢી નાખો, તમારો પૂર્વનો ઇતિહાસ સંભારો, અને તમારી પાસે જે જે સાધનો છે તેનો સદુપયોગ કરો. તમે જાગ્રત થાવ તો તમારા ઉન્નતિમાર્ગમાં કોઈ પાર્થિવ શક્તિ વિઘ્ન નાખી શકે તેમ નથી. તમારું પ્રજાનું બળ અતુલ છે. એ બળનો પ્રભાવ જામતાં આસુરી સંપત્તિ તમારી સત્તા આગળ નમી પડશે. પ્રભાવભર્યા સ્વરાજ્યમાં તમારો સંસાર તદન ફરી જશે. તમે દુનિયા ઉપર

સ્વર્ગનું સુખ ભોગવતાં થશો અને અત્યારના ગરીબાઈનાં દુઃખ તમને ત્યારે સ્વપ્નસમાન જણાશે. આવો કાળ આવી પહોંચ્યો છે, તેના ઉત્સાહમાં તમે પોતપોતાનો ધર્મ કરવા તૈયાર થાવ તો જગતના અસ્ખલિત નિયમો તમને સમજાવે છે કે તમારું ભવિષ્ય ઉજ્જ્વલ છે, અને ઈશ્વરનો દયાળુ હાથ તમને સહાય કરવા સદા તત્પર જ છે.

તમારા આ મોટા માનને માટે પુનઃ ઉપકાર માની આપે સોંપેલા કાર્યમાં હવે હું પ્રવૃત્ત થઈશ.

## ચોથી પાટીદાર પરિષદ તથા બીજી કાઠિયાવાડ પાટીદાર પરિષદમાં પસાર થયેલા ઠરાવો

**૧. આપણો અને મિત્રરાજ્યોનો વિજય :**

જૂનાગઢમાં મળેલા ગુજરાત અને કાઠિયાવાડના પાટીદારો બ્રિટિશ સામ્રાજ્યના વફાદાર શહેરીઓ તરીકે હૃદયની ઊંડી લાગણીથી એમ ઇચ્છે છે અને ઈશ્વરની પ્રાર્થના કરે છે કે, યુરોપમાં ચાલી રહેલું આ મહાન ત્રાસદાયક યુદ્ધ આપણા અને આપણાં મિત્ર રાજ્યોના જ્વલંત વિજયમાં જેમ બને તેમ જલદીથી પરિણામ પામો. (પ્રમુખશ્રી તરફથી)

**૨. જમીન અને ઘરથારનો માલિકીહક ખેડૂતને પાછો આપવા વિષે :**

આ પરિષદનું એવું દૃઢ માનવું છે કે ખેતીની તેમજ ઘરથારની જમીન ઉપરની તમામ હક સાથેની માલિકી કાયદાના બંધારણથી જ્યાં સુધી ખેડૂતને પાછી આપવામાં આવે નહિ ત્યાં સુધી ખેતીની સ્થિતિ કદી સુધરવા પામશે નહિ, તેથી આ પરિષદ દેશી રાજાઓ તેમજ અંગ્રેજ સરકારને વિનંતી કરે છે કે તેમણે જમીન ઉપરનો તમામ માલિકીહક કાયદો કરી સ્વતંત્રપણે ખેડૂતને પાછો સોંપવો જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. બહેચરલાલ ત્રિકમજી પટેલ (ગોંડલ)
ટેકો આપનાર : રા. રા. ભાઈલાલ જોરાભાઈ અમીન (વરણામા)
અનુમોદન આપનાર : રા. રા. રણછોડજી દયાળજી પટેલ (મુંબઈ)
" રા. રા. દેવાત મેરામણ (જૂનાગઢ).
" રા. રા. ગોકળ કાનજી (ઉપલેટા)

**૩. કાયમી મહેસૂલ કે જાથુકની જમાબંધી વિષે :**

આ પરિષદનું એવું દૃઢ માનવું છે કે ભાગદારીનો વહીવટ એકંદરે વિઘોટીના વહીવટ કરતાં ખેતીના હિતની વિરુદ્ધ છે તેમજ વારંવાર બદલાતી વિઘોટીનો આંકડો ખેડૂતમાં પોતાની મહેનતના ફળના ઉપભોગમાં અણવિશ્વાસ પેદા કરે છે, માટે દેશી રાજાઓ અને અંગ્રેજ સરકારને આ પરિષદ નમ્રતાપૂર્વક વિનંતી કરે છે કે જ્યાં ભાગદારી વહીવટ હોય ત્યાં તેને એકદમ કાઢી નાખી નઠારા વર્ષમાં મહેસૂલની માફીવાળો વિઘોટી વહીવટ દાખલ કરવો જોઈએ અને આ વિઘોટીનો આંકડો કાયદાથી હંમેશને માટે કાયમી કરવો જોઈએ. જેથી ખેડૂત જમીન ઉપર મન મૂકીને

મહેનત કરી શકે.

દરખાસ્ત મૂકનાર : રા. રા. વીરજીભાઈ શવદાસ પટેલ (અમરેલી)
ટેકો આપનાર : રા. રા. ગોકળ કાનજી કાળાવડીઆ (ઉપલેટા)
અનુમોદન આપનાર : રા. રા. વશરામ નારણજી (સં. જામનગર)
કવિ ભગવાનલાલ ઇન્દ્રજિત (મુંબઈ)

**૪. વધતી જતી વિઘોટીના આંકડા ઉપર અંકુશ મૂકવા વિષે :**

આ પરિષદ એવા નિર્ણય ઉપર આવી છે કે ખેતીના ઉપર હાલમાં લેવાતો આંકડો એટલો બધો ભારે છે કે ખેડૂતને પૂરું બાર મહિના પણ ચાલે એટલું અનાજ ખરીદવા પૂરતી ખેતીની પેદાશ રહેતી નથી ત્યારે દેશી રાજ્યોમાં કરના ભાર ખમી શકે તેવા મોટા વેપારીઓ કે ધંધાદારીઓ ઉપર કોઈ પણ જાતના કરનો બોજો હોતો નથી, અને આવી દયાજનક ગરીબાઈમાંથી પ્રયત્નેય ખેડૂત ઊંચો આવી શકે તેમ નથી; તેથી આ પરિષદ અંગ્રેજ સરકાર અને દેશી રાજાઓને વિનંતી કરે છે કે ગુજરાત કાઠિયાવાડમાં ઊપજના સાડા છ કે સાતમા ભાગથી અને ચોખ્ખી ઊપજના (સાંથના) ત્રીજા ભાગથી વિઘોટીનો દર વધુ રાખવો જોઈએ નહિ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ, બી.એ. (સિહોર)
ટેકો આપનાર : રા. રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન (વરણામા)
અનુમોદન આપનાર : રા. રા. ચતુર્ભુજ ભવાન (ભોદ)

**૫. ખેડૂતની ચૂંટાયેલા પ્રતિનિધિઓની કાઉન્સિલો સ્થાપવા વિષે :**

ખેતીની આબાદીમાં ખેડૂતના પ્રતિનિધિઓની સલાહની ખાસ જરૂર છે એમ આ પરિષદનું દઢ માનવું છે, તેથી તે સરકાર અને દેશી રાજાઓને વિનંતી કરે છે કે ખેતીના મહેસૂલ અને ગામડાની સુખાકારીના સંબંધી તમામ વહીવટમાં સલાહ આપવા અંગ્રેજી અને દેશી રાજ્યોમાં ખેડૂતના ચૂંટાયેલા પ્રતિનિધિઓની કાઉન્સિલો સ્થાપવી જોઈએ અને તેમની સલાહ લઈને જ કલેક્ટરોએ તેમજ ઊંચા મહેસૂલી અધિકારીઓએ જિલ્લાઓમાં વહીવટ ચલાવવો જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. વરજભાઈ વાઘજી પટેલ (વડોદરા)
ટેકો આપનાર : રા. રા. હરિભાઈ નારણભાઈ પટેલ (અમરેલી)
અનુમોદન આપનાર : રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ,
બી.એ., એલએલ.બી. (ભાવનગર).

**૬. મફત અને ફરજિયાત તેમજ ખેતીની કેળવણી વિષે :**

**અ.** આ પરિષદ એવા દઢ નિર્ણય ઉપર આવી છે કે મુંબઈ ઇલાકામાં અને દેશી રાજ્યોમાં ખેડૂતનાં બાળકોને ખેતીના ધંધા માટે તૈયાર કરવા સરકાર તરફથી પ્રજાને માફી અને જ્યાં યોગ્ય જણાય ત્યાં ફરજિયાત પ્રાથમિક કેળવણી એકદમ દાખલ કરવાનો વખત આવી ગયો છે અને તેમ કરવા સરકાર કૃપાવંત થશે એવી વિનંતી કરે છે.

ख. આ પદ્ધતિ પૂરેપૂરી દાખલ થાય તે દરમ્યાન સરકાર તરફથી ખેડૂતોને માટે ગામડામાં રાત્રિશાળાઓ ખોલવાની આ પરિષદ સરકારને સવિનય વિજ્ઞપ્તિ કરે છે.

क. આ પરિષદ નમ્રતાપૂર્વક સરકારને વિનંતી કરે છે કે ગુજરાતમાં ખેતીની શાળાઓ અને કોલેજો સ્થાપન કરવી જોઈએ અને તે ખેડૂતની ભારે વસ્તીવાળા જથામાં ખોલવી જોઈએ, તથા ઓછામાં ઓછી ગુજરાત અને કાઠિયાવાડના મધ્ય ભાગમાં એકેક એવી કોલેજથી અને દરેક જિલ્લાવાર અને રાજ્યવાર ખેતીની એકેક શાળાથી એની શરૂઆત કરવી જોઈએ, તેમજ સારી સ્કોલરશિપો આપી ખેડૂતના છોકરાઓને ત્યાં ખેંચવા જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત)
ટેકો આપનાર : રા. રા. મોહનલાલ વી. પટેલ, બી.એ. એલએલ.બી. (અમરેલી)
અનુમોદન આપનાર : રા. રા. મહીદાસ પ્રેમજી પટેલ (મુંબઈ)
રા. રા. ચતુર્ભુજ ભવાન (ભોદ-પોરબંદર)

**૭. ગ્રામ્યપંચાયત દ્વારા કેળવણીની શરૂઆત વિષે :**

જ્યાં સુધી મફત અને ફરજિયાત કેળવણી સરકાર તરફથી બધે દાખલ ન થાય ત્યાં સુધી આપણી કોમે પોતાની મેળે ગ્રામ્ય પંચાયતો સ્થાપી તેમની મારફતે ગ્રામ્યશાળાઓ ખોલવાનું કામ શરૂ થવું જોઈએ અને તેમાં સાધારણ રીતે બાળકોને ખેતીના ધંધા માટે લાયક થાય એવું ધોરણ બાંધી અભ્યાસ કરાવવો જોઈએ, અને તેમાં શિક્ષણ પદ્ધતિ એવી રાખવી જોઈએ કે પોતાના જ વિચાર ઉપર બાંધેલા નિર્ણય પ્રમાણે વર્તન કરવાની વિદ્યાર્થીઓને ટેવ પડે.

દરખાસ્ત મૂકનાર : રા. રા. મગનભાઈ ચતુરભાઈ અમીન (વસો)
ટેકો આપનાર : રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ, બી.એ., એલએલ.બી. (ભાવનગર)
અનુમોદન આપનાર : રા. રા. ભીમજીભાઈ રૂડાભાઈ (મોટીમારડ)
" રા. રા. રામભાઈ મ. પટેલ (ઉપલેટા)

**૮. ખેડૂતને હથિયારના પ્રતિબંધમાંથી મુક્ત કરવા વિષે :**

ખેડૂતને સીમમાં રહી પોતાના જાનમાલનું રક્ષણ કરવાનું હોવાથી તેને હથિયાર રાખવાના પ્રતિબંધમાંથી મુક્ત કરવો જોઈએ અગર તેને હથિયારના પરવાના આપવામાં બહુ ઉદારતા વાપરવી જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ, બી.એ. (સિહોર)
ટેકો આપનાર : રા. રા. વીરજી કરશનદાસ પટેલ (નાના રાજકોટ)
અનુમોદન આપનાર : રા. રા. મહેસુર મારખી (સં. જૂનાગઢ)

**૯. ગ્રામ્ય પંચાયત અને સહકારી મંડળો સ્થાપવા વિષે :**

આ પરિષદ એવા નિર્ણય ઉપર આવી છે કે ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રજાથી

ચૂંટાયેલા સભાસદોની ગ્રામ્ય પંચાયતો સરકાર તરફથી સ્થાપવી જોઈએ અને તેના નાના દાવા તથા ગુના ચુકાવવાની સત્તા આપવી જોઈએ; તેમજ ખેડૂતની આર્થિક સ્થિતિ સુધારવા દેશી રાજાઓ તરફથી સહકારી મંડળો સ્થાપવાની સગવડ થવી જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત)
ટેકો આપનાર : રા. રા. દેવાત મેરામણ (સં. જૂનાગઢ)
અનુમોદન આપનાર : પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ, એમ.એ. (જૂનાગઢ)

**૧૦. કાઠિયાવાડની સરહદ ઉપરનાં જકાતનાં થાણાં ઉઠાવી લેવા વિષે :**

આ પરિષદ એવા ઠરાવ કરે છે કે કાઠિયાવાડની સરહદો ઉપર અંગ્રેજ સરકારે બેસાડેલાં જકાતનાં થાણાંથી અંગ્રેજી તેમજ કાઠિયાવાડની રૈયતને બહુ જ દયાજનક હાડમારી ખમવી પડે છે માટે એવાં જકાતનાં થાણાં સરકારે તરત જ ઉઠાવી લેવાં જોઈએ. (પ્રમુખશ્રી તરફથી)

**૧૧. ખેડૂત વર્ગને રેલવે તરફથી થતો અન્યાય બંધ કરવા વિષે :**

રેલવેની આવકનો મોટો આધાર ખેડૂત અને તેમની ખેતીના પાક ઉપર હોવાથી રેલવે અધિકારીઓએ ખેડૂત વર્ગને માટે સારી સગવડ કરી આપવી જોઈએ, છતાં ત્રીજા વર્ગના ઉતારૂઓની સગવડ તરફ રેલવે અધિકારીઓ દુર્લક્ષ રહે છે અને તેમને ઘણી હાડમારી વેઠવી પડે છે તેને માટે આ પરિષદ દિલગીરી જાહેર કરે છે અને આશા રાખે છે કે સરકાર તરફથી ખેડૂત પ્રજાને થતો આ મોટો અન્યાય બંધ કરવા સખ્ત પગલાં ભરવામાં આવશે.

દરખાસ્ત મૂકનાર : રા. રા. બહેચરલાલ ત્રિકમજી પટેલ (ગોંડલ)
ટેકો આપનાર : રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ (સુરત)

**૧૨. ઈરિગેશન, ખાતર, જામીનગીરી અને ગૌવધના પ્રતિબંધ વિષે :**

ખેડૂતોને ખેતીના કામમાં પડતી અડચણો કેટલેક અંશે દૂર કરવા આ પરિષદ સરકાર અને દેશી રાજ્યોને વિનંતી કરે છે કે :

(૧) કાઠિયાવાડ અને ગુજરાતમાં ખેતીમાં જોઈતું પાણી નિયમસર પૂરું પાડવા તળાવ તથા નદીઓ બંધાવી તેમાંથી ઈરિગેશન વધારવાની ખાસ અગત્ય છે.

(૨) ખેડૂતની માલિકી સિવાયના અને રસ્તા ઉપરના ખાતરનો કેટલાંક રાજ્યોમાં ઇજારો અપાય છે અને ખેડૂતને તે મોંઘે મૂલે ખરીદવું પડે છે, માટે એવા ખાતરના ઇજારા બંધ કરી તેવા ખાતરનો ઉપયોગ ખેડૂતને છૂટથી કરવા દેવો જોઈએ.

(૩) ખેતીના કામમાં આવતા બળદની સંખ્યા અને જાત સુધારવા માટે ગૌવધ થતો કાયદાથી અટકાવવો જોઈએ અને સાંઢની ખોટ સરકાર તરફથી પૂરી પાડવી જોઈએ.

(૪) વિવેક વગર તમામ ખેડૂતો પાસેથી ખેતીના પાકને માટે કેટલાંક રાજ્યોમાં લેવાતી જામીનગીરી ખેડૂતની શાખમાં ખોટી શંકા ઉત્પન્ન કરનારી હોઈ તેને વિના કારણ કરજના બોજામાં ઊતરવું પડે છે, તેથી આવી રીતની જામીનગીરી લેવાની પદ્ધતિ બંધ કરવી જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. ગોકળ કાનજી (ઉપલેટા)
ટેકો આપનાર : રા. રા. પુરુષોત્તમ રામજી પટેલ (જામનગર)
અનુમોદન આપનાર : રા. રા. હીરાલાલ એચ. પંડ્યા (સં. વાંકાનેર)
" રા. રા. મહીદાસ પ્રેમજી (મુંબઈ).
" રા. રા. જમાલ હીરજી (સં. પોરબંદર)

**૧૩. ખેડૂતની પ્રતિષ્ઠાને હીણપત લગાડનાર વેઠ બંધ કરવા વિષે :**

ખેડૂત વર્ગની પાસેથી અમલદારવર્ગ જબરાઈથી વેઠ કરાવે છે, તે એમની ખેતીના કામમાં ઘણી અડચણ કરતા હોવાથી તેમજ એમની પ્રતિષ્ઠાને ઘણું હિણપત લગાડનારી હોવાથી તદ્દન બંધ કરવાની જરૂર છે.

દરખાસ્ત મૂકનાર : રા. રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન (વરણામા)
ટેકો આપનાર : રા. રા. હીરાલાલ વસન્તદાસ પટેલ (અમદાવાદ)
અનુમોદન આપનાર : રા. રા. આંબા દેવજી (જામજોધપુર)
" રા. રા. હીરજીભાઈ (ભાવનગર)

**૧૪. બાળલગ્ન બંધ કરવા વિષે :**

આપણી શરીરસંપત્તિ જાળવી રાખી વિદ્યાભ્યાસની વૃદ્ધિ કરવા બાળલગ્ન થતાં અટકાવવાની ખાસ અગત્ય છે અને વરકન્યાની વયમાં ઓછામાં ઓછું ચાર વર્ષનું અંતર રાખવું જોઈએ.

દરખાસ્ત મૂકનાર : રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ પટેલ,
બી.એ., એલએલ.બી. (ભાવનગર)
ટેકો આપનાર : રા. રા. માવજી દયાળ (ભાવનગર)
અનુમોદન આપનાર : રા. રા. ચતુર્ભુજ ભવાન (ભોદ-પોરબંદર)

**૧૫. પરિષદના પ્રોત્સાહન માટે સોરઠ સરકાર તથા અન્ય દેશી રાજ્યોનો આભાર :**

સોરઠ સરકાર તરફથી આ પરિષદ ભરવાને જે ઉત્તમ સગવડ કરી આપી મદદ કરવામાં આવી છે તેને માટે તેમજ કાઠિયાવાડનાં બીજાં રાજ્યોએ આ પરિષદને સફળ કરવા અનેક રીતે પ્રોત્સાહન આપ્યું છે તેને માટે ખેડૂત પ્રજા સોરઠ સરકાર તેમજ કાઠિયાવાડનાં દેશી રાજ્યોની બહુ આભારી છે.

દરખાસ્ત મૂકનાર : રા. રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન (વરણામા)
ટેકો આપનાર : રા. રા. ગોકળ કાનજી (ઉપલેટા)

**૧૬. પ્રમુખશ્રીનો ઉપકાર**

દરખાસ્ત મૂકનાર : રા. રા. વીરજી શવદાસ વકીલ (અમરેલી)

ટેકો આપનાર : રા. રા. બહેચરલાલ ત્રિકમજી પટેલ (ગોંડલ)
અનુમોદન આપનાર : રા. રા. પુરુષોત્તમ રામજી (સં. જામનગર)
" રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા (સુરત)

**આવતી પરિષદ** પોતાને ગામ ભરવા ભાવનગર તથા જામજોધપુરના પાટીદારોએ આમંત્રણ કરતાં **ભાવનગરમાં** ભરવાનું નક્કી થયું.

## ચોથી પાટીદાર પરિષદના પ્રમુખનો ઉપસંહાર

(તા. ૪-૨-૧૯૧૭)

ગૃહસ્થો ! આ પળ એવી છે કે, જે વખતે તમે મને આટલું બધું માન આપો છો તે વખતે મારા મનની સ્થિતિ કેવી હશે ? જ્યારે હું અમદાવાદથી અહીં આવવા નીકળ્યો ત્યારે મને પરિષદ સંબંધી આટલો ખ્યાલ ન હતો. જ્યારે હું જૂનાગઢ સ્ટેશન ઉપર આવ્યો ત્યારે જ મને યથાર્થ ભાન થયું. એ પૂર્વે મને એટલો તો અનુભવ હતો કે, ખેડૂતો પવિત્ર અને માયાળુ હોય છે; પણ જ્યારે જૂનાગઢમાં હું ઊતર્યો ત્યારે મારા જોવામાં આવ્યું કે હજારો ભાઈઓના હૃદયમાંથી પ્રેમ ઊભરાઈ રહ્યો હતો ત્યારે હું કેમ નહિ પીગળી જાઉં ? ગૃહસ્થો ! એ પ્રસંગ એવો હતો કે જ્યારે હજારો બંધુઓ જેને હું ભાઈ ગણું તેઓ મને આ માન આપતા હતા. હું એવો મૂર્ખ નથી કે એ સેવા મારી પોતાની માની લઉં. તમે અને વૉલંટિયરો વખતોવખત બોલતા કે, 'પાટીદાર પરિષદ દેવીનો જય' 'પરિષદ દેવીનો જય' અને એ દેવીના પ્રધાન સેવક તરીકે તમે મને પસંદ કર્યો છે એટલે એ માન અંગત નહિ પણ એના પ્રમુખ તરીકેનું છે એમ હું સારી પેઠે સમજું છું.

ગૃહસ્થો ! કૉન્ગ્રેસ શું કરી રહી છે ? માણસોને જાગ્રત કરી રહી નથી પણ તેમના અંતરનો આત્મા જે ઊંઘતો હતો તે જગાડી રહી છે. તે પ્રમાણે હિંદની ૨૩ કરોડ ખેડૂત પ્રજાનો આત્મા ઊંઘતો હતો એમ હું માનતો તે મારી ભૂલ જૂનાગઢમાં ઊતર્યો ત્યારે ભાંગી. એ આત્મા જ આખા જગત્‌ને પાવન કરે છે એ ભાવ મને તે વખતે સ્ફુર્યો. તે વખતે તમારાં હૃદય જોઈને હું ભૂલ્યો. હું મારા બંધુઓ મારી ગાડી ખેંચે તે પસંદ કરું એવો મૂર્ખ નથી; પણ તમે મને છેતર્યો. જો સ્ટેશન પરથી જ તમે તેવો પ્રયત્ન કર્યો હોત તો હું તમને કદી તેમ કરવા દેત નહિ. ને ગાડામાંથી ઊતરી પડી પગે ચાલત. પણ આ સોલ્જર – હિંદના ભવિષ્યના નેતા - એમણે મને માંડવી આગળ અડધે રસ્તે છેતર્યો. પણ તે વખત ક્રોધ કરવાનો નહોતો; તમારા હૃદયની લાગણી તરફ જોવાનો હતો. એ સ્થિતિમાં જે વખતે તમે મને મૂક્યો ત્યારે તમારો આટલો બધો ઉત્સાહ, આટલો બધો પ્રેમ અને આટલું બધું માન જોઈને કોનું હૃદય ઉલ્લાસમાં ન તરે ? મને આનંદ થયો, કે જે વસ્તી પર હિંદની ઉન્નતિનો આધાર છે તે જાગ્રત છે, અને રાજા-રજવાડા અને સરકારને કહે છે કે, અમે અમારો હક્ક જાળવવા માગીએ છીએ, અજ્ઞાનને દૂર કરીએ છીએ. આખા જગતનું પોષણ કરનાર બીજાને નુકસાન કદી પણ ન જ કરે પણ તમારા પોષણ સાથે અમારા પોષણને

પણ જોવું જોઈએ. અમારી ઉન્નતિ વિના તમારે ઉન્નતિ નથી જ. (સાંભળો, સાંભળો.)

ઘણી વખત એમ કહેવામાં આવે છે કે, હિન્દનું ભવિષ્ય ઉજ્જ્વળ નથી. હું તો લાંબા વખતથી માનતો આવ્યો છું કે, હિન્દના જેવું ઉજ્જ્વળ ભાવિ બીજા કોઈનું નથી. જગતમાં પ્રથમ કોઈ પણ પ્રકાશ ફેલાવ્યો હોય તો તે હિન્દે જ. ઐહિક સુખોને લાત મારી જંગલમાં રહેનાર પવિત્ર ઋષિમુનિઓના દેશનું ભાવિ ઉજ્જ્વળ નથી તો કોનું છે ? એ ઋષિમુનિઓના જેવા જ ગુણ ધરાવનારી ખેડૂત પ્રજા તે આ જ છે. વચમાં અજ્ઞાનનો અંધકાર કદાચ આવી જાય પણ અંતે સૂર્ય છુપાશે ખરો ? આખી દુનિયા જોઈ શકશે કે કણબીની કોમ જોરાવરમાં જોરાવર છે. (તાળીઓ), યુદ્ધનો પ્રસંગ આવી ગયો છે. આપણે મિત્રો સાથે આસુરી સંપત્તિનું હનન કરવાનું છે. દિવસ પાસે આવે છે. થોડા જ વખતમાં પ્રસંગ આવશે. આપણા બાપદાદાઓએ મહારાજ્યો સ્થાપ્યાં હતાં તેના જ આપણે વંશજો છીએ.

આ વોલંટિયરો - future soldiers of India મોટા મોટા સુખી પટેલિયાઓના દીકરાઓ અને કૉલેજિયનોની દૃષ્ટિમર્યાદા વાતાવરણમાં તરે છે. આ સ્થિતિના આ યુવકો ધર્મ આગળ આખો દિવસ ને રાત જૂકી રહ્યા છે. એ કહે છે કે પરિષદના આત્મા આગળ સૌ જાગ્રત છે અને તેની સેવા માટે માન અને સુખસંપત્તિ કુરબાન છે. હિંદના ભવિષ્યનું આ ઉજ્જ્વળ ચિહ્ન છે. એ યુવકો મોટા થશે ત્યારે જ્ઞાતિને જ નહિ પણ આખા દેશને પાવન કરશે. ભારતની ભાવિની ઉજ્જ્વળતાનાં આ પ્રમાણ ઓછાં છે ?

એવો કયો માણસ છે કે, તે જેને ઈશ્વર શ્રદ્ધા હોય તેના માર્ગમાં અટકાવ નાખી શકે ? જે માણસ ધર્મમાં હોય તો ભગવાનની પણ તાકાત નથી કે તેને હેરાન કરી શકે ? ભૃગુલાઞ્છન વિષે આપને ખબર હશે. ભૃગુઋષિ ભગવાનને મળવા ગયા તે વખતે ભગવાન સૂઈ રહ્યા. આ અધર્મ હતો તે જોઈ ભૃગુઋષિએ ભગવાનની છાતીમાં લાત મારી કે તમે તમારો ધર્મ ચૂક્યા છો. ભૃગુઋષિ ધર્મમાં હતા એટલે ભગવાન તેને કશું કરી શક્યા નહિ. તમે સઘળાઓએ પણ તમારા હૃદયમાં ધર્મને ધારણ કર્યો છે. સ્વાર્થનો ત્યાગ કર્યો છે, મોટાઈને તિલાંજલિ આપી છે તો ભગવાનની પણ તાકાત નથી કે તે તમને નુકસાન કરી શકે. (સાંભળો, સાંભળો) આ તમારું ભવિષ્ય છે. તે જોઈને હું કેટલો પ્રસન્ન થાઉં? તમે તમારી જાતને ભૂલી ગયા છો, તમારા હૃદયમાં દેશ અને ધર્મ વસેલાં છે. આપણો જયજયકાર વર્તશે જ. (સાંભળો, સાંભળો) હિંદનું ભાવિ ઉજ્જ્વળ છે. એવો કયો બાયલો હિંદની ભૂમિ ઉપર હયાત હશે કે જેને આવી શ્રદ્ધા ન હોય ? દિવસ પાસે આવે છે. તૈયાર થવાની જરૂર છે. આપણાં હૃદય ઊભરાઈ રહ્યાં છે, પણ એક વાત લક્ષમાં રાખજો કે આપણે ગમે તેટલા ઉછાળા મારીશું પણ ઊભા રહેવાનું તો આપણા જ પગ પર છે. દુનિયા સ્વાર્થી છે. ઈશ્વરના જીવનમાં જીવન ભેળવશો તો તમે અહીં જ સ્વર્ગ બનાવશો. સ્વાશ્રય હિંદનો આધાર છે.

**હું યુરોપમાં ચોગરદમ ફર્યો છું. ત્યાંનો કોઈ પણ માણસ પછી તે ખેડૂત હોય**

કે ગમે તે, કહેતો નથી કે હું હલકો છું. તો આપણો ખેડૂત શા માટે કહે કે હું હલકો છું ? તમે જગતનું પોષણ કરનારા છો. તમારા જેટલું ઈશ્વરમાં પણ સામર્થ્ય નથી. તમે દૃશ્ય છો અને તે અદૃશ્ય છે. તમારામાં આટલું બળ, આટલું તેજ, આટલી ઉજ્જ્વળતા છે છતાં શા માટે ડરો છો ? જગતને લાત મારો; તે ઈંદ્રવર્ણા જેવું છે. ઉપરથી ડોળવાળું ને દેખીતું ઘણું સારું છે. પણ લાત મારતાં મહીંથી ધુમાડાના ગોટા નીકળશે. પોતાના જ પગ ઉપર ઊભા રહો. જગતની પરવા ન કરો. (ચાલુ તાળીઓ.)

## ચોથી પાટીદાર પરિષદ અને સ્વ. રણજિતરામ

સ્વ. રણજિતરામે "નવજીવન"ના તંત્રી તરીકે ચોથી પાટીદાર પરિષદની નોંધ લીધેલી તે અહીં નીચે આપીએ છીએ :

તા. ૨જી ફેબ્રુઆરીએ આ પરિષદ જૂનાગઢમાં રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલના પ્રમુખપદે મળી હતી. ગુજરાતમાં જે નવચેતન આવિર્ભાવ પામતું જાય છે તેનું આ પરિષદ જ્વલંત ઉદાહરણ છે. બીજી જ્ઞાતિ પરિષદો જેવી એ માત્ર સામાજિક સંસ્થા નથી પરંતુ સામાજિક, રાજકીય, આર્થિક અને નૈતિક ઉન્નતિ માટે પ્રયાસ કરતી સંસ્થા છે. ખેડૂતોની વસ્તી સર્વત્ર હોવાથી વસ્તુતઃ એ સમગ્ર ગુજરાતની પ્રવૃત્તિ છે. ખેડૂતોની ઉન્નતિ એટલે ખેતીની પ્રગતિ અને એ બન્ને થતાં દેશનો અભ્યુદય થવાનો. આ માત્ર કોમી હિલચાલ નહીં પણ નિખિલ ગુજરાતની હિલચાલ છે. આવું સ્વરૂપ આપવા માત્ર પાટીદારો જ આ સંસ્થામાં અગ્રણી ન થવા જોઈએ. પરંતુ પાટીદારથી ભિન્ન અગ્રણીઓને અવારનવાર એમાં નાયકપદ આપવું જોઈએ. ખેડૂતોની ગરીબાઈ, મહેસૂલની સખ્તાઈ અને મુશ્કેલીઓ, ખેડૂતોનું અજ્ઞાન, સ્વમાન અને આત્મબળનો અભાવ વગેરે વિશે ઠરાવો અને ચર્ચા થયાં હતાં. ખેડૂતોની પ્રતિનિધિ સભા, પંચાયત, સહકારી સભાઓ વગેરેની સ્થાપના કરવા આવશ્યકતા બતાવવામાં આવી હતી. પ્રમુખના ભાષણમાં ખેડૂતના વર્તમાન જીવનને સ્પર્શતી અનેક રાજ્યદ્વારી, આર્થિક, સામાજિક, નૈતિક વિષયોની ચર્ચા છે. માત્ર ખેડૂતોએ જ નહીં પણ ગુજરાતના સર્વ શિક્ષિત નરનારીઓએ મનન કરવા જોગ છે. ગુજરાતના સાર્વજનિક જીવનમાં અમને સૌથી એક વાતનું હંમેશ દુઃખ થાય છે. દેશી રાજ્યોની રૈયતનાં દુઃખ બહાર લાવવાનું તેમનાં સંબંધમાં લોકમત કેળવી તેમનું મોચન કરવાનું અને અંગ્રેજી રાજ્યની રૈયતની સમાનકક્ષામાં એ રૈયતની પ્રતિષ્ઠા કરવાનું, ગુજરાતની એકતા સાધવામાં તેમનું સહકાર્ય મેળવવાનું એકે સાધન નથી. નથી એવું વર્તમાનપત્ર કે નથી એવી સંસ્થા જે આવા સાધનની ગરજ સારે. પણ પાટીદાર પરિષદ આ દિશામાં સાધનભૂત થતી લાગવાથી અમને આનંદ થાય છે. રા. રા. મગનભાઈએ પોતાના ભાષણમાં દેશી રાજ્યોની રૈયતની હાડમારીનો આ સાર્વજનિક પ્રસંગે નીડરતાથી અને ઉચ્ચ કર્તવ્યબુદ્ધિથી નિર્દેશ કર્યો છે તે ઉચિત કર્યું છે. ખેડૂતોના જ પરસેવાથી વૈભવ માણતા દેશી રાજાઓ અને તેમની બીજી રૈયતે ખેડૂતોના સુખ માટે કેટલું બધું કરવાનું

છે તેનો વિવાદ કાઠિયાવાડમાં પહેલવહેલો ઊઠ્યો છે અને અમારા મિત્ર રા. ચંદુલાલ તેને વિલીન નહીં થવા દે. આ હિલચાલમાં એક બાબત પરત્વે આગ્રહ ધરવાની ખાસ જરૂર છે. સરકારે અને બીજા લોકોએ અમારી ઉન્નતિ માટે કરવું જોઈએ પણ તેઓ બેદરકાર રહે તો અમે તો બેદરકાર રહેવાના નથી. અમારું ભાગ્ય અમે જાતે જ ઉઘાડીશું અને પછી કોની મગદૂર છે કે અમને અને અમારા દેશને પ્રગતિમાન થતાં અટકાવશે ? કેળવણી એટલે લખતાં-વાંચતાં આવડે તે નહીં એનું જરા વિસ્મરણ થયું લાગે છે. આંખ મારફત નહીં પણ કાન મારફત પણ કેળવણી આપી શકાય છે. પરિષદો, સંમેલનો, ભાષણો, કથાઓ, ભજનો વગેરે સ્થળે સ્થળે યોજાય તો ઘણો ફેર પડી જશે. ઓછે ખરચે, ઓછા સંતાપે જાગૃતિ વહેલી આવશે. પાટીદાર પરિષદે 'સસ્તા સાહિત્ય'ની માફક ખેડૂતો માટે ગ્રંથમાળા કહાડવાની યોજના કરવી જોઈએ અને દરેક ગામમાં તે ગ્રંથો પહોંચી વંચાય એવી તજવીજ થવી જોઈએ. આમ વિચાર વેરવામાં આવશે અને ખેડૂતોને વિચારતા કરવામાં આવશે તો વહેલો લાભ થશે. આ ઉપરાંત ખેડૂતોની આવકજાવક, મોજ-શોખ, ખરચખૂટણ વગેરેની મોજણી કરવામાં આવે તો કઈ દિશામાં કેવી પ્રકારનું ક્રમણ કરવાની અગત્ય છે તે સમજાશે.

## દેશી રાજ્યોના મોટા અમલદારોની હાજરી અને તેમનાં ભાષણો

તા. ૩-૨-૧૭ને રોજ પરિષદમાં જૂનાગઢ સ્ટેટના એડમિનિસ્ટ્રેટર; ગોંડલ, ભાવનગર, પાલિતાણા, વાંકાનેર, વગેરે સ્ટેટના દિવાન કે મોટા અમલદારોએ હાજરી આપી ખેડૂતોની ઉન્નતિ માટે સહાનુભૂતિ દર્શાવી હતી; એટલું જ નહિ પણ તેમણે ખેડૂતોના ભલા માટે પોતપોતાનાં રાજ્ય શું શું કરે છે તેનાં સ્ટેટમેન્ટ રજૂ કર્યાં હતાં. આ ખેડૂતોની ભાવિ ઉજ્જ્વળતાનાં સુચિહ્ન છે. એમનાં ભાષણ ક્રમશઃ પ્રગટ કરીશું. જૂનાગઢના એડમિનિસ્ટ્રેટર મિ. રેન્ડોલ આઈ.સી.એસ. પરિષદમાં પધારતા પ્રમુખે તેમને આવકાર આપતાં જણાવ્યું કે :

મિ. રેન્ડોલે અત્રે પધારી આપણા ઉપર ભારે ઉપકાર કર્યો છે. રાજ્યે આ પરિષદને અનુકૂળતા અને મદદ આપી છે જે માટે હું તેમનો આભાર માનું છું. સમયના બદલાવાની સાથે રાજ્યની કૃતિઓ પણ સુધરતી જાય છે. તમારા ભલામાં જ રાજ્યનું ભલું છે એવી સમજ જૂનાગઢના તેમજ કાઠિયાવાડનાં બીજાં રાજ્યોમાં ધીમે ધીમે વધતી જાય છે અને તેનો પુરાવો તેમની આ સભામધ્યેની હાજરી છે, એટલું જ નહિ પણ તેઓ તમારી સમક્ષ બે બોલ બોલવા માગે છે.

### (૧)
### રેન્ડોલનું ભાષણ

જૂનાગઢ રાજ્યના એડમિનિસ્ટ્રેટર મિ. રેન્ડોલે ગુજરાતીમાં બોલતાં જણાવ્યું કે પ્રથમ તો નવાબ સાહેબ તરફથી મારે જાહેર કરવું જોઈએ કે તમે બધા જૂનાગઢમાં ભેગા થયા તેથી જૂનાગઢ દરબારને ઘણો આનંદ થયો છે. નવાબ સાહેબે પોતાની ખેડૂત પ્રજા તરફ મહેરબાનીથી વર્તવાનું ધોરણ રાખ્યું છે અને હું પણ તે જ ધોરણ

રાખવા માગું છું અને પધારેલા ગુજરાત અને કાઠિયાવાડના પટેલિયાઓને કાંઈ સગવડ થઈ હોય તો તેથી મને સંતોષ ઊપજે છે. મને લાગે છે કે, જૂનાગઢ રિયાસતમાં અંધારાને બદલે અજવાળું આવ્યું છે અને આગળ વધવા માટેનો લાંબો અને પહોળો રસ્તો, બધાંને માટે ખુલ્લો થયો છે. વીસ વરસની મારી સરકારી નોકરી પૈકી ૧૨ વર્ષ મેં કાઠિયાવાડમાં ગાળ્યાં છે અને તે દરમિયાન મારો **અનુભવ એવો છે કે કાઠિયાવાડનો કણબી સીધો, પ્રમાણિક, ધંધામાં હોશિયાર અને પરિશ્રમી છે. કોઈ પણ ગામડામાં હું જાઉં છું તો પહેલાં જાણવા માગું છું કે ત્યાં કોઈ કણબી વસે** છે કે નહિ ?

મારા મહેસૂલી અધિકારી રા. બા. કેશવલાલભાઈ કોઈ નવું ગામ વસાવવા માગે છે તો હું પહેલો સવાલ એ પૂછું છું કે કોઈ કણબી વસવા આવનાર છે કે ? કારણ કે કણબી સૌથી કીમતી છે. દરેક રિયાસતમાં ખર્ચ વધતો જાય છે અને તેને પહોંચી વળવાનો આધાર ખેડૂત ઉપર જ છે. હું માનું છું કે ખેડૂત સુખી તો રાજ સુખી અને ખેડૂત દુ:ખી રાજ દુ:ખી. તમારાં જાનવરો અને નવાબ સાહેબનાં જાનવરો એ એક સરખાં જ છે અને તેમને બચ્ચાંની માફક રાખવા હું માગું છું. તમારા હિતને માટે બે દિવસ ઉપર અત્રે પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું છે કે આ કોન્ફરન્સથી પણ તમારું કલ્યાણ થાઓ એવો મારો આશીર્વાદ છે. હું ઇચ્છું છું કે બહારથી આવેલાઓમાંના કોઈ અત્રે આબાદ થવા અત્રે જ રહી જાય. વળી આવતે વર્ષે પણ તમો અત્રે પરિષદ ભરવા માગતા હશો તો નવાબ સાહેબ તરફથી હું તે માટે સગવડ કરી આપીશ.

### સુધરેલાં ઓજારો માટે રાજ્યની મદદ

મિ. રેન્ડોલે આગળ બોલતાં જાહેર કર્યું કે સુધરેલી જાતનાં ઓજારે ખરીદ કરવા ખેડૂતને હાલ તુરત પરવડે નહિ, છતાં તેઓ ખરીદી શકે તે હેતુથી **સોરઠ સરકારશ્રી તરફથી હું જાહેર કરું છું કે દસ હજાર રૂપિયા સુધીનાં સુધરેલાં ઓજારો રાજ્ય તરફથી મફત આપવામાં આવશે અને ૨૫ હજાર સુધીની રકમ તેવાં ઓજારો ખેડૂતોને અડધી કિંમતે પૂરાં પાડવા પાછળ ખરચવામાં આવશે.** જોકે હાલ પણ સુધરેલાં ઓજારો ખરીદ કરનારા ખેડૂતોને ત્રીજો ભાગ રાજ્ય તરફથી મળે છે અને તે રૂઢિ તો ગમે તેટલી હદ સુધી ચાલુ જ રાખવામાં આવશે. (તાળીઓ.)

(૨)

### ગોંડલના દિવાન સાહેબ મિ. રણછોડલાલ પટવારીનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ, અને ગૃહસ્થો !

પ્રથમ તો હું જૂનાગઢના ના. એડમિનિસ્ટ્રેટર મિ. રેન્ડોલનો કાઠિયાવાડ ને ગોંડલની પ્રજા તરફથી ઉપકાર માનું છું; કારણ કે પ્રદર્શનનો કીમતી લાભ આપણને મળ્યો છે. કદાચ ૧-૨ વર્ષમાં એનો ફાયદો ન થાય પણ આવી તક મળવાથી ખેતીવાડીની જાગૃતિ થઈ શકે છે એટલે હાલના પુરુષાર્થ કરતાં આગળ ઉપર વધારેમાં

પ્રવૃત્ત થવાશે; એટલે જૂનાગઢે પ્રદર્શન ભરી અને પરિષદને મદદ આપી ઉપકાર કર્યો છે. રેન્ડોલ સાહેબ પોતાની પ્રજાને પિતાને પેઠે સંભાળીને રાજકારોબાર ચલાવે છે તેથી રાજી થવાનું છે.

મારે હાજર રહેલા ગૃહસ્થોને અને પાટીદાર પ્રતિનિધિઓને પહેલાં જણાવવું જોઈએ, કે હું બોલું છું તે ગોંડલ સ્ટેટના દીવાન તરીકે નહિ પણ રણછોડલાલ પટવારી તરીકે જ. વળી મારી પણ ૧૩૦૦ વીઘાં જમીન બ્રિટિશ હકૂમતમાં છે એટલે મને પોતાને પણ ખેડૂત ગણો. હિન્દુસ્તાનમાં ૩૩ કરોડમાંથી ૨૦-૨૨ કરોડ માણસનો ધંધો ખેતીનો છે. વળી બાકી રહેલાઓમાંનો મોટો ભાગ પણ એ ધંધાથી જ પોષાય છે. હું મારો જ દાખલો આપીશ કે મને મળતા ૧૦૦૦ રૂપિયામાંથી ૮૫૦ જેટલા ખેડૂતોની ઊપજના હિસ્સાના છે અને રેન્ડોલ સાહેબના ૨૫૦૦૦માંના ૨૨૦૦૦ જેટલું દ્રવ્ય તમારું પોતાનું છે. તો ગવર્નમેન્ટ, રાજાઓ અને અમલદારોએ તમારું હિત જાળવવું જ જોઈએ.

પ્રો. નાઈટ જેવા વિદ્વાન ભાષણ આપશે અને આપણે સાંભળીશું. પણ તમે અને રાજ્યના નોકરો કર્તવ્યપરાયણ હોય તો જ સ્થિતિ સુધરશે નહિ તો મિ. રોબર્ટસનની કે કેશવલાલભાઈની દિલસોજી હોય તો પણ સુધારો થાય નહિ. વહીવટદારો ને તમારી કર્તવ્યપરાયણતા જોઈએ. ખેડૂતોના ઉપર સીધા ને આડા બોજા એટલા બધા રહે છે કે, બારે માસ તડકા-ટાઢમાં સખત મહેનત કરનારને ભાગ્યે જ ૨૫ રૂપિયા મળતા હશે ! સ્ટેટની વિઘોટી સિવાય બીજા કયા બોજા ઉમેરાય છે એ તો ખેડૂત જ કહેશે કે આજ તો વહીવટદાર સાહેબ આવ્યા છે, ફોજદાર સાહેબ આવ્યા છે. ૨૦-૨૫ રૂપિયા થઈ ચૂક્યા ને તેટલાથી જ પતે નહિ. સારવારમાંથી પરવારે મળે નહિ. જો વરસમાં ચાર-પાંચ વખત આ પ્રમાણે ખેડૂતોને રોકાણ થાય તો કેટલું બધું નુકસાન થાય ? અમલદાર કરતાં ખેડૂતોને ટાઈમ કીમતી હોય છે, જે તક જાય તે પાછી આવે નહિ. આથી આપણે અહીં ગમે તેવી દરખાસ્ત મૂકીએ પણ જ્યાં સુધી આડાઅવળા બોજા દૂર ન થાય ને અમલદારો અને ખેડૂતો સાદું ને પવિત્ર જીવન નહિ ગુજારે ત્યાં સુધી ઉન્નતિ નથી.

ગોંડળ સ્ટેટના રીબ ગામના લોકો ૧૦ વર્ષ પહેલાં ઘણા ગરીબ હતા પણ આજે તેઓ ઉદ્યોગી ને કર્તવ્યપરાયણ થયા છે. તેમને બીજી પ્રજા કરતાં ખાસ મદદ આપવામાં આવી ન હતી છતાં ૧૦ વર્ષમાં રીબમાં કરજાદર માણસ એક પણ નથી. એટલું જ નહિ પણ ૫૦૦થી ઓછી મૂડીવાળો પણ કોઈ નહિ મળે. કેળવણીનો વધારો થાય પણ અમારી પેઠે ઊજળાં કપડાં ને ૧૦૦૦માંથી ૫૦૦ ખર્ચવાની ટેવ પડે તો આબાદાની કદી થશે નહિ. કદાચ મને કોઈ પૂછે કે પટવારી, તમે શહેરમાં રહેવાનું પસંદ કરો કે ગામમાં ? તો હું શહેર કરતાં મારા ખેડૂતનું ગામ અને તેમાં પણ સાદા, પવિત્ર ને કર્તવ્યપરાયણ વાતાવરણમાં વસવાનું પસંદ કરું.

ગ્રામ્ય પંચાયત વિષે મારે દરખાસ્ત મૂકવી નથી પણ અહીં ચર્ચાવાના વિષય

માંહેલા બે-ત્રણ ઉપર મારો અનુભવ કંઈક કહીશ.

પ્રો. નાઈટ સાહેબ કહી ગયા છે કે અમુક સુધારા અહીં માફક આવશે કે નહિ તે વિચારવા જેવું છે. ખેતીવાડીના સુધારા માટે બ્રિટિશ સરકાર તરફથી ૩૦-૪૦ વર્ષથી પ્રયત્ન થાય છે. ઘણા લોકો વિલાયત જઈ આવ્યા ને મોટા ખરચે ઊથલપાથલ કરવાના વિચાર દર્શાવાયા. પણ હિંદના ખેડૂતો ૪૦૦-૫૦૦ વર્ષથી જે રીતે ખેતીનો ધંધો કરે છે તે મૂર્ખ જ છે એવા ઉતાવળા નિર્ણય કરતાં સ્વસ્થ ચિત્તે વિચારપૂર્વક કરવાના નિર્ણય પર તેમાંના ઘણા લોકો આવેલા છે. ટૂંકમાં વિદ્વાનોનો અનુભવ એવો છે કે આપણા ખેડૂતો મહેનતુ ને અનુભવી છે પણ તેમાં ઘટતો સુધારો થવો જોઈએ.

પ્રો. નાઈટે અડધો કલાક ભાષણ આપ્યું, પણ ઘણા સમજ્યા નહીં હોય ને કલાક પછી ભૂલી જશે. પણ રા. બા. કેશવલાલભાઈ વગેરે જે સૂચનાઓ એમણે કરી છે તેનો ગામડામાં ઉપયોગ કરતા રહેશે તો ૨-૪ વર્ષે પણ લાભ મળશે.

હવે અમુક સંસ્થા અમુક ઠેકાણે ઉપયોગી થઈ પડે અને બીજે તેની જરૂરિયાત પણ હોય તે વિશે કહીશ. જ્યાં ખેડૂતોને ભારે વ્યાજ આપવું પડે છે, કો-ઓપરેટિવ સોસાયટી ફળદાયી થઈ પડે પણ ચાર, છ કે આઠ આને જ્યાં ખેડૂતોને ધીરધાર થતી હોય ત્યાં ટકાના વ્યાજથી સોસાયટી ફતેહમંદ ન થાય ને તેની જરૂર પણ ન રહે.

ગોંડળ સ્ટેટે ખેતીના સંબંધમાં શું કર્યું તે હું કહું એવો મને ઇશારો થયો છે, પણ હું પોતે મારા સ્ટેટ માટે કહું તે ઠીક નથી. તે સંબંધે અમારા રેવન્યુ કમિશનરને તમારી પરિષદનું નિમંત્રણ છે તેઓ બોલશે, પણ એટલું કહીશ કે ઘરથાર ને જમીનના માલિકીહક માટે તમે આજે ઠરાવ મૂકનાર છો, પણ ગોંડળ સ્ટેટે ૧૮૯૪માં કોઈ પણ જાતના અંકુશ સિવાય એ હક પ્રજાને આપ્યો છે, પરિણામે ખેડૂતો ૧૫૦૦-૨૦૦૦ની કિંમતનાં ઘરોમાં રહેતા થયા છે. આવો હક બીજાં સ્ટેટોએ આપવો કે ન આપવો પણ આપણે તો હાથ જોડીને કહીશું કે આપો.

બીજી બાબત પ્રો. નાઈટે આપણને ખાતરના સંબંધમાં કહ્યું છે. પણ કેટલેક ઠેકાણે ઝાડ ઉપર પણ ખેડૂતોની માલિકી નથી. બળતણ તો સૌ કોઈને જોઈએ જ. હવે જો ખેડૂતને ઝાડ ઉપરનો હક હોય તો બળતણ માટે બાવળ વાવે ને તે કાપે. પણ તેવો હક ન હોવાથી તેમને છાણનાં છાણાં બાળવાં પડે છે ને ખાતરમાં નુકસાન થાય છે. ખેડૂતો કંઈ અક્કલ વિનાના નથી પણ તેમને છાણ ખાતર તરીકે વાપરી શકે એવી સ્થિતિમાં મૂકવા જોઈએ. કેવળ બોલવાથી દેશની ઉન્નતિ થતી નથી. આવી અનેક મુશ્કેલીઓ ખેડૂતોને છે. એક્સપેરિમેન્ટલ ફાર્મવાળા ગમે તેવા મોટા સાંઠાને દાણા પકવે પણ પૂછીએ કે ખાતર કેટલાનું વપરાયું ? તો જવાબ મળશે ૨૦૦ રૂ.નું. પણ ગરીબ ખેડૂત એ ૨૦૦ રૂ. ક્યાંથી લાવે ? માટે એ લોકો જેનો ઉપયોગ કરી શકે તેવાં સાધનોમાં યોગ્ય પરિવર્તન કરી તે બતાવો. આવા પ્રકારની વાતો નથી થતી. માટે પ્રેક્ટિકલ હોય તે જ દર્શાવવું જોઈએ. આપનો વખત કીમતી હોવાથી હવે ઉપકાર માની બેસવાની રજા લઉં છું.

(૩)

## જૂનાગઢ વહીવટદાર અને ખેતીવાડી-પ્રદર્શન સેક્રેટરી રા. રા. કેશવલાલ ઓઘડભાઈ જોષીનું ભાષણ

### [આપણા ખેડૂતોની આર્થિક સ્થિતિ કેવી રીતે સુધારી શકાય ?]

મે. પ્રેસિડેન્ટ સાહેબ, અને અન્ય સદ્‌ગૃહસ્થો,
તેમજ પાટીદાર પરિષદના સભ્યો

હાલના જમાનામાં ખેડૂતોની સ્થિતિ કેવી રીતે સુધારી શકાય ? તે અતિ ચર્ચાનો વિષય થઈ પડ્યો છે, એટલું જ નહિ, પણ આપણી માયાળુ બ્રિટિશ સરકારના જોખમદાર અધિકારીઓ તેમજ કેટલાક આગળ વધેલા દેશી રાજ્યોના જોખમદાર અમલદારોનું આ વિષય તરફ ઘણું ધ્યાન ખેંચાયું છે.

આજની જૂનાગઢ મુકામે આપની પરિષદ પણ તેવા શુભ વિચારનું પરિણામ છે. અમારા એડમિનિસ્ટ્રેટર સાહેબ મે. એચ. ડી. રેન્ડોલ સાહેબ, તેમજ માનવંતા મે. ચીફ રેવન્યુ ઑફિસર રા. બા. કેશવલાલ તરફથી જૂનાગઢ સંસ્થાના ખેડૂતોની આર્થિક સ્થિતિ કેવી રીતે સુધારી શકાય, તેને માટે લક્ષપૂર્વક વિચાર કરવામાં આવે છે, એટલું જ નહિ પણ તે દિશામાં આગળ વધવા માટે એડમિનિસ્ટ્રેશન થયા પછી અનેક સ્તુતિપાત્ર પગલાં લેવામાં આવ્યાં છે, જે પગલાંઓ - જે વ્યાવહારિક યોજનાઓ - આ રાજ્યના નામદાર એડમિનિસ્ટ્રેટર સાહેબની ખેડૂતો તરફની અપાર સહાનુભૂતિ અને દિલસોજીનું પરિણામ છે એમ હું કહું, તો તેમાં જરા પણ અતિશયોક્તિ થાય છે, એમ આપે માનવાનું નથી.

કાઠિયાવાડમાં સં. જૂનાગઢ એક પ્રથમ પંક્તિનું રાજ્ય છે. તેના પાટનગરમાં આવી પરિષદ ભરવામાં આવે અને તેમાં આવા અગત્યના વિષય ચર્ચાય તે ઇચ્છવા યોગ્ય છે.

આપની સમક્ષ મારા વિચાર જણાવવાની આપની પરિષદ તરફથી જે તક મને મળી છે તેને માટે આભાર માની, એડમિનિસ્ટ્રેટર થયા પછીનો મારો આ રાજ્યનો અનુભવ તથા તે પહેલાંનો પોરબંદર રાજ્યનો લાંબા વખતનો અનુભવ એ બેને આધારે, મારે જે કાંઈ જણાવવાનું છે, તે હું આપની સમક્ષ રજૂ કરું છું.

વિષય ઘણો મહત્ત્વનો છે, કારણ કે તેમાં રાજ્ય તથા પ્રજાનું એકંદર હિત સમાયેલ છે; અને તેમ હોવાથી રાજ્ય તથા પ્રજા બન્નેએ એકબીજાની સાથે રહી આ અતિ મહત્ત્વનું કાર્ય ઉપાડી લેવું ઘટે છે.

આ રાજ્ય તરફથી અત્યાર સુધીમાં ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે જે પ્રયત્નો કરવામાં આવેલ છે, તે હું ટૂંકામાં આપની પાસે રજૂ કરીશ તો તે અસ્થાને નહિ ગણાય :

૧. પ્રથમ તો ખેડૂતો ઉપરના નાના પ્રકારના ગૂંચવાડાવાળા અને કંટાળો આપે તેવા કર કાઢી નાંખ્યા છે. પટેલાઈ, કોટવાળી વગેરેના ઇજારા કાઢી નાખ્યા

છે. ખેડૂતોના હક સચવાય તેવા વારસાના નિયમો કર્યા છે. જૂનાં ધારાધોરણ પૈકી ખેડૂતને હરકતકર્તા જણાયાં તે તમામ રદ કરી, સરળતાવાળાં નવાં ધારાધોરણ બાંધ્યાં છે. જમીન ધારણ કરવા તથા છોડી દેવા, તથા તેમાં પોતાની મરજી માફક મોલ વાવવા, ફળાઉ ઝાડ વાવવા ઇત્યાદિક સંબંધી સરળતા કરી આપી છે.

૨. ભાગબટાઈ-વહીવટ બંધ કરી ભારે ન પડે તેવા વાજબી દરની વિઘોટી દાખલ કરવામાં આવી છે.

૩. વખત તથા મહેનતનો બચાવ થાય તેવાં ખેતીવાડીનાં ઉપયોગનાં ઓજારો દાખલ કરવાની તજવીજ થઈ છે.

૪. જેમ બને તેમ વધારે પ્રમાણમાં કૂવા ખોદાવવાનું કામ જારી છે, એટલે કે ખેડૂતોને આ બાબત ઉત્તેજન મળે તેવા હેતુથી નવા કૂવા ગાળવા તથા પાકા બંધાવવા માટે ઉદાર નિયમ બાંધવામાં આવેલ છે.

૫. ઉદારતાથી બી, કોસ, વરત તથા ખોરાકીને માટે ખેડૂતોને નાણાંની જરૂર પડે ત્યારે ટકાવી આપવાની ગોઠવણ દાખલ થઈ છે.

૬. દિવાની કાયદાની રૂએ ખેડૂતો ઉપર જપ્તી આવે ત્યારે તેને બને તેટલું રક્ષણ આપવાની યોજના થઈ છે.

૭. ખેતીનાં જાનવરોની ઓલાદ સુધારવા માટે ગામેગામ સારા ધણખૂંટ રાખવા માટે બંદોબસ્ત કર્યો છે.

૮. ઊંચી જાતનાં બી મંગાવી પૂરાં પાડવાની યોજના અમલમાં મુકાયેલ છે.

૯. નવીન જાતના અહિની જમીનને ભાવે તેવાં કીમતી વાવેતર જે અત્યાર સુધી કાઠિયાવાડમાં દાખલ નહિ થયેલ તે દાખલ કરવામાં આવેલ છે, જેવાં કે તમાકુ, જીરૂં, બટેટા, કસુંબી, માંડવી ઇત્યાદિ.

૧૦. સ્ટેટ તરફથી એક્સપેરિમેન્ટ ફાર્મ મોટે ખર્ચે નિભાવવામાં આવે છે, તેમાં અહિની જમીનને ભાવે તેવા પાકની ખાત્રી થયા બાદ તે રાજ્યના જુદા જુદા મહાલનાં ગામોમાં દાખલ કરવા માટે તજવીજ જારી છે.

૧૧. કપાસનું વાવેતર સુધારી, સારાં બીની પસંદગી કરી, તેને સારી સ્થિતિમાં આણવા માટે, એટલે કે લાંબા તારવાળું રૂ નીકળે તેવો કપાસ નીપજાવવા માટે ફતેહમંદીથી પ્રયાસ થયો છે, અને જૂનાગઢના રૂએ બીજાના ઉપર મુંબઈની બજારમાં સરસાઈ મેળવી છે. વળી તેવી જ રીતે પુસામાં ફતેહમંદ થયેલ ઘઉં, જે વહેલા પાક ઉપર આવતા હોવાથી ગેરુ વગેરે લાગવાની ધાસ્તી રહેતી નથી. તેનું વાવેતર આ સ્ટેટમાં દાખલ કરવામાં આવેલ છે અને તેનો લાભ ખેડૂતો મોટા પ્રમાણમાં લેવા લાગ્યા છે.

૧૨. વધારે કિંમતનાં પરદેશી બનાવટનાં ઓજારો ખેડૂતો સહેલાઈથી લઈ શકે તે માટે સ્ટેટ તરફથી $\frac{૧}{૩}$ કિંમત મદદ તરીકે આપવા માટે અમારા નામદાર

એડમિનિસ્ટ્રેટર સાહેબ બહાદુર તરફથી હુકમ થયો છે, જેનો લાભ અત્યાર સુધીમાં કેટલાક અક્કલવાળા ખેડૂતોએ લીધો પણ છે. ખેડૂતોને પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે ઘણી સગવડ પડતી તક આપવા માટે 'પરસ્પર સહાયકારક મંડળી'નો ધારો નામદાર એડમિનિસ્ટ્રેટર સાહેબ તરફથી સ્ટેટમાં લાગુ કરવામાં આવ્યો છે.

ખેડૂતોની સ્થિતિ સુધારવાની બાબતમાં આ રાજ્ય તરફથી જે તજવીજો ભિન્ન ભિન્ન દિશામાં કરવામાં આવેલ છે તેનો ખ્યાલ આપવા માટે ઉપર પ્રમાણે લાંબું લિસ્ટ આપની સમક્ષ મારા તરફથી રજૂ કરવામાં આવે છે, તેનું કારણ એટલું જ છે કે જ્યાં આવાં ધોરણ ન હોય ત્યાં તે દાખલ કરવાને લાગતા-વળગતા પ્રેરાય અને તેથી કરી ખેડૂતોની સ્થિતિ વધારે ત્વરાથી સુધરી શકે.

સમસ્ત હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ સુધારવા માટે હાલ ઘણા બુદ્ધિશાળી અને દેશહિતેચ્છુ પુરુષો વિચાર કરવા માટે રોકાયેલ છે, કારણ કે મેં આગળ જણાવ્યા પ્રમાણે આ અતિ મહત્ત્વનો, ને તેની સાથે અતિ ગહન વિષય છે, કારણ કે તેમાં જુદા જુદા બહોળા વિષયોનો સમાવેશ થાય છે. અંગ્રેજીમાં અર્થશાસ્ત્રને જુદા જુદા ભાગમાં વહેંચી નાખવામાં આવેલ છે તેમાં Domestic Economy, Political Economy એમ જુદા જુદા વિભાગ રાખવામાં આવ્યા છે, અને તેના અભ્યાસીઓ તરફથી પ્રસંગવશાત્ હિંદુસ્તાનને લગતી બાબતમાં અર્થશાસ્ત્રને અવલંબી પોતાના વિચારો પ્રદર્શિત કરવામાં આવે છે.

મારા પોતાના માનવા પ્રમાણે હિંદુસ્તાન, કે જે મુખ્યત્વે ખેતીવાડી ઉપર આધાર રાખનારો દેશ છે, તેમાં ખેતીવાડી સ્વાભાવિક રીતે અર્થશાસ્ત્રને લગતા સવાલોમાં મુખ્ય જગા રોકે છે. હિંદુસ્તાનના મુખ્ય ઉદ્યોગો ખેતીવાડીને અવલંબી રહ્યા છે, છતાં દિલગીરી એટલી જ છે કે આ અતિ મહત્ત્વના ધંધા માટે આપણે તથા આપણાં રાજ્યોએ જોઈએ તેવી ખંતપૂર્વક અત્યાર સુધીમાં વિચાર કર્યો જણાતો નથી. યુરોપના મહાન વિગ્રહે કેટલેક અંશે આપણી ખરી સ્થિતિનો આપણને ખ્યાલ આપી આપણામાં કાંઈક જાગૃતિ મૂકી છે ખરી, પણ તે તકનો પૂરેપૂરો લાભ લેવા માટે, વિગ્રહને ત્રણ વર્ષ થવા આવ્યાં છતાં જોઈએ તેવાં પગલાં આપણા ઉદ્યોગહુન્નરની ખીલવણી માટે ભરાયાં જણાતાં નથી. મેં જણાવ્યું તેમ ખેતીવાડી તે આપણા દેશનો પ્રથમ પંક્તિનો ઉદ્યોગ છે. તેને આપણે પ્રજાકીય ઉદ્યોગ યાને national Industry ગણી તેને માટે તેટલો જ ગંભીર વિચાર કરી, મહાન યોજનાઓ રાજ્ય તથા પ્રજાએ મળીને કરવી ઘટે છે. ખેતીવાડીની સાથે આપણો વણાટકામનો ઉદ્યોગ ઘણો નિકટ સંબંધ ધરાવે છે, જે આપણ સૌની જાણની વાત છે, જેથી તેને પણ સાથે લાગો ખીલવાની જરૂર છે.

આ પ્રમાણે બંને ઉદ્યોગો ખીલે તો મને જણાય છે કે ખેડૂતોની એકલાની જ નહિ પણ સમસ્ત હિંદની પ્રજાની ઉન્નતિ ઘણી સત્વર થાય.

હવે ખેતીના મહત્ત્વના ધંધાની ખીલવણી માટે કઈ દિશામાં કામ કરવું ઘટે છે,

તેની રૂપરેખા આપની પાસે આલેખવાની રજા લઉં છું :

૧. આપણા ખેડૂતોને કઈ તકે કયું વાવેતર કરવું તેનો ઘણો સારો વ્યાવહારિક અનુભવ છે, તેમજ સારી ખેડ કરવાથી અને જમીનને ખાતર આપવાથી પેદાશ વધારી શકાય છે તે હકીકત પણ તેમની જાણ બહાર નથી; પરંતુ હાલના આગળ વધતા જમાનામાં જ્યાં દરેક ચીજની મોંઘવારી વધતી જાય છે અને તેને લઈ મજૂરી તેમજ જિંદગીનાં સાધન વધારે ને વધારે મોંઘા થતાં જાય છે, તેવા કટોકટીના વખતમાં ખેડૂતો પોતાનો ટકાવ કરી રાખવા માગતા હોય તો તેઓએ હાલ જે ઉત્પન્ન કરે છે તેના કરતાં વધારે નહિ તો ઓછામાં ઓછું બમણું ઉત્પન્ન કરવું જોઈએ. હરીફાઈની શરતમાં પોતાની જિંદગી ટકાવી રાખવા માટે જ આટલી તો જરૂર છે, જ્યારે સુખી સ્થિતિમાં આવવા માટે તો તેના કરતાં પણ ખેતીની પેદાશ વધારવાની આવશ્યકતા છે અને તેને સારુ વધારે જ્ઞાન અને સાધનો ખેતીની મદદમાં લાવવાં જોઈએ.

૨. હવે જ્ઞાન અને સાધનો શાં જોઈએ તેના સંબંધમાં જણાવીશ :

(અ) જ્ઞાનને માટે આપણા અભણ ભાઈઓએ પોતાના ધંધા પૂરતી ખાસ કેળવણી લેવાની જરૂર છે. છતી આંખે આંધળા ગણવાથી કોઈ પણ દિશામાં ગતિ વધારી શકાતી નથી. ખેડૂતોના દીકરાઓને વ્યાવહારિક રીતે ફતેહમંદ ખેડૂતો બનાવવા માટે જેવી કેળવણીની જરૂર છે તેવી કેળવણી માટે તેવી સંસ્થાઓ દરેક સ્ટેટમાં ઊભી થવી ઘટે છે. આવી સંસ્થા (નિશાળ) માટે માઈસોર સ્ટેટ કે જે આખા હિંદુસ્તાનમાં સુધારાવધારામાં ઘણાં આગળ પડતાં રાજ્યો પૈકીનું એક ગણાય છે ત્યાં ઘણાં અવલોકન અને અનુભવ પછી ખેડૂતોના છોકરાઓ માટે જે અભ્યાસક્રમ ગોઠવાયો છે તેના અનુકરણરૂપે એક અભ્યાસક્રમ મેં તૈયાર કરેલ છે, જે વાંચવાથી આપના જાણવામાં આવશે કે કાઠિયાવાડના દરેક મોટા રાજ્યમાં અખતરા તરીકે એ પ્રમાણેની એક એક નિશાળ સ્થપાય તે ઈચ્છવા યોગ્ય છે; અને તે દિશામાં આપણો સમાજ કાંઈક કરશે એમ હું આશા રાખું છું. સજ્જનો ! જરૂરી કેળવણીના અભાવે, ખેતીનો ઉત્કર્ષ જોવાવાળા ગૃહસ્થો તરફથી બીજા ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ તે મોટે ભાગે નિષ્ફળ જવાના એમ હું માનું છું.

(બ) કેળવણીનો પ્રસાર થતાં દરમિયાન ખેતીવાડીની બાબતોમાં માહિતી આપનારા, સાદી અને સરળ ભાષામાં વિદ્વાન અને અનુભવી ગૃહસ્થોના હાથથી લખાયેલ લેખોનો બહોળો વિસ્તાર કરવાના હેતુથી માસિકો તથા લીફલેટો (જાહેરખબર રૂપે નાની પત્રિકાઓ) કાઢવાં જોઈએ. ''પટેલબંધુ'' તે દિશામાં કેટલુંક કામ કરે છે, પરંતુ તેને ખાસ ખેતીવાડીને લગતા અગત્યના લેખ વડે મોટું બનાવવું જોઈએ, અથવા

તો જરૂર જણાય તો તેવું એક બીજું માસિક કાઢવું જોઈએ અને દરેક ગામે તે જાય તેવી રીતે આપના પૈકી મુખી માણસોએ તજવીજ કરવી જોઈએ.

(ક) સાધનો માટે હવે બોલીશ :

પોતાના ઉત્કર્ષ માટે ખેડૂતોને કયાં સાધનો જોઈએ, તેનો વિચાર કરતાં એમ જણાય છે કે તેમને મુખ્યત્વે નીચેનાં સાધનો જોઈએ :

(૧) પૂરતો ખોરાક.
(૨) ખેતીનો સાધનમાં જમીનના પ્રમાણમાં પૂરતા બળદો.
(૩) બિયારણ અને કોસવરતને માટે જોઈતા પૈસા.
(૪) પીત માટે કૂવાનું સાધન.
(૫) પૂરતું ને યોગ્ય ખાતર.
(૬) સ્ટેટનું મહેસૂલ સગવડ પડતી મુદતે વસૂલ થાય તેવી ગોઠવણ.
(૭) ખેતીના કામમાં નિંદામણ તથા લાગણી અને કપાસની વીણવી વખતે મજૂરોને આપવાના પૈસા.
(૮) વખત તથા મહેનતનો બચાવ થાય તેવાં ખેતીને લગતાં ઓજારો.
(૯) તેમના ઉપર મમતા રાખે તેવા અધિકારીઓ.
(૧૦) મોસમસર અનુકૂળ પડતો વરસાદ.

ઉપર જણાવેલ સાધનો પૈકી છેવટનાં બે સિવાયનાં બધાં સાધનો ખેડૂતો તરફથી દરેક સ્ટેટમાં જોખમદાર અમલદાર પાસે પોતાની વાજબી હકીકત રજૂ થયેથી તેમને મળી શકે તેવાં છે.

વખત તથા મહેનતનો બચાવ થાય તેવાં ખેતીનાં ઓજારો, આપણો દેશ યાંત્રિક કળામાં પછાત હોવાથી તેવાં ઓજારો બહારથી લાવવાં પડે છે એટલે મોંઘાં મળે છે તેથી ખેડૂતો તેનો ઉપયોગ કરવા ઇચ્છા રાખે તો પણ ખરીદી શકતા નથી તેવું કારણ કદાચ રજૂ થાય, તો તેના જવાબમાં એટલું જ કે –

(૧) દરેક ગામે 'પરસ્પર સહાય કરનારા મંડળ'ની સ્થાપના કરવાની તજવીજ થવી ઘટે છે, જેને લઈ મનુષ્ય તરીકે એકબીજાને મદદ કરવાના તેમજ એકનિષ્ઠાના અને પ્રમાણિક જીવનના ઊંચા સિદ્ધાંતોના અભ્યાસ સાથે વ્યાવહારિક ઉન્નતિ કરવાની આપણને તક મળી શકે છે. 'એકથી ન થાય તે અનેક સાથે મળી સંપમાં રહી કરે તો થઈ શકે,' તે આવી મંડળીઓનું રહસ્ય છે. સુધરેલા દેશોમાં આવી મંડળીઓએ ઘણું કર્યું છે, કરે છે, અને કરશે; હિંદુસ્તાનમાં પણ તેવી મંડળીઓ સ્થપાઈ છે, અને દેશસેવા કરવાવાળી વ્યક્તિઓને માટે કામ કરવાનું ઉત્તમ ક્ષેત્ર તે પૂરું પાડે છે. આવી મંડળીના સભ્ય થવાથી દરેક ખેડૂતને સારાં બી, ખાતર, સુધરેલી ઢબનાં ખેતીનાં ઓજારો વગેરે લેવા માટે રોકડ નાણાંની મદદ મળી શકે છે. વળી

વ્યાજ પણ ઘણું ઓછું આપવું પડે છે. તેને લઈ પોતાની મહેનતથી મેળવેલ ઉપજનો જે મોટો ભાગ હાલ વેપારીઓના ઘરમાં જાય છે, તે પોતાના જ ઘરમાં રહેવાનો લાભ મળી શકે છે. ખેડૂતો વ્યાપારીઓને કેટલું વ્યાજ આપે છે તે તેઓનો અતિ ગૂંચવણ ભરેલ વહીવટ જોતાં હોશિયાર ગણિતશાસ્ત્રી પણ ચોક્કસ કરી શકે તેવી સ્થિતિ નથી. આ સ્થિતિ ઘણી અફસોસ ઉત્પન્ન કરે તેવી છે, અને તે કેળવણીના અભાવને આભારી છે. પરસ્પર સહાય કરનારી મંડળીઓના મહત્ત્વના મુદ્દાના સંબંધમાં જુદો લેખ અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેથી અહીં તે સંબંધે હું વિશેષ કહેવા માગતો નથી.

સુધરેલી ઢબનાં ખેતીનાં ઓજારોના સંબંધમાં આપણી પરિસ્થિતિ બીજા દેશોથી જુદી છે. જાપાન, અમેરિકા, કેનેડા, ફ્રાન્સ, ઇટાલી વગેરે દેશોમાં ખેતી સામાન્ય રીતે ઘોડાથી કરવામાં આવે છે, જ્યારે સાધનસંપન્ન મોટા જાગીરદારો તરફથી યાંત્રિક બળથી કરવામાં આવે છે. આપણે ત્યાં બળદોથી ખેડ કરવામાં આવતી હોવાથી ભારે સંચાથી કામ કરવામાં કેટલીક મુશ્કેલી છે, જો કે કેટલીક સાહસિક કંપનીઓ તરફથી બળદોથી ચલાવી શકાય તેવાં ઓજારો ખાસ કરી તૈયાર કરવામાં આવેલ છે, પરંતુ હિંદુસ્તાન એવડો મોટો દેશ છે, કે તેને એક મોટા ખંડ સાથે સરખાવી શકાય અને આ પ્રમાણે હોવાથી તેના ભિન્ન ભિન્ન પ્રદેશમાં જમીનનાં વળાં તથા તત્ત્વોમાં ઘણો ફેર છે, તેની સાથે ચાલુ હવામાં પણ ફેર છે. આને લઈ એક પ્રદેશમાં ઉપયોગી થતાં ઓજાર બીજા પ્રદેશમાં તેટલું કામ આપતાં નથી, જેથી સરખી જમીનવાળા પ્રદેશમાં કયાં ઓજાર ઉપયોગી છે તેનો નિશ્ચય થઈ તે મોટા પ્રમાણમાં દાખલ કરવાનો પ્રયત્ન થાય એ ઘણી જરૂરની વાત છે.

મુખ્યત્વે કરી આપણે ખેતીના કામમાં હળની વિશેષ જરૂરિયાત ધરાવીએ છીએ. જ્યાં જમીનનું દળ વધારે હોય ત્યાં ઊંડી ખેડ થાય તો તે વધારે પાક આપે છે પણ ઊંડી ખેડને માટે આપણું દેશી હળ જોઈતું કામ આપે તેમ નથી, તેથી પરદેશી હળ દાખલ કરવાની આવશ્યકતા રહે છે. જ્યાં પોચી કે છીછરી જમીન હોય ત્યાં દેશી હળમાં કાંઈક સુધારા સાથેનું સાધારણ હળ ચાલી શકે, પરંતુ ઊંડી ખેડ માટે તો મોટું હળ ચાર કે છ બળદોથી ચાલે તેવું સપીતા ખેડૂતોએ વાપરવાનો જમાનો આવી લાગ્યો છે. ગરીબ ખેડૂતો પણ એકબીજાની ઢાલે* બળદો લાવીને આવાં ભારે હળો વાપરી શકે.

ઉપરનાં કારણે રાજ્ય તરફથી જોઈતાં હળ મળે તેને માટે ડીપો ઉઘાડવી જોઈએ અને તેમાં કાંઈ ભાંગે-તૂટે કે બીજો ખોટકો થાય તે સુધારી શકે તેવા યાંત્રિક શાસ્ત્રનું કામ જાણનાર અનુભવી મિકેનિકને સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે રાખવો જોઈએ.

હળ સિવાય રીપિંગ મશીન (લણણીનો સંચો,) થ્રેશિંગ મશીન (મસળવાનો), વીનોઈંગ મશીન (વાવલવાનો,) નીંદવાના સંચા, જુવાર અથવા બાજરાના ડાંડા જાનવર સહેલાઈથી ખાય તેવા ટુકડા કરવાનું ચેફકટર વગેરે ખેતીમાં ઉપયોગી જણાતા

સંચા પણ ધીમે ધીમે દાખલ કરવાની જરૂર છે કે, જેને લઈ કામ ઝડપથી થાય અને મજૂરી તથા વખતનો વ્યય થતો બચે.

પીતના કામ માટે જ્યાં પાણીની વધારે સગવડ હોય ત્યાં પમ્પિંગ મશીનથી કામ લેવાની યોજના થવી ઘટે છે. તેમજ એકસાથે એક જોડીથી બે કોશ ચાલી શકે તેવા રેંટો વગેરે પણ દાખલ કરી શકાય તેમ છે.

જ્યાં મોટી નદીઓ નથી, તેમજ બીજી રીતે ઉપયોગી થાય તેવાં મોટાં જળાશયો નથી ત્યાં જેમ બને તેમ વધારે પ્રમાણમાં કૂવા ગાળવાનો નિયમ ચાલુ રહેવો જોઈએ.

ખાતર માટે આપના જેવા અનુભવીઓ આગળ મારે કાંઈ કહેવાનું ભાગ્યે જ હોય, પરંતુ આપણે ત્યાં જે રીતે ખાતર એકઠું કરવામાં આવે છે, તે રીતિમાં સુધારો કરવાની તો ઘણી જરૂર છે. હાલની રીતિમાં ખાતરમાં પૃથ્વીને પોષણ મળે તેવાં તત્ત્વો ઘણેખરે અંશે નાબૂદ થાય છે, તેથી બધાં તત્ત્વો સચવાઈ રહે તેવા મોડેલ(નમૂના)ની ખાતર એકઠું કરવા માટે Model cattle shed and manure pit ડેમોન્સ્ટ્રેશન પ્લોટ ઉપર બનાવવામાં આવેલ છે, તે જોવાથી આપને જણાશે.

વહેમ દૂર કરી મેલું પણ ખાતર તરીકે વાપરવા દરેક ખેડૂતને તજવીજ કરવી ઘટે છે. આપણામાં 'ઝાડે ફરી આવું' તે શબ્દોથી ખેતરમાં ઝાડની બાજુમાં ખાડો કરી તેમાં લોકો હાજતને આધીન થતા હતા, તે આથી સાબિત થાય છે.

આપણા દેશી ખાતર સાથે કૃત્રિમ ખાતર એટલે રસાયણશાસ્ત્રને આધારે ઉપયોગી જણાયેલ ખાતરનો ઉપયોગ પણ કરવો ઘટે છે.

જેનો આપણે ઉપયોગ કરતા નથી તેવી ચીજોનો માઈસોરમાં ખાતર તરીકે ઉપયોગ કરવામાં આવે છે. દાખલા તરીકે લીંબોળીના ખોળનું ખાતર, કરંજના ખોળનું ખાતર, કસુંબીના ખોળનું ખાતર વગેરે.

ઉપરના ખાતર સિવાય ગ્રીન મેન્યુરિંગ એટલે પ્રથમ અમુક વાવેતર કરી તે પાડી નાંમવી. તેનો ખાતર તરીકે ઉપયોગ કરવાની રસમ કેટલેક અંશે આપણા ભાઈઓને જાણીતી છે. પરંતુ ખાસ કરી જે પદાર્થો તે રીતિએ નથી વપરાતા તે પદાર્થોનાં નામ આપની સમક્ષ મૂકવાં ઉપયોગી થશે; તેવા પદાર્થો શણ, ઈકડ અને જંગલી ગળી છે.

ઉપર પ્રમાણે જમીનને તૈયાર કરી તેને જોઈતું પોષણ આપ્યા પછીની વિધિમાં ઉત્તમ જાતિનું બી વાવેતર માટે પસંદ કરવું જોઈએ, તે હકીકત જણાવીશ.

આપણા કેટલાક અનુભવી ખેડૂતો આવી બીની પસંદગીની કાળજી રાખે છે. પરંતુ કપાસ કે જેનું મોટા પ્રમાણમાં આપણા દેશમાં વાવેતર થાય છે તેના બીમાં આપણા દેશમાં હાથના ચરખા નાબૂદ થઈ જીન થવાથી જાત જાતના કપાસનું સેળભેળ થઈ જતાં ગોટાળો થયેલો છે અને એક જ ખેતરમાં આપણે જુદી જાતના કપાસના છોડ જોઈએ છીએ એ તેનું પરિણામ છે. આ પ્રમાણે હોવાથી બીઆંના છોડની પસંદગીની પદ્ધતિ દાખલ થવી જોઈએ અને તેવા છોડના કપાસને, અહીંના પ્રદર્શનમાં બતાવવામાં આવેલ છે તેવા ચરખાથી લોઢાવવાની ગોઠવણ થવી જોઈએ. આ પ્રમાણે

થવાથી આપણી જમીનને ભાવેલ કપાસનો પાક આપણે મોટા પ્રમાણમાં મેળવી શકીશું.

કપાસનાં બીની પસંદગીનું ધોરણ બાજરા, ઘઉં તથા જુવારની પસંદગીને માટે પણ સરખી રીતે લાગુ છે. સારાં બી માટે સ્ટેટ તરફથી અમુક સગવડ પડતા મધ્ય સ્થળે ડીપો ઉઘાડવી જોઈએ.

હવે હિંદુસ્તાનના આપણા દેશના જેવી ચાલુ હવા તથા જમીનવાળા ભાગમાં જે કીંમતી મોલનું વાવેતર ઘણા કાળથી થતું આવે છે તેવા મોલનું વાવેતર આપણે ત્યાં ન થતું હોય તે રફતે રફતે દાખલ કરવું જોઈએ. દાખલા તરીકે પુસા ફાર્મમાં ફતેહમંદીથી ઉત્પન્ન કરેલ ઘઉં તથા કાઠિયાવાડમાં, ગુજરાતમાં વવાતું જીરું, વરિયાળી, તમાકુ, બટેટા તથા કમોદ વગેરે. આવી રીતે કીંમતી નવીન વાવેતરો દાખલ કરવા ઉપરાંત જેને હોમ ઈન્ડસ્ટ્રી અથવા કોટેજ ઈન્ડસ્ટ્રી (ગૃહ ઉદ્યોગ) તરીકે ઓળખવામાં આવે છે તે જેવી કે, એરી કલચર, સેરીકલચર, એટલે કે એરંડીના પાન ખાઈ ઊછરતા જીવડાં રેશમ બનાવે છે તે અને શેતૂરનાં પાંદડાં ખાઈ જે જીવડાં રેશમ બનાવે છે તે, એ બંનેને ઉછેરી રેશમ કાઢતાં ખેડૂતોએ શીખવું જોઈએ કે, જેને લઈ તેઓ પોતાની પેદાશમાં વધારો કરી શકે. આ કામમાં ઘરનાં બૈરાં-છોકરાં પોતાની મહેનતનો સારો ફાળો આપી શકે તેમ છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં માઈસોર અને ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગ કાશ્મીર વગેરે દેશમાં આ ધંધો બહુ સારા પાયા ઉપર ચાલે છે. તેને માટે ધોરણસર નિશાળો સ્થાપવામાં આવી છે અને તેમાં ખેડૂતના છોકરાઓ તેમજ અન્ય વર્ગના છોકરાઓને પોતાના ધંધા પૂરતું શિક્ષણ આપવામાં આવે છે. 'મુક્તિ ફોજ' તરફથી ગુના કરતી કોમને આ ધંધો લાભ સાથે શીખવવામાં આવે છે.

આપણા ખેડૂતો જ્યાં સુધી અજ્ઞાન છે, એટલે કેળવણીરહિત છે, ત્યાં સુધી સુધરેલી જાતનાં ઓજારો મોટા પ્રમાણમાં વાપરવા માટે આગળ આવવા સંભવ ઓછો છે. વળી ખેડૂતોની પાસે જમીન જુદે જુદે સ્થળે જુદા જુદા ખેતરના કટકામાં હોવાથી એકીસાથે યાંત્રિક મદદથી ચાલે તેવાં હળ આપણા દેશમાં દાખલ થવામાં પણ કેટલોક વાંધો છે. આવી સ્થિતિમાં ખેતીનાં જાનવરો ઉપર આપણા દેશની ખેતીનો આધાર મુખ્યત્વે કરી હજી પણ ઘણા વખત સુધી રહેવાનો. આ પ્રમાણે હોવાથી આપણે ખેતીનાં જાનવરો તેમાં ખાસ કરી ગાય અને તેની ઓલાદને સુધારવા માટે ખાસ પગલાં લેવા ઘટે છે. આ કામ ઓછે ખર્ચે માત્ર દરેક ગામના પટેલિયાઓ કાળજી રાખે, તો ઘણી સહેલાઈથી થઈ શકે તેમ છે.

આ બાબત અંગે વધારે વિગતમાં નહિ ઊતરતાં માત્ર ટૂંકા ત્રણ નિયમો ધ્યાનમાં રાખવા સૂચવીશ :

(૧) સારો ધણખૂંટ પસંદ કરવો.

(૨) વાછરડા એક વર્ષથી ઉપરની ઉંમરના થાય ત્યારે તેમને ગામના ધણમાં ન

જવા દેતાં તેમનું જુદું ટોળું રાખવું.

(૩) ત્રણ ત્રણ વર્ષે ધણખૂંટ બદલાવવો.

આ નિયમો બરાબર કાળજીથી અમલમાં મૂકવામાં આવશે તો ધારેલ કાર્ય પાર પડશે. વિશેષમાં કેટલાંક મોટાં રાજ્યો તરફથી ઘોડાં ઉછેરવાને માટે પદ્ધતિસર - નિયમો સાથે, મોટો ગંજાવર ખર્ચ કરી પેડોક નિભાવવામાં આવે છે તેવી જ રીતે ખેતીવાડીને ઉપયોગી જાનવરો ઉછેરવાને માટે પણ તેટલી જ કાળજીપૂર્વક ઇલાજો લેવા ઘટે છે અને તેમાં તૈયાર થયેલાં જાનવરો ખેડૂતોને પૂરાં પાડવાની યોજના કરવી ઘટે છે.

હવે કેટલાક અગત્યના સુધારા દાખલ કરવામાં ખેડૂતોની કરજદાર સ્થિતિ આડે આવે છે. તેમાંથી તેઓ કેવી રીતે મુક્ત થાય, એ અતિ મહત્ત્વનો અને મુશ્કેલી ભરેલો સવાલ છે. આવી કરજવાળી સ્થિતિમાં ખેડૂતો પડે છે, તેમાં કેટલાંક કારણો તેઓના કાબૂની બહારનાં છે અને કેટલાંક તેઓના કાબૂનાં છે. જે કારણો તેઓના કાબૂ બહાર છે, તેમાં સ્ટેટની ઉદાર મદદ ન હોય તો તેઓનાથી કંઈ બની શકે તેમ નથી. દાખલા તરીકે ઉપરાઉપરી નબળાં વર્ષો આવે તેમાં તેઓને સરકારી મહેસૂલ પૂરેપૂરું આપવું પડે અને કાંઈપણ મુકાણ ન થાય, તેવી તેઓના કરજમાં વધારો થાય તે એક મુખ્ય કારણ છે.

જે કારણો તેઓની કરજદાર સ્થિતિમાં ઉમેરો કરતાં જોવામાં આવે છે અને જે તેઓનાં કાબૂમાં છે, તે તેઓની અજ્ઞાનતા, અભણપણું કે ગેરસમજ જે કહો તેને આભારી છે, જેને લઈ તેઓને વેપારીના પંજામાં સપડાવું પડે છે અને આખી જિંદગી મજૂર તરીકેની તેને ગાળવી પડે છે. આ કારણ એવાં છે કે જેને માટે પોતે ઇલાજ લેવા ધારે તો લઈ શકે તેવું છે. ખેડૂતોએ પોતાની ભવિષ્યની પ્રજાને કેળવણી આપવા તત્પર થવું જોઈએ. જેને પરિણામે પરસ્પર સહાય કરવાના નિયમોનું રહસ્ય તેમની હવે પછી થવાની પ્રજાને સારી રીતે અને સહેલાઈથી સમજાશે અને તેઓ પોતાની આર્થિક સ્થિતિ સુધારવા પદ્ધતિસર ગોઠવણ કરી શકશે અને જોઈતી મદદ તથા સાધનો વધારે ડહાપણ અને સહેલાઈથી મેળવી શકશે. નિરર્થક વાદ કાંઈપણ સઘન પગલાં કે ઇલાજો યોજ્યા સિવાય ઇષ્ટ પરિણામ આણી શકશે નહિ, એમ મારો નમ્ર પણ ચોક્કસ મત છે.

આ સ્થળે મારે કાઠિયાવાડના ખેડૂતોને ગુજરાતના ખેડૂતોનો એક દાખલો આપવાની જરૂર છે. આ તરફના ખેડૂતો પૂરતા સાધન સિવાય વધારે જમીન રાખે છે, જેને પરિણામે ખેડમાં પહોંચી શકતા નથી, અને એક ખેતરમાં કરેલી કમાણી બીજા ખેતરના મહેસૂલમાં તણાઈ જાય છે. જ્યાં ભાગબટાઈ વહીવટ હોય ત્યાં ખેડૂતોની આવી રીતિથી તેમને ઓછું નુકસાન છે, પણ જ્યાં વિઘોટીનું ધોરણ હોય તો અડચણ નહિ, પણ જમીન તો કોઈ દિવસ સાધન કરતાં વિશેષ નહિ રાખવી જોઈએ. થોડી જમીનમાં ઘણી સારી અને કાળજીવાળી ખેડ ઘણી ઉપજ આપે છે,

તે સર્વના અનુભવની વાત છે.

સ્થળસંકોચને લઈ દરેક સૂચનાના સંબંધમાં લંબાણથી વિગત સાથે વિવેચન કરવા જેટલી તક નથી જેથી માત્ર અનુભવના આધારે એક રૂપરેખા મેં આલેખી છે, તેમાં હવે રંગ પૂરી દરેક યોજના પૂર્ણતાએ પહોંચાડવી, એ આપ સર્વનું કામ છે. મોટા ખ્યાલી તર્કોથી ઇષ્ટ સાધી શકાતું નથી, પરંતુ નાના પ્રમાણમાં પણ ખરા રસ્તા ઉપર આપણી આસપાસના સંયોગો ધ્યાનમાં લઈ શરૂઆત કરવાથી ધારેલ દૃષ્ટિબિંદુએ પહોંચી શકાય છે એ સુજ્ઞોથી અજાણ્યું નથી.

દરેક ધંધાના પ્રવીણ માણસો, મોટા પદવીધર ગૃહસ્થો આપણી નજરે પડે છે, પરંતુ ખેતી જેવા અતિ ઉત્તમ તથા આપણા બાપદાદાએ શ્રેષ્ઠ માનેલ ધંધા તરફ મહાન ભેજાં રોકાયેલ નથી, તે અતિ અફસોસની વાત છે. હવે તે ભૂલ આપણે સુધારવી ઘટે છે. આપણાં બાળકોને નોકરી માટે તૈયાર નહિ કરતાં સ્વતંત્ર ધંધા તરફ તેઓ ખેંચાય, એવી તાલીમ તેઓને આપવાનો જમાનો આવી લાગ્યો છે, એટલું જ નહિ, પણ ઘણા અનુભવીઓને પોતાની ભૂલ જણાતાં હિંદુસ્તાનને માટે ખેતીવાડીની અગત્ય ખાસ કરીને સમજવામાં આવતી જાય છે.

મેં ઉપર કરેલ સૂચનાઓ ઉપરાંત પણ બીજી ઘણી બાબતમાં આપણે ખેતીવાડીના સંબંધે લક્ષ આપવાનું છે. દાખલા તરીકે આપણા મોલને અમુક હવાથી તથા જીવજંતુથી થતું નુકસાન, અમુક પાક અમુક જમીનમાં લેવા માટે કઈ ચીજની ખામી છે, અને તે કેમ પૂરી પડે તે અને તેવી બીજી અનેક અગત્યની બાબતો છે; પરંતુ તે બધી બાબતમાં લંબાણથી વિવેચન કરવા તક નથી જેથી ઉપર દોરેલી રેખા બરાબર લક્ષમાં લેવાઈ પ્રયત્નો કરવાનું જારી થશે, તો આપણા દેશમાં ખેતીવાડીનો ઉત્કર્ષ ઘણો ઝડપથી થશે એટલું જ નહિ, પણ અતિ ઘણા મુશ્કેલ સવાલનું નિરાકરણ કરવામાં આપણને ઘણી મદદ મળશે, એટલું નમ્ર ભાવે જણાવી હું મારું કથન સમાપ્ત કરું છું. અસ્તુ.

(૪)

## ગોંડળ સ્ટેટના ચીફ રેવન્યુ ઑફિસરનું ભાષણ

### ૧. સીમની જમીન તથા ઘરભેણી ઉપરનો અઘાટ હક્ક

આપ સર્વની જાણમાં છે કે આપણા દેશની આબાદાનીનો આધાર મુખ્યત્વે કરીને ખેતી ઉપર જ છે; ત્યારે તે ધંધામાં કામે લાગેલો કૃષિ વર્ગ પોતાની ઉન્નતિ માટે અને પરિણામે દેશની સમૃદ્ધિમાં વૃદ્ધિ કરવાને માટે આવાં સંમેલનો ભરી પોતાના ઉપર ધંધાને અર્થે રહેલી જવાબદારીઓ સમજવાને તત્પર થાય તે જોઈને સહુ કોઈને હર્ષની લાગણીઓ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. આંહીં કહેવાને જરૂર નથી કે આવાં સંમેલનો ભરવાથી પાશ્ચાત્ય દેશોની પ્રજા દરેક કળાકૌશલ્યમાં કેટલી બધી આગળ વધેલી છે; તેનો ખ્યાલ આંહી હાજર થયેલા સર્વ કોઈને હશે. ખેડુ વર્ગ કે જે આ દેશની દોલત છે તેની સુધારણા માટે અત્રે તેઓ પશ્ચિમ દેશના ખેડુ વર્ગ

સાથે પોતાના ધંધામાં બરોબરી કરી શકે એવાં પગલાં ભરવા માટે રાજ્યકર્તા, શ્રીમંત વર્ગ તેમજ ખેડુઓ તરફથી ગોઠવણ થાય એ દરેક હિંદવાસીની ઉત્કટ ઇચ્છા છે જેથી કરીને એક રાજકર્તા તરીકે ગોંડલ નરેશ મહારાજા સર ભગવત્‌સિંહજી બહાદુરે પોતાની સંભાળ નીચે મુકાયેલા સદરહુ વર્ગ માટે ત્રીસ વર્ષના રાજ્યકારોબારમાં કેવાં પગલાં ભરેલાં છે તેની રૂપરેખા આપવી અસ્થાને ગણાશે નહિ. જે વખતે આખા કાઠિયાવાડમાં ઊપજતો રાજ્યભાગ વર્જવેરાથી વસૂલ થતો હતો, તે વખતે ખેડુ વર્ગને પોતાની અથાગ મહેનતનો બદલો પૂરેપૂરો મળે અને તેમને સ્વતંત્રતાનું ભાન પૂરેપૂરું થાય, એ ઉચ્ચ આશયથી સને ૧૮૯૪માં ગોંડલના નામદાર મહારાજા સાહેબે, પોતાના રાજ્યના ખેડૂતોને સીમની જમીન તેમજ ઘરભેણી ઉપરનો અઘાટ હક્ક બક્ષ્યો હતો. ગૃહસ્થો છેલ્લાં દસ-પંદર વર્ષોમાં કાઠિયાવાડના બીજા રાજકર્તાઓએ સીમની જમીન સંબંધે આવો અઘાટ હક્ક બક્ષેલો છે; પરંતુ તફાવત માત્ર એ છે કે બીજાં રાજ્યોમાં મેં ઉપર કહ્યું તેમ તે હક્ક સીમની જમીન સંબંધે છે, બલકે ગોંડલ રાજ્યમાં સીમની જમીન તેમજ ઘરભેણી સંબંધે અઘાટ હક્ક ખેડૂતોને પ્રાપ્ત થયેલ છે. આવા પ્રકારના અઘાટ હક્કની અસર ખેડૂતો ઉપર કેવી છે તેનો આબેહૂબ ચિતાર મારા કરતાં ગોંડલનો ખેડુ વધારે સારી રીતે આપી શકે તેમ છે. તેઓ પોતાનાં મકાન પોતાનાં જ સમજી સુંદર અને શોભાયમાન રીતે બાંધી શકે છે, અને એવી રીતે બાંધીને એક સારી પુંજી ભવિષ્યના કુટુંબના નિર્વાહ માટે જમા કરેલી છે, એમ તેઓ સારી રીતે સમજે છે. તેમના વ્યવહારમાં તેમને સરલતા મળે છે; તેઓની આંટ વધે છે. તેમના પ્રત્યેની ધીરધારને કાંઈ અસર નહિ થતાં જેમની તેમ ચાલુ રહે છે; ઓછા વ્યાજે પૈસાની સગવડ તેમને મળે છે; ગામડાંઓની શોભામાં વૃદ્ધિ થાય છે; એવા અનેક ફાયદાઓ ઉપરાંત સારી રકમનો વારસો પોતાના વારસોને માટે મૂકી જાય છે; એ ભાવના ઉત્પન્ન થતાં તેમનું મનોબળ સુદૃઢ થઈ દરેક શુભ કાર્ય કરવામાં તેમને પ્રોત્સાહિત કરે છે.

## ૨. માફી સં. ૧૯૫૬થી સં. ૧૯૭૨ સુધીમાં

ગૃહસ્થો, સંવત ૧૯૫૬ના ભયંકર દુષ્કાળ પછીનાં વર્ષો અસ્ખલિત સુખશાંતિમાં નિર્ગમન થયાં નથી પરંતુ બે-ત્રણ અગર ચાર વર્ષને અંતરે કરવરિયા અને દુર્ભિક્ષનાં વારસોનો માઠો અનુભવ થયો છે; તેવા સમયમાં રાજ્યની દોલત ખરેખર ખેડુ વર્ગ જ છે. એ ત્રીસ લાખની વિઘોટીની રકમને અહોનિશ દૃષ્ટિ સંમુખ રાખીને ગોંડલના નામદાર મહારાજા સાહેબે પોતાના રાજ્યના ખેડૂતોની સ્થિતિ કેવી રીતે ટકાવી રાખી તે બીના નિવેદન કરવા હું રજા લઉં છું. આ વર્ષોમાં ઓગણત્રીસ લાખ જેટલી રકમની માફી તેઓ સાહેબે બક્ષેલી છે કે જે રકમ એક બાર લાખની મહેસૂલની ઊપજના રાજ્યને માટે કાંઈ નાનીસૂની ગણાય નહિ. આવી ગંજાવર રકમની માફીથી ગોંડલ સંસ્થાનનો દરેક ખેડૂત પોતાના મહારાજા માટે મગરૂબ હોય અને તેઓ સાહેબના ગુણગાન કરવાને તક આવ્યે ચૂકે નહિ, તેમાં નવાઈ નથી; પરંતુ આ બીના તરફ

તે આપ સર્વનું ધ્યાન ખેંચી એમ કહેવા માગે છે કે, હરકોઈ રાજકર્તા, જેના હૃદયમાં ખેડુનું હિત સતત અગ્રપદે રહેલું છે, તે ધારે તો આ વર્ગ માટે શું નથી કરી શકતા ? આવી નાદર રકમની માફીનું પરિણામ એ આવેલ છે કે સં. ૧૯૭૨ના ફરવરીયા વર્ષમાં જ્યારે બીજા સંસ્થાનના ખેડૂતોની સ્થિતિ તગાવી વગેરે મદદમાં ટકી રહી હતી ત્યારે આ સંસ્થાનના ખેડુ વર્ગે પોતાની આબાદ સ્થિતિને લીધે સ્ટેટ તરફથી તગાવી વગેરેની કાંઈ પણ મદદ લેવા ના પાડી હતી. સં. ૧૯૫૬ના દુષ્કાળ પછી ગોંડલ સંસ્થાનના ખેડૂતો પૈકી નેવું ટકા કરજદાર સ્થિતિમાં હતા તેમને મુકાબલે હાલ માત્ર પાંચથી છ ટકા તે સ્થિતિમાં રહેલ છે તે બીના પણ ગોંડલ સંસ્થાનના ખેડુ વર્ગની આબાદાનીનો પૂરેપૂરો ખ્યાલ આપે છે.

**૩. કૂવા માટે વગર વ્યાજુ મદદ તથા ઈરીગેશન વર્કસ તેર લાખને ખર્ચે**

ખેડૂતો પ્રત્યેની નામદાર મહારાજા સાહેબની લાગણી ઉપર જણાવેલ બાબતો અમલમાં મુકાઈ અટકેલ નથી પરંતુ ખેડૂતોના ઊપજ વધારવાના પ્રયત્નો વધારે અને વધારે ફળીભૂત થાય એવી ઉચ્ચ નેમથી કૂવા ગાળવા માટે પ્રતિવર્ષે દરેક ખેડૂની માગણી ઉપરથી રૂ. ૨૦૦ સુધીની રકમ પાછળના ચાર વર્ષના ચાર હપતાથી ભરવાની શરતે વગર વ્યાજે ધીરવામાં આવે છે. જેનો લાભ ખેડુઓ પૂરેપૂરો લે છે; ઉપરાંત તેર લાખને ખર્ચે રાજ્યમાં બે મોટાં જળાશયો બંધાવી નહેર દ્વારા ખેડૂતોને પાણી આપવાની સગવડ કરી આપવામાં આવેલ છે. આથી કરીને જમીનની અંદરના પાણીનો તેમજ સંચય કરેલા વરસાદના પાણીનો લાભ ગોંડલના ખેડૂતોને આપી ઊપજ વધારવાના તેઓના સાધનમાં ગોંડલના નામદાર મહારાજા સાહેબે ઓર વધારો કરી આપેલ છે.

**૪. સારા રસ્તા**

આઠ માસની મહેનત અને કુદરતી મહેનતનું ફળ જે માલ નીપજે તેની સારી કિંમત મેળવ્યાથી પ્રાપ્ત થયું ગણાય એ બીના નામદાર ગોંડલના મહારાજા સાહેબના ખ્યાલ બહાર રહેલ નથી; તે હેતુ માટે ગોંડલ સંસ્થાનના દરેક કસ્બા અને ઘણાંખરાં ગામડાં વચ્ચે પાકા રસ્તા બાંધવામાં આવેલ છે. હાલ આગગાડીના જમાનામાં આવા રસ્તાઓની ગેરહાજરીથી કેવું સંકટ ગામડાવાસીઓને ખમવું પડે, તેનો ખ્યાલ આવી શકે નહિ; પરંતુ ખેડુવર્ગને તો આવાં બાંધકામોની જરૂરિયાતનો ખ્યાલ સહજ આવી શકે તેમ છે; આ દેશમાં ઊપજનાં સાધનો પૈકી બળદ એક મુખ્ય સાધન છે અને તેથી કરીને દરેક ખેડુ પોતાના જાનવરોને હૃષ્ટપુષ્ટ જોવાને તેમજ ઓછી મહેનતે તેમનો પૂરેપૂરો લાભ લેવાને ઇચ્છે એ સ્વાભાવિક છે. ઓછી મહેનતે જાનવરોનો પૂરેપૂરો ઉપયોગ લેવાનું જ્યારે એકબીજા ગામડા વચ્ચેનો વ્યવહાર પાકા રસ્તા દ્વારા ચાલી શકતો હોય ત્યારે જ બની શકે છે એટલે પાકા રસ્તાની સગવડતા એ ખેડૂતોનાં જાનવરને મહાન આશીર્વાદરૂપ છે એમ સર્વને જણાયા વગર રહેશે નહિ અને તે તરફ બીજા રાજ્યકર્તાઓનું પૂરેપૂરું લક્ષ રહે અને ગોંડલ સંસ્થાનનું અનુકરણ થાય

એમ આપણે સૌ ઇચ્છીશું.

## ૫. ગ્રામ્યશાળા અને ખેડૂતોના છોકરાને મફત કેળવણી

કમભાગ્યે આપણા દેશનો ખેડુવર્ગ કેળવણીમાં ઘણો પછાત રહેલો છે. ખેડુવર્ગને કેળવણી આપ્યા સિવાય આપણો દેશ કે જેનો આધાર ખેતી ઉપર છે, તે હાલના જમાનામાં બીજા દેશોની સાથે હરીફાઈમાં ઊતરી શકે તેમ નથી તેથી જેમ જેમ તે વર્ગ કેળવણી પામતો થાય તેમ તેમ દેશને ઘણો લાભ છે એ લક્ષ્યબિંદુથી ગોંડલ સંસ્થાનનાં ઘણાંખરાં ગામોમાં ગ્રામ્યશાળાઓ સ્થાપવામાં આવેલ છે. શાળાઓમાં બાળક-બાલાઓને એક જ પદ્ધતિએ શિક્ષણ અપાય છે. હાલ આવા પ્રકારની ગ્રામ્યશાળાઓ દ્વારા ત્રાવણકોરના રાજ્યમાં બાળક અને બાળાઓને શિક્ષણ આપવાની ગોઠવણ થયાથી તે રાજ્ય વિષેની તારીફ આપના વાંચવામાં આવી હશે પરંતુ ગોંડળના રાજ્યમાં તો આવી સગવડતા પહેલેથી જ કરવામાં આવેલ છે અને તેનો લાભ દરેક ખેડૂતનાં બાળકો વગર ફીએ લઈ શકે છે. કેળવણીના શા શા લાભો છે તે આપ સર્વ કોઈના જાણવામાં છે; જેથી તે વિષે વિવેચન કરી આપનો અમૂલ્ય વખત રોકવા હું માગતો નથી. એટલું જ કહેવું બસ છે કે ખેડુવર્ગને લાભકારી બાબતો પૈકી એક પણ બાબત તરફ ગોંડળના નામદાર મહારાજા સાહેબે દુર્લક્ષ રાખેલ નથી. આ ઉપરથી બીજાઓએ ધડો લ વાનો છે અને મેં ઉપર કહ્યું તે પ્રમાણે એક રાજ્યકર્તા અગર શ્રીમાન ધારે તો પોતાના પ્રજા અને દેશબંધુ માટે શું નથી કરી શકતો તેનો ખ્યાલ સહજ આવી શકે તેમ છે.

૬. ઉપર દર્શાવેલ બાબતો સિવાય ખેડુની સ્થિતિ ટકાવી રાખવા માટે વ્યાજ વગેરેની માફી આપી તેની સાથે ખેડુ ઉપરના વિઘોટી સિવાયના તમામ કરો દૂર કરી ગોંડલના નામદાર મહારાજા સાહેબે ઘણા અનુકરણીય અને આવકારદાયક સુધારાઓ દાખલ કરેલ છે. વિશેષમાં આપ સર્વનો વધારે વખત નહીં લેતાં છેવટે વસૂલાતી ખાતાના ઉપરી તરીકેની મારા અનુભવ ઉપરથી ખેડૂતોએ લક્ષ આપવા જોગ બાબતો પૈકી એક બાબત ઉપર બે બોલ બોલી તેના ઉપરથી કાંઈ વહેવારુ પગલાં ખેડૂતો દરેક ગામે મંડળો સ્થાપી લે તો મને પોતાને કૃતકૃત્ય થયેલો હું માનીશ.

## ૭. ઘાસચારાની યોજના

આ દેશમાં દુષ્કાળનો ભય આપણા મુખ આગળ અવારનવાર આવી રહેલો જોવામાં આવે છે, જે દૂર કરવા માટે ધનધાન્યનો અને ઘાસચારાનો સંગ્રહ એક ઉત્તમ ઉપાય છે. આજકાલ આ દેશના દરેક પ્રાંત એકબીજા સાથે આગગાડીના વહેવારથી નિકટ સંબંધ ધરાવે છે અને તેથી કરીને ખાણો દ્વારા ધાન્યનો સંગ્રહ કરવો ફાયદાકારક નથી. તેમજ આવા સંકટના સમયમાં ધાન્ય બીજા પ્રાંતમાંથી અહીં મળી શકે છે, પરંતુ ઘાસચારાની મુસીબતો ઘણી ભોગવવી પડે છે. આ મુસીબતો દૂર કરવા માટે સારી નીપજવાળાં વરસોમાં દરેક ગામડામાં ખેડૂતો પોતાને થયેલ નીરણમાંથી ચોથા અગર પાંચમા ભાગનો બચાવ કરી સંચય કરે અને એ બધો સંચય એકઠો કરી ગામ

નજીકના વાડામાં ગંજીઓ કરી રાખી મૂકે, તેની સાથે રાજ્ય તરફથી સદરહુ ગંજીઓ માટે વાડાઓ વગર ભાડે અપાય અને દેખરેખ માટે પૂરેપૂરો બંદોબસ્ત થાય તો ત્રણ-ચાર વરસોમાં આવી ગંજીઓ ગામના ઢોરને પૂરતી થઈ પડે અને તેટલે દરજ્જે પર સંસ્થાનમાંથી ઘાસચારો મંગાવવાની હાલાકીમાં, તેમજ વિશેષ ખર્ચના બોજામાં રાજ્યને, ખેડૂતને અને અન્ય વસ્તીને ઊતરવું ન પડે. સારાં વરસોમાં નીરણ ચારો પુષ્કળ થયેલો હોય છે ત્યારે ખેડૂતો અજ્ઞાનતાને લીધે અને ભવિષ્યનો વિચાર કર્યા વિના કરકસરથી તેનો ઉપયોગ કરતા નથી. જેથી આવી નાના પ્રકારની કરકસર માટે કૃષિઉપદેશકો તેમને સમજૂતી આપવા અને વસૂલાતખાતાના અધિકારીઓ મારફત દરેક ગામે એવાં મંડળો સ્થાપવા અને તેવી રીતે થયેલી ગંજીઓની દેખરેખ માટે પૂરતો બંદોબસ્ત કરી આપવા દરેક સ્ટેટ ધ્યાનમાં લે તો દુષ્કાળના સમયમાં ઘાસચારાની તંગીમાં જાનવર રૂપી આ દેશની દોલત ફીટી જતાં અટકશે; અને મોટા ખર્ચના બોજામાંથી રાજ્ય મુક્ત રહેશે, પરિણામે ખેડુવર્ગ નિર્ભયપણે પોતાનાં જાનવરોની મદદથી બાગાયત જમીનમાં ધાન્ય પેદા કરી શકશે અને દાન્યની તંગી તેમને અગર સ્ટેટને જરા પણ જણાશે નહીં. આ યોજના અમલમાં મૂકવી અશક્ય નથી. પરંતુ તે તરફ દુર્લક્ષ જોવામાં આવે છે તે દૂર થવાની જરૂર છે. માટે અહીં હાજર થયેલા ખેડુ વર્ગ પ્રત્યે મારી ખાસ ભલામણ છે કે આવાં મંડળો દરેક ગામે તત્કાળ સ્થાપે, ઘાસચારાનો સંગ્રહ કરે અને તેના બંદોબસ્ત માટે પોતપોતાના રાજકર્તાઓ પાસે અરજ ગુજારે.

૮. છેવટમાં ખેડુ વર્ગની પ્રગતિ, આપણા દેશની દોલતમાં વધારો કરનાર હોઈ, તે વર્ગને અજ્ઞાનરૂપી અંધારામાંથી બહાર કાઢવાની અને સુધારાના પ્રકાશનનું ભાન કરાવવાની દરેક રાજ્ય તેમજ કેળવાયેલા વર્ગની ફરજ છે. તદનુસાર આ વર્ગની સુધારણા માટે કૃષિઉપદેશકો દરેક રાજ્યમાં રાખવાની પ્રથમ જરૂરિયાત છે. આ બાબતમાં નામદાર ગાયકવાડ સરકારે પૂરતાં પગલાં ભરેલાં છે જેનું અનુકરણ બીજા રાજ્યમાં થાય, તે જોવાને આપણે સહુ કોઈ આતુર છીએ.

## સંદર્ભ-સૂચી

ઢાલનો રિવાજ પરસ્પર મદદ કરવાના ભાવ માટે સૌરાષ્ટ્રમાં પટેલોમાં જાણીતો હતો. ઉત્તર ગુજરાતમાં ઊઢોલમાં એકબીજાને ખેતીવાડીમાં મદદ કરતા જ્યારે સૌરાષ્ટ્રમાં ઢાલ બાંધવામાં આવતી તેનો અર્થ મુજવણ દૂર કરવાનો હતો. દા.ત. સારા નરસા પ્રસંગે ઘરે જઈ કહેવામાં આવતું ઘીના ઢાલબાંધજો, ગોળની ઢાલ બાંધજો, શેરડીની ઢાલ બાંધજો દરેક લોકોની યથા શક્તિ ઢાલબાંધી જરૂરિયાતવાળા આપતા જેથી જરૂરિયાતવાળાની બાંધી મૂઠી લાખની રહેતી અને પ્રસંગો એકબીજાની મદદથી સચવાઈ જતા.

## પ્રકરણ - ૮

# કાઠિયાવાડ પાટીદાર પરિષદ

## (ઈ.સ. ૧૯૧૯ મોટીમારડ)

### મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીનું ભાષણ.

કાઠિયાવાડના ગોંડલ રાજ્ય તાબેના ધોરાજી શહેર પાસે આવેલા મોટીમારડ ગામમાં કાઠિયાવાડ પાટીદાર પરિષદ રા. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ અને શ્રીયુત વિહારીના અવિશ્રાંત પરિશ્રમથી આગલા અઠવાડિયામાં ભારે ઉત્સાહભેર મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે મળી હતી. મહાત્મા ગાંધીજી તે માટે અમદાવાદથી કાઠિયાવાડના પ્રવાસે ગયા હતા. માર્ગમાં સ્ટેશને સ્ટેશને તેમનો સત્કાર હિંદુ-મુસલમાન બન્ને કોમોએ કર્યો હતો. ધોરાજી સ્ટેશને પહોંચતાં ગોંડલનાં રાણી સાહેબ સ્વર્ગવાસી થયાથી તેમનો અપૂર્વ ભારે સત્કાર કરવાની વ્યવસ્થા માંડી વાળવામાં આવી હતી. ધોરાજીમાં તેમના સત્કાર અર્થે થયેલા મેળાવડાઓમાં હાજરી આપી યોગ્ય બોધનાં વચનો ઉચ્ચારી મહાત્માજી ગાડાંઓના સરઘસ સાથે મોટીમારડ ગામ પહોંચ્યા હતા. ત્યાં પાટીદારો અને કણબીઓના અપૂર્વ ઉત્સાહ વચ્ચે પરિષદનું કામકાજ ચાલ્યું હતું. તે વેળા પ્રમુખપદેથી નીચેનું મનન કરવા યોગ્ય ભાષણ કર્યું હતું :

ભાઈઓ અને બહેનો,

મારી ઉમેદ છે કે તમે બધા અત્યંત શાંતિ રાખશો અને જે મારે કહેવાનું છે તે સાંભળશો. મારી આશા છે કે દરેક ભાઈ અને બહેન જે કંઈ મારે કહેવાનું છે તે સાંભળી શકે. હું તમારો બધાનો અત્યંત આભાર માનું છું, કે તમે મને પ્રમુખપદ આપેલું છે.

મારે સામાન્ય વિવેક ભૂલી નહિ જવો જોઈએ. ગોંડલનાં રાણી સાહેબ જે સ્વર્ગવાસી થયેલ છે, તેને માટે પ્રથમ હું શોક દર્શાવું છું. મને માન આપવા માટે શોકને લીધે વરઘોડો તમે લોકોએ નહીં કાઢ્યો તે યોગ્ય જ કર્યું છે. મને વરઘોડો પસંદ નથી. તેથી દેશસેવા કરાય તેમ હું નથી માનતો. તે બંધ કરવાને તમે વિવેક વાપર્યો છે તે બરાબર થયું છે. જે રાણીશ્રીનું મૃત્યુ થયું છે તેના આત્માને પ્રભુ શાંતિ આપો.

મારા જે બોલ તમને પસંદ પડે તેને તાલીઓથી વધાવો નહિ, તેમજ જે ન રુચે તેના માટે નિરાદાર ન કરો. હિંદની પ્રાચીન પ્રથાને વળગી રહો. બોલનારનું વચન પસંદ પડે તો તાલીથી નહિ પણ અમલ કરીને અને પસંદ ન પડે તો ચેષ્ટાથી નહિ પણ કૃત્યથી બતાવી આપવું કે અમે પસંદ નથી કરતાં.

હિન્દુસ્તાન શાસ્ત્રે જણાવેલા ત્રણ કાળમાંથી નીકળી ગયો છે અને હાલ ચોથા કાળમાં ચાલુ છે. સત્યુગનાં નિશાનો બધાં પળાતાં તે તે ખરાં હતાં. અત્યારનો કાળ

કઠણ છે; સત્યુગનો કેવળ વિરોધી છે. સત્યુગની વ્યાખ્યા કે ઝાંખી કરાવવા માટે કહેવું જરૂરનું છે કે, તે યુગમાં પ્રધાન સત્ય હતું અને બધા સત્યવાદી હતા. કલિકાલમાં જેને ઉત્પાત થયો હોય તે સત્ય પાળે. ત્યાં સત્ય જમાવવાનો આગ્રહ સત્યાગ્રહ કરવાનો હોય. સત્ યુગમાં સત્યનો આગ્રહ શો ? સત્યનો આફરો ચડે જ નહિ; બહુ પાળતાં છતાં ન્યૂનતા રહી જાય. જ્યારે સત્યુગ પ્રવર્તતો હતો ત્યારે બધું સત્યમય હતું, બધે સત્યુગ પ્રવર્તતો હતો. સ્ત્રીઓ પુરુષોને આંખ ઠારીને જોઈ શકતી. સ્ત્રીઓને લાજ કાઢવાની જરૂર નહોતી. પુરુષો આંખ કાઢી સ્ત્રીઓને જોઈ શકતા પણ તેઓને વિકાર ન થતો. હવે કોઈ સ્ત્રી-પુરુષ નજર ઠારીને જોઈ શકતાં નથી અને પરિણામે બધાં પાપ કરતાં થઈ રહ્યાં છીએ. વિષયનું શ્રવણ થયાથી ગાંડા થઈ જવાય છે. ગાંડા થઈ જવાથી યાદશક્તિ ચાલી ગઈ. યાદશક્તિ ચાલી જવાથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ, બુદ્ધિ ભ્રષ્ટ થતાં છેવટ નાશ થાય છે.

જગતમાં-હિંદુસ્તાનમાં હું એ પ્રકારનો નાશ જોઈ રહ્યો છું. જગતમાં વિષયવાસના વધી ગઈ છે. તે વખતે મારું હૃદય કંપી જાય છે. સ્ત્રીપુરુષનો અવતાર વિષયવાસના કે કામવાસના માટે નથી. મનુષ્યત્વ અને સ્ત્રીત્વ પ્રકટાવવા માટે વિષયોને પૂર જોસે હાંકીને નહિ પણ વિષયોને રોકીને યત્ન કરવાનો છે. અત્યારે દશા ખરાબ અર્થે છે. આપણે વિષયલંપટ બની રહ્યા છીએ તે દશા દૂર થશે ત્યારે બધા નિર્ભય બની શકશે. અત્યારે પુરુષ-સ્ત્રી ભયભીત છે. સંયમથી વિષય રોકી શકીએ તો હિંદમાં સત્યુગ થઈ રહે.

હિંદ ૩૦ કરોડની વસ્તીવાળો દેશ છે. તેમાં સાડા સાત લાખ ગામડાં છે. દરેક ગામની અંદર ૪૦૦ માણસની વસ્તી છે. અહીં અઢી હજાર તો કોઈમાં પાંચ હજાર હોય. સામાન્ય રીતે ૧૦૦૦ થી વસ્તી ઓછી છે. બીજે પચાસ પચાસ માણસની છે. એટલી ઓછી વસ્તી છે, ત્યાં દયામણી સ્થિતિ છે તેમ નથી. જેટલા માણસો એટલી દશા હોવાથી એક ગામની અંદર ૧૦૦૦ માણસો ૧૦૦૦ દિશામાં ખેંચતા હોય ત્યાં નાશ જ હોય. નાના ગામડામાં દિલગીરી ઊપજે તેમ નથી. દિલગીરી તેની હાલત ઉપજાવી શકે. સત્યુગનો વિચાર કરતાં અયોધ્યા નગરી શ્રેષ્ઠ હતી. તે વખતે મુંબઈ જેવાં શહેરો નહોતાં. મુંબઈ જેવા સુધારાની જરૂર છે તેમ નથી લાગતું, છતાં તે ભલે વસો. **હિન્દનો આધાર ગામડાં ઉપર છે. ખેડૂત ત્યાં પ્રધાનપણે છે. દર સેકંડે ૭૩ માણસ ખેડૂત હોય છે, તેથી જો હિન્દુસ્તાનના ખેડૂત જડ હોય ને દીન હોય તો હિન્દુસ્તાન જડ છે, દીન છે. હિન્દુસ્તાનના ધનનો દીનતાનો આંક અબજપતિની ઊપજથી નહિ, પણ તેના ખેડૂતો ઉપરથી અંકાય છે. હિન્દની નીતિ-અનીતિ વેશ્યાથી નહિ, પણ ખેડૂતની સ્ત્રી ઉપરથી માપી શકાય.**

હિન્દુસ્તાન જ્યારે પુણ્યભૂમિ હતી ત્યારે તેનાં શહેરો કેવાં હશે ? માણસોનાં હૃદય ત્યારે સાફ નિખાલસ ચોખ્ખાં હતાં, તેમજ હિન્દુસ્તાનનાં ઘર તે વખતે શુદ્ધ અને સ્વચ્છ હતાં. તેમાં રહેનાર માણસો શુદ્ધ વાસનાથી ઘર ભરી મૂકતાં. પાંચ

માણસને રહેવાનું ઠેકાણું તે ઘર, અને ૫૦ માણસને રહેવાનું તે ગામડું. અહીં મેં જોયું, તો લોક જ્યાંત્યાં સૂતું હતું. આપણે આળસુ હોઈએ તો ચુવાકનાં ટીપાં ઝીલી લેવાં જોઈએ. અહીંની શેરીઓ મેં મેલી જોઈ. વરસાદ વરસ્યો હોવા છતાં, ખેડૂતનાં ઘર ચોખ્ખાં તથા શેરીઓ ચાલતાં હરકત જ ન આવે તેવાં હોવાં જોઈએ. ગમે તેટલે વરસાદે કાદવ જામી જાય તેવી શેરીઓ ન હોવી જોઈએ. ગામડાના રસ્તા ખરાબ હોય તો બળદને ચાલતાં દુઃખ થાય. ગામડાની સરકાર આપણે છીએ. આપણે આળસુ, જડ નહિ બનવું જોઈએ. પ્રજા સીધી અને સાચી હોય, તો રાજા વાંકો ન જ હોઈ શકે. પ્રજા જુલ્મી અને ઉડાઉ હોય તો રાજા પણ તેવો જ હોવો જોઈએ. રાજા-પ્રજાનું આ ભલું છે. તમારા ગામની સરદારી તમારા હાથમાં હોવી જોઈએ. તમારે પોતે ગામની વ્યવસ્થા સાચવવી જોઈએ. સરકાર સાડાસાત લાખ ગામડાને સાફ નહિ કરી શકે.

મારડ ગામ મારડગામના રહેવાસીઓનું. ઘર સાફ ન રાખે તો સ્ત્રી જેમ ફુવડ ગણાય, તેમ ગામનાં માણસો ગામ સાફ ન રાખે તો ફુવડાં કહેવાય. હું તમારો મહેમાન છું. તમે મારે માથે પ્રીતિનો વરસાદ વરસાવી રહ્યા છો. મારડ ગામ કેટલું સુંદર છે, છતાં તેની શેરીઓની સ્વચ્છતા માટે આટલું કહેવું પડે છે. આ કંઈ મારડ ગામની વિશેષતા નથી, પણ હિન્દુસ્તાનનાં સાડાસાત લાખ ગામડાંમાં તેમ જ થાય છે. બીજાં ગામડાંના કરતાં અહીં વધારે ખરાબ છે એમ નથી, પણ જ્યારે તમે મને ખુરશીએ બેસાડ્યો છે, ત્યારે તો મારે કહેવું જોઈએ કે બીજા ભલે ખાડમાં પડે પણ તમે તો આજથી જ ગામ-સુધારાનું કામ શરૂ કરી દો. આપણો ન્યાય આપણી શેરીઓથી થવો જોઈએ. આપણે આપણા કુટુંબોને સંભાળીએ છીએ, કુટુંબશાસ્ત્રમાંથી ગ્રામ્યશાસ્ત્રમાં, તેમાંથી શહેરશાસ્ત્રમાં અને તેમાંથી છેવટે હિન્દુસ્તાનશાસ્ત્રમાં આપણે નથી ગયાં.

શંકરાચાર્ય જેવા માણસ દક્ષિણમાંથી છેક ઉત્તરમાં જઈ આવ્યા હતા. આથી જણાય છે કે પુરાતન કાળથી જ હિન્દુસ્તાન એક દેશ હતો. રસ્તા તેવા જ હતા. ગ્રામ વ્યવસ્થા સારી હતી. તે વખતની શેરીઓની સ્વચ્છતાનો વારસો લીધો છે, જેને આપણે ફેંકી દઈએ છીએ. ઘાણીનો બળદ ફર્યા કરે છે તેમ આપણે ફરીએ છીએ. આપણી ગતિ સીધી હોવી જોઈએ આપણી એબ આપણે દૂર કરી ગુણ ગ્રહણ કરવા જોઈએ. આપણે ગુણગ્રાહી થવું જોઈએ. ગામડાંને સ્વાશ્રયી બનાવવાં જોઈએ. અન્યની મદદ લેવી, એ નિરાશ્રય. બીજા ઉપર આશ્રય રાખવો, બીજા મારું ગામ સાફ કરી સ્વચ્છ બનાવે એમ માનવું નહિ. નીતિમય જીવન ગાળો. બીજાં માદાં પડે ત્યાં દોડી જાઓ. કોઈ મરી જાય તો ત્યાં જઈ મદદ કરો. એટલું કરી, ઘર રસ્તા, પાણી વગેરે સ્વચ્છ રાખો. કૂવામાં પાંદડાં ન પડે તેમ કરવું. જરૂર જણાય ત્યારે કૂવો ગાળવો. પાણી મોતીના દાણા જેવું હોવું જોઈએ. ધર્મનું દેવળ સ્વચ્છ રાખવું. પૂજારી પણ જડ હોવો નહિ જોઈએ; તે જ્ઞાની હોવો જોઈએ. વાજિંત્રો કર્ણને પ્રિય થઈ પડે તેવાં જોઈએ. ઠાકોરજીનાં વાઘા શુદ્ધ ખાદી કે અતલસનાં હોવાં જોઈએ, જાપાનથી

આવેલ સડી ગયેલું કાપડ ઠાકોરજીને ન પહોરાવવું જોઈએ. હું તો તેને ન જ નમું, તુલસીદાસને નમાવવો હોય તો રામે ધનુષ્ય હાથ ધરવાં જોઈએ. ઠાકોરજી ઉપરથી લોકોની કિંમત હું આંકી લઉં.

એક તરફથી ધજા, મસીદો, બાગ, પારસીનું દેવળ બીજા ન રહેવા દે, પણ હિન્દુસ્તાન ધર્મઉદાર છે. પારસી, ખ્રિસ્તીનું દેવળ જોઈ એની પ્રત્યે ઉદાર રહેવું એવી સ્થિતિ હતી. આપણા ગામની અંદર સૌને વિદ્યા આપી શકીએ તેમ હોવું જોઈએ. મહેતાજી ગામમાંથી પેદા થયેલ જોઈએ. શાસ્ત્રી પૈસા લઈને ભણાવનાર નહિ હોવો જોઈએ. તેને જોઈતી આજીવિકા ગામલોકોએ આપવી જોઈએ. ગામમાં અપંગ કે ગરીબ હોય તેની સેવા કરીએ તો બધા સાચા સેવક કહેવાય. ઢોર કોઈ દૂબળું ન હોવું જોઈએ. આપણાં, પોતાનાં જ ગામડાંની અંદર બધી વસ્તુઓ પેદા થવી જોઈએ. બધી વસ્તુઓ બહારથી આવે તો આપણે ગામને વફાદાર ન કહેવાઈએ.

ખેડૂતોએ પૈસાનો સંગ્રહ વાપરતાં શીખવાનો છે. જ્ઞાન આપવામાં પૈસો વાપરવો એ સારું છે. વિદ્યાપીઠ કે શાળા કેવી હોવી જોઈએ ? બીજા કહે તેમ નહિ પણ આપણે કહીએ તેવા પ્રકારની નિશાળો હોવી જોઈએ. અંગ્રેજી કે ધુળ શીખવે તે ખરી નિશાળ ન કહેવાય, પણ જેમાં આપણે ધર્મ શીખીએ તે ખરી નિશાળ. બધાએ વણાટ ને ખેતીનો ધંધો શીખવો જોઈએ. દરિયાકાંઠે રહેનારાં માણસોએ જેમ તરતાં તો શીખવું જ જોઈએ, તેમ હિન્દી પ્રજાએ વણાટ અને ખેતી તો શીખવી જ જોઈએ. આ ધંધાની સુવ્યવસ્થા કરવામાં ભારે મહેનત પડે તેમ નથી. મને કંઈ તુટી નથી આવેલ, નિષ્ફળતા નથી આવેલ. ચારપાંચ માણસો જો ગામમાં સારા હોય તો બધાને તેવા કરી શકે. તેઓમાં સેવાધર્મ હોવો જોઈએ.

તુટી જો હોય તો એક છે, અને તે ભયભીત દશા. અમલદારથી આપણે નાસતા ફરીએ છીએ. અમલદારને માન પૂરેપૂરું આપવું. તેઓને ભાઈ સમજવા અને તેમની સાથે વિવેકથી વર્તવું. પણ તે દબાવે છે તેમજ આપણે તેમનાથી દબાઈએ છીએ, તેવું ન થવું જોઈએ. રબ્બરનો દડો ન થવું, પણ પથ્થરનો દડો થવું. પથ્થરના દડાને પગ નીચે દબાવનારની કેવી દશા થાય છે, તે ઢાંઢાને લાત મારી હશે તેને બરોબર ખબર હશે. એટલે તમે દબાઓ તો અમલદાર તમને દબાવે. તેમાં અમલદારનો વાંક નથી. સત્ય કે દયા ન હોય તો જ નિર્ભય બની શકાય. સત્ય કે દયા ન હોય ત્યાં નિર્ભય બનાય ક્યાંથી ? જગતની દયા માગીએ, તો પ્રથમ આપણે પોતાએ જ દયામય થવું જોઈએ. ૭૩ ખેડૂતો જો રાક્ષસ જેવા નિર્દય હોય તો બાકીના ૨૭ ના ચૂરેચૂરા કરી નાંખે, અને પછી તમે જાદવની માફક અંદરોઅંદર કપાઈને મરી જાઓ. તમારું જમીનનું બળ છે.

૭૩ ખેડૂતને હાંકી કાઢીને બાકીના ૨૭ ખેતર ખેડશે તેવું કંઈ નહીં જ બને. ૭૩ નીકળવાને તૈયાર થાય ત્યારે જ તેઓને કાઢી શકાય તેવી સ્થિતિ છે. હજુ સીધી એક પણ રાજા એવો નથી થયો, કે જેણે તમારી પાસેથી જમીન પડાવી લીધી હોય.

રાજ્યપદ ખરી રીતે તો તમારી પાસે છે. બીજાઓને રાજા તરીકે નીમનાર તમે રંક કેમ થયા ? તમે સત્ય, ત્યાગ, વિવેક, જ્ઞાનનો ત્યાગ કર્યો હોય તો તે મેળવો. આઠ રૂપિયા લઈ પહેલો આંક શીખવે તે સરસ નિશાળ નહિ. પીઢ માણસ લખતાં ન આવડે તેને લખતાં શીખવે તે સરસ નિશાળ. મારી સ્ત્રી ભણેલી ન હોય તો પણ તેને હવાલે હું મારાં છોકરાં મૂકીશ. સત્ય વિવેક તમારા કરતાં કોઈ બીજા વસવાયા શિક્ષકોથી કદી પણ નહિ શીખવી શકાય. પગાર આપીને જરૂર પડે તો અક્ષરજ્ઞાન આપો, અને બારાખડી શીખવી તમે બેઠા રહો, અને તમે તમારું કામ કરો, એટલે તે શુદ્ધ વિચાર કરશે. આખા હિંદનો વિચાર કરો. ત્રીસ કરોડનો વિચાર કરો.

છેલ્લી વાત સ્વદેશીત્વની છે. સો વર્ષ પહેલાં હિંદુસ્તાનના ખેડૂતો, સુતરનાં કપડાં પહેરતાં. હિન્દુસ્તાનના વણકરો શુદ્ધમાં શુદ્ધ બારીક કાપડ બનાવી શકતા. એમાં એ ખૂબી હતી કે ઢાકાનું મલમલ ગમે તેવું બારીક હતું પણ તેમાંથી અંગ ન દેખાતાં, અંગ ન દેખાય તેવી ખૂબી હતી. કપડાં પહેર્યાં હોય છતાં નાગા દેખાવું હોય તો જાપાનનાં કપડાં પહેરવાં.

તમારી બહેનો, સ્ત્રીઓ, માતા નવરાં હોય છે ત્યારે ઊંઘ, ગાળાગાળી, કજિયા-કંકાસમાં વખત ગાળે છે, તેને બદલે શુદ્ધ, પવિત્ર જેમાં ધર્મ રહ્યો છે તે સુતર કાંતવાના ધંધામાં વખત ગાળે તો કેવું સારું ? તમારી પાસે સોનાના દાગીના હોય તેની મને ફિકર નથી. ભલે તે વધારે થાઓ. પણ સુતર કાંતીને તમે જે રંગ લાવશો, તે જાપાન, ફ્રાન્સ કે ઈંગ્લાંડથી કદી પણ નહિ આવે. ઘરના આવા ધંધાનો નાશ થવાથી, કેવી કફોડી સ્થિતિ આવી પડી છે તેનો વિચાર કરો. પીઢ અનુભવીનાં આ વચન યાદ રાખશો. યાદ નહિ રાખો તો પાછળથી પસ્તાશો. તમે નથી જોયું તે મેં જોયું છે. તમારી માતા ઉપર આંખ ન નાંખી શકાય છતાં તે જ્યારે મૂલ મજૂરીએ બહાર જાય છે, ત્યારે તેની શી સ્થિતિ થાય છે, તે તમે જાણો છો ? ઘરમાં થતા કામધંધાને અભાવે બહાર મૂલમજૂરી કરવા જતી ઘણી માતાઓ અને બહેનો ઉપર જે અત્યાચાર નિર્ભય થઈને ચારે બાજુએ ચાલી રહ્યો છે, તે કંપારી છોડાવે તેવો છે. સડકો ઉપરના ઓવરસીયરો લંપટ-પાખંડી હોવાથી સડે કામ કરનાર બહેનોનાં શિયળનો ભંગ દાહોદમાં થાય છે. તેવા પાખંડીને મારી નાંખો તેમ હું નથી કહેતો, પણ તમે પોતે મરી છૂટો. સ્ત્રીઓ ખેતરમાં કામ કરે, અને તેના શિયળનું રક્ષણ કરવા તમારા જેવા ભડ બેઠા છે, છતાં સ્ત્રીઓને બહાર જવા દો છો ! ધિક્કાર પડ્યો એ પુરુષની ઉપર કે જે પોતાની બહેનો અને માતાના શિયળનું રક્ષણ કરી શકતો નથી. શિયળનું રક્ષણ ન થાય તો આપઘાત કરો.

## પાટીદાર પરિષદમાં પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧લો :** આ પરિષદનો નમ્ર અભિપ્રાય એવો છે કે, કાઠિયાવાડમાં દરેક રાજ્યમાં એક જ જાતની મહેસૂલ પદ્ધતિ હોવી જોઈએ; તેથી આ પરિષદ એવો ઠરાવ કરે છે કે, કાઠિયાવાડના બધા વર્ગનાં રાજ્યો તરફથી એક કમિટી નિમાવી જોઈએ

અને તે કમિટીમાં રાજ્ય તરફના અધિકારીઓ જેટલા જ ખેડૂત વર્ગના સ્વતંત્ર, પ્રમાણિક અને ખેડૂતોની સ્થિતિથી પૂરી રીતે વાકેફગાર એવા પ્રતિનિધિ નિમાવા જોઈએ.

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે મજકૂર કમિટીએ નીચેના સિદ્ધાંતોનો પ્રમાણરૂપે સ્વીકાર કરવો જોઈએ :

(૧) ખેડૂતોને જમીનની સંપૂર્ણ માલિકી મળે એ ખેડૂતોનો હક્ક છે.

(૨) જમીનમાં ખેડૂતો જે જે સુધારા કરે તેથી થતા લાભાલાભના કેવળ ખેડૂતો જ માલિક હોવા જોઈએ.

(૩) રાજ્ય તરફથી ખેડૂતોને સારું જે જે સાર્વજનિક સુધારા કરવામાં આવે તેમાં જે નવું થાય તે નભાવવા રાજ્યને અમુક ભાગ મળવો જોઈએ; અને તેનો આંક સ્વતંત્ર પંચ મારફતે મુકાવો જોઈએ.

(૪) ખેડૂતોને પોતાની જમીન ઉપર બાંધકામ કરવાનો અને જમીનની છૂટથી લેવદે કરવાનો સંપૂર્ણ હક્ક હોવો જોઈએ.

(૫) વિઘોટીનો આકાર એવો હોવો જોઈએ કે રાજ્યને છેલ્લાં દશ વર્ષની સરેરાશ આવકના છઠ્ઠા ભાગથી વિશેષ ન મળી શકે.

**ઠરાવ ૨જો :** આ પરિષદનો એવો અભિપ્રાય છે કે ખેડૂતો જ્યાં લગી ખેડૂતની કોમમાં રહેલાં કુધારા દૂર નહિ કરી સામાજિક શુદ્ધ સ્વતંત્રતા ભોગવતા નહિ થાય ત્યાં સુધી પોતાની હાલત કદી સુધારી શકશે નહિ અને રાજ્ય તરફથી ગમે તેટલું ઉત્તેજન મળશે તે છતાં પોતાની સંખ્યા અને પોતાના ઉચ્ચ પ્રકારના ધંધાને લઈને તેઓને જે પદ હિન્દુસ્તાનમાં હોવું જોઈએ તે પદ કદી નહિ ભોગવી શકે; તેથી આ પરિષદ એવો ઠરાવ કરે છે કે :

(૧) પ્રત્યેક ખેડૂતે પોતાની કેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ તેનો મુખ્યત્વે વિચાર પોતે જ કરી તેનો બંદોબસ્ત કરી લેવો જોઈએ અને ઘટતી મદદ રાજ્યે ખેડૂતોને યોગ્ય હોય તેવા પ્રકારની દેવી જોઈએ.

(૨) વિવાહ સંબંધમાં કન્યાવિક્રય ઇત્યાદિ જે કુચાલો છે તે મહાપ્રયત્ન કરી વેળાસર બંધ કરવા જોઈએ.

(૩) પેટા વિભાગોમાં જ્ઞાતિઓના કેટલાક અઘટિત રિવાજ પડી ગયેલા છે કે જેને ધર્મની સાથે કશોયે સંબંધ નથી તેમ છતાં ધર્મને નામે ચાલતા આવે છે તે દૂર કરવા જોઈએ.

(૪) પોતપોતાના ગામમાં સ્વાશ્રયી બની શકે, રોગો થતા અટકે, ગરીબાઈ રહે નહિ અને લોકોમાં દિન-પ્રતિદિન નીતિ વધે એ દરેક ગામના ખેડૂતોએ પોતાનું પ્રથમ કાર્ય સમજવું જોઈએ.

ઉપરની વસ્તુઓનું તરત નિરાકરણ થઈ શકે તેના સારુ આ પરિષદ નીચેના પ્રતિનિધિની કમિટી નીમે છે, અને તે કમિટિએ આગામી પરિષદની પાસે પોતે કરેલાં

કાર્યોનો હેવાલ રજૂ કરવો, કમિટી કયા કયા રિવાજો કાઢી નાખવા લાયક છે અને કયા કયા સુધારા કરવા લાયક છે એનું સંશોધન કરશે એટલું જ નહિ પણ તેનો અમલ પણ એ જ કમિટી કરાવશે :

(૧) ગુજરાત પાટીદાર યુવકમંડળના કાર્યવાહકો, (૨) કાઠિયાવાડ પાટીદાર સમાજના કાર્યવાહકો, (૩) કાઠિયાવાડ પાંચ પરગણાં નાતના કાર્યવાહકો, (૪) રા. બહેચરલાલ ત્રિકમજી પટેલ - શિહોર, (૫) રા. ગોકળ કાનજી કાળાવડીઆ - ખોખરી, (૬) રા. પુરુષોત્તમ રામજી પટેલ - જૂનાગઢ, (૭) રા. વીરજી શિવદાસ પટેલ - અમરેલી, (૮) રા. અંબા દેવજી પટેલ - જામજોધપુર. (૯) રા. ગિરધર ઉકા પટેલ - ભાવગર, (૧૦) રા. ભીમજી રૂડા પટેલ, મારડ વગેરે વગેરે.

**ઠરાવ ૩જો :** આ પરિષદની ખસૂસ માન્યતા છે કે, રાજ્યમદદ અને સ્વાશ્રયની જેટલી આવશ્યકતા છે તેટલી જ આવશ્યકતા ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવાની અને ખેડૂતોને હંમેશાં રહેતા ફાજલ વખતનો ઉપયોગ કરવાનાં સાધનો શોધવાની છે. તેથી આ પરિષદ એવો ઠરાવ કરે છે કે, પ્રાચીન કાળથી ચાલતી આવેલી સુતરની ઘરમાં કાંતવાની પદ્ધતિનો લોપ થવાથી જનસમાજની નીતિને ધક્કો પહોંચ્યો છે અને જેનો આંક ન મૂકી શકાય તેટલી આર્થિક હાનિ પહોંચેલી છે. આ પરિષદની માન્યતા છે કે, હાથથી સુતર કાંતવાની અને હાથેથી કાપડ વણવાની પવિત્ર પદ્ધતિનો જીર્ણોદ્ધાર કરવો તે પ્રત્યેક ખેડૂતની ફરજ છે અને તેથી પરિષદના સભાસદો એવી પ્રતિજ્ઞા કરે છે કે, પોતાના ઘરમાં જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે રેંટિયો દાખલ કરશે. સ્ત્રીઓ અને બાળકો સુતર કાંતવાની ક્રિયા શીખી લેશે અને દરેક ગામ જેમ પોતાનું અનાજ પોતે પેદા કરે છે તેમ પોતાને જોઈતું દરેક જાતનું કાપડ પોતે જ પેદા કરશે અને મહા પ્રયત્ન કરીને એ જ કાપડનો ઉપયોગ કરશે, અને કરાવશે.

### મહાત્મા ગાંધીશ્રીનો ઉપસંહાર અને છેલ્લો સંદેશ

પહેલો ઠરાવ એટલો બધો જરૂરનો નથી. પારકી આશા ઉપર આધાર રાખવો નહિ. પારખી આશ સદા નિરાશ હોય છે. આપણે એમ ઇચ્છીએ છીએ કે એક જ જાતનું મહેસૂલનું ધોરણ હોવું જોઈએ. માટે પ્રાર્થના કરીએ છીએ કે એવું કંઈપણ કરો, કમિટી નીમો તેમાં રાજસત્તાના માણસો હોવા જોઈએ, તમારા પણ હોવા જોઈએ. મહેસૂલનું ધોરણ કેવું હોવું જોઈએ, પોતાની જમીન ઉપર વંશપરંપરા હક મળી શકે, તે પોતાની માલિકીની ગણી શકાય વગેરેનો વિચાર કરવા કમિટીની જરૂર છે. સરકારે સુધારા કર્યા હોય તો સરકારને જરૂર ભાગ આપવો જોઈએ. આપણી જાતમહેનતથી જે કર્યું હોય તે આપણે ભોગવવું જોઈએ.

ઠરાવ બીજો જણાવે છે કે, આખું વર્ષ કામ કરતા થઈ રહેવું. ખોટો કન્યાવિક્રય, ખોટો શણગાર, ઘરેણાં બંધ કરવાં જોઈએ. શણગારથી કંઈ શોભા વધતી નથી. સ્વચ્છતાના નિયમો જાણી અમલમાં મૂકવા જોઈએ. કેળવણીમાં આપણે પોતે જ સુધારો કરવો જોઈએ. બીજા ઉપર બધો આધાર રાખવો નહિ.

## જગતનો તાત

"રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો"

આ આપણે નિશાળમાં પ્રાથમિક કેળવણી લેતાં શીખીએ છીએ. તેનો શું અર્થ છે અને જગતના તાતની સામે આપણી ભક્તિ કેટલી ઓછી છે એનું થોડુંક સ્મરણ રા. ચન્દુલાલના આ અંકમાં છપાયેલા લેખથી આપણને થાય છે.

રા. ચન્દુલાલે ખેડૂતોની સ્થિતિ વિષે બહુ ટૂંકામાં પણ અસરકારક લખ્યું છે. એમણે કાઠિયાવાડના ખેડૂતને ઉદ્દેશીને લખ્યું છે. જે વાત કાઠિયાવાડના ખેડૂતોને લાગુ પડે છે એ જુદે જુદે રૂપે સમગ્ર હિન્દુસ્તાનના ખેડૂતોને લાગુ પડે છે. જ્યાં સુધી ખેડૂતોની હાલત શિક્ષિત વર્ગે વિચારી નથી, જાણી નથી, અનુભવી નથી ત્યાં સુધી એ હાલતમાં સુધારો થવો અશક્ય છે.

ખેડૂતોની હાલત વિષે આપણા અગ્રેસરોએ થોડી માહિતી મેળવી છે, થોડું લખ્યું છે, ધારાસભામાં પણ ચર્ચા કરી છે, આમ છતાં એ હાલતનો અનુભવ નહિ હોવાથી તેમાં ખરો સુધારો થઈ શક્યો નથી.

સરકારી અમલદારોએ ખેડૂતોની હાલત બેશક જાણી છે, પણ અમલદારોની સ્થિતિ ખરેખરી દયાજનક છે. એમણે અમલદારની દૃષ્ટિએ એટલે મહેસૂલ ઉઘરાવનારની દૃષ્ટિએ ખેડૂતોને જોયા છે. વધારેમાં વધારે વિઘોટી નાંખી શકે, ઉઘરાવી શકે એ અમલદાર ચડે, તેને ખેતાબ મળે અને તે હોંશિયાર ગણાય. જે દૃષ્ટિએ જે ચીજને આપણે તપાસીએ તે જ દૃષ્ટિએ તેને આપણે જોઈ શકીએ છીએ. એટલે જ્યાં સુધી કોઈએ ખેડૂતની નજરે ખેડૂતની હાલત તપાસી નથી ત્યાં સુધી તે હાલતનો આબેહૂબ ચિતાર આપણને મળવાનો નથી.

તોપણ કેટલેક દરજ્જે આપણે એ હાલત જાણી શકીએ છીએ. હિંદુસ્તાન કંગાલ છે. હિંદુસ્તાનમાં લાખો માણસોને એક જ ટંક ખાવાનું મળે છે. એ બધાનો અર્થ એટલો જ કે હિંદુસ્તાનના ખેડૂતો કંગાળ છે અને તેઓમાંના ઘણાંને એક જ ટંક ખાવાનું મળે છે. એ ખેડૂતો કોણ ? હજારો વીઘાંના માલિક એ પણ ખેડૂત, જેની પાસે એક વીઘું જમીન છે એ પણ ખેડૂત અને જેની પાસે એક વીઘું જમીન નથી પણ જે બીજાને તાબે રહી ખેતી કરી ભાગમાં કાંઈક દાણો મેળવે છે એ પણ ખેડૂત; અને છેવટે મેં ચમ્પારણ્યમાં એવા પણ હજારો ખેડૂતોને જોયા છે કે જેઓ સાહેબ લોકની તેમજ આપણા લોકની કેવળ ગુલામગીરી જ કરે છે અને જેમાંથી જન્મભર છૂટી શકતા નથી. આ જુદા જુદા પ્રકારના ખેડૂતોની ખરેખરી સંખ્યા આપણને કદી મળવાની નથી. વસ્તીપત્રક બનાવવાની પણ રીત હોય છે. ખેડૂતોની સ્થિતિ તપાસવાને અર્થે વસ્તીપત્રક બનાવવામાં આવે તો એ આપણને આશ્ચર્ય પમાડે અને શરમાવે તેવી ખબરો આપે. ખેડૂતોની દશા સુધારવાને બદલે દિવસે દિવસે બગડતી જાય છે એવો મારો અનુભવ છે. જે ખેડા જિલ્લો આબાદ ગણાય છે ત્યાં પણ જેઓ સારાં ઘર બાંધી શક્યા છે તેઓ તેમાં સમારકામ કરવાને શક્તિમાન રહ્યા નથી.

તેઓના ચહેરા ઉપર આપણે આશા રાખી શકીએ એવું તેજ નથી. તેઓનાં શરીર જોઈએ તેવાં મજબૂત નથી. તેમનાં છોકરાં રેંજીપેંજી જોવામાં આવે છે. ગામડાંઓમાં મરકીએ પ્રવેશ કર્યો છે. બીજા રોગોથી પણ લોકો પીડાય છે. મ્હોટા પાટીદારો કરજના બોજા નીચે કચરાયેલા છે. મદ્રાસનાં ગામડાંઓમાં જતાં તો કમકમાટ જ આવે. જો કે જેવો ગાઢો અનુભવ મને ખેડા અને ચમ્પારણ્યનો છે તેનો મદ્રાસનો નથી, તો પણ ત્યાંનાં જે ગામડાં મેં જોયાં છે તેની સ્થિતિ ઉપરથી મદ્રાસની કંગાલિયતનો મને સારો ખ્યાલ આવી શકે છે.

હિંદુસ્તાનને સારુ આ મોટામાં મોટો સવાલ છે. એ સવાલનો ફડચો કેમ થઈ શકે ? ખેડૂતોની હાલત કેમ સુધરી શકે ? એનો વિચાર આપણે ક્ષણે ક્ષણે કરવો આવશ્યક છે. હિંદુસ્તાન તેનાં શહેરોમાં નથી. હિંદુસ્તાન ગામડાંઓમાં વસે છે. મુંબઈ, કલકત્તા, મદ્રાસ આદિ નાનાંમોટાં શહેરોની વસ્તીનો સરવાળો કરવા જઈશું તો એક કરોડથી ઓછો આવશે. હિંદુસ્તાનનાં સારાં શહેરો ગણવા બેસીશું તો તે સોની અંદર હશે. પણ સોથી માંડીને હજાર માણસની વસ્તીવાળાં ગામડાંનો પાર નથી. એટલે આપણે શહેરોને આબાદ કરી શકીએ, શહેરોને સુધારી શકીએ તો પણ એ પ્રયત્નની અસર આપણાં ગામડાંઓની ઉપર ઘણી ઓછી થવાની છે. ખાબોચિયાંને સુધારતાં છતાં જેમ નદી સુધારવાથી ખાબોચીઆં પોતાની મેળે સુધરી જાય છે તેમ જો આપણે ગામડિયાના જીવનમાં સુધારો, વિકાસ કરી શકીએ, તો બીજું બધું એની મેળે સુધરી શકે છે.

'નવજીવન'નું દષ્ટિબિન્દુ નિરંતર ખેડૂતોની સ્થિતિ જ રહેશે. એ સ્થિતિ કેમ સુધારી શકાય, એ સુધારવામાં નાનામોટા બધા કેમ ભાગ લઈ શકે, અને જો આપણામાં થોડું જ લશ્કર એવું પેદા થાય કે જે સત્યને જ વળગી પોતાનું કર્તવ્ય કર્યા કરે તો થોડા સમયમાં આપણે કેમ આગળ વધી શકીએ એ હવે પછી વિચારશું.

[૨]

ગયા અંકમાં ખેડૂતોની સ્થિતિ વિષે આપણે થોડું વિચારી ગયા. એ કેમ સુધરી શકે તે આપણે વિચારવાનું રહ્યું છે.

મિ. લાયોનલ કર્ટિસ, જે લખનૌની કૉંગ્રેસ વખતે જાહેરમાં આવ્યા હતા તેમણે એક જગ્યાએ હિન્દુસ્તાનનાં ગામડાંનો આબેહૂબ ચિતાર આપ્યો છે. તેઓ સાહેબ કહે છે કે, હિન્દુસ્તાનનાં ગામડાં એક ઉકરડા જેવા લાગતા ટેકરા ઉપર આવેલાં હોય છે. તેનાં ઝૂંપડાં ખંડેર જેવાં લાગે છે. લોકોમાં તાકાત હોતી નથી. મંદિરો જ્યાંત્યાં હોય છે. ગામડાંમાં સ્વચ્છતા હોતી નથી. રસ્તામાં પુષ્કળ ધૂળ હોય છે. સાધારણ દેખાવ એવો હોય છે કે, કેમ જાણે કોઈ ગ્રામ્ય વ્યવસ્થાને સારુ જવાબદાર હોય જ નહિ, આ વર્ણનમાં બહુ અતિશયોક્તિ નથી; અને કેટલેક દરજ્જે તેમાં ઉમેરો પણ કરી શકાય એવું છે. સુવ્યવસ્થિત ગામની રચનામાં કાંઈક નિયમ હોવો જોઈએ. ગામની અને હિન્દુસ્તાન કે જ્યાં કરોડો માણસો ઉઘાડે પગે ચાલનારા છે ત્યાં રસ્તા

એટલા બધા સ્વચ્છ હોવા જોઈએ કે, તેની ઉપર ચાલતાં કે સૂતાં પણ કોઈ જાતનો અણગમો પેદા ન થઈ શકે. શેરીઓ પાકી અને પાણીના નિકાસને સારુ નીકવાળી હોવી જોઈએ. મંદિરો, મસ્જિદો સ્વચ્છ અને જ્યારે જુઓ ત્યારે નવાં લાગતાં હોવાં જોઈએ અને તેમાં જતાં જનારને શાંતિનો અને પવિત્રતાનો આભાસ આવવો જોઈએ. ગામમાં અને આસપાસ ઉપયોગી ઝાડો અને ફળઝાડો હોવાં જોઈએ. તેને લગતી ધર્મશાળા, નિશાળ અને દરદીઓની માવજત થઈ શકે એવી નાનકડી ઇસ્પિતાલ હોવી જોઈએ. લોકોની નિત્યની હાજતોને સારુ એવી વ્યવસ્થા હોવી જોઈએ કે, હવાપાણી-રસ્તા વગેરે ન બગડે. દરેક ગામના લોકોમાં પોતાનાં અન્નવસ્ત્ર પેદા કરવાની અથવા બનાવવાની શક્તિ હોવી જોઈએ, અને ચોર-લૂંટારા- વ્યાઘ્રાદિના ભયની સામે બચાવ કરવાની શક્તિ હોવી જોઈએ. આમાંનું ઘણું ખરું એક વેળા હિન્દુસ્તાનનાં ગામડાંમાં હતું. જેન હતું તે વખતે જરૂરિયાત ન હોય એવો સંભવ છે. હોય અથવા ન હોય, છતાં મેં ઉપર વર્ણવી છે એવી ગામની વ્યવસ્થા હોવી જોઈએ એ વિષે કોઈ શંકા નહિ કરી શકે. આવાં ગામડાં જ સ્વાશ્રયી કહેવાય અને એ બધાં ગામડાં એવાં હોય તો હિન્દુસ્તાનને બીજી થોડી ઉપાધિઓ પીડી શકે.

આવી દશા આણવી અશક્ય તો નથી જ, પણ આપણે ધારતા હોઈશું એવું મુશ્કેલ પણ નથી. હિન્દુસ્તાનમાં સાડા સાત લાખ ગામડાં છે એમ કહેવાય છે. એટલે દરેક ગામડાની વસ્તી સરેરાશ ૪૦૦ થવા જાય. ઘણા ગામડામાં ૧૦૦૦ થી ઓછી જ વસ્તી છે. મારી દૃઢ માન્યતા છે કે, આવી નાનકડી વસ્તીવાળા ગામડામાં સારી વ્યવસ્થા કરવી એ ઘણું સહેલું છે. તેને સારું મોટાં ભાષણોની કે ધારાસભાની કે કાયદાઓની જરૂર પડતી નથી. માત્ર એક જ આવશ્યકતા રહે; અને તે એક હાથના વેઢા ઉપર ગણી શકાય તેટલા શુદ્ધ ભાવે કાર્ય કરનારાં સ્ત્રીપુરુષોની. તેઓ પોતાના આચરણથી અને સેવાભાવથી પ્રત્યેક ગામડામાં જોઈતા ફેરફારો કરાવી શકે છે. તેઓને રાતદહાડો એ જ કામમાં રોકાવું પડે એવું પણ કાંઈ નથી. તેઓ પોતાની આજીવિકાનું કામ કરતાં છતાં સેવાવૃત્તિ ધરાવવાથી પોતાના ગામડામાં મહત્ત્વના ફેરફાર કરાવી શકે છે. આવા સેવકોને ભારે કેળવણીની જરાયે આવશ્યકતા નથી. બિલકુલ અક્ષરજ્ઞાન ન હોય તોપણ ગ્રામ્ય સુધારાનું કામ થઈ શકે છે. આમાં સરકાર કે રજવાડા વચમાં આવી શકતા નથી, અને તેઓની મદદની ઓછી જરૂર રહે છે. પ્રત્યેક ગામમાં આ પ્રમાણે સ્વયંસેવકો નીકળી પડે તો જરાયે આડંબર વિના, મોટી ચળવળો વિના સમસ્ત હિન્દુસ્તાનનું કાર્ય થઈ શકે અને ઘણા થોડા પ્રયત્નથી અણધાર્યું પરિણામ લાવી શકાય. આમાં દ્રવ્યની પણ જરૂર ન હોય એમ તો વાંચનાર સહેજે સમજી શકશે. જરૂર માત્ર સદાચારની એટલે ધર્મવૃત્તિની રહેલી છે. ખેડૂતોની ઉન્નતિનો આ સહેલામાં સહેલો રસ્તો છે એમ હું અનુભવપૂર્વક જાણું છું. કોઈ પણ ગામને બીજાં ગામોની રાહ જોવાની આવા પ્રયાસમાં જરૂર રહેતી નથી, અને કોઈપણ વ્યક્તિને બીજાઓની રાહ જોવાની જરૂર રહેતી નથી. જે ગામમાં જે પણ પુરુષ અથવા

સ્ત્રીને લોકસેવા કરવાનો શુદ્ધ વિચાર થાય તે એ જ ક્ષણે શરૂ કરી શકે છે અને તેમાં તેની આખા હિન્દુસ્તાનની પૂરેપૂરી સેવાનો સમાવેશ થાય છે. મારી ઉમેદ છે કે, ગામડાંઓમાં વસનાર જેઓના હાથમાં 'નવજીવન'નો આ અંક આવે તે મેં સૂચવેલો અખતરો શરૂ કરશે, અને થોડા સમયમાં જ પોતાના અખતરાનું પરિણામ દેશને બતાવી શકશે. એ અખતરો કેમ શરૂ કરી શકાય એ વિષે કેટલાક અનુભવો હું હવે પછીના અંકમાં વાંચનારની આગળ રજૂ કરીશ. પણ જે આ વસ્તુના મહત્ત્વને સમજી ગયેલ છે તેવા સેવક એક અઠવાડિયાની પણ રાહ જોયા વિના પોતાનું કાર્ય શરૂ કરી દેશે એવી હું ઉમેદ રાખું છું.

[૩]

હું કહી ગયો છું કે, ગ્રામ્યવ્યવસ્થા સુધારવા બાબત હું કેટલાક મારા અનુભવ આપીશ. દાક્તર હરિપ્રસાદે સ્વ. બહેન નિવેદિતાએ કલકત્તાની એક પોળ કેમ સુધારી તેનો દાખલો આપી આપણને બતાવી આપ્યું છે કે, એક એક પુરુષ અથવા સ્ત્રી પણ જો ધારે તો, કેટલું કરી શકે. ગામડાંઓમાં એવું કામ કરવું એ શહેરોની પોળો સુધારવા કરતાંયે સહેલું છે. ચમ્પારણમાં જ્યારે સ્વાશ્રયી નિશાળો ખોલવાનો નિશ્ચય થયો ત્યારે મેં સ્વયંસેવકોની માગણી કરી હતી. ત્યાં આવેલા સ્વયંસેવકોમાં મર્હૂમ દાક્તર દેવ અને બેલગામના રા. સોમન વકીલ હતા. આ સ્વયંસેવકોએ માત્ર ત્રણ કામ કરવાનાં હતાં. છોકરાં અને છોકરીઓ આવે તેને ભણાવવાં, આસપાસના ગામના રસ્તા, ઘર વગેરે સાફ રાખતાં ગામડિયાઓને શીખવવું અને સૂચવવું, અને દરદીઓ આવે તેને દવા આપવી. રા. સોમનને ભીતિહરવા કરીને એક ગામડું છે ત્યાં મૂકવામાં આવ્યા હતા. દાક્તર દેવ નિશાળવાળા ગામોમાં દવાની તજવીજ રાખતા. દરમ્યાન એમની વસવાટ ભીતિહરવાની નિશાળમાં વધારે થઈ. ત્યાંના લોકોની ઉપર સુધારા વગેરેની અસર કરવી એ મુશ્કેલ હતું. દાક્તર દેવે કયા કયા સુધારા તેમણે કરવા જોઈએ તે બતાવ્યું હતું. પણ ગામડિયાઓ દાક્તર દેવનાં વચનને ગાંઠે જ શાના ? વાત રસ્તાઓ સાફ કરવાની અને કૂવાની આસપાસ ઢોળાવ કરી બધો કીચડ કાઢી નાંખવાની હતી. છેવટે દાક્તર દેવ અને રા. સોમને કોદાળી હાથમાં લીધી અને કૂવાની આસપાસ ઢોળાવ કરી બધો કીચડ કાઢી નાખવાની હતી. છેવટે દાક્તર દેવ અને રા. સોમને કોદાળી હાથમાં લીધી અને કૂવાની આસપાસ ઢોળાવ કરવાનું અને રસ્તા ચોખ્ખા કરવાનું શરૂ કર્યું. નાનકડું ગામ તેમાં વાત વીજળીની જેમ પ્રસરી. ગામડિયાઓ દાક્તર દેવના વચનનો અર્થ સમજ્યા. દાક્તર દેવના કાર્યમાં જે બળ હતું તે તેમની સૂચનાઓમાં ન હતું. ગામડિયાઓ પોતે પણ સાફ કરવા નીકળી પડ્યા અને ત્યારથી ભીતિહરવાના કૂવા અને રસ્તા સુંદર દેખાવા લાગ્યા. કચરાના ઢગલાઓ અલોપ થઈ ગયા. દરમ્યાન ઘાસની નિશાળ બાંધવામાં આવી હતી. તે કોઈ તોફાનીઓએ બાળી મૂકી. હવે શું કરવું, એ ભારે સવાલ થઈ પડ્યો. ફરી પાછી ઘાસની નિશાળ બાંધવી અને બળવાનું જોખમ ખેડવું ! રા. સોમન અને દાક્તર

દેવે ઇંટની નિશાળ બાંધવાનો નિશ્ચય કર્યો. હવે તો બન્નેને ભાષણ કરવાની કળા આવડી ગઈ હતી. જોઈતા સામાનની ભિક્ષા માગી. જરૂર જણાયું ત્યાં પૈસા પણ આપ્યા અને બન્નેએ મજૂરી કરવાનું શરૂ કર્યું. પાકી નિશાળનો પાયો તેઓએ હાથે નાંખ્યો એટલે ગામડિયાઓ પણ આવી પડ્યા. કારીગરો પણ યથાશક્તિ મદદ કરવા લાગ્યા અને ભીતિહરવાની નિશાળ આજ પણ એકબે માણસ ધારે તો શું કરી શકે તેની સાક્ષીરૂપે મોજૂદ છે. આ પ્રમાણે કાર્ય એક ગામડામાં નહિ પણ જે જે ઠેકાણે નિશાળો સ્થાપવામાં આવી તે તે ઠેકાણે ઓછાવત્તા પ્રમાણમાં થયું હતું અને શિક્ષકોના કાર્યની આકર્ષકશક્તિના પ્રમાણમાં ગામડિયાઓ કામ કરતા થઈ ગયા હતા. આ સેવા કરવામાં ભારે હોંશિયારીની જરૂર ન હતી, દિલસોજી અને ખંતની જરૂર હતી. તેની સાથે હોંશિયારી, કારીગરી વગેરે બીજેથી મળી રહેતાં હતાં.

ખેડા જિલ્લામાં પાકની આંકણી કાઢવાની હતી. તેમાં બધા ખેડૂતો મદદ ન કરે તો એ કામ થઈ શકે તેવું ન હતું. એક એક ગામડા દીઠ એક એક સ્વયંસેવકે જે ખબરો મેળવવાની હતી તે મેળવી લીધી એટલું જ નહિ પણ ખેડૂતોનાં મન હરણ કરી લીધાં. આવા અનેક દાખલાઓ જુદી જુદી જગ્યાના હું આપી શકું છું.

હવે આપણે, ગામડાને સુવ્યવસ્થિત કરવા ઇચ્છનારે કેમ શરૂ કરવું એ જોઈ શકીએ છીએ. એ પોતે રહેતો હશે તે શહેરને જ પસંદ કરશે. તેમાં વસનારાં બધાંને ઓળખી લેશે. એમના દુઃખમાં જરાયે દેખાવ કર્યા વિના ભાગ લેશે શેરીની સ્વચ્છતા જાળવવામાં તેઓની મદદ માંગશે. પાડોશી હસી કાઢશે, અપમાન પણ કરશે-એ બધું આ સેવક સહન કરશે અને તેમ છતાં આગળની માફક તેઓના દુઃખમાં ભાગ લેશે, અને પોતે એકલો શેરી સ્વચ્છ રાખશે. પોતાની સ્ત્રી, મા, બહેન વગેરે ધીમે ધીમે પોતાના આ કામમાં રોકાશે. પાડોશીઓ મદદ કરે અથવા ન કરે તો પણ શેરી તો હંમેશાં સ્વચ્છ જ રહેશે અને અનુભવે માલૂમ પડશે કે એમ કરતાં વધુ વખત નહિ દેવો પડે. આખરે પાડોશીઓ પોતે કામ કરતા થઈ જશે, અને એક શેરીની સુવાસ આખા ગામડામાં ઊડશે.

જો આવા સેવકને વધારે હોંસ હોય અને પોતે ઠીક ઠીક ભણેલ હોય તો પોતાની શેરીમાં છોકરાઓને અને મોટાંઓને પણ જે નિરક્ષર હોય તેને અક્ષરજ્ઞાન આપશે, જો પોતાની શેરીમાં કોઈ માંદા હોય અને તેઓ વૈદ્યની દવા કરવા અસમર્થ હોય તો તેને સારુ વૈદ્ય શોધી કાઢશે. સારવાર કરનાર કોઈ નહિ હોય તો પોતે સારવાર કરશે. આટલું કરતાં તેને પ્રત્યેક પાડોશીની આર્થિક અને નૈતિક સ્થિતિનું સરસ જ્ઞાન મળશે અને તેટલું જ્ઞાન મળવાથી તેમાં જે સુધારા કરવા ઘટે એ સુધારા કરવાની યોજના આવો સેવક રચશે અને આવા પ્રકારના સુધારા કરતાં કરતાં તેને પોતાના પાડોશીની અને તેમની મારફતે આખા ગામની રાજ્યપ્રકરણી સ્થિતિનો પણ ખ્યાલ આવશે અને જો એ ખ્યાલની સાથે પોતાનામાં લોકોની પાસેથી એકસંપે કામ લેવાની શક્તિ આવે તો લોકોની રાજ્ય પ્રકરણી સ્થિતિ પણ સુધારવાને આવો માણસ સમર્થ

થશે. આફ્રિકા, ચંપારણ, ખેડા વગેરે પ્રદેશમાં હું જોઈ શક્યો કે જેને આપણે અભણ માનીએ છીએ તેવા માણસો પોતાના ખંત અને લોકલાગણીને લીધે આબાદ સેવા કરી શક્યા છે અને જનસમાજ ઉપર અસર પણ પાડી શક્યા છે. જે જે ગામડામાં મેં એક પણ ચેતનવાળા પુરુષને કે સ્ત્રીને જોયાં છે તે ગામડામાં તેઓને મેં ઘણું સરસ કામ કરતાં પણ જોયેલાં છે.

હવે આપણે સ્વચ્છતા વિષેના અને નૈતિક, શારીરિક અને આર્થિક આરોગ્ય વિષેના કેટલાક નિયમો તપાસીશું. મારી ઉમેદ છે કે જેઓને તે પસંદ પડે તેઓ એ નિયમો પ્રમાણે પોતપોતાના ગામડામાં કાર્ય કરતા થઈ જશે અને જો એમ થશે તો આપણે થોડા જ સમયમાં કેટલાંક ગામડાંઓની સ્થિતિ ઉપર ભારે અસર ઉપજાવી શકીશું.

(''નવજીવન'') મોહનલાલ કરમચંદ ગાંધી

## કાઠિયાવાડી ખેડૂતો

### (૧)

### સ્થિતિ

''જનક' સમા રાજર્ષિ આર્ય સૌ ખેતી કરતા,
સ્વયં સદા બલરામ હલાયુધ થઈને ફરતા;
લીલામય શ્રીકૃષ્ણ જ્યહાં ગોપાળ થયા છે,
એ ખેડૂતો આજ આમ ચોધાર રૂવે છે.''

જૂનાગઢ રાજ્યના એડમિનિસ્ટ્રેટર મિ. રેન્ડોલ કહે છે કે, ''વીશ વર્ષની મારી સરકારી નોકરી પૈકી ૧૨ વર્ષ મેં કાઠિયાવાડમાં ગાળ્યાં છે અને તે દરમ્યાન મારો અનુભવ એવો થયો છે કે કાઠિયાવાડનો કણબી સીધો, પ્રામાણિક, ધંધામાં હોંશિયાર અને મહેનતુ છે.''

કાઠિયાવાડના ખેતીઉપદેશક રા. ગોકળ કાનજી કાળાવડીઆ કહે છે કે, ''ખેડૂતનો દેખાવ જોતાં માથે ફાટેલ લીરાવાળી પાઘડી વીંટેલી, અંગરખાની બાંયો લબડતી ફાટેલી-તૂટેલી, ચોરણામાં સુઘરીના માળાની માફક ફાંકાં પડેલાં, મુખ ઉપર દુ:ખની કાળી દાઝોવાળા ચીંથરેહાલ ખેડૂત નજરે આવે છે. તેમની સ્ત્રીઓ નિહાળતાં હાડચામડું સાથે મળી ગયેલ, ફાટેલ ગંદાં કપડાં પહેરેલી નબળી સ્ત્રીઓ ચણા બંટીનું ધાન ખાંડતી દેખાય છે, અને હાડપિંજરના દેખાવમાં નબળાં ગંદાં નાગાં છોકરાંઓ પીપળની પેપડીઓ ખાતાં નજરે પડે છે. તેઓનાં ઘર જોવા જતાં ઘર કાચી ઇંટથી ચણેલાં, તે ઉપર છાણ-લાદની થાપ દીધેલી, ખજૂરીનું આડસર અને એરંડાના વળા, તે ઉપર કપાસની સાંઠીઓનો ગૂંથેલો કડો નાંખેલો હોય છે. ઘરની વસ્તુઓમાં ફાટેલાં ગોદડાંના ગાભા, એકાદ-બે ફૂટેલાં લોટા કે થાળી, ભાંગેલ-તૂટેલ ખેતીનો જૂજ સામાન, એકાદ-બે મડીઅલ બળદ અને ખોખલડી ગાડી નજરે પડે છે. તેઓની વાડીઓમાં ફરવા જતાં માળા મંડાણવાળા કાચા કૂવાઓ, પાળા કે બંધ વગરનાં ધોવાયેલાં અને

ગ્રો ખેવતી છવાયેલાં કઝાડાં ખેતરો જોતાં જ ખેડૂતોની માઠી દશાનું ભાન થાય છે."
રા. વિહારી ખેડૂતને માટે હિંદમાતાને કહે છે કે :

માજી તારાં બબ્બે પૈસે બાળ પાંપળાં પેટો ભરે રે લોલ,
માજી તારાં બળિયાના બે ભાગ અરધાં ભૂખે મરે રે લોલ;
માજી તારાં ભૂત શાં ભૂખલાં બાળ દુઃખભર્યાં દામણાં રે લોલ;
માજી એનાં ગણિયલ બળિયળ હાડ મુખ સુકામણાં રે લોલ.
માજી તારાં અન્ન પેદા કરનાર અન્ન વિના ટળવળે રે લોલ,
માજી તારાં ધિંગાધડબાં દિલ ખળભળ્યાં કળકળે રે લોલ.

ચોથી પાટીદાર પરિષદના પ્રમુખ રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ કહે છે કે, "ગુજરાત અને મુખ્યત્વે કાઠિયાવાડને એકથી બીજે છેડે ફરીને જોતાં કહિંક અપવાદ સિવાય ખેડૂતની સ્થિતિ જોનારનાં હૃદયને દયાર્દ્ર કરે છે. ઊંચી જાતિના પાટીદાર કે કણબી ખેડૂતનાં ભોળાં નિષ્કપટ હૃદય તેમનો સાધારણ રીતે કદાવર અને સુંદર શરીરનો બાંધો અને રાતદિવસ ખેતીની પાછળ સીમમાં મહેનત કર્યા કરવામાં તેમની વખાણવા જેવી ધીરજ જોઈ જ્યારે એમનું આર્થિક જીવન જોવા એમનાં ખોલડાંમાં પેસીએ છીએ ત્યારે દાબી રાખતાં છતાં પણ આંખમાંથી આંસું નીકળી પડે છે. નિષ્ઠુર હૃદયના માણસનું મન પણ જ્યાં પોચું થઈ જાય ત્યાં એમના જીવનનું દુઃખ હલકું કરવાની પવિત્ર ઇચ્છાવાળા સહૃદયની તો વાત જ શી ? જીવનને સફળ કરનાર ઊંચી ગુણ હોવા છતાં આર્થિક અધોગતિને તળિયે પહોંચેલી આ દશાને જોતાં બુદ્ધિ વિચાર વમળમાં તરફડે છે અને પૂછે છે કે આવા ખેડૂતોની આવી દશા કેમ થઈ હશે ?"

આ રીતે આજકાલ, જાતમહેનતે ધૂળમાંથી અઢળક ધન ઉત્પન્ન કરનારના ઘરમાં ખાવા ધાન નથી, અન્ન પેદા કરનાર જ અન્ન માટે ટળવળે છે, કણના કળશી કરનાર કણબીઓ કણ માટે વલખાં મારી મરવાની આળસે જીવે છે.

[૨]

## ભાગબટાઈ

"જે ખેતીથી મનુષ્ય માત્ર હજુએ જીવે છે.
જે ખેતીથી જગત આજ પણ લીલુંછમ છે;
વિવશ બની એ ખેડ પડ્યા માથે કર મોટા,
અને અમારે ભાગ્ય ઉજડ સૂકી ધરતી આ."

ઢોરની સાથે ઢોર બની રાતદિવસ મહામહેનતે ખેડ કરનાર ખેડૂતના ભાગ્યમાં છેવટ છાશ, છોડાં અને છીતરાં જ રહે છે તેનું મુખ્ય કારણ ભાગબટાઈનું – રાજ્યભાગ એકઠું કરવાનું ખર્ચાળ ધોરણ છે. કાઠિયાવાડમાં હજુએ કેટલાક ભાગોમાં આ ધોરણ ચાલુ છે.

તૈયાર કરેલ પાકમાંથી રાજ્યનો ભાગ આપવા માટે ખેડૂતે ખળાવાડમાં દરેક

જનસી એકઠી કરવી પડે છે. ખળામાં છેવટનો પાક આવી જતાં સુધી બધા ખેડૂતનો માલ નકામો પડ્યો રહ્યો છે. રાજ્યભાગ નીકળતાં સુધીમાં ઉંદર, ઊધઈ, પક્ષી, વરસાદ, ભાવફેર, અકસ્માત, ચોરી, હલકા હવાલદારો વગેરેથી થતી નુકસાની થોડીઘણી પણ સૌને જરૂર ભોગવવી પડે છે.

તેમાંથી રાજ્યભાગ કાઢી લીધા પછી ખેડૂતના ભાગમાં વેરા, કણગરી, સુખડી, જકાત, કુંવર પછેડો, વિવાહ વધાવું, સાદીગતની, ચૂંગી વગેરે પેટે લેવામાં આવે છે. આ ઉપરાંત 'ફઈબા માસીબા, કે મામાનું માપલું; ભટ્ટ, ભાંડ, ભંગીનું માપલું; કોટવાળ, ગામોટ કે ગોરનું માપલું, વેઠીઆ વગેરેનું માપલું, હવે મહાદેવ કે મશીદનું માપલું પીર કે મીરનું માપલું" વગેરે અનેક માપલાં કાઢવામાં આવે છે. છેવટે 'હવાલદારની ચપટી, માંડવીઆની મુઠ્ઠી, તલાટીનો ખોબો, પટેલનો ખોળો' વગેરે લેતરી લેવામાં આવે છે. આ બધું થઈ રહ્યા પછી બાકી વધેલો માલ માંડ માંડ ઘર ભેગો કરી શકાય છે.

ઘેર માંડ માંડ લઈ ગયેલ આ અનાજમાંથી પણ સુથાર, લુહાર, કુંભાર, પિંજારા, ધોબી, દરજી, વાળંદ વગેરે વસવાયાંઓને મનમાનતા આથ ભરવા પડે છે, કેમ કે તેમની પાસેથી આખું વરસ કામ લીધેલું હોય છે.

આ રીતે દરેક જાતની નુકસાની, રાજ્યભાગ, વેરા, જગાત, માપલાં, લેતરી, આગ્ર નીકળતાં જે કંઈ વધવા પામે છે તે વ્યાજ પેટે લઈ લેવા લેણદાર ચોમાસા પહેલાંથી જ ટાપી રહ્યા હોય છે.

આથી કરીને છેવટે ભાગબટાઈથી ખેડૂતના ઘરમાં ખાવા ધાન પણ રહેતું નથી. તેના પાકની કે મહેનતના ફળની સ્થિતિ મધમાખીના જેવી થાય છે. પરિણામે અન્ન પેદા કરનાર અન્ન માટે પારકે ઘેર જઈ દેણદાર બને છે અને દેણદારની સ્થિતિમાં જ તેઓ પોતાના દિવસો પૂરા કરે છે.

ચંદુલાલ બહેચરલાલ પટેલ

# વડોદરા રાજ્ય ખેડૂત મહાસભા - ઈ.સ. ૧૯૧૯

બ્રિટિશ હિંદમાં હમણાં લોકજાગૃતિ વીજળીના વેગે વ્યાપી ગઈ છે અને ખાસ કરીને બીજા પ્રાંતો તરફથી મોળાપણાનો આક્ષેપ સહન કર્યા કરનાર ગુજરાતે અત્યારે સમગ્ર હિંદુસ્તાનમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરી લીધું છે. આ વિચેતનનો ગંગાનો પ્રવાહ બ્રિટિશ છત્ર તળેના જ પ્રદેશને પાવન કરી રહ્યો છે એમ નથી. લોકકલ્યાણકારી ગંગાનો સ્રોત એક વખત વહેવા માંડ્યો એટલે તેનો મોટા પર્વતોની દીવાલો અટકાવી શકતી નથી. જાતિના, ધર્મના, વર્ણના અને રંગના ભેદો તેમજ જુદાં જુદાં રાજ્યની મર્યાદાઓ પણ અટકાવવાને સમર્થ નથી થઈ શકતાં. તેમજ આપખુદ અમલદારોની જોહાકી કે જાપ્તાની નીતિથી એ પ્રવાહ અટકતો નથી પરંતુ જેમ કોઈ ખડકના વચ્ચે આવવાથી નદીનો પ્રવાહ ધોધનું રૂપ પામે છે તેમ વધારે જોસથી વહેવા માંડે છે. વેપારમાં ડૂબેલું અમદાવાદ, મોજશોખમાં ઘેલું થયેલું સુરત, માંહોમાંહોની લડાઈમાં જ શૌર્ય બતાવતું ચરોતર અને સદાનો પાછળ રહેલો પંચમહાલ મહાત્મા ગાંધીના મંત્રથી નવજીવન પ્રાપ્ત કરે તો એમની સાથે ફૂલગૂંથણીની પેઠે આવી રહેલાં દેશી રાજ્યોનાં ગામડાં અને શહેરો સુષુપ્તિમાં કેમ રહી શકે ? સામાન્ય રીતે સ્ટેટો સડી ગયેલાં જોવામાં આવે છે, અને ઘણાંખરાં તો અઢારમી સદીમાં હોય એમ જ લાગે છે. ત્યાં સુધરેલાં દેશોની પેઠે પ્રજામતથી ઘડાયેલા કાયદાઓનું રાજ્ય નથી, પણ અમુક વ્યક્તિની ઇચ્છાઓનું જ રાજ્ય પ્રવર્તી રહેલું દષ્ટિગોચર થાય છે. બધાં જ દેશી રાજ્યો આવી અધમ સ્થિતિમાં નથી. વડોદરા, ભાવનગર ગોંડળ વગેરે રાજ્યની પ્રજા ત્યાંના વિદ્વાન, ફરંદા અને લોકકલ્યાણની ભાવનાવાળા નૃપતિઓના છત્ર નીચે પ્રગતિને પંથે ચઢતી જોવાય છે. રગશીયાં ગાડાંની ઊંડી ઘરેડમાંથી ત્યાંના રાજતંત્રવાહકો બહાર નીકળવાનો અને પ્રજામતની થોડે ઘણે અંશે પણ દરકાર કરતા હોવાનો ભાસ આપે છે. જ્યારે બાકીના ઘણા સ્ટેટોમાં તો લોકોને પ્રજામત શું, જાહેરસભા શું, ભાષણો શું એનો ખ્યાલ પણ નથી હોતો. અમારા એક વિદ્વાન મિત્ર દેશી રજવાડામાં નોકર હતા. તેમને સાહિત્યનો ઘણો શોખ હતો. તેઓ છાપાંઓ, માસિકો અને પુસ્તકો મંગાવતા અને નવરાશનો બધો વખત વાંચવામાં ગાળતા. આથી તેઓ રાજ્યની પોલીસના બ્લેકલિસ્ટમાં નોંધાઈ ગયા હતા ! આવી સ્થિતિમાં ઉપર ગણાવેલાં રાજ્યોની પ્રજા ખરેખર સુખી ગણાવી જોઈએ. વડોદરાનરેશે ગામેગામ પુસ્તકાલયો ઉદાર રાજ્યાશ્રય આપીને સ્થપાવ્યાં, પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરી, બિનજવાબદાર ધારાસભા બક્ષી, તેમજ ન્યાય અને કારોબારી ખાતાં જુદા પાડ્યાં. ગોંડળ સ્ટેટે પોતાના રાજ્યના ખેડૂતોને જમીનમાલિકીના અઘાટ હક્ક બક્ષ્યા અને નહેરો, તળાવો વગેરે બાંધકામોથી દુકાળ સામે પ્રજાને રક્ષણ આપ્યું. ભાવનગર રાજ્યે સલાહકારી મંડળ નીમ્યું અને તેણે ફક્ત અઢી વર્ષમાં પોતાની હદમાંથી દારૂની બદી મારી હઠાવવાની યોજના અમલમાં મૂકી. આખા હિંદમાં આ જાતનું પગલું

ભાવનગર રાજ્યે પહેલવહેલું લીધું છે. લાખો રૂપિયાની આવક પણ લોકકલ્યાણ માટે મહારાજાએ જતી કરી છે એ માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે. બીજા દેશી રાજ્યો, ખાસ કરીને આગળ વધવાનો દાવો કરનારાં દેશી રાજ્યો અને સંસ્કૃતિના સ્થાપક ગણાવતા બ્રિટિશ બ્યુરોક્રસીના અમલદારો એનું અનુકરણ કરે એ જોવાને અમે આતુર છીએ.

ઉપર વડોદરા રાજ્યની શુભ પ્રવૃત્તિને અમે ઈન્સાફ આપ્યો. પરંતુ તે સાથે તે રાજ્યમાં રહેલી ખામીને પણ અમારે તપાસવી જોઈએ. વડોદરા રાજ્યની મહેસૂલ પ્રમાણમાં બ્રિટિશ રાજ્ય કરતાં પણ વધારે છે. તેમજ આડાઅવળા કરોમાં અને રાજતંત્રીની આંટીઘૂંટીમાં પણ તે બ્રિટિશ રાજ્ય કરતાં ચઢી જાય એમ છે. 'ગાયકવાડી' શબ્દ દૂર કરવાનો શ્રીમંત મહારાજા હુકમ ફરમાવી શક્યા છે, છતાં રાજ્યના નોકરોમાંથી ગાયકવાડી નથી જ ગયેલી. ગયે વર્ષે જ્યારે ખેડા જિલ્લામાં દુકાળ પડ્યો હતો ત્યારે ત્યાંની પ્રજાને મહેસૂલી અમલદારોના આપખુદ પગલાં સામે સત્યાગ્રહ આરંભવો પડ્યો હતો. જ્યારે ખેડા જિલ્લાનાં ગામોની વચ્ચોવચ્ચ આવેલાં ગાયકવાડી ગામોના ખેડૂતોએ મૂંગે મોઢે કરભાર સહન કર્યો હતો. આસપાસનાં બ્રિટિશ ગામોમાં વરસાદ નહિ પડે છતાં તેની જ વચ્ચેના ગાયકવાડી ગામમાં વૃષ્ટિ થઈ દુકાળનું મોં કાળું થાય એવી સિદ્ધિ વડોદરા નરેશે કે તેમના આપખુદ અમલદારોએ મેળવી હોય તો તે અમારી જાણમાં નથી. આમ છતાં કાં તો જાપતાની નીતિથી દબાઈને, કે કાં તો રાજ્ય તરફના ભક્તિભાવને લીધે ખેડૂતોએ દુકાળના દોહ્યલા દહાડા વગર બોલ્યે કાઢ્યા. આ વર્ષે જ્યારે દુષ્ટ દુકાળ વિકરાળ રૂપ ધરીને પાછો ખડો થયો ત્યારે ખેડા જિલ્લામાં મહેસૂલ બિલકુલ નહિ લેવાનું જાહેર થયું. છતાં વડોદરા રાજ્યમાં તેવાં પગલાં લેવાયાં હોય એમ 'વડોદરા રાજ્ય ખેડૂત સભા'ના પ્રમુખ અને સ્વાગત મંડળના પ્રમુખનાં ભાષણો તથા ઠરાવો જોતાં જણાતું નથી. વડોદરા રાજ્યના ખેડૂતોની આર્થિક સ્થિતિ એવી સધ્ધર નથી કે જેથી તેઓ ઉપરાઉપરી દુકાળના ઘા સહન કરવાની શક્તિ ધરાવી શકે. લોર્ડ કરઝનની ગણતરી પ્રમાણે બ્રિટિશ હિંદના લોકોની સરેરાશ વાર્ષિક આવક ૩૦ રૂ.ની છે. વડોદરા નરેશે ખેડૂતોની સ્થિતિ તપાસવા એક કમિશન નીમ્યું હતું અને જેનો રિપોર્ટ ૧૯૧૩માં બહાર પડ્યો છે તે પ્રમાણે એ રાજ્યમાં ખેડૂતોની વસ્તી ૧૨,૮૪,૩૬૫ માણસની છે અને તેઓ ૩૦૭૭૫૩ ખાતામાં વહેંચાયેલા છે. દરેક ખાતાદીઠ વાર્ષિક મેલી આવક રૂ. ૨૧૫ની છે. એક ખાતા પાછળ ૪ માણસ ગણતાં જણ દીઠ આવક રૂ. ૫૩-૧૨-૦ આવે છે. તેમાંથી માથા દીઠ રૂ. ૧૯ જમીન મહેસૂલ, બીજા કર અને મજૂરીના જાય છે. વળી એ સ્ટેટના ખેડૂતોને માથે ગણતરી થઈ શકે એવું રૂ. ૮૦૬૪૪૫૨૦નું દેવું છે. ૪૦ ટકા ખેડૂતને દેવા રહિત ગણતાં સરેરાશ માથા દીઠ દેવું રૂ. ૧૧૨-૮-૦ છે તેના વ્યાજના રૂ. ૧૩-૮-૦ ઉત્પન્નમાંથી બાદ કરવા જોઈએ, એટલે ખેડૂતની પાસે ચોખ્ખા રૂ. ૨૧-૪-૦ વરસ દહાડે કમાણીના રહે. એમાંથી એણે પોતાનું જીવન નિભાવવું, કપડાંલતાં ને જોડા શીવડાવવાં, મરણપરણના પ્રસંગો ઉકેલવા, આવ્યા-

ગયાને જોગવવા અને માંદગીમાં દવાદારૂ કરવાં ! આ બધું કરતાં છતાં. જાણે ખેડૂતના હાથે ધનરેખા હોય તેમ તે દુકાળને માટે પણ બચાવી શકતો હોય એમ માની લેવામાં આવે છે.

આ દુઃખદ સ્થિતિમાંથી મુક્તિ મેળવવાનો એક જ માર્ગ છે અને તે ખેડૂતોએ પોતે સમજપૂર્વક પોતાની ઉન્નતિ માટે પ્રયત્ન કરવો એ છે.

વડોદરા રાજ્યના ખેડૂતો પોતાની આ સ્થિતિ સમજીને રા. કાલિદાસ નારણદાસ પટેલ, રા. વરજભાઈ વાઘજીભાઈ પટેલ અને રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન વગેરે ખેડૂત હિતચિંતકોની આગેવાની હેઠળ પોતાના દુઃખના પોકારો ઉઠાવતા થયા છે એ આનંદની વાત છે. આ ગૃહસ્થોની આગેવાની હેઠળ ગયા ફેબ્રુઆરીની તા. ૨૫મી અને ૨૬મીએ વડોદરા રાજ્યના ખેડૂતોની મહાસભા ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન, દેશાભિમાની અને મહેસૂલી પ્રશ્નોના જાણીતા અભ્યાસી શ્રીયુત મગનભાઈ ચતુરભાઈ પટેલ બી.એ., એલએલ.બી., બાર-એટ-લૉના સુયોગ્ય પ્રમુખપણા નીચે વડોદરામાં મળી હતી. આ મહાસભાનું પ્રમુખપદ ખેડૂતોનાં દુઃખ-દર્દો જાણનાર અને તેમના દુઃખમાં ભાગ લેનાર નીડર વ્યક્તિ જ શોભાવી શકે. શ્રીયુત મગનભાઈએ પોતાની લાયકાત અત્યાર પહેલાં સિદ્ધ કરી બતાવી હતી. જૂનાગઢમાં મળેલી ચોથી પાટીદાર પરિષદ અને આગ્રામાં મળેલી ૧૧મી ઓલ ઇન્ડિયા કૂર્મિક્ષત્રિય પરિષદના પ્રમુખપદેથી એમને જ મનનીય વિચારો હિમ્મતપૂર્વક જણાવ્યા હતા, તે પરથી એમનું ખેતી અને ખેડૂતને લગતા પ્રશ્નોનું તલસ્પર્શી જ્ઞાન અને એ વર્ગ માટેની ઊંડી દાઝ દીસી આવતાં હતાં. શ્રીયુત મગનભાઈએ વડોદરાની ખેડૂત મહાસભાના પ્રમુખપદેથી ગુર્જર સંતાનને શોભે એવું સુંદર ભાષણ આપ્યું છે. ખેદનો વિષય એટલો જ છે કે કડવું પણ હિતનું કહેનારને મિત્ર નહિ પણ દુશ્મન માનીને વડોદરા રાજ્યમાં વકીલાત કરવાની સનંદ લઈ લેવામાં આવી ! "અમર્યાદ" શબ્દનો અર્થ ગાયકવાડી શબ્દકોશમાં શો થતો હશે તે અમારી જાણમાં નથી. અમે પ્રમુખનું આખું ભાષણ આ અંકથી આપવું શરૂ કર્યું છે તે પરથી વાચકો જોઈ શકશે કે એમાં અમર્યાદપણું ક્યાં છુપાયેલું છે ? શ્રીયુત મગનભાઈએ પોતાની ફરજ યથાર્થ રીતે બજાવતાં જે ભોગ આપ્યો છે તે માટે તેઓ પોતે મગરૂરી લઈ શકશે, અને ગુજરાતનો અને ખાસ કરીને વડોદરા રાજ્યનો ખેડૂતવર્ગ તેમને વધારે ચાહતો જશે. મહાસભાના સ્વાગત મંડળના પ્રમુખ રા. રા. કાલિદાસ નારણદાસે પણ પોતાના ભાષણમાં ટૂંકમાં પણ સબળ રીતે ખેડૂતોનો કેસ યથાર્થ રીતે રજૂ કર્યો છે એ માટે તેમજ આ સંસ્થા અનેક મુશ્કેલી વચ્ચે ભરીને તેને સફળતાપૂર્વક પાર ઉતારવાનો સતત પ્રયાસ કરવા બદલ એમને તેમજ એમના સહકારી મિત્રો રા. વરજભાઈ અને રા. ભાઈલાલભાઈ વગેરેને અમે અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપીએ છીએ. બ્રિટિશમાં આવી ચળવળ કરવામાં જેટલી મુશ્કેલી છે તે કરતાં વધારે મુશ્કેલી વ્યક્તિના રાજ્ય અમલમાં રહેલી પ્રજાને નડે છે. સભાનું કામકાજ ચાલુ રાખવાને ગુજરાત રાજકીય પરિષદની પેઠે એક કમિટી નીમવાનું વ્યવહારુ પગલું ભરવામાં આવ્યું છે. અમે ઉમેદ

રાખીએ છીએ કે એ કમિટી પોતાના ઉદ્દેશો સિદ્ધ કરવામાં ફતેહમંદ થાય.

પસાર થયેલા ઠરાવોમાં વડોદરાની ધારાસભાને વિસ્તૃત અને પ્રજાને જવાબદારીવાળી બનાવવાની માગણીનો અર્થાત્ વડોદરા રાજ્યના સ્વરાજ્યને લગતો બીજો ઠરાવ તેમજ જમીન-મહેસૂલ હલકું કરી તેને કાયમનું બનાવવાની માગણી કરતો ત્રીજો ઠરાવ બહુ મહત્ત્વના છે. દુકાળને લગતા પાંચમા ઠરાવ ઉપર તો શ્રીમંત સરકારે સત્વર ધ્યાન આપવું જ જોઈએ.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા

## વડોદરા રાજ્ય ખેડૂત મહાસભામાં પસાર થયેલા મહત્ત્વના ઠરાવો

**ઠરાવ ૧ :** વડોદરા રાજ્યની આ ખેડૂત મહાસભા શ્રીમંત મહારાજા સાહેબ અને તેમના કુટુંબ તરફ પોતાની દૃઢ અને અચળ રાજ્યભક્તિ પ્રકટ કરી શ્રી મહારાજા સાહેબના સુખી દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨ :** આ મહાસભા શ્રીમંત સરકાર મહારાજા સાહેબને નમ્ર વિનંતી કરે છે કે, વડોદરા ધારાસભાના બંધારણમાં પ્રજાના બહોળા મતવાળી સીધી ચૂંટણીથી ચૂંટાયેલા પ્રતિનિધિઓની ઓછામાં ઓછી ૩/૪ સંખ્યા તો અવશ્ય કાયમ થવી જોઈએ અને આવા બંધારણવાળી ધારાસભાને રાજ્યની ઊપજ-ખર્ચની આંકણી કરવાની તેમજ રાજ્યના કાયદા ઘડવાની શ્રીમંત મહારાજા સાહેબની છેવટ મંજૂરીની શરતે સંપૂર્ણ સત્તા મળવી જોઈએ. આવા સિદ્ધાંત ઉપર રચાયેલું ધારાસભાનું બંધારણ હવે તો કાયદો કરી ચોક્કસ કરવાની જરૂર છે એવું આ સભાનું દૃઢ માનવું છે અને પ્રજાની આ યાચના ઉપર શ્રીમંત કૃપાવંત થઈ પુત્રવંત પ્રજાની પેઠે ચિંતાતુર ધ્યાન આપશે એવી પ્રજા આશા રાખે છે.

આ સભા વડોદરામાં ભરાયેલા પ્રજામંડળની તા. ૨૬ મે સને ૧૯૧૮ની બેઠકમાં પસાર કરેલા ઠરાવ ત્રીજાને સંપૂર્ણ રીતે ટેકો આપે છે.

**ઠરાવ ૩જો :** વડોદરા રાજ્યનું જમીન-મહેસૂલ અત્યારે એટલું બધું વધી ગયું છે કે પ્રજા તેનો બોજો ખમી શકે તેમ નથી અને આવા ભારે મહેસૂલના પરિણામે આવી ગયેલી તેની ગરીબાઈથી પ્રજા નિર્માલ્ય થતી જાય છે તેથી આ સભા શ્રીમંત મહારાજા સાહેબને વિનયપૂર્વક પણ દૃઢ આગ્રહથી એવી વિનંતી કરે છે કે, પ્રજાને સુખી કરી આબાદ કરવા અત્યારનું જમીનમહેસૂલ બહુ જ ઉતારી નાખવું જોઈએ અને ખેતીની ભવિષ્યની આબાદી માટે તેને હંમેશને માટે કાયમી કરવું જોઈએ. આ સભાની એવી માન્યતા છે કે જ્યાં સુધી આવી રીતે મહેસૂલ હલકું કરી નાખે તેને કાયમ કરવામાં નહિ આવે ત્યાં સુધી ખેડૂતની તેમજ ખેતીની સ્થિતિ સુધરી શકવી કેવળ અસંભવિત છે.

**ઠરાવ ૪થો :** આ સભા શ્રીમંત સરકારને નમ્ર વિનંતી કરે છે કે, ખેડૂત પ્રજાની આર્થિક સ્થિતિનો ખરો ખ્યાલ શ્રીમંત મહારાજા સાહેબ રૂબરૂ મૂકવાને માટે સરકાર અને પ્રજાના સરખા સભાસદોનું એક કમિશન નિમાવું જોઈએ અને રાજ્યમાંથી

પુરાવો ભેગો કરી તેના ઉપરનો પોતાનો પ્રજા તરફનો રિપોર્ટ સરકારમાં તેમણે રજૂ કરવો. એ કમિશને કરેલી ભલામણો ઉપર પ્રજાનું હિત સાધનાર તમામ પગલાં સરકાર તરફથી સત્વર લેવાનો બંદોબસ્ત થવો જોઈએ.

**ઠરાવ ૫મો. ક.** : ચાલુ સાલ ભારે દુષ્કાળ હોવાથી ખેડૂત પ્રજાને જમીનમાંથી આવક થઈ નથી અને વળી બજારમાંથી ખાવાનું અનાજ તેમજ એમનાં ઢોરોનો ચારો બજારમાં ચાલી રહેલાં, કોઈ વખત નહિ સંભાળે એવા ઊંચા ભાવે ખરીદવાને તેમની પાસે કંઈપણ સાધન રહ્યાં નથી. તેથી આ સભા શ્રીમંત મહારાજ સાહેબને વિનંતી કરે છે કે, આ સાલનું જમીન-મહેસૂલ છોડી દઈ ગરીબ ખેડૂત પ્રજાને આ વખતના મહા સંકટમાં રાહત જોઈએ.

**ખ.** ઉપરની રાહત આપવા માટે તપાસ કરવા દરેક તાલુકાના જોખમદાર અમલદારે પ્રત્યેક તાલુકાની માહાલ પંચાયતે ચૂંટેલા બે લોકલ પ્રતિનિધિઓને હંમેશા સાથે રાખવા આ સભા ભલામણ કરે છે.

**ગ.** મહેસૂલ વસૂલનું ધોરણ નરવા વહિવટને, ઈનામી અને કરભર્યા વહિવટનાં ગામોને તેમ બારખલી જમીનને સરખું લાગુ પાડવું જોઈએ.

**ઘ.** સરકાર તરફથી ગરીબ લોકોને માટે દરેક ગામે ઓછે ભાવે અનાજની દુકાનો સત્વર ખોલવા તથા ઢોરને માટે ઓછા ખર્ચે ઘાસ પૂરું પાડવાની ગોઠવણ કરવા સભા શ્રીમંત સરકારને વિનંતી કરે છે.

**ङ.** પાછલી સાલનું વસૂલ ચાલુ સાલે લેવાવું ન જોઈએ.

**ઠરાવ ૬ઠ્ઠો** : ખેડૂત પ્રજા ઉપર આખા રાજ્યમાં વર્તી રહેલો વેઠ કરાવવાનો વહીવટ તેની પ્રતિષ્ઠા તથા સ્વમાનને એટલો બધો ઉન્માદ કરાવનારો છે કે, એ વહીવટના ત્રાસે ખેડૂત પ્રજા એક તરફથી નિરૂપાયથી દીન અને કંગાલ બનતી જાય છે ત્યારે બીજી તરફથી અમલદાર જુલમી અને જોહુકમી થતા જાય છે. આ ગુલામગીરીનો ગેરકાયદે વહીવટ રાજ્યની આબાદી માટે એકદમ બંધ કરાવવાની આ સભા મહારાજ સાહેબને વિનંતી કરે છે.

**ઠરાવ ૭મો** : આ રાજ્યમાં દરેક સ્થાવર મિલકતનો દસ્તાવેજ ફરજિયાત નોંધાવવાનું ઠરેલું છે ત્યારે મોંબદલો કરવા માટે અરજી, દસ્તાવેજની નકલ, કબૂલત વગેરેની માથાકૂટમાંથી ગરીબ ખાતાદાર ખેડુઓને બચાવવા નોંધણી કામદાર વેચાણ દસ્તાવેજનો દાખલો મોકલે અને તે ગામ પંચાયત પક્ષકારને બોલાવી પૂછે ને મોંબદલો કરે તેવું તથા મૈયત પરાગંદા ખાતાદારનો પટેલ તલાટી પરભારે કરી સીધી લીટીના મુખ્ય વારસનું દફતરમાં નામ ફેરફાર કરાવી તેમાં અરજદારને અરજીની આવશ્યકતા નહીં રાખવાનું અને અરસપરસ ઠરાવના મોંબદલા બેઉની કબૂલાતથી કોઈ પણ સત્વાર્થપણનો દસ્તાવેજ કે સ્ટામ્પની લગતનો આક્ષેપ નહીં લેતા એ રીતે મોંબદલા કરવાનું સરળ ધોરણ ઠરાવી આપવું જોઈએ.

**ઠરાવ ૮** : ખેડૂત લોકોની સગવડ વધારી આપવા માટે આ સભા શ્રીમંત મહારાજ

સાહેબોને વિનંતી કરે છે કે,

૧. વાડાકાછાનો નિયમ ફરીથી લાગુ કરી ખેડૂતોને મફત વગર કિરાવે ખુલ્લી જમીન ઢોર બાંધવા, ઘાસ તથા ખાતર નાખવા આપવી જોઈએ.
૨. જ્યાં જ્યાં ગામઠાણ ઓછું છે ત્યાં વધારી આપવું જોઈએ અને તેને માટે દર સાલ કિરાયું લેવું નહીં અને લેવાતું હોય તો બંધ કરવું જોઈએ.
૩. ગામડામાં ઘર બાંધવાની પરવાનગી માગતી વખતે માલીકીની અને ગ્રામ પંચાયતની ખાતરી થાય તો દાખલા માંગવાનું ધોરણ રદ થવું જોઈએ.
૪. નિયમથી થયેલા ધોરણ કરતાં જ્યાં ગૌચર ઓછું હોય ત્યાં ઘાસ ઉગે તેવી જમીન આપી વધારી આપવું જોઈએ અને હાલનું ગોચર ઉપયોગી ન હોય તો ત્યાં ઉપયોગમાં આવે તેટલું બદલી આપવું.

**ઠરાવ નં. ૯ :** ખેડૂત ખાતાદાર ઉપર લોકલ સેશનો બધો ભાર હોવાથી ન્યાયશ્રી એના છોકરાંને માધ્યમિક કેળવણી પર મફત આપવાનું ઠરાવવું જોઈએ. પ્રાથમિક કેળવણીનું ખેતીવાડી શિક્ષણ સર્વત્ર દાખલ થઈ શકે તે માટે કેટલીક સારી શાળાઓમાં અભ્યાસ દાખલ કરવો. અનુભવ બાદ રાજ્યની તમામ શાળાઓમાં એ દાખલ થવો જોઈએ.

**ઠરાવ ૧૦ :** દારૂની બદી પ્રજાને પાયમાલ કરનારી છે. તેને આ રાજ્યમાંથી કમી કરવા દસ વર્ષનો પ્રોગ્રામ ઠરાવી દર સાલે ફાળે પડતી દુકાનો કમી કરતા જતાં દસ વર્ષે રાજ્યની બધી દુકાનો કમી થાય તેવી યોજના કરવા આ સભા શ્રીમંત સરકાર મહારાજ સાહેબને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૧ :** કંટ્રોલની પદ્ધતિ નિષ્ફળ નીવડી છે અને ગરીબ ખાતાદાર ખેડૂઓને હેરાન અને કનડગડ થતી માલુમ પડી છે. તેમ જ ગમે તે ખર્ચે પણ પૂરતું અનાજ વગેરે પણ મળતું નથી. માટે કંટ્રોલ પદ્ધતિ રદ થવી જોઈએ.

**ઠરાવ ૧૨ :** આ ઠરાવોનો અમલ થાય તેના પ્રયાસો માટે કમિટિનું તેનું સદર સ્ટેશન વડોદરા રાખવું. તે કાર્ય માટે સેક્રેટરી તરીકે કાલીદાસ નારણભાઈ અને વ્રજભાઈ ધનજીભાઈ અને જોઈન્ટ સેક્રેટરી તરીકે ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન અને ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલને ચૂંટવામાં આવ્યા હતા. આ ઉપરાંત નરવા વહીવટના ગામોના હક અને જવાબદારી બદલ એક કાયદો કરવો જોઈએ.

## વડોદરાની ખેડૂત મહાસભાના પ્રમુખ રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બી.એ., એલ.એલ.બી., બારીસ્ટર-ઍટ-લૉનું

ભાષણ

ભાઈઓ !

**तमसो मा ज्योतिर्गमय; मृत्योर्माऽमृतं गमय॥**

**(बृहदारण्यकोपनिषद्)**

''અંધારામાંથી અમને અજવાળામાં દોરી જા; મૃત્યુલોકમાંથી, હે પ્રભુ, અમને

અમૃત લોકમાં લઈ જા." આ આત્મદૃષ્ટિની પ્રભુપ્રાર્થના જીવનના ઐહિક વ્યવહારમાં પણ એટલી જ આવશ્યક અને બળ આપનારી છે. જન્મના દુ:ખમાંથી મુક્ત થવા આર્તસ્વરે પોકારી રહેલા વેદના ઋષિઓની આ ભવ્ય વાણી સંસારનાં આર્થિક દુ:ખમાંથી મુક્ત થવા ખેડૂત પ્રજાના પ્રત્યેક હૃદયમાં અત્યારે ઘોળાઈ રહી છે, અજ્ઞાન એ જ તેના જીવનને નિર્બળ કરી પરાધીન કરી રાખનાર ખેડૂતનો નિર્દય શત્રુ છે. સ્વાર્થી જગતની હરીફાઈમાં ભોળા ખેડૂતને દુનિયાની નીચ કોટિમાં દબાવી રાખનાર અજ્ઞાન એ જ આખરે એનું મૃત્યુ પણ છે. આત્મશક્તિનો આર્વિભાવ થતાં આ દુ:ખનો નાશ છે. પોતાના સામર્થ્યમાં આવી ગએલી અચળ શ્રદ્ધા એ જ તેને મૃત્યુમાંથી ઉગારી લઈ અમર સૃષ્ટિના કાંઠા ઉપર ઉતારનાર જાદુઈ શક્તિ છે. જ્યાં સુધી આ આત્મસામર્થ્યની શ્રદ્ધા ઉપર એના જીવનનો પાયો રચાયો નથી ત્યાં સુધી આ જગતનો એવો અજ્ઞાન ખેડૂતને ઉગારનાર બીજી ઐહિક શક્તિની આશા રાખવી વ્યર્થ છે. હું શું કરી શકું ? મારામાં કાંઈ જ નથી એવી દીનતા ભરેલા ભીખારીને ઉગારી લેવા પ્રભુનેય દરકાર નથી તો સ્વાર્થ પરાયણ જગતને તો એની પરવાજ ક્યાંથી હોય ? આજ ન્યાયના ઉપર રચાયેલો સંસાર જલદીથી ખેડૂત પ્રજાને સ્પષ્ટપણે સમજાય તો જ એના જીવનનો ભાર હલકો થઈ શકે તેમ છે.

જગતના ચિત્રપટ ઉપર ચાલી રહેલો અત્યારનો મામલો જોતાં એમ જણાય છે કે તમારા હૃદયમાં ઘોળાઈ રહેલી ઈશ્વર પ્રાર્થના હવે કાંઈક સંભળાવા લાગી છે. યુરોપના કેટલાક ખેડૂતોની સ્થિતિ કાંઈક અંશે તમારા જેવી જ હતી. જગતના વૈભવ ભોગવવા જ જાણે સરજાયેલાં હોય એવાં રાજકુટુંબોના મુકુટો અત્યારે ધૂળમાં રોળાય છે. રૂશિઆમાં ઋષિરૂપ પ્રતિષ્ઠા પામેલા કાઉન્ટ ટોલસ્ટોયની આંખમાંથી ત્યાંની ખેડૂત પ્રજાનાં દુ:ખ જોઈ નીકળી પડતાં આંસુનો ઉપહાસ કરતા રાજદ્વારી પુરુષોનાં માથાં ટપોટપ રણસંગ્રામમાં પડવા લાગ્યાં છે. જે ખેડૂત પ્રજા દીનતાના ભારમાં દટાઈ જઈ ઊંચી આંખ પણ કરી શકતી નહોતી તે પ્રજા અત્યારે આર્યપ્રજાના હૃદયમાં સ્વભાવે જ વસી રહેલા ધાર્મિક સંયમના અભાવે સત્તાના તોર ઉપર ચઢી બંધનમાંથી મુક્ત થતાં કેટલોક અત્યાચાર પણ કરી રહી છે. પાંચ દશ વર્ષ ઉપરનો યુરોપનો દીન ખેડૂત આ લઢાઈના પ્રસંગમાં સ્વદેશ રક્ષણ અર્થે હથિયાર બાંધી શત્રુ સામે લઢી રહ્યો છે, અને લઢતાં લઢતાં પોતાના સામર્થ્યનું ભાન આવતાં તે સામર્થ્યવડે અયોગ્યરીતે રાજ્ય મદમાં છકેલી વ્યક્તિઓને એમના સ્થાનમાંથી તેણે ખસેડી નાંખી છે. અત્યારે યુરોપનો ખેડૂત એ યુરોપનો રાજા છે. એના હાથમાં આખી પ્રજાના પ્રાણ સંકોચાઈ ગયા છે. એણે પકવેલા અનાજ ઉપર બીજાના જીવનનો આધાર છે. એણે આપેલા મત ઉપર રાજાની રાજ્યસત્તા લટકી રહી છે. એના શરીરના બળ ઉપર રાજ્યના શત્રુને પરાજય પમાડવાનો આધાર છે. એની ઇચ્છા પ્રમાણે રાજ્યતંત્રનો વ્યવહાર ચાલે છે. એના સુખી જીવનના ઉપર જ રાજ્યવહીવટની સફળતા કે નિષ્ફળતા અંકાય છે ! લગભગ આખું યુરોપ અત્યારે પ્રજાસત્તાક થઈ ગયું છે ! કૈસર જેવી દુર્જય મનાતી

રાજ્ય શક્તિનો પત્તો નથી. રૂશિઆમાં દેવાંશી મનાતા ઝારને તેના કુટુમ્બ સાથે નિર્દય લોકોએ રીબાવીને મારી નાખ્યો છે ! જૂનામાં જૂના ઓસ્ટ્રિયાના પ્રતિષ્ઠિત રાજ્ય કુટુંબને નિર્જન જંગલોમાં નાસી જવું પડ્યું છે; અને રાજ્યતંત્રના અધિકારની ખાલી પડેલી જગ્યાઓએ રહી યુરોપના ખેડૂતોએ પસંદ કરેલા પ્રજાના સેવકો સાદે વેશે પ્રજાના હૃદયની આજ્ઞાનો અમલ કરી રહ્યા છે ! તમારી આ છુપી રહેલા અતુલ શક્તિનો યુરોપમાં થતો આવિર્ભાવ જોઈ તમને ગભરામણ થાય એવું બન્યું છે. તમે નહિ સમજી શકો તેવા સ્વરૂપમાં પ્રજાની પીડાતી-દળાતી-ચંપાતી શક્તિએ જગતમાં આવું દર્શન દીધું છે. એ શક્તિથી તમારે જરાય ગભરાવા જેવું નથી. એ શક્તિ એકંદરે અધર્મ અને અનીતિનો નાશ કરે છે; જેનામાં અનીતિ કે અધર્મ નથી તેને એ શક્તિ જરાય હાનિ કરી શકતી નથી. તમારે તો એ શક્તિના આવા અદ્ભુત દર્શનથી આનંદ જ પામવાનું છે; કારણ કે એ શક્તિ તે તમારી પોતાની જ શકિત છે. તમને જો આત્મશ્રદ્ધા આવે તો એ શક્તિ તમારામાં રૂવેરૂવે વ્યાપી રહેલી છે. તમારામાં તો એ શક્તિનું દર્શન આના કરતાં હજાર ઘણા સુંદર સ્વરૂપમાં થશે કારણ કે આર્યધર્મના જીવનમાં રહેલો સંયમ તમારા રૂધિર-પ્રવાહમાં રગે રગે વહી રહ્યો છે. તમારી શક્તિનો આવિર્ભાવ માત્ર અધર્મનો નાશ કરી ધર્મની સ્થાપનામાં જ થાય છે. આ યુરોપનો ઉલટતો સંસાર આપણને અજ્ઞાનમાંથી જ્ઞાન જ્યોતિમાં દોરી જવા આંખ આગળ પ્રભુએ આજ ચીતરી બતાવ્યાં છે. એમાંથી મળતું જ્ઞાન આપણે જો ગ્રહણ ના કરીએ તો પ્રભુ આવો બીજો કઠોર પાઠ શીખવાડવા વારે ઘડીએ આવી શકે નહીં. પ્રભુ આ પાઠમાં આપણને તેમજ આપણા જ સુખનું ચિંતન કરતાં રહેવાના ધર્મવાળી રાજ્યસત્તાને અનેક શિખામણની ધાત ભણાવે છે. રાજા પ્રજા ઉભયને અજ્ઞાનમાંથી જ્યોતિ તરફ જવાનો, મૃત્યુમાંથી અમૃત તરફ વળવાનો માર્ગ બતાવે છે. તે માર્ગનું ગ્રહણ કરતાં આપણો સંસાર સુખી થાય એ નિઃસંશય છે.

તમારી આ દશાનો દોષ તમારા એકલા ઉપર મૂકવાનો ક્રૂર અન્યાય હું કરી શકું તેમ નથી. **राजा कालस्य कारणं** એ પુરાણ સૂત્ર ટાંકી તમે આ સ્થિતિના કારણમાં રાજ્યતંત્ર તરફ આંગળી કરશોજ. તમારી આ દલીલ ખરી છે. આખી પ્રજાના સુખદુઃખનું જોખમ પ્રજાની કેન્દ્રિત થએલી રાજ્યશક્તિના ઉપર જ છે. પશ્ચિમની પ્રજાઓને ઉન્નતિના માર્ગે ચઢાવનાર રાજ્યસત્તા જ છે એ સત્ય તેમના ઈતિહાસને પાને પાને લખાઈ રહ્યું છે. પણ તમારો દોષ એટલો તો છે જ કે હજુય પણ તમે આપણી પૂર્વની રાજ્ય ભાવનાના સ્વપ્રમાં જ પડ્યા રહ્યા છે ! હજુય તમને આપણા શ્રીમાન્ મહારાજા સયાજીરાવે લેડી વીલીંગડનને ભેટ આપેલા મહા કવિ કાળિદાસના શાકુંતલમાં ચિત્રેલા રાજાઓનું જ ભાન રહ્યા કરે છે. હજુય તમે ભગવાન્ રામચંદ્રના રાજ્યસ્વપ્નમાં જ ઘેનાઈ રહ્યા છો. અવશ્ય જે રાજ્યભાવના ત્યાં ચીતરી છે તે એટલી ઉદાર એટલી ધર્મિષ્ઠ અને એટલી પરોપકારમય છે કે જો અત્યારે આર્યાવર્તમાં એવા જ રાજાઓ હોય તો તમને તમારી આ માન્યતામાંથી જરાય જગાડવાની જરૂર રહેત

નહીં.

આ રાજ્યભાવનામાં રાજા તે પ્રજાનો પિતા છે અને રાજાપ્રજાનો સંબંધ કાંઈક અલૌકિક ભાવથી ભરેલો છે. અમલદારવર્ગ રાજાના વ્હાલા થવા પ્રજાનું ધન રાજ્યકોઠારમાં લાવવા મથે ત્યારે રાજા પ્રજાના જ હિતના ઉપર દૃષ્ટિ રાખી પ્રજાના ભાવિ પુત્રને તે આપી દેવા ફરમાન કરે; અને વિશેષમાં પ્રજાના દુઃખમાં ભાગ લેતાં પાપકર્મ વિના પ્રજાને જે જે સગાંની ખોટ પડે તે સગાંની ખોટમાં પણ રાજા જ પ્રજાને સુખી કરવા તૈયાર છે એવો ઢંઢેરો પિટાવે ! જ્યાં આવા ધર્મિષ્ઠ રાજાઓ હોય ત્યાં પ્રજા મેલેઘેલે લૂગડે ફરતી હોય તો લઢીને પણ એને સારાં લૂગડાં પહેરાવે, અને પિતાની પેઠે પોતે ફાટેલે લૂગડે ચલાવી લે; પ્રજાને રહેવાને સારાં ઘર ન હોય ત્યાં સુધી પોતે મહેલમાં રહેવાનું ત્યાગ કરે; પ્રજાને ખાવાનું અન્ન સારું ન મળે ત્યાં સુધી પોતે સુખેથી પેટ ભરી ખાય પણ નહીં. પ્રજાના ઘરમાં ધન ધાન્ય અને વૈભવ જોઈ રાજાના મનમાં હરખ માય નહીં; અને પ્રજાનો વૈભવ સોગણો કેમ કરીને વધી જાય તે જોવા માટે અહોરાત્રિ તે વલખાં મારે ! આવા રાજાના રાજ્યની ધન્ય પ્રજા પોતપોતાનો ધંધો આનંદમાં કરી જતી હોય અને એના ધંધારોજગારમાં નડતું વિઘ્ન પ્રજાને જાણ પડતાં પહેલાં તો વિદ્વાન ચિકિત્સકો પાસેથી સમજી લઈ તે વિઘ્ન દૂર કરવાની તમામ સામગ્રીથી રાજા તૈયાર જ થઈ રહેલ હોય, ત્યાં પછી પ્રજાને પોતાના રોજગારની બહાર જોવાની જરૂર શી ? આવા રાજ્યવહીવટમાં 'પ્રજાસત્તાક' રાજ્યનું સ્વપ્ન પણ ક્યાં હોય ? પ્રજાનો 'સ્વરાજ્ય' માટે પોકાર પણ ક્યાંથી ઉઠે ? આવા આનંદમય રાજ્યતંત્રમાં અમલદારની બ્હીકનું નામ નિશાન ક્યાંથી જડે ? આવા રાજ્યતંત્રમાં રાજાને જગતનો ઈશ્વર માની તેની ઘેર ઘેર પૂજા થાય એમાં નવાઈ પણ શી ?...

મહારાજા સાહેબે પ્રજાની નિરક્ષરતા ટાળવા કરેલ પ્રશંસનીય પ્રયત્ન પછી જ્ઞાનચક્ષુ સ્હેજ ઉઘડતાં તમારી સ્થિતિનો ઠરેલપણે ચારે તરફથી વિચાર કરવો એ સર્વ રીતે છાજતું જ છે; તમને આ કેળવણીના માર્ગમાં મુકનાર સયાજીરાવ મહારાજની એજ હૃદયેચ્છા હોવી જોઈએ....

તમે વડોદરા રાજ્યની ઉપજનો સેંકડે સાઠ ટકા કરતાં પણ વધુ કરનો ભાગ તમારી ખેતીની પેદાશમાંથી જ આપો છો, અને બાકીના ચાળીસ ટકામાં બીજાઓની સાથે સીદી કે આડકતરી રીતે ભાગીદાર થાવ છો. એટલે એ રાજ્યની ઉપજની શી વ્યવસ્થા થાય છે તથા તમારી અભિલાષાઓની અથવા ઈચ્છાઓની પરિતૃપ્તિ ઉપર એની શી અસર થાય છે તે તમારે પ્રત્યેક ખેડૂતે સમજવાની જરૂર છે. હવે તમારે માટે બીજો માણસ વિચાર કરી તમારા સુખની ચિંતામાં સુકાય એવી આશા રાખવી એ મૂર્ખાઈ છે. 'આપ મૂવા વિણ સ્વર્ગ ન આવે' એ કહેવત તમે સાંભળી તો છેજ, પણ અત્યાર લગણ તમે બધા એનો અર્થ સમજ્યા નહીં હો; હવે તમને તે સમજવાની જરૂર પડશે. દુનિયામાં વાગી રહેલા ઘંટનો રણકો ધ્યાનપૂર્વક સાંભળો, નહીં તો

રાજાપ્રજા ઉભયને અત્યંત ચિંતાતુર મામલો ઊભો થાય એવો પવન વાઈ રહ્યો છે !...

આખા યુરોપની અત્યારની સ્થિતિની એ જ ચાવી છે, પ્રજાને ખાવાનું નથી માટે બોલશેવીઝમનું ભૂત ઊભું થયું છે ! બોલશેવીઝમ કોઈ બળથી અટકાવી સકાય તેમ પણ નથી ! 'બોલશેવીઝમ'નો અર્થ ટૂંકામાં આટલો જ છે. સ્વચ્છંદી રાજ્યકર્તાની સામે સ્વચ્છંદી પ્રજાસત્તાની જરૂર છે; અને પ્રજાને જો સુખી થવું હોય તો પ્રજાની શક્તિએ આવું સ્વચ્છંદ વિકરાળરૂપ ધારણ કરીનેય સ્વચ્છંદી રાજ્યકર્તાનો નાશ જ કરવો. આવી જગતને ત્રાસદાયક અને ગાડી ભાવનાનું ભૂત જ્યાં પ્રજાના મનમાં ભરાઈ જાય ત્યાં પ્રજામાં બોલશેવીઝમ પ્રકટ થયું એમ કહેવાય. હિન્દુસ્તાનમાં આવી ભાવનાને શાસ્ત્રકારોએ મોટું પાપ ગણ્યું છે....

દરેક વર્ષ લગભગ ખેડૂતને તો દુકાળ જેવું જ છે, કારણ કે ખેતીના ઇતિહાસ ઉપરથી એમ જ જણાય છે કે પ્રત્યેક દશ વર્ષમાં પાંચ વર્ષ ખરાબ, ત્રણ વર્ષ મધ્યમ અને બે વર્ષ જ સારાં આવે છે. આ હિસાબે લગભગ સોમાં એંશી વર્ષ ખેડૂતને આ દુર્દશાના જેવું બીજું અસહ્ય દર્દ એકે નથી. પટેલ, કણબી, રાજપુત, ઠાકરડા અને ઊંચા મુસલમાન ખેડૂતોનો પૂર્વનો ઇતિહાસ એમને ગર્વ કરાવે એવો છે અને એમની આ બાબતની સમજશક્તિ એટલી સતેજ છે કે એમનું સ્વમાન હજુ સુધી ઘણું નાજુક રહ્યું છે. કોઈનું આપેલું ખાવામાં એ પ્રજા હજુ હીણપદ સમજે છે. એમને આવી દયાર્દ્ર સ્થિતિમાં રાખી મૂકી આવું ઊંચું આત્માભિમાન છોડાવવાનો વખત આવતાં દેશની ઊંચી દોલત અવશ્ય લુંટાઈ જશે. ભિખારીના કરતાં ભિખારીના જેવા પારકા ઉપર આધાર રાખી પડી રહેવાના મનવાળી પ્રજા રાજ્યને બહુ હાનિકારક છે, કારણ કે એમની સ્થિતિમાંથી તે ધનાપત્તિને આવશ્યક અભિલાષાની ઉર્મિયોનો સંભવ જ અટકી જાય છે....

વડોદરા રાજ્યના વસિતના આંકડા આ બાબતમાં વિશ્વાસ લાયક જણાતા નથી. મને મળી શક્યા તેટલા મુલકીખાતાનાં હેવાલો ઉપરથી હજારની સંખ્યાના આંકડાની વસતિ તેમાં આ પ્રમાણે બતાવી છે. ૧૯૦૫-૬માં ૧૮૫૮ હજાર; ૧૯૦૬-૭માં ૧૮૦૬; ૧૯૦૭-૮માં ૧૮૩૫; ૧૯૦૯-૧૦માં ૧૮૪૫, ૧૯૧૦-૧૧માં ૨૦૩૫ હજાર; ૧૯૧૧માં ૨૦૩૨ હજાર. પ્રજાને જો સુખેથી ખાવાનું મળે તો સાધારણ રીતે દરેક વર્ષે દરસેકંડે એક ટકા ઉપરાંત વસતિનો વધારો થયાં જ કરે છે. ૧૮૬૩ પહેલાં ખેડા, અમદાવાદ જિલ્લાની વસતિમાં વાર્ષિક $૧\frac{૧}{૨}$, $૧\frac{૧}{૪}$ ટકા જેટલો વધારો હતો એવું સરકારી આંકડા ઉપરતી સાબીત થાય છે. આપણે સુખી પ્રજામા સાધારણ રીતે દરવર્ષે દર સેકંડે એક ટકો જ વધારાનો લઈએ તો પણ વડોદરા રાજ્યની ૧૯૦૫-૬ની વસતિમાં બીજે વર્ષે વધારો તો બીલકુલ થયો જ નથી. પણ ઉલટો ૧.૨ ટકાનો ઘટાડો થયો ! ત્યાર પછીના વર્ષે વળી તે ઘટેલી વસતિમાંથી પાછો .૦૨ ટકાનો ઘટાડો થયો; વધારો તો નથીજ. તે પછીનાં બે વર્ષમાં બે ટકાનો બદલે $\frac{૧}{૨}$ ટકો જ વધારે જણાય છે. અહીં સુધીનો ક્રમ તો કાંઈક વિશ્વાસ લાયક ગણીએ પણ ત્યાર પછીના

એક જ વર્ષમાં એકદમ ૧૦$\frac{૧}{૩}$ જેટલા ટકાનો વધારો દુનિયાના ઇતિહાસમાં હજુ સુધી કદી જણાયો જ નથી !! સુખીમાં સુખી દેશમાં પણ વર્ષે સવા કે દોઢ ટકાથી વધુ વધારો થતો સાંભળ્યોય નથી છતાં ૧૯૧૦-૧૧ના એક જ વર્ષમાં એકદમ ૧૦$\frac{૧}{૩}$ ટકાનો વસતિનો વધારો દેખાડવો એ બુદ્ધિનું અપમાન કર્યા બરોબરજ છે. આ વધારો માનવાલાયક છે જ નહીં. વળી આશ્ચર્ય તો એ છે કે તેજ સાલ એટલે ૧૯૧૧માં જ્યારે સેન્સસ લેવાયું ત્યારે તે વસતિમાંથી વળી ૧૦૫ ટકાનો ઘટાડો જ થયો ! **આનો અર્થ એટલો જ છે કે વડોદરાનું વસ્તિપત્રક વિશ્વાસપાત્ર નથી.** સને ૧૮૯૧ પછીથી ઘટાડો જ થાય છે એટલી વાત તો ચોક્કસ જણાય છે. કોક વખત એ પ્રમાણમાં સ્હેજ વધઘટ થતી હશે. માટે અંગ્રેજી રાજ્યના વસ્તિપત્રક ઉપર વધારે વિશ્વાસ મુકવાની જરૂર પડે છે. આ ખેડા તથા અમદાવાદ જિલ્લાનું વસ્તિકપત્રક જોતાં સને ૧૮૬૩ની પહેલાં સાધારણ વસ્તિનો વાર્ષિક વધારો સેંકડે એક ટકા કરતાં વધુ હતો તે વધારાનું પ્રમાણ ત્યાર પછીનાં વીસ વર્ષમાં $\frac{૧}{૨}$ ટકો જ થઈ ગયું. અને પછીના વીસ વર્ષમાં વધારો તદન બંધ થઈ ગયો; અને મૂળમાં પણ ઘટાડો શરૂ થયો, જેને હિસાબ લેતાં ૧૮૦૨ની વસ્તિ કરતાં ખેડામાં પણ લગભગ ૯૧ હજારની વસ્તિ ઘટી ગઈ ! અન એક ટકાના વધારાને હિસાબે ખેડા જિલ્લાની ૭૮૨ લાખ વસ્તિ ૧૯૧૧માં ચાળીશ વર્શે ૧૧.૪૬ લાખ થવી જોઈએ તેને બદલે સેન્સસ પ્રમાણે માત્ર ૬.૯૧ લાખ થઈ; એટલે ૪.૫૪ લાખની અથવા સેંકડે લગભગ ૫૮ ટકાનો ટોટો પડ્યો ! ગરીબાઈનો આથી બીજો પુરાવ શું જોઈએ. બ્રીટીશના કરતાં વડોદરા રાજ્યની વસ્તિની દશા વધારે ખરાબ હોવી જોઈએ તેનું વધુ કારણ આગળ સમજાશે.

વડોદરા રાજ્યમાં આદર્શ ગામડા તરીકે અમલદાર વર્ગ ભાદરણ ગામને ગણે છે. ત્યારે સાર્વજનિક નવાં મકાનોનો ચિત્તાકર્ષક ચિતાર માસિકોમાં છપાયેલો મેં વાંચ્યો છે. ભાદરણમાં હું જાતે ફરેલો છું, અને ત્યાંનું કાંઈક વૃત્તાંત હુ જાણું છું; તેથી એના સંબંધમાં હું એક પ્રશ્ન પૂછું છું કે જે સાર્વજનિક સુંદર મકાનો અને કેટલાંક ખાનગી મકાનોની મોહજાળ પાથરવામાં આવે છે તે કોણે બંધાવ્યાં છે ? એવો પ્રશ્ન કોઈએ કર્યો છે ? એ તમામ પૈસા રાજ્યના કંટ્રાક્ટરો અને સરકારી નોકરોએ જ ખર્ચેલા છે. **એમાં ખેતીની કમાઈનું પ્રદર્શન કરી ગામડાની જાહોજલાલી કહેવી તે તદન અસત્ય વાત છે.** ખેડૂતે ખેતીની પેદાશમાંથી બાંધેલા એવાં મકાન જો બતાવવામાં આવે તો તે ગામની ખેતી સારી ગણાય ખરી. ખાધેપીધે સુખી માણસ જો ખેડૂત હશે તો તે ખેતીની સાથે ધીરધાર કે બીજો હલ્લો કરતો જ હશે; એટલે એવા છૂટક દાખલાથી ઉપરની દલીલનો ઉત્તર વળી શકતો નથી. ઉલટું યથાર્થ દષ્ટિએ જોતાં જેટલું આ ગામડાનું ખર્ચ વધ્યું તેટલા પ્રમાણમાં બીજાં ગામડામાંથી ખાવાનું પણ ઓછું જ થયું !...

અત્યારે ગામેગામ પ્રાથમિક એટલે વાંચતાં લખતાં આવડે એવી કેળવણી આપવામાં આવે છે તેને માટે ગાયકવાડ સરકારનો ઉપકાર છે, છતાં પ્રશ્ન લખતાં

વાંચતાં જ આવડવાનો નથી. એટલું જ્ઞાન તો જંગલી પ્રજામાં અનુકરણ શક્તિ જાગ્રત કરી એનામાં અભિલાષા પ્રકટ કરે. અહીંની પ્રજાને તો વિચાર કરી તે વિચારને આચરમાં લગાડવાની ચોક્કસ પદ્ધતિ શીખવાડીને એના મનમાં ઠસાવવાની જરૂર છે. સાધારણ વિચારશક્તિ અને ઊંચા ધાર્મિક વિચાર તો પ્રજા સ્વભાવે જ કરી શકે છે; પણ અત્યારના આર્થિક જીવનને માટે જોઈતા દુનિયાના વ્યવહારને લગાડવાના અનુભવ ઉપર નક્કી થએલા ચોક્કસ વિચાર અને તેમનો વ્યવહારમાં અમલ એ સમજવાની ખેડૂતને બહુ જરૂર છે. અહીંથી કેળવણી આટલી તો ઓછામાં ઓછી જોઈએ જ. એટલી કેળવણી ન હોય તો કેળવણીનું ફળ પ્રજાના જીવન ઉપર દેખાશે નહીં. આટલો વિચાર આવ્યા પછી ખેતીવાડીની ખાસ નિશાળો અને કોલેજો જોઈએ. આ દિસામાં ખેતીની પુષ્ટિનું કોઈ સાધન જણાતું નથી. રાજ્યમાં સંગીતકળાની નિશાળો છે પણ વગર ખાધે પીધે ભૂખે મરતા દેશના લોકને (શહેરનાને નહીં) આ ગાયન કેટલું મધુર લાગતું હશે.'

આ બાબતમાં, ઘણી ખામીઓ છતાં, બીજા દેશી રાજાઓ કરતાં ગાયકવાડ સરકાર વધારે મન ઘાલે છે, તોપણ ખેડૂતની ગરિબાઈના રોગને કેવળ અસાધ્ય કરી નાખતી રાજ્યની મહેસુલ પદ્ધતિ અત્યંત શોચનીય છે; અને તે અંગ્રેજી રાજ્યના કરતાં પણ ખેડૂતને વધારે હાનિકારક છે. બ્રીટીશ ઈન્ડિઆના કરતાં એક પણ કર વડોદરા રાજ્યમાં ઓછો નથી, અને એક પણ અગત્યનો કર હલકો નથી; તેમાં જમીન મહેસુલનો કર તો વધારે જ છે. બ્રીટીશ હિન્દની પ્રજાના કરતાં પણ ગરીબ રૈયતને વડોદરા રાજ્યનો બોજો વધારે ભારે પડે એ ઓછા કમનસીબની વાત નથી....

**અંગ્રેજ સરકારની સાથેની હરીફાઈમાં દેશી ઘોડાં પ્રજાના પેટ ઉપર થઈને આગળ પણ નીકળી ગયાં;** છતાં એમ કહેવું કે પહેલાંના કરતાં અત્યારનું મહેસુલ હલકું છે એ વાત જરાય વિશ્વાસને પાત્ર નથી. બહુ પ્રશંસા કરી કરી વધારી નાખેલા મહેસુલ સાથે વધતા જતા મરણના પ્રમાણે એક વખતે હિન્દુસ્તાનનો બગીચો મનાતું ચરોત્તર પણ અત્યારે વસતિની ભાગતીથી વેરાન જેવું થતું જાય છે !

## પ્રકરણ - ૧૦

# પાટીદાર પરિષદ - બાલીસાણા ૧૯૪૨

### સફળદાપૂર્વક ઉજવાએલું પ્રથમ અધિવેશન

### પ્રમુખસ્થાનેથી પુ. દરબાર સાહેબનું પ્રેરક ભાષણ.

### પુ. રવિશંકર મહારાજે પાટીદારોને આપેલી સાચી સલાહ પાંચ ગામના પાટીદારોના સત્તાવાર પ્રતિનિધિઓનું એક પંચ (મંડળ) સ્થાપવાની તૈયાર થએલી યોજના

### 'શ્રી પાટીદાર યુવક સંઘ' 'અને શ્રી પાંચગામ મહિલા સમાજ'ની કરવામાં આવેલી સ્થાપના.

(તા. ૧૬ અને ૧૭ મે, ૧૯૪૨ એ બે દિવસોએ બાલીસણામાં મળેલી 'પાટીદાર પરિષદ'નો વિગતવાર અહેવાલ અહીં રજુ કરવામાં આવે છે.) તંત્રી

તા. ૧૬ મીના સવારે અગીઆર વાગે પાટણ લોકલમાં પુજ્ય દરબાર સાહેબ તથા પુજ્ય ભક્તિ લક્ષ્મીબા મણુંદરોડ સ્ટેશને આવી પહોંચતાં, હાથે કાંતિલા સુતરના હારથી સ્ટેશન ઉપર તેમનું સ્વાગત કરવામાં આવ્યું હતું. ત્યાંથી ગાડામાં બપોરે એક વાગે બાલીસણા આવતાં ગામની ભાગોળેથી સરઘસના રૂપમાં, મહાત્મા ગાંધીની જય, પુજ્ય દરબાર સાહેબની જય, પુજ્ય ભક્તિબાની જય, સરદાર વલ્લભભાઈની જય, વંદેમાતરમ્ અને ઇન્કિલાબ ઝીન્દાબાદના જયનાદો વચ્ચે તેમને ઉતારે લઈ જવામાં આવ્યા હતા.

બે કલાક આરામ બાદ ત્રણ વાગે વિષય વિચારીણી સભા મળી હતી તેમાં બે દિવસનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો હતો. અને સાંજના ચાર વાગે જાહેર પરિષદની શરૂઆત કરવામાં આવી હતી. પરિષદમાં લાઉડસ્પીકરોની વ્યવસ્થા કરવામાં આવી હતી.

**સફળતા ઈચ્છતા સંદેશા**

શરૂઆતમાં વિદ્યાર્થીઓની 'ઈશ્વર સ્તુતિ' બાદ, શ્રી નારણભાઈએ પરિષદની સફળતા ઈચ્છતા આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. આવેલા સંદેશાઓમાં વડોદરાથી રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈનો સંદેશો મુખ્ય હતો તે ઉપરાંત આણંદથી 'પાટીદાર'ના તંત્રી પુ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલનો તથા વડોદરાથી રાજ્યના ખેતીવાડી ખાતાના મુખ્ય અધિકારી મી. એલન સાહેબનો ખેડૂતોને સંબોધીને એક સંદેશો હતો અને મુંબઈથી મણુંદના વતની ભાઈ મંગળભાઈ અમીનનો સંદેશો હતો. બધા સંદેશાઓમાં પરિષદની સંપૂર્ણ સફળતા ઈચ્છવામાં આવી હતી.

**પ્રમુખની વરણી**

ત્યારબાદ સભાનું પ્રમુખ સ્થાન સ્વીકારવાની પુ. દરબાર સાહેબને વિનંતી કરતી

દરખાસ્ત શ્રી નારણભાઈ તરફથી રજુ થઈ હતી. તે દરખાસ્તને ટેકો મળ્યા બાદ સભાનું પ્રમુખસ્થાન પૂ. દરબાર સાહેબે સ્વીકાર્યું હતું.

**સ્વાગત પ્રમુખનું ભાષણ**

બાદ સ્વાગત પ્રમુખ શ્રી ખેમાભાઈએ આવેલા મહેમાનોને આવકાર આપતાં તેમનો અહીં આવવા બદલ આભાર માની બોલતાં જણાવ્યું હતું કે, 'ઘણાં વખતથી જ્ઞાતી સુધારણા કરવાની આપણી ઇચ્છા હતી, આજે તે સુધારાના વિચારોનો અમલ કરવાની તૈયારી માટે આપણે અહીં પરિષદ ભરી છે. આ પરિષદ ભરવાનું માન મળવા બદલ બાલીસણા ગામ ઈશ્વરનો આભાર માને છે. દસ પંદર વરસ પહેલાં આવી પરિષદ ભરવાનો પ્રયત્ન કેટલાક માણસોએ કરેલો પરંતુ યોગ્ય સહકારના અભાવે તે પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. ત્યાર પછી ઘણાએ પ્રયત્નો થયા અને એના ફળરૂપે આજે આ પરિષદ ભરાઈ છે. મને સ્વાગત પ્રમુખ તરીકે જે માન આપવામાં આવ્યું છે તે બદલ હું આપ સર્વનો ઘણો જ આભાર માનું છું. સમયના વહેણ સાથે આપણે પણ વહેવું જોઈએ. દરેક જ્ઞાતિઓ આજે આગળ વધી રહી છે. છતાં આપણે હજુ ઘણા પછાત છીએ. આપણી જ્ઞાતિમાં પુષ્કળ કુરિવાજો છે. વૃદ્ધ લગ્ન, બાળ લગ્ન, સાટાંપેટાં, કજોડાં, વગેરે કોઈ પણ સંસ્કારી જ્ઞાતિમાં ન હોઈ શકે, તેવાં આપણે ત્યાં છે. મને આશા છે કે આપણામાં પ્રવર્તી રહેલી તમામ બદીઓનો યોગ્ય વિચાર કરી તેનો નિકાલ કરવામાં આવશે. આપણી આ પરિષદ પુ. દરબાર સાહેબ જેવા પ્રખર લોક સેવકના પ્રમુખ પણા નીચે મળી છે. તે આપણાં ધનભાગ્ય છે. અહીં આવવા બદલ હું પૂજ્ય દરબાર સાહેબનો આપણા સર્વ વતી ખૂબ જ આભાર માનું છું, અને પરિષદ સંપૂર્ણ રીતે સફળ થાય તેવી આશા રાખું છું.'

**ત્યાર પછી શ્રી નારણભાઈએ પ્રમુખશ્રીની ઓળખાણ આપ્યા બાદ પૂજ્ય દરબાર સાહેબે પોતાના પ્રમુખ તરીકેના ભાષણની શરૂઆત કરી હતી.**

**પ્રમુખશ્રીનું ભાષણ**

દરબારશ્રીએ પોતાની ધીર ગંભીર વાણીમાં બોલતાં જણાવ્યું હતું કે, 'આજની પરિષદના પ્રમુખ સ્થાન માટે મારી પસંદગી કરી છે તે બદલ હું આપ સર્વનો આભાર માનું છું મને લાગતું હતું કે આ બાજુના કોઈ તમારા રીતરિવાજોથી વધુ પરિચિત માણસને આજના પ્રમુખસ્થાન માટે આમંત્રણ આપ્યું હોત તો સારું. છતાં તમે મને અહીં હાજર રહેવાનું આમંત્રણ આપ્યું તે મેં કબુલ કર્યું. મને લાગ્યું કે મારાથી જે થોડી ઘણી સેવા થઈ શકતી હોય તે કરવી. ધારાસભાની ચૂંટણી વખતે હું અહીં પ્રચાર માટે આવેલો. તે વખતે મારા પર આ વિભાગના ભાઈઓએ ખૂબ અસર કરી હતી. તે વખતના અમલદારોએ પ્રજામંડળ વિરુદ્ધ સતત પ્રયત્નો અને જુલમો કરેલા, છતાં આ ભાઈઓએ પ્રજામંડળને જ સાથ આપેલો. તેમની બહાદુરી અને હિંમત માટે મને માન ઉત્પન્ન થયેલું અને તેથી જ મેં અહીં આવવાનો ઠરાવ મંજુર કર્યો અને એને માટે મને બહુ આનંદ થાય છે.

## હું ત્યાગી નથી. હું પણ તમારા જેવો જ છું.

મારી ઓળખાણ આપવામાં કાંઈક ગેરસમજ થઈ હોય તેમ જણાય છે. મેં અનેક જગ્યાએ કહ્યું છે કે હિન્દુસ્તાનમાં પરદેશીઓનું રાજ્ય છે. જ્યાં પરદેશીઓ રાજ્ય કરતા હોય ત્યાં રાજા અને દરબારોનું અભિમાન ખોટું છે. બધાને પરદેશી વાઈસરોય, ગવર્નરો અને રેસીડેન્ટોના સંતોષ ખાતર રહેવાનું હોય છે. જો તેમને સંતોષ મળતો બંધ થાય તો તે રાજા કે દરબાર મટી જાય છે હું દરબાર હતો. મારો કંઈક પણ ગુન્હો નહોતો, કાયદાનો કોઈ જાતનો ભંગ મેં કર્યો નહોતો, મારો ગુનો એટલો હતો કે; દુનિયા જે મહાન પુરુષને મહાત્મા કહી માન આપે છે, તેની સાથે સંસર્ગ સાધવાનો મેં પ્રયત્ન કરેલો અને એટલા માટે જ મારે એ પરદેશી સત્તાની ખફગીના ભોગ બનવું પડેલું. હું ત્યાગી નથી. મેં કાંઈપણ ત્યાગ્યું નથી. મેં તો ફક્ત ખોટી ભ્રમણાઓનો જ ત્યાગ કર્યો છે. હું માનતો હતો કે, હું દરબાર છું. હું મોટો છું. પરંતુ એ ભ્રમણા હતી. એ પ્રસંગે મારી ભ્રમણા ભાગી પડી. હું ખરેખર સમજ્યો કે, આપણા દેશમાં કોઈ રાજા નથી કે કોઈ દરબાર નથી. જ્યાં સુધી આપણા દેશમાં પરદેશીઓ રાજ્ય કરે છે ત્યાં સુધી આપણે બધા ગુલામ છીએ. રાજાઓ અને દરબારો પોતાને મોટા માનતા હોય તો તે તેમની ભ્રમણા જ છે અને એ ભ્રમણાનો મેં ત્યાગ કર્યો. ત્યાગ નહોતો કર્યો ત્યાં લગી હું મુર્ખ હતો. હાલ તમારા જેવો જ સાધારણ માણસ છું. તમારી જ કોમનો છું, મારે પણ જમીન છે. કુટુંબ છે, બૈરી છોકરાં છે, તમારા જેવો જ વહેવારી હું પણ છું. અને મારાથી જે થઈ શકે તે સેવા કરવાની ઉમેદ ધરાવું છું.

## કંઈક કરી છુટવા માટે આપણે એકઠા થયા છીએ

આજે એવા એક કામ માટે અહીં આવ્યો છું, એ આવવાનું આમંત્રણ આપવા બદલ આપનો ઉપકાર માનું છું. મને જાણવા મળ્યું છે કે પાટીદાર કોમ માટેની એક પરિષદ ભરાય તેવી કેટલાક જણની ઇચ્છા હતી. સામાજિક કુધારાઓને લીધે કોમ હેરાનગતિ ભોગવે છે. તેનો ઉપાય શોધવાની જરૂર હતી. તેથી આજે આ પરિષદ મળી છે. આપણે જ્યારે જ્યારે આવી પરિષદ ભરીએ છીએ ત્યારે ત્યારે કંઈ કરવા માટે મળીએ છીએ.

## આજે દુનિયા આગળ વધી રહી છે.

દરેક સમાજને બંધનો હોય છે. પણ તે સમાજને સુખી કરતાં હોવાં જોઈએ. આપણે સુધારાના વિચારો કરીએ છીએ અને આપણે સુખી થઈએ તેવું બંધારણ ઘડવા માગીએ છીએ - ઘડવું જોઈએ, દુનિયા અનાદિકાળતી સમાજ બંધારણની પોતાની સમજ પ્રમાણે પોતાની સુખ સગવડ ખાતર ઘડે છે કે જેથી પોતાનું જીવન સુખેથી પસાર થઈ શકે. આપણે વિચાર કરતા નથી કે દુનિયા આગળ વધી રહી છે. આપણને લાગે છે કે આપણી સ્થિતિ તો ઉલ્ટી બગડી રહી છે. આપણા અવતારો પરથી માલમ પડે છે કે દુનિયાનો હંમેશાં વિકાસ થતો આવ્યો છે. પ્રગતિ એજ કુદરતનું સુત્ર છે. આગળ વધવા માટે કંઈક અનુકૂળતાઓ મળે જાય છે. જુના વખતના રિવાજો અને

નિયમો તે વખતે અનુકૂળ હતાં. પરંતુ હવે તો જમાનો બદલાયો છે એટલે રિવાજો અને નિયમો પણ બદલાવો જ જોઈએ.

**જુના નિયમોને વળગી રહે ન ચાલે.**

કેટલાક નિયમો અચળ હોય છે. જેમ કે સત્ય બોલવું, દયા રાખવી, પરોપકારી બનવું વગેરે અને કેટલીક બાબતોમાં હંમેશાં ફેરફાર થયા જ કરે છે. દા.ત. લગ્ન પ્રથા. લગ્ન પ્રથામાં દુનિયાના આદિ કાળતી કેટલાએ ફેરફારો થયા કર્યા છે. તેવી રીતે બીજા ઘણાએ સામાજિક રિવાજો સમયે સમયે ફેરવવા પડે છે. તે ફેરવવામાં જ આપણું કલ્યાણ સમાએલું હોય છે. દરેક પ્રસંગે જુના વિચારોને જ વળગી રહીએ તે આ જમાનામાં ન ચાલી શકે. એ માટે વિચાર કરવો જરૂરી છે. કેટલાક નિયમો આપણા સુખને માટે જ કરવામાં આવે છે. અને તે જમાનાને બંધ બેસતા હોય છે. જમાનો બદલાતાં તે નિયમો પણ બદલાવા જોઈએ.

**આપણે જમાનો ઓળખવો જોઈએ.**

પહેલાં મનુષ્યો નાની ટોળીઓમાં રહેતાં ત્યારે પોતે જ્યારે ફળો વગેરે વીણવા જતાં ત્યારે એક માણસને ઘરની ચોકી કરવા માટે નીમતા. આગળ જતાં વસ્તી વધવાથી તે માણસની સહાય માટે વધુ માણસો નીમાયાં. એમ કરતાં એ ચોકીદારમાંથી રાજાની ઉત્પત્તિ થઈ અને તે સત્તાધીશ થઈ બેઠો. મનુષ્યે પોતાના સુખ ખાતર બનાવેલો રાજા કાળે કરીને સરમુખત્યાર થઈ પડ્યો અને જમાનો પલ્ટાતાં તે હુકમ કરે તે પ્રમાણે જ પ્રજાએ વર્તવું પડ્યું. રાજાઓ પ્રજાને માટે છે. પ્રજાએ રાજાઓને પોતાના હીત ખાતર બનાવ્યા છે. એ રાજાઓ અત્યારે પ્રજાના સંપૂર્ણ ધણી થઈ બેઠા છે. એ પણ જમાનાનો પરિપાક છે. આજે સરદાર વલ્લભભાઈના માનનું કારણ શું છે ? તેમની પાસે પઈસો નથી. ગાંધીજી પાસે લશ્કર નથી. છતાં તેઓ પ્રજામાં પુજાય છે. શા માટે ? કારણ કે તેમને પ્રજા પ્રત્યે પ્રેમ છે. દુઃખીના દુઃખે દુઃખી એ જ એમનું જીવન ધ્યેય છે. રાજાઓ દેવ હોય તો બેશક તેમને અનુસરવું. પરંતુ દાનવ જેવા હોય તો જરૂર તેનો વિરોધ કરવો જોઈએ. આપણામાં આપણા હિતનું રક્ષણ કરવાની તાકાત નથી. જમાના પ્રમાણે આપણે આગળ વધી શક્યા નથી. જમાનો ઓળખી આપણે આગળ વધવાની કોશીશ કરવી જોઈએ. જ્યારથી માણણ સમજણો થાય છે. ત્યારથી તેને મુડી મીલ્કત એકઠાં કરવાની ચિંતા થાય છે. તે માટે તે મહેનત મજુરી કરે છે. પરંતુ મહેનત કરીને મેળવેલું તેને ઉપયોગ કરતાં આવડતું નથી. ખોટા ખરચોમાં તણાઈને હાથે કરીને હેરાન થાય છે.

**વૃદ્ધોએ જુવાનોને ન રોકવા જોઈએ.**

જમાના પ્રમાણે યુવાનો જે સુધારા કરવા ઇચ્છે તેમને વૃદ્ધોએ રોકવા ન જોઈએ. પોતે કંઈ કરવું નહીં અને બીજાઓને કરવા પણ ન દેવું એ ઠીક ન કહેવાય. કેળવણી, ધાર્મિક, વગેરે કોઈ પણ બાબતોમાં આપણે આગળ નથી. પછી પરદેશીઓ આપણા ઉપર રાજ્ય કરે તેમાં શી નવાઈ ? યુવાનોને આગળ વધવાની રજા આપવી જોઈએ.

ખેડૂતે શા માટે દુ:ખી થવું જોઈએ ? તેને ઘેર જમીન છે. તે સ્વતંત્ર છે છતાં શા માટે તે દુ:ખી થાય ? જે કોમ રાત દિવસ મહેનત કરે છે તેને દુ:ખ ક્યાંથી હોય ? પણ આપણે કુરીવાજોને લીધે જ દુ:ખી થઈએ છીએ. યુવાનો કંઈ પ્રગતિ કરવા પ્રયત્ન કરે તો ઘરડાઓ તેનો વિરોધ જ કરે છે એ અંતરાય રૂપ થાય છે. એ ઘરડાઓએ હવે સમજીને યુવકોના માર્ગમાંથી ખસી જવાની જરૂર છે.

**જંગલી રિવાજોનો નાશ કરો**

આપણામાં આપણો ભાઈ દુ:ખી થતો હોય તો તરફ આપણે જોતા નથી. આ આપણી મનોદશા છે. લગ્ન વહેવાર જેવા પવિત્ર પ્રસંગે સાટાંપેટાં કરી છોકરા છોકરીઓનો વેપાર થઈ શકે ? ગરીબમાં ગરીબ પાટીદારનો છોકરો સાટું કરે તો આપણે શરમાવું જોઈએ. દરેક જણ પોતાનું જોઈ બેસી રહે તે યોગ્ય નથી. સગા-ભાઈનો છોકરો કુંવારો હોય તો પણ આપણને કંઈ પડી નથી. ફક્ત સ્વાર્થની ચિંતા છે. આવા જંગલી રિવાજ આપણે પાલતા આવ્યા છીએ, તેનો સંપૂર્ણ નાશ કરવો જોઈએ. પહેલાં પોતે દુ:ખી થઈ બીજાને સુખી કરવાની વૃત્તિ હતી. આપણા વર્તનથી આપણા ભાઈઓને દુ:ખ ન થાય તે આપણે જોવું જોઈએ. આ બધાનો વિચાર કરી બંધારણ કરોતો ઠીક થાય. આપણા ઘરનો વહીવટ બીજો કરે તે કેમ સહન થાય ? આપણો વહીવટ આપણે જ કરી લેવો જોઈએ. જો આપણે લાયક ન હોઈએ તો વહીવટ કરી શકીએ નહિ. માટે પ્રથમ આપણે લાયક બનવાની જરૂર છે.

આપણામાં કહેવત છે કે 'જેવો રાજા તેવી પ્રજા' પરંતુ આ જમાનામાં તે કહેવત બદલાઈ ગઈ છે. અત્યારે તો 'જેવી પ્રજા તેવો રાજા' જેમ ઇંગ્લેન્ડની પ્રજા મજબુત છે, તેથી રાજાએ પ્રજાનું માનવું પડે છે.

**અશુદ્ધિને દૂર કરો.**

ખોટો ખરચો, સાટાં પેટાં, અયોગ્ય લગ્નો તથા ઊંચા નીચાના ભેદ કાઢી નાખો. કોઈ ઊંચું કે કોઈ નીચું નથી. બધા સરખા છે. અશુદ્ધિને દૂર કરી શુદ્ધ બનો. આપણો ધર્મ સારો અને બીજાનો ખરાબ એ ભ્રમણા કાઢી નાખો. સામાજિક ઉપરાંત રાજકિય અને ધાર્મિક સુધારા કરવાની પણ જરૂર છે.

આપણે ખાદી પહેરવી જોઈએ. ગાંધીજી આપણને વિનંતિ કરીને કહે છે કે ખાદી પહેરો, તો આપણે નથી પહેરતા. અને જો સરકાર હુકમ કરે કે ખાદી પહેરો, તો બધા જરૂર પહેરવાના ! વિનંતિ કરીને આપણને કોઈ કહે તો આપણે માનતા નથી. રોફથી કહેતો જરૂર માની જઈએ !

હું આશા રાખું છું કે પરિષદ કમિટિ જેવું બંધારણ રાખે. વર્ષમાં એકાદ વખત મળે. સુખ દુ:ખનો વિચાર કરે. પરિષદમાં ખર્ચ વધારશો તો બીજી વખત પરિષદ ભરતાં વિચાર કરવો પડશે. પરિષદનું બંધારણ ઘડો. જ્ઞાતિમાં કંઈ વજન હોય તેવા માણસોને સભાસદ બનાવો. આ પરિષદ વૃદ્ધોની પણ છે તેમનો પણ સાથ મેળવવો જોઈએ.

આપ સર્વએ મારા પ્રત્યે ખૂબ જ પ્રેમ બતાવ્યો છે. તમે સંગીન કાર્ય કરશો તો મારું આવ્યું સાર્થક થશે.'

(આટલું કહી પ્રમુખશ્રીએ પોતાનું આજનું ભાષણ પૂરું કર્યું હતું અને પ્રમુખસ્થાનેથી પાંચ ગામના કુટુંબવાર ચુંટેલા પ્રતિનિધિઓનું એક જવાબદાર પંચ (મંડળ) સ્થાપવાનું બંધારણ ઠરાવ રૂપે રજુ કરવામાં આવ્યું હતું જેને પાંચે ગામના એક એક ભાઈ તરફથી પોતપોતાના ગામ તરફથી ટેકો મળ્યો હતો. અને કેટલીક ચર્ચાને અંતે તે ઠરાવ સર્વાનુમતે મંજુર થયો હતો.)

નોંધ :- (આ ઠરાવ પ્રમાણે થોડા વખતમાં જ પાંચે ગામના કુટુંબવાર પ્રતિનિધિઓ નોંધાયા પછી તેમની સહીઓ લઈ પાકું બંધારણ છપાવી દરેક કુટુંબના પ્રતિનિધિને મોકલવામાં આવશે.)

અત્યાર લગી પાંચ ગામનું વ્યવસ્થિત પંચ નહોતું તેમજ સમાજનું પાકું બંધારણ નહોતું. તેથી આ ઠરાવથી પાંચ ગામનું એક જવાબદાર પંચ અસ્તિત્વમાં આવશે અને આ પંચ સમાજમાં યોગ્ય સુધારા કરી શકશે.

સભાનું કામ પૂરું થાય તે પહેલાં પાટણથી પૂ. રવિશંકર મહારાજ તથા પાટણ મહાલ વિદ્યાધિકારી મી.ગો.ના. પટેલ આવી પહોંચ્યા હતા. દરબારશ્રીએ પૂ. રવિશંકર મહારાજની સભાજનોને ઓળખાણ આપી હતી અને આ વખતે પરિષદમાં કંઈક બોલવાની વિનંતી કરી હતી, તે વિનંતીનો સ્વીકાર કરી પૂ. રવિશંકર મહારાજે બોલતાં જણાવ્યું હતું કે,

**દરબાર સાહેબ, ભાઈઓ અને બહેનો**

આજે તમારી પરિષદ પહેલી છે. તમે ધારાધોરણ ઘડવા માટે ભેગા થયા છો. હું સમજી શક્યો છું કે હરકત કર્તા રિવાજોને એક માણસ તે ગમે તેટલો હિંમતબાજ હોય તો પણ ન તોડી શકે. માટે એકઠા મળીને કામ કરીએ તો તોડી શકાય માટે જ તમે એકઠા થયા છો.

આવી પરિષદો મેં તો બહુ જોઈ છે. આખા ગુજરાતમાં હું ફરું છું અને તેથી મને અનુભવ છે. ઘણીએ પરિષદો ભરાય છે, મોટાં ભાષણો થાય છે. આપણે જાણીએ છીએ કે આપણા રિવાજો ઘણા ખરાબ છે. આપણે ખોટા રસ્તે ચઢી ગયા છીએ. પણ આ બધામાંથી છુટવાની પહેલ કોણ કરે ? આપણને આ રિવાજોને વશ વર્તવાની ટેવ પડી છે. ઘણા લાંબા વખતથી તે ટેવ પડેલી છે. લાંબા વખતની ટેવ ખાનદાની ગણાય છે. જેમ ઠાકરડાઓમાં લુંટ અને ચોરી કરવાની ટેવ તે ખાનદાની ગણાય છે ! તેમ આપણામાં પણ આ રિવાજોને ચુસ્તપણે વળગી રહે તેને ખાનદાન ગણવામાં આવે છે !

**તમારી જ્ઞાતિમાંથી કોઈ સુધારક નીકળશે.**

સુધારો કરવા માટે લાંબા વખતથી કરેલી મૈત્રી તોડવાની જરૂર પડશે. કારણ કે, કોઈ સુધારક વિચારનો હોય અને તેનો મિત્ર અગર સંબંધી જુના વિચારનો હોય, અને તે જુના રિવાજો પ્રમાણે વર્તતો હોય, જો તમે તેને મિત્ર તરીકે સાથ આપો

તો તમે સુધારો નહિ કરી શકો. સાચા સુધારકને તો વખત આવે. મિત્રો તેમજ કુટુંબીઓ અને સગાંનો સાથ પણ છોડવો પડશે.

દરબાર સાહેબ ચરોતર પાટીદારના શિરોમણી છે. ત્યાં પણ કુધારા તો છે જ. તે દુર કરવામાં તેમણે મુખ્ય ભાગ લીધો છે. આજે તે તમારા ત્યાં પ્રમુખ છે. ત્યાં જુવાનીઆઓને સુધારા કરતાં બહુ વેઠવું પડ્યું હતું. તેથી એમ ન ધારી લેશો કે તમારે પણ એટલું જ વેઠવું પડશે. કદાચ ઓછું પણ વેઠવું પડે. **હાથ તો બધા ઊંચા કરશો પણ પાળવું કઠણ છે. પોતાને ઘેર આવે પાળવું જોઈએ.** કોઈક તમારી જ્ઞાતિમાંથી નીકળશે અને તમારી નાતના કલ્યાણ સામું જોશે. વૃદ્ધોને મારી સલાહ છે કે, જુવાનો જે **કામ કરે તેનો તમો વિરોધ ન કરશો. સુધારકે પોતાના પગ પર કોહાડો મારવો પડશે.**

બારમું કરવું કે નહીં તે એક પ્રશ્ન છે. ઘણા કહેશે કે હું તો બારમું નથી ખાતો. પણ મારાં માતા પિતાએ ઘણું ખાધું તેથી મારે કરવું જ જોઈએ. બાપ કહેશે મેં ખાધું છે માટે તમારે કરવું પડશે. **પણ જો તમારામાંથી કોઈ ન કરનાર નીકળે તો તેનો વિરોધ ન કરશો. સુધારા વાતો કરવાથી નહિ થાય પોતાના પગ ઉપર કોહાડો મારવો પડશે. નાતની ગાળો ખાવી પડશે.** જે બારમું નહિ કરે તેના પૈસા તો બચશે અને ખાનારા એટલામાં પઈસાદાર થઈ જવાના નથી. આ સુધારાનો તમે વિચાર કરજો. તાત્કાલિક ભય છે. પછણ કરો તો સહેલ છે. હું એક વખત એક ગામમાં ગયો હતો. ત્યાં એક ભાઈને ત્યાં બારમું હતું. તેનો જુવાનીઆ વિરોધ કરતા હતા. મને એ ગામના એક વૃદ્ધે કહ્યું મહારાજ ! તમે આ જુવાનીઆઓને સમજાવો કે, 'અલ્યા ! તમે તો ચા પાણી, નાટક સીનેમા, મોટરગાડી, સારા કપડાં, તેલ અત્તરો વગેરે પાછલ ખરચા કરી રોજ બારમું કરો છો. ત્યારે અમને એક દિવસ અમારા મા બાપ પાછલ એક બારમું તો કરવા દયો !' આ વૃદ્ધનું કહેવું એકંદરે બરાબર ગણાય. જુવાનોએ મોજ શોખના વધુ પડતા ખરચા ઓછા કરવા જોઈએ.

આજે તમારાં મોં શહેર તરફ છે અને પગ ગામડામાં છે. તમને બધાને શહેરના ભભકાની મોહિની લાગી છે. રહેવું છે ગામડામાં અને જીવન જોઈએ છે શહેરી જેવું. મોટર સાથે ગાડાને જોડીએ તો તેની શી દશા થાય ? તે ઉથલી જ પડે. આજે એવી ઉથલી પડવાની દશા ખેડૂતોની છે. તમે થોડું પેદા કરો છો પણ તમારી પેદાશ પવિત્ર છે. તમે મહેનત કરીને ગમે તેટલું પેદા કરશો પણ બુદ્ધિથી કમાતા વકીલ કે ડોક્ટર જેટલું પેદા નહીં જ કરી શકવાના. બારનાનો ખર્ચ, લગ્ન ખર્ચ વગેરે ખોટા ખર્ચ ઘણા વધ્યા છે. તે ખોટા ખરચો કાઢી નાખસો તો સુખી થશો.

આજે હું તમારી પાસે આ વાતો કહેવા આવ્યો નથી. તે તમને દરબાર સાહેબ કહેશે. તમારામાં બળ છે પણ તે તમારા રક્ષણમાં કામ આવતું નથી. મિલ્કત બચાવવાની શક્તિ તમારામાં ઓછી છે. તમારું સંગઠન સાધી તમારી મિલકતનું રક્ષણ કરતાં શીખો. અંગત સ્વાર્થ ઓછો કરો. **છેલ્લું સુધારા થાય તેનું પાલન કરજો.**

**ન થાય તો જે લોકો તેને પાળે તેને તોડી ન પાડશો. જે કોઈ સુધારા કરે તેને મદદ કરજો.**

(બાદ વંદેમાતરમ્ ગવાયા બાદ તે દિવસનો કાર્યક્રમ પૂરો થયો હતો.)

(તે રાત્રે યુવાનો તરફથી એક સામાજિક નાટક ભજવવાની તૈયારી કરવામાં આવી હતી. તે અંગેની છેક છેવટથી તૈયારીઓ થઈ ગઈ હતી. પરંતુ છેલ્લી ઘડીએ એક વિઘ્ન આવી પડ્યું. બાલીસણાના જ એક યુવાનને તે નાટકમાં એક પાત્ર તરીકે કામ કરવાનું હતું. એ વાત તેના કુટુંબીઓને જાણ થતાં, તેમણે તે સામે સખત વાંધો લીધો અને વાત એટલેથી અટકી હોત તો ઠીક હતું. પરંતુ જો નાટક ભજવાશે તો જરૂર તોફાન થશે એવું યુવાનોને લાગ્યું અને ઘણી દીલગીરીપૂર્વક નાટક ભજવવાનું માંડી વાળવામાં આવ્યું હતું. કારણ કે આ પરિષદ પહેલી હતી એ પહેલી વખતે જ જો તોફાન જેવું કંઈક થાય તો તેથી જનતા ઉપર ખરાબ અસર થાય અને આવેલા મહેમાનોમાં પણ આપણી વઢકણા નીતિથી ખરાબ અભિપ્રાય બંધાય. તેમજ જો તે દિવસે તોફાન થાય તો પરિષદનું બીજા દિવસનું કામકાજ પણ જનતાના સાથ વિના ન થઈ શકે એ બધાં કારણોનો વિચાર કરીને જ તે નાટક ભજવવાનું બંધ કરવું મુનાસીબ ધાર્યું હતું. **કોઈ એમ ન માની લે કે યુવાનોએ તોફાનથી ડરી જઈને, અગર માર પડવાની બીકે નાટક ભજવવાનું માંડી વાળ્યું હતું. યુવાનો તોફાનથી અગર મારથી નથી ડરતા વખત આવે ગમે તેવા તોફાનને કાબુમાં લેવા અને સિદ્ધાંત ખાતર લાકડીઓ નીચે માથું ઝુકાવવા પણ આજના યુવાનો તૈયાર છે. તે જુનવાણી વિરોધીઓ હવે બરાબર સમજી લે.** છેવટે નાટક જોવાની ઇંતેજારીપૂર્વક આવેલા પ્રેક્ષકોને નીરાશ ન થવું પડે તે માટે ગાયનો તેમજ મનોરંજનનો કાર્યક્રમ રાખી રાત્રે મોડા બધા વિખરાયા હતા.

(બીજે દિવસે તા. ૧૭-૫-૪૨ના સવારે નવ વાગે 'મહિલા પરિષદ'ની બેઠક દરબાર સાહેબના પ્રમુખપદે મળી હતી.)

## મહિલા પરિષદ

શરૂઆતમાં બહેન મરીયમબહેનની ઈશ્વર સ્તુતિ બાદ બહેન મંગુબહેને એક સામાજિક ગાયન ગાયું હતું. ત્યારબાદ બહેન પાંખડીબહેને આ સભાનું પ્રમુખસ્થાન પુ. દરબાર સાહેબને આપવાની દરખાસ્ત મુકી હતી તેને બહેન વાલી બહેને ટેકો આપ્યો હતો અને સભાનું પ્રમુખ સ્થાન પૂ. દરબારસાહેબે સ્વીકાર્યું હતું. બાદ બહેન ખેમબાઈબહેને પોતાનું સ્વાગત મંત્રી તરીકેનું ભાષણ વાંચ્યું હતું. પછીથી પ્રમુખશ્રીએ પોતાના ભાષણની શરૂઆત કરી હતી. પૂ. દરબાર સાહેબે બોલતાં જણાવ્યું હતું કે, **સ્ત્રીઓને આજે મીલ્કત ગણવામાં આવે છે.**

હિન્દુસ્તાન ધાર્મિક દેશ છે. આપણે ધર્મને નામે ઘણી ખોટી વસ્તુઓ સ્વીકારી એ વખતે ઘણા અનર્થો થયા. મોટામાં મોટો અનર્થ સ્ત્રીઓને મિલ્કત સમજવામાં આવે છે તે છે. તેને પુરુષના હકની વસ્તુ ગણવામાં આવે છે. સ્ત્રીઓને કોઈ હક

કે અધીકાર નથી. એમણે તો ધણીના દેવ માફક સેવા કરવી જોઈએ. વડીલોની આજ્ઞા માનવી જોઈએ કારણ કે તે શાસ્ત્રોમાં જણાવ્યું છે ! સ્ત્રીઓને મનમાં એમ ઠસાવવામાં આવ્યું છે કે, ધણીને દેવ માનો. ભલે તે લુચ્ચો, લફંગો, અગર દારૂડીઓ અગર ગમે તેવો હોય ! તો જ તેને સ્વર્ગ મળશે, અને તેની ઇકોતેર પેડી તરશે ! જો તે ન પાળે તો તેને ઉદ્ધત, અધર્મી કહી ઉતારી પાડવામાં આવે છે. સ્ત્રી જન્મથી જ આધિન છે. લગ્ન વખતે પણ તેની પસંદગી નહિ. ભલે ગમે તેવો પતિ હોય, સુખે દુઃખે દીવસો કાઢવાના, તાબે રહેવું, અને પરણ્યા પછી ધણીની ગુલામી કરવી અને વિધવા થઈ હોય તો છોકરાઓને આધિન જિંદગી વિતાવવી પડે છે. આટલું છતાં પારકી સેવા આડે પોતાના સુખનો વિચાર નહિ. બીજાને સુખી કરવા ખાતર આખી જિંદગી વૈતરું કરે, છતાં પણ તે સેવાની કોઈને કદર નથી. ઉપકાર નથી. આ સ્થિતિ આજે બહેનોની છે.

સ્ત્રીઓની આધિનતાનો મારોજ અંગત દાખલો આપું. પિતાના મૃત્યુ પછી હું મારી બાના ઉપર હુકમ કરતો. તેને ઘરેણાં લેવા માટે મને કરગરવું પડેલું. જે પહેલાં ઘરની માલીકણ હતી. તેને મારી પાસે કાલાવાલા કરવા પડ્યા. અમારા નોકરો જેની ખુશામત કરતા, તેની સ્થિતિ ઓશીઆળી થઈ પડી.

**સ્ત્રીઓને મિલકતમાં ભાગ મળવો જોઈએ.**

બહેનોનો મિલ્કત પર હક નથી. બહેનોએ ચળવળ ઉપાડવી જોઈએ. કહેવામાં આવે છે કે છોકરીને ભાગ આપવાથી તે મિલ્કત પરગામ જાય પણ તેથી શું ? છોકરો ગમે તેવો ઉડાઉ હોય તો પણ તેને ભાગ આપવામાં આવે તો છોકરીને શા માટે નહિ ? જ્યાં સુધી બહેનોને મિલકતનો અધિકાર ન આપવામાં આવે ત્યાં સુધી તેઓ કદી સુખી થશે નહિ. જો મિલ્કત આવશે તો પતિ ખુશામત કરશે. અત્યારે કોઈ મદદમાં પણ નહિ ઉભું રહે. વગર મિલ્કતના કારણે જ તેમના ઉપર સાચા જુઠા આરોપો મુકાય છે.પુરુષનો જો દોષ થયો હશે તો સ્ત્રી તેને કંઈ નહિ કરી શકે. કારણ કે તેની પાસે મિલ્કત છે. સૌ સ્ત્રીનો દોષ કાઢશે કારણ કે તે લાચાર છે ! મોટામાં મોટું દુઃખ તે મિલ્કતનો પરનો અધિકાર નથી તે છે. આપણા મગજમાં ખુમારી હોય છે. બહેનો મિલ્કતનો દાવો કરે તો આપણે તેને દાબી દઈએ છીએ. સત્તા ગુમાવવી આપણને ગમતી નથી. જેમ સરકાર આપણને જવાબદાર રાજ્ય તંત્ર ન આપવા માટે આપણામાં લાયકાત નથી તેવો આરોપ મુકે છે. તેમ આપણે બહેનોને પણ લાયક ગણતા નથી.

આ મુસીબતથી તેમને જિંદગીભર સેવા કરવી પડે છે. પુરુષો તેને ખુશામત ગણે છે. દીકરા અને દીકરીમાં શા માટે ફેર ગણવો જોઈએ ? ઉલટું દીકરી જો સંસ્કારી હશે તો તે બે ઘર ઉજાળશે. તેથી છોકરીતી તો વધુ ખુશી થવું જોઈએ.

**બહેનોએ સ્વમાની બનવું જોઈએ.**

બીજું બહેનોએ જાતે સ્વમાન ગુમાવ્યું છે. તેઓ માને છે કે સ્ત્રીનો અવતાર જ એવો છે. પતિ તો દેવ સમાન છે. બહેનો પોતે સ્વમાનવાળી નથી. તેમને ધર્મ શું

કહેસે તેની પરવા નથી. પણ સમાજ શું કહેશે તેની ચિંતા છે. તેમને દુનિયા ડાહ્યાં કહે તે જોઈએ છે. બહેનો લોકલાજથી ડરે છે, બહેનોએ સ્વમાની થવું જોઈએ. પુરુષ એકલો શું કરી શકવાનો? તેને સ્ત્રીની મદદની જરૂર છે જ.

જે માણસ શારીરિક મજુરી કરે તે હલકો ગણાય છે. ટેબલ પર કામ કરનાર પ્રતિષ્ઠિત ગણાય છે. પુરુષોએ બુદ્ધિનું કામ લીધું છે. સ્ત્રીઓને શરીરનું કામ સોંપ્યું છે. તેથી જ સ્ત્રીઓ હલકી ગણાય છે. અને સ્ત્રીઓએ પોતાનું હલકાપણું સ્વીકારી લીધું છે. શિક્ષિત બહેનો નિરાધાર શા માટે ? એ ધારે તેટલા સુધારા કરી શકે તેમ છે. તમે તમારી જાતે નહિ સુધારી શકો તો તમારા બાળકોને શું સુધારી શકવાનાં હતાં ? તમે સ્વતંત્ર છો. કમાતાં છો. હિંમત રાખી સુધારો કરો. ફેરફાર કરતાં બુમાબુમ થશે. છતાં હિંમત પૂર્વક કંઈક કરો, તો દુનિયા ટેકો આપશે. સમાજના સુધારા માટે બંડ કરો. શરૂઆતમાં મુશ્કેલી પડશે, સહન કરવું પડશે, પરંતુ છેવટે સુખી જ થશો.

**પુરુષને બધી છુટ, સ્ત્રીને બધાં બંધન !!**

વિધવાની મુશ્કેલી કેટલી બધી છે માણસ સંયમ પાળે તો સારું. પણ બળાત્કારે સંયમ પળાવવો યોગ્ય નથી જ. પુરુષ ગમે તેટલી વાર પરણી શકે, પણ બહેન નાની ઉંમરમાં જ રાંડી હોય તો પણ લગ્ન ન કરી શકે ! કારણ કે ધર્મનો વિરોધ છે. સ્ત્રીઓએ તો સંયમ પાળવો જોઈએ. બધીય બાબતોમાં તેને સંયમ અને આદમીઓને બધીય છુટ ! એ અન્યાય નથી ? એ અન્યાય નથી ? એ અન્યાયો આપણે કરીએ તો પછી કયા આધારે આપણે જવાબદાર રાજતંત્ર માગીએ ? ધારો કે તમારા હાતમાં રાજતંત્ર આવ્યું તો તમે બહેનોની શું દશા કરશો ? માણસો દેવ નથી. બધા સંયમ રાખી શકતા નથી. સંયમીને આપણે જરૂર પૂજીશું આપણે માનીએ છીએ કે, પુનર્લગ્ન થાય તો કુળનો સત્યનાશ થાય ! કુળ તો નીતિમાં છે.

જો કોઈ પુરુષનો દોષ થયો હોય તો તેને ઠપકો આપી બેસી રહીએ છીએ. તેને ઘરમાંથી કાઢી મુકતા નથી. પણ જો કોઈ બહેનનો દોષ થાય તો તેને ઘરમાં ન જ રાખી શકાય ! આ તે ક્યાંનો ન્યાય ? ન્યાય અને નીતિ દરેક માટે સરખાં હોવાં જોઈએ.

બહેનોએ લગ્ન વખતે ફટાણાં ન ગાવાં જોઈએ. લગ્ન જેવા મંગલ પ્રસંગે અશ્લીલ ગાળાગાળી આપણને ન શોભે.

વડીલોની ઇચ્છાને આધિન થઈ તમો જુલમ માટે મદદગાર થાઓ છો, વડીલોની ઇચ્છા જો ધર્મ વિરુદ્ધ હોય તો જરૂર તેનો વિરોધ કરવો જોઈએ. ખોટી આજ્ઞાને આધીન થઈએ તો આપણે આપણું તથા સમાજનું પતન કરીએ છીએ.

કહેવું સહેલું છે પણ કરવું મુશ્કેલ છે. હિંમત લાવવા માટે સમૂહ સ્થાપો. તેથી તમને સૌનો ટેકો મળશે અને અનેક કામ થશે. ભગિનિ સમાજ સ્થાપો. તમારા બંધારણમાં હું એક સુચના મુકવા માગું છું કે, તે માત્ર પાટીદાર બહેનો માટે જ નહિ. પણ તે બધાને માટે હોવું જોઈએ જનરલ નિયમો બધાને સરખા લાગુ પડે છે. તો 'પાટીદાર સમાજ'ને બદલે બધી જ્ઞાતિઓનો 'સમાજ' સ્થાપો. ક્ષેત્ર મર્યાદિત

હોય તો 'પાંચ ગામ ભગિનિ સમાજ' સ્થાપો, પણ બધી ભગિનિઓને માટે રાખો. વિચાર કરજો યોગ્ય જણાય તો ફેરફાર કરજો.

(એટલેથી પૂ. દરબાર સાહેબનું ભાષણ પૂરું થયું હતું અને પછી 'શ્રી પાંચગામ મહિલા સમાજ' નામે બહેનોનું એક મંડળ સ્થાપવામાં આવ્યું હતું. તતા તેનું બંધારણ ઘડી કાઢવામાં આવ્યું હતું. જે નીચે પ્રમાણે છે.

**'શ્રી પાંચગામ મહિલા સમાજ'નું બંધારણ**

(૧) નામ

આ સમાજનું નામ 'સ્રી પાંચગામ મહિલા સમાજ' રહેશે.

(૨) ઉદ્દેશ

આ સમાજનો ઉદ્દેશ સ્રીઓની હરેક પ્રકારની ઉન્નતિ માટે પ્રયત્નો કરવાના રહેશે.

(૩) **આ સમાજના સભ્યની લાયકાત નીચે પ્રમાણેની રહેશે.**

अ વાર્ષિક ચાર આના ભરનાર દરેક બહેન આ સમાજનો સભ્ય થઈ શકશે.

ब આ સમાજના સભ્યથી બારમાં કે સીમંતના જમણો જમી શકાશે નહીં.

क વિવાહ પ્રસંગે આ સમાજના સભ્યથી ફટાણાં ગાઈ શકાશે નહિ તેમજ તેને બંધ કરાવવા હરેક પ્રયત્નો કરવા પડશે.

ड પાંચ ગામ બહારની કોઈ પણ બહેન આ સમાજનો સભ્ય થઈ શકશે.

(૪) કારોબારી સમિતિ

अ સમાજના સભ્યોમાંથી એક પ્રમુખ, એક મંત્રી અને બીજા પાંચ સભ્યો ચૂંટી કુલ સાત સભ્યોની એક 'કારોબારી સમિતિ' સ્થાપવામાં આવશે.

ब 'કારોબારી સમિતિ' તેમજ 'સામાન્ય સભા' બન્ને સભાઓમાં કામકાજની શીસ્ત જાળવવાનું કામ પ્રમુખ કરશે. બંને પક્ષમાં સરખા મતો થતા હોય તેવે પ્રસંગે પ્રમુખ પોતાની મરજી મુજબ નિર્ણય આપી શકશે. તથા 'કારોબારી સમિતિ તેમજ 'સામાન્ય સભા' ક્યારે બોલાવવી તેની વ્યવસ્થા માટે મંત્રીને સલાહ આપશે.

क નાણાંકીય હરેક પ્રકારનું કામ મંત્રી કરશે, તથા પ્રમુખની સુચનાઓનો અમલ કરશે.

ड આ 'સમાજ' વર્ષમાં બે વખત મળશે.

इ 'સમાજ'નું કામકાજ કોઈ પણ હાજરીથી થઈ શકશે અને કારોબારીનું કામકાજ ત્રણ સભ્યોની હાજરીથી થઈ શકશે.

(૫) **'સમાજ' બંધારણમાં ફેરફાર કરવાનો અધિકાર**

સમાજના બંધારણમાં યોગ્ય તે ફેરફાર કરવાનો અધિકાર સમગ્ર સમાજના હાથમાં રહેશે.

'શ્રી પાંચગામ મહિલા સમાજ'ના સભ્યોની યાદી

| | | |
|---|---|---|
| (૧) | મંછાબહેન રૂઘનાથભાઈ પટેલ | પ્રમુખ |
| (૨) | રાઈબહેન મોહનલાલ પટેલ | મંત્રી |
| (૩) | રાજીબહેન રાયચંદભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૪) | વાલીબહેન પુરુષોત્તમ પટેલ | સામાન્ય સભ્ય |
| (૫) | મંગુબહેન સાંકળચંદ પટેલ | સામાન્ય સભ્ય |
| (૬) | પાંખડીબહેન કાશીદાસ પટેલ | સામાન્ય સભ્ય |
| (૭) | ખેમ્બાઈબહેન દેવચંદભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૮) | મંછાબહેન જેઠાભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૯) | બેનીબહેન જેઠાભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૦) | ખેમ્બાઈબહેન પ્રભુદાસ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૧) | કપિલાબહેન માધવલાલ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૨) | દલસીબહેન ભાઈચંદદાસ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૩) | રામબાઈબહેન દયાળજીભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૪) | સીતાબહેન મણીલાલ મહેતા | સામાન્ય સભ્ય |
| (૧૫) | પાંખડીબહેન નાનજીભાઈ પટેલ | સામાન્ય સભ્ય |
| (૧૬) | રતનબહેન અંબારામ પટેલ | સામાન્ય સભ્ય |

આ ઉપરાંત બીજા વધુ સભ્યો પણ નોંધાયા છે. જેમનું લવાજમ આવ્યા પછી તેમનાં નામો જાહેર કરવામાં આવશે.

(તે જ દિવસે સવારે ૧૦॥ થી ૧૧॥ સુધી ખેડૂતભાઈઓની સભામાં મહેસાણા પ્રાંતના ખેતીવાડી ખાતાના ઇન્સ્પેક્ટર મી. દેસાઈએ **ખેતી સુધારણા** વિષે ભાષણ આપ્યું હતું.)

## યુવક પરિષદ

બહેનોની 'ઈશ્વર સ્તુતિ'થી કામકાજની શરૂઆત કરવામાં આવી હતી ત્યારબાદ એક તરૂણે શ્રી પ્રદીપજીનું 'ચલ ચલ રે નવજવાન' નામે એક પ્રેરણાત્મક ગીત ગાયું હતું. ત્યારબાદ શ્રી રેવાભાઈએ 'રૂઢીની સાંકળ તોડી નાખો રે' નામે એક સામાજિક ગાયન ગાયું હતું. પછીથી શ્રી કાશીભાઈએ આજની સભાનું પ્રમુખસ્થાન લેવાની પુ. દરબારશ્રીને વિનંતિ કરતી દરખાસ્ત મુકી હતી. તેને ટેકો મળ્યા બાદ પુ. દરબારસાહેબે સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

બાદ શ્રી ઈશ્વરભાઈએ 'યુવકની ફરજ' એ વિષે ટૂંકમાં વિવેચન કર્યું હતું. ત્યારબાદ 'શ્રી પાટીદાર યુવક સંઘ'નું બંધારણ ઠરાવના રૂપમાં શ્રી ઈશ્વરભાઈએ રજુ કર્યું હતું. જે નીચે આપવામાં આવ્યું છે.

'શ્રી પાટીદાર યુવક સંઘ'નું બંધારણ અને ધારા ધોરણ

૧. નામ

આ સંસ્થાનું નામ 'શ્રી પાટીદાર યુવક સંઘ' રહેશે.

૨. ઉદ્દેશ

સામાજિક અને નૈતિક દષ્ટિએ પ્રસિદ્ધ થતા આદર્શોનું પાલન કરવું તથાસમાજ પાસે તે આદર્શોનું પાલન કરાવવાના પ્રયત્નો કરવા.

૩. સેવાક્ષેત્ર

આ સંસ્થાનું સેવાક્ષેત્ર હાલ તુર્ત પુરતું બાલીસણા. સંડેર, મણુંદ, ભાન્ડુ તથા વાલમ સુધી સિમિત રહેશે.

૪. સભાસદ

अ કોઈપણ વ્યક્તિ જે પાટીદાર હશે તે આ 'સંઘ'નો સભ્ય થઈ શકશે. સભ્યનું વાર્ષિક લવાજમ ૧) રૂપિયો રહેશે તે વર્ષની શરૂઆતમાં ભરી દેવું પડશે.

ब આ 'સંઘ'નો સભ્ય સંઘ'ના ધારધોરણ મુજબ વર્તવા બંધાએલો છે. તેને 'સંઘ'ની 'સામાન્ય સભા' તથા 'કારોબારી સમિતિ'ના આદેશોને માન આપવું પડશે.

क 'કારોબારી સમિતિ'ના સભ્યે નીચે જણાવેલા સાત નિયમો તથા સામાન્ય સભ્યે તે સાતમાંથી કોઈપણ ચાર નિયમો પાળવાની પ્રતિજ્ઞા લેવી પડશે.

૧. મરણ પાછળનું જમણ તથા સિમંતના જ્ઞાતિવરા ન કરવા તેમજ કરનારને કોઈ પણ પ્રકારનો સાથ ન આપવો.

૨. બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડાં ન કરવાં તેમજ કરવામાં કોઈને સહકાર પણ ન આપવો. (ચૌદ વર્ષથી નાની છોકરીનું તથા ૧૮ વર્ષથી નાના છોકરાનું લગ્ન બાળલગ્ન કજોડું ગણાશે.)

૩. પેટા સંબંધમાં પ્રથમનાં દેવાં બાકી ન હોય તેવા સંજોગોમાં પોતાનું, પોતાના દીકરા તેમજ દીકરીનું લગ્ન સાટાં પેટાંની પદ્ધતિથી ન કરવું.

૪. સમાજ છૂટી આપે ત્યારે વિધુરે વિધવા સાથે જ લગ્ન કરવાં. (બાળ વિધુર અવિવાહિત સમાન હોઈ તે આ નિયમમાંથી મુક્ત છે.)

૫. કન્યા વિક્રય કરવો નહીં તેમજ કરનારને સાથ આપવો નહીં.

૬. ખાદી પહેરવી.

૭. સિદ્ધપુરની શમશાન યાત્રા વખતે ત્યાં મળતા મિષ્ટ ભોજનને બદલે સાદું ભોજન લેવું.

૫. સામાન્ય સભા

આ સભા સંઘના સભ્યોની બનેલી હશે તે વર્ષમાં એક વખત દિવાળી ઉપર કે ઉનાળામાં મળશે. કાર્યવાહી સમિતિ સર્વાનુમતે તેથી વધારે વખત પણ બોલાવી શકશે. કાર્યવાહી સમિતિ અને અન્ય સભ્યોનું જે તે વર્ષમાં થયેલું કામકાજ અહેવાલ રૂપે સાંભળશે. અને તે પસાર કરી મંત્રીને બહાર પાડવાની રજા આપશે. તે જે તે વર્ષ માટે પોતાની પ્રવૃત્તિઓ નક્કી કરશે, તેમજ અંદાજ પત્રક નક્કી કરશે. વર્ષ દરમિયાન કારોબારીએ ઘડી કાઢેલા ઠરાવો, તેમજ સભ્યોએ પેશ કરેલા ઠરાવો સાંભળશે અને તેમને કોઈપણ રૂપમાં મંજુર કરી શકશે. આ સભા કલમ ૪ ब અને

**क**માં જણાવ્યા પ્રમાણે ન વર્તનાર સભ્ય સામે શિસ્તભંગના પગલાં લઈ શકશે. સભ્યોની કોઈપણ હાજર સંખ્યા પર આ સભાનું કામકાજ ચાલી શકશે.

**૬. કાર્યવાહી સમિતિ**

**अ** સામાન્ય સભા તેના સભ્યોમાંથી કલમ ૪ **क** પ્રમાણેની લાયકાત વાળી પાંચ વ્યક્તિઓ ચુંટી કાઢશે, જેની કાર્યવાહી સમિતિ બનશે. સામાન્ય સભા મળે તે વખતે દર વર્ષે કાર્યવાહીની નવી ચુંટણી થશે. તે વર્ષમાં દીવાળી પર અને ઉનાળામાં એમ બે વખત મળશે. પ્રમુખના આદેશ પર તેમજ કારોબારીના ઓછામાં ઓછા ત્રણ સભ્યોના નિવેદન પર સમિતિ આ નિયમ બહાર પણ મળશે. આ સમિતિ પોતાના સભ્યોમાંથી પ્રમુખ તથા મંત્રીની નિમણૂક કરશે. કારણ વશાત ચાલુ સાલમાં સમિતિમાં કોઈ સભ્ય ઓછો થસે તો તે જગ્યા માટે સમિતિ પોતાનો સાથી શોધી લેશે. આ સમિતિ સંઘ'ની દરેક પ્રવૃત્તિઓની વ્યવસ્થા રાખશે, તેમજ 'સંઘ'નું ભંડોળ એકઠું કરશે. તે કોઈપણ સભ્યને શિસ્તભંગ માટે ઠરાવ કરી કમી કરી શકશે. પરંતુ છેવટનો નિર્ણય તો સામાન્ય સભાનો જ ગણાશે. ઓછામાં ઓછા ત્રણ સભ્યોની હાજરી પર સમિતિ પોતાનું કામકાજ કરી શકશે.

**ब પ્રમુખ :** 'સામાન્ય સભા'નો પ્રમુખ અને 'કાર્યવાહી સમિતિ'નો પ્રમુખ એક જ રહેશે. તે સભાનું કામકાજ વ્યવસ્થાપૂર્વક અને શિસ્તબદ્ધ ચલાવશે. આંતરિક તપાસનીશના સઘળા અધિકારો પ્રમુખને હસ્તક રહેશે. તે સામાન્ય સભા તેમજ કાર્યવાહી સમિતિને સંઘના ધારાધોરણ પ્રમાણે તેની પસંદગીના સ્થળે બોલાવવાની સૂચના મંત્રીને આપશે. અસાધારણ સંજોગોમાં કાર્યવાહીને તે કોઈ પણ વખતે બોલાવી શકશે. તે સરખા મતવાળા ખરડા પોતાની મરજી મુજબ પસાર કરી શકશે.

**મંત્રી :-** પ્રમુખની દરેક સૂચનાઓનો અમલ કરશે. ચીટનીસી અને ખજાનચીનું બંને કામ મંત્રી કરશે. 'સંઘ'નું પ્રચારકાર્ય પણ મંત્રીના હાથમાં રહેશે. પોતાના દફતરની તેમજ બહારથી આવેલી હકીકત વર્ષને અંતે અહેવાલ રૂપે તૈયાર કરી 'સામાન્ય સભા'માં પસાર થવા રજુ કરશે.

**સભ્યો :-** સામાન્ય સભા જે જે પ્રવૃત્તિઓ ઉપાડશે, તેમની વ્યવસ્થા કારોબારી બાકીના ત્રણ સભ્યોમાં વહેંચી દેશે.

**૭. 'સંઘ'ના હોદ્દેદારો**

સંઘના સઘળાં હોદ્દેદારો સેવાર્થી રહેશે, કોઈને પગાર કે મહેનતાણું આપવામાં આવશે નહીં.

**૮. 'સંઘ'ની સુધારા પ્રચાર રીતી.**

હાલમાં પાંચગામનું પ્રતિનિધિત્વ ધરાવતું પંચ જેવું કોઈ વ્યવસ્થિત મંડળ અસ્તિત્વમાં ન હોવાને લીધે તેવા મંડળના સંયોજન માટે આ 'સંઘ' સમાજના અન્ય સુધારકો તેમજ સેવાભાવીઓનો સહકાર મેળવી પ્રયત્ન કરશે, તેમજ તે મંડળ સ્થપાયા પછી તેની પરિષદોમાં પોતાના આદર્શોનો પ્રચાર કરશે. તથા સમાજમાં પ્રવર્તતી, સમાજનું શારીરિક, આર્થિક અને નૈતિક અધઃપતન કરતી હત્યારી રૂઢીઓના છેદન

માટે સુધારક ઠરાવો રજુ કરશે. ઠરાવો મંજુર થાય કે નહીં છતાં 'સંઘ' પોતાના સત્વની રક્ષા ખાતર તેમજ સમાજની સાચી સેવા માટે કોઈપણ માર્ગે તેમને અમલમાં મુકવાના પ્રયત્નો કરશે. આટલાથી જો પ્રચાર પુરતો નહિ થાય તો 'સંઘ' દર વર્ષે પોતાનું વાર્ષિક અધિવેશન ઉજવશે, અને તેમાં થઈ શકશે તેટલો પ્રચાર કરશે.

(બંધારણ પસાર થયા બાદ 'સંઘ'ના સભ્યોની નોંધણી કરવામાં આવી હતી જેમાં નીચે પ્રમાણે સભ્યો નોંધાયા હતા.)

| | | |
|---|---|---|
| ૧. | ઈશ્વરભાઈ લાલજીભાઈ પટેલ બાલીસણા | પ્રમુખ |
| ૨. | વિઠ્ઠલભાઈ નાથાભાઈ પટેલ વાલમ | મંત્રી |
| ૩. | કાશીભાઈ હરજીવનભાઈ પટેલ સંડેર | કાર્યવાહી સભ્ય |
| ૪. | રામજીભાઈ રૂગનાથભાઈ પટેલ ભાન્ડુ | કાર્યવાહી સભ્ય |
| ૫. | રેવાભાઈ નાથાભાઈ પટેલ બાલીસણા | કાર્યવાહી સભ્ય |
| ૬. | જીવણભાઈ સાંમીદાસ પટેલ બાલીસણા | સભ્ય |
| ૭. | લાલજીભાઈ ચતુરભાઈ પટેલ વાલમ | સભ્ય |
| ૮. | મુલચંદભાઈ નેમીદાસ પટેલ ભાન્ડુ | સભ્ય |
| ૯. | વીરચંદભાઈ હરીભાઈ પટેલ ભાન્ડુ | સભ્ય |
| ૧૦. | ચતુરભાઈ અમુલખ પટેલ ભાન્ડુ | સભ્ય |
| ૧૧. | દેવચંદભાઈ જેઠાભાઈ પટેલ મણુંદ | સભ્ય |
| ૧૨. | અંબાલાલ નાથાલાલ પટેલ સંડેર | સભ્ય |
| ૧૩. | મફતલાલ અમીચંદ પટેલ ભાન્ડુ | સભ્ય |
| ૧૪. | નારણભાઈ ત્રિભોવનદાસ પટેલ બાલીસણા | સભ્ય |
| ૧૫. | રણછોડભાઈ હરીભાઈ પટેલ મણુંદ | સભ્ય |
| ૧૬. | મનજીભાઈ જીવરામ પટેલ વાલમ | સભ્ય |
| ૧૭. | ચીમનલાલ માધવલાલ સાંડેસરા. પાટણ. | સભ્ય |
| ૧૮. | પ્રેમજીભાઈ બબલભાઈ પટેલ વાલમ | સભ્ય |
| ૧૯. | જેઠાભાઈ જોરાભાઈ પટેલ ભાન્ડુ | સભ્ય |
| ૨૦. | ઉગરચંદ અંબાલાલ પટેલ બાલીસણા | સભ્ય |
| ૨૧. | હરજીવનભાઈ પ્રભુદાસ પટેલ બાલીસણા | સભ્ય |
| ૨૨. | જોરાભાઈ હીરાભાઈ પટેલ બાલીસણા | સભ્ય |
| ૨૩. | કાન્તીલાલ મોહનલાલ પટેલ પાટણ | સભ્ય |
| ૨૪. | પુનમચંદ નાનાલાલ પટેલ પાટણ | સભ્ય |
| ૨૫. | મોહનલાલ જોઈતારામ પટેલ પાટણ | સભ્ય |
| ૨૬. | શંકરભાઈ કાશીદાસ પટેલ | સભ્ય |
| ૨૭. | ગણેશભાઈ ધનજીભાઈ પટેલ બાલીસણા | સભ્ય |
| ૨૮. | ધનજીભાઈ મુલચંદભાઈ પટેલ બાલીસણા | સભ્ય |
| ૨૯. | ભગવાનભાઈ નાથાલાલ પટેલ વાલમ | સભ્ય |

(સભ્યો નોંધાઈ રહ્યા પછી પ્રમુખશ્રીએ પોતાની ભાષણની શરૂઆત કરી હતી.)

તેમણે બોલતાં જણાવ્યું હતું કે,

દરેક દેશોના ઇતિહાસ યુવકોજ લખી રહ્યા છે. જો વૃદ્ધો યુવાનોના કામમાં સાથ આપશે તો તે કામ દીપી નીકળશે અને જો વિરોધ કરશે તો તે વિરોધ ટકી શકશે નહીં. મનુષ્યે જમાના પ્રમાણે ચાલવું જોઈએ. આપણી જ્ઞાતિ ઘસાતી જાય છે, આપણને મુસીબતો પડતી જાય છે. આપણે ઉત્સાહહીન થતા જઈ થતા જઈએ છીએ; આપણને લાગે છે કે દુ:ખ તો છે જ પણ તેનો ઉપાય શું ? તે ઉપાય સુઝતો નથી અને આપણે મુંઝાઈએ છીએ એ દુ:ખો ટાળવા માટે યુવકો તૈયાર થયા છે. તેમનામાં અનુભવની ખામી છે, તેથી કદાચ ઠોકર પણ ખાય, તેથી જ તેમને સૂઝ આવશે. આપણે નમાલું જીવન ગાળીએ તેનાં કરતાં કંઈક કરીએ તો ઠીક. યુવકો વેગમાં છે. તેમને જુનો ચીલો કાપવો છે, તેથી કદાચ ભુલા પણ પડે. તેમને રોકશો નહિ, એમને સાથ અપાય તો આપજો, પણ વિરોધ તો કરશો નહિં જ.

**યુવકો કરે તે કરવા દો.**

વૃદ્ધોના મગજમાં ખુમારી હોય છે તેમને બીજાઓના કામની કીમત હોતી નથી. વૃદ્ધોના મૃત્યુ પછી પણ તેમના સંતોનો વહેવાર તો ચલાવે જ જાય છે. છતાં પણ જીવતાં સુધી તેમને એમ જ લાગે છે કે તેમનાં બાળકો શું કરશે ? તેઓ મરતી વખતે કોઈને ભલામણ કરતા જાય છે કે અમારાં છોકરાંનું સંભાળજો ! આપણે યાદ રાખવું જોઈએ કે અનુભવ બધાને શીખવે છે. જેમ જેમ અનુભવ થાય તેમ તેમ આગળ જવાય માટે યુવકો જે કરે તે કરવા દો તેમને રોકો નહીં.

**કુળનું અભિમાન છોડી દો**

આપણી કોમની પાયમાલી થવાનું કારણ કુળનું ખોટું અભિમાન છે. કુળવાનની વ્યાખ્યા શું ? આપણે કેવી રીતે કુલવાન થયા ? તમારી વાત તો હું નથી જાણતો પણ મારી પોતાની કુળવાનીનું કારણ જણાવું. અમારા ચરોતરમાં બારગામ કુળવાન ગણાય છે, તેમાંય છ ગામ વધારે કુળવાન તેમાંય ત્રણ ગામ વધુ અને તેમાંય એક ગામ, તેમાંય સાડાત્રણ ઘર સૌથી વધુ કુળવાન. તે કુળવાનો માંહેનો હું એક મારા ઘરડાઓ થોડાક બુદ્ધિશાળી હતા. તેમની પાસે સો બસો કામઠીવાળા હતા. અંધાધુંધીના સમયમાં તેમણે રાખેલા. કેટલાક બારોટો પણ તેઓ રાખતા. અને પછી કોઈ પૈસાદાર માણસ વિરુદ્ધ તે બારોટો મારફત સતત પ્રચાર કરાવતા અને એક દિવસ કામઠીવાળાઓને લઈને તેને લુંટતા. તે લુંટમાંથી થોડુંક બારોટોને અને થોડુંક કામઠીવાળાઓને આપતા અને કેટલુંક ગામમાં લોકહિતના કામો માટે વપરાતા અને બાકીનું ઘરમાં રાખતા, એટલે બધા જ ખુશ થતા. અને વગર મહેનતે પૈસો મળે જાય, તેથી અમે કુળવાન ગણાયા. બધા જ કુળવાનો એવી રીતે થયેલા. અંધેરના જમાનામાં જેની પાસે વધારે માણસો હોય તે કુળવાન. તેની પાસે સાધનો હોય, પૈસો હોય, તેથી તેનું રાજદરબારમાં પણ વજન હોય, તેથી તે કુળવાન. આ કુળવાનો કાંતો સરકારને પ્રજા વિરુદ્ધ મદદ કરીને થયેલા હોય છે. કાંતો આવી લૂંટો કરીને.

એમાં તો આપણે શરમાવું જોઈએ. એક જમાનો એવો હતો કે જે વધારેમાં વધારે મારફાડ કરી શકે તે આબરૂદાર ! જે વધારેમાં વધારે એદી તે આબરૂદાર ! જે કુળવાનોની વ્યાખ્યા. જમાનો બદલાયો છે, તેથી હાલ તે વ્યાખ્યા ચાલે નહિ. ભલે આપણા બાપદાદાઓ તે જમાના પ્રમાણે વર્ત્યા પણ આપણે અસલના ખ્યાલ પ્રમાણે ન વર્તવું જોઈએ. માટે કુળનું ખોટું અભિમાન છોડી દો.

**યુવકોને લગામ સોંપવી જોઈએ.**

કેટલાક કેળવાયેલા માણસો પણ યુવકોને કાઢી નાખે છે ! તેમને લાગે છે કે યુવકો એટલે છોકરવાદી બીન અનુભવી ! બધા દેશોમાં યુવાનોને પુરતી સગવડ આપવામાં આવે છે. છતાં આપણે યુવાનોને ગણતા જ નથી. ખરી રીતે આપણે યુવકોને લગામ સોંપવી જોઈએ.

એ જ યુવાનોને એમના છોકરા કહેવાના કે તમો જુના વિચારના છો. મારા છોકરાના લગ્ન માટે હું કોઈ કુળવાન ઘરની કન્યા બતાવું, પણ તેને તો ભણેલી ગણેલી જોઈતી હોય તો મારું તે કેવી રીતે માને ? તેણે અનેક ભાષણો સાંભળ્યાં હોય, અનેક સભાઓ જોઈ હોય, તેમાં ભાગ લેતી અનેક શિક્ષિત કન્યાઓ જોઈ હોય, ત્યાં મારી પસંદગીની કન્યાને તે કેવી રીતે પરણે ? કદાચ બળજબરીથી તે તાબે થાય પણ તેનું મન તો તાબે નહિ જ થાય. આપણને નાનો અમલદાર પણ અપમાન કરી જાય તે ઠીક નથી લાગતું. છતાં તેનું આપણે માનવું પડે છે. એવું જ આપણા બાળકોને આપણા માટે લાગે જ. એમાનામાં પણ અંતઃકરણ છે.

તેને છુટ આપવાથી વંઠી જશે એવી બીક રાખવાની જરૂર નથી. રશિયામાં ફ્રી મૅરેજ (Free Marrage) છે તો પણ આખી દુનિયામાં ઓછામાં ઓછાં પુનર્લગ્નો ત્યાં થાય છે. તે બહુ નવાઈની વાત છે. ત્યાં છુટાછેટા માટે નહિ કોર્ટમાં દાવો કે નહિ કોઈની સાક્ષીની જરૂર એમને તો ગમે ત્યારે પતિપત્ની છુટાં થઈ શકે છે. આટલી સગવડ છતાં ત્યાં પુનર્લગ્નો ઓછાં થાય છે.

**એકલી સ્ત્રીઓ માટે જ સંયમ શા માટે ?**

સંયમ એ ઉત્તમ વસ્તુ છે. સંયમી પુજનીય છે. પણ સંયમ એકલી સ્ત્રીઓ માટે જ શા માટે ? પુરુષોને સંયમ કેમ નહિ ? ઘેર દીકરી કે વહુ વિધવા હોય તો પણ પુરુષો સંયમ ન પાળે અને તે ધર્મ વિધવાએ જ પાળવાનો ! પણ બળાત્કારે સંયમ પળાવનાર તમે પુરુષો કોણ ? તમે અસંયમી રહો અને બીજાને સંયમ પાળાવવાનો તમને શો અધિકાર ? ખોટાં અભિમાન લઈને આપણે મહાલીએ છીએ તો ઠીક નથી. દુનિયામાં શું ચાલી રહ્યું છે તે આપણે જાણવું જોઈએ.

જો વિધવા સંયમ ન પાળી શકે તો તે ચોરી છુપી કરશે. તો પછી ખુલ્લાં લગ્ન શા માટે ન કરે ? પવિત્ર જીવન માટે એ વસ્તુ શક્ય છે ? આપણા ઘરની કોઈ બાઈ પુનર્લગ્ન કરે તો આપણા કુળનો નાશ થયેલો આપણને લાગે છે. આ સ્થિતિ લાંબો વખત ટકી શકશે નહીં. આ જમાનો સમાનતાનો છે. અસમાનતાઓને કાઢી નાખો નહિતર સ્વમાન સચવાશે નહિ.

**વૃદ્ધો અને જુવાનો નોખા પડી ગયા છે**

જ્ઞાતિનો ઉદ્ધાર કરવા માટે આપણને કયું કયું દુઃખ છે તેનો આપણે વિચાર કરવો જોઈએ. આજે જુવાનો અને વૃદ્ધો નોખા પડી ગયા છે. તેથી જુવાનોનું જ્ઞાન અને વૃદ્ધોનો અનુભવ બંને નોખાં પડ્યા છે. તે બેની અથડામણ થાય છે વૃદ્ધોને લાગે છે કે, જુવાનો સમજે છે શું ? તેમના ઇચ્છિત લગ્નમાં તેઓ સંમતિ આપી શકતા નથી. તેમને લાગે છે કે તેમના કહ્યા પ્રમાણે વર્તે તે જ સુપુત્ર. તેમનું કહ્યું ન કરે તે કુપુત્ર ?

આપણે આજે ગુલામ જેવા છીએ. જે જીવન જીવવામાં આનંદ નહિ તે જીવન જીવ્યાનો લાભ શું ?

હું આશા રાખું છું કે આ પરિષદોના કારણે તમે વિચાર કરતા થશો અને વૃદ્ધો અને જુવાનો હળીમળીને કામ કરશો તો જરૂર સુખી થશે અને દેશના ઉદ્ધારમાં સાથ આપી શકશો.

તમે મને આમંત્રણ આપી મારું જે સ્વાગત કર્યું છે તે માટે હું આપનો આભાર માનું છું.

**ઉપસંહાર**

ત્યારબાદ શ્રી નારણભાઈએ ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે આટલેથી આપણી પરીષદનું કામ પૂર્ણ થાય છે. આપણું કામ સફળતાપૂર્વક પાર ઉતર્યું તે બદલ ઈશ્વરનો આપણે આભાર માનીએ. પૂ. દરબારસાહેબ તથા પૂ. ભક્તિબાએ આ ગરમીની ઋતુમાં ઘણો જ શ્રમ લઈ અમારા આમંત્રણનો સ્વીકાર કરી અહીં હાજરી આપી છે, તે બદલ અમો તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ પરિષદમાં જે જે ભાઈબહેનોએ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે મને સાથ આપ્યો છે તે બદલ તે સર્વનો આભાર માનીએ છીએ. ગામના પાટીદાર બંધુઓએ તેમની સાધન સામગ્રી અમને ઉપયોગ માટે આપી છે તેમનો, તેમજ ગામના વણીકભાઈઓએ પણ તેમનાં સાધનોનો અમને ઉદારભાવે ઉપયોગ કરવા દીધો છે તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ અને જરૂર પડે ત્યારે ફરીથી પણ યોગ્ય સહકાર આપતા રહેશે એવી આશા રાખીએ છીએ. આ પરિષદમાં ખાસ કરીને યુવાનોએ ખૂબ જ શારીરિક શ્રમ ઉઠાવી ટૂંક મુદતમાં જે તૈયારીઓ કરીને તે માટે તેઓ જરૂર ધન્યવાદને પાત્ર છે. આવતી બીજી પરિષદ ભરવાનું આમંત્રણ સંડેર ગામ તરફથી મળ્યું છે તે બદલ સંડેર ગામને અભિનંદન ઘટે છે. ઉનાવા પંચમાં નક્કી થયા મુજબ દરેક ગામે ગામદીઠ પચીસ પચીસ રૂપિયા પરિષદમાં આપવાનું કબુલ કર્યું છે તેમનો, તથા જે જે ગૃહસ્થોએ વ્યક્તિગત રીતે નાણાંની મદદ આપી છે તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ. આવતી પરિષદ વખતે પણ પાંચ ગામની જનતા અમને આવો જ સરસ સહકાર આપશે એવી આશા રાખીએ છીએ.

(આવી રીતે તા. ૧૭મીની સાંજે ૭ વાગે પરિષદનું કામ પૂર્ણ થયેલું જાહેર કરવામાં આવ્યું હતું.)

# ઉપસંહાર

'કૂર્મી ક્ષત્રિય' શબ્દ ભારતના મોટા ભાગના પ્રદેશમાં જાણીતો બન્યો છે. તે અંગેના હિન્દી અને ગુજરાતીમાં લખાયેલાં કેટલાક પુસ્તકો ઉપલબ્ધ છે. મધ્યપ્રદેશના અડધા ભાગમાં કૂર્મી શબ્દ જાણીતો છે. ગુજરાતના પાટીદારો તે શબ્દથી અજાણ છે. પાટીદાર શોધ સંશોધન કેન્દ્ર દ્વારા બે ઇતિહાસો પ્રગટ થયા છે. હિન્દીમાં 'કૂમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ' ભારતભરના હિન્દીભાષી પ્રદેશોમાં લોકાદર પામ્યો છે. જ્યારે તાજેતરમાં જ પ્રગટ થયેલું 'પાટીદાર ગૌરવ ગાથા' જેમાં ખાસ કરીને કૂર્મીઓની ઉત્પત્તિ, તેનો વિસ્તાર અને ભારતમાં મળેલા અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંમેલનોનો વિસ્તૃત અહેવાલ આપવામાં આવ્યો છે. આ પુસ્તક પણ દેશ-વિદેશમાં પહોંચી ગયું છે.

આ બંને પુસ્તકોમાં હિન્દી પુસ્તકમાં શેઠ શ્રી કેશુભાઈનો આર્થિક સહયોગ મળ્યો હતો. જ્યારે 'પાટીદારોની ગૌરવગાથા' પુસ્તક માટે અમેરિકા સ્થિત શ્રી ભક્તિભાઈ પટેલનો આર્થિક સહયોગ મળ્યો હતો.

ગુજરાતના ખમતીધર પાટીદારોમાં કેટલાક નામી અનામી પાટીદારો અને સુધારકોનો ઇતિહાસ ઉપરાંત અત્યાર સુધી સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ, સુરત, કચ્છ તરફના નામી-અનામી ખમતીધર પાટીદારોની માહિતી ઉપરાંત ખેતી, શિક્ષણ અને તત્કાલિન સમાજનું ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. પૂર્વજોએ કરેલી મહેનત અને યોજનાઓ સાકાર બને અને માર્ગદર્શક બને તે આ પુસ્તક પાછળનો હેતુ છે. પાટીદાર પરિષદોના અહેવાલ પણ આ પુસ્તકમાં આપ્યા છે. ઉત્તર ગુજરાત, મધ્યગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં થયેલી પ્રવૃત્તિઓનો અને પાટીદાર પરિષદોના અહેવાલો પ્રગટ કરવામાં આવ્યા છે. સંપ અને એકતાની વિશાળ ભાવનાને કારણે તેઓએ કરેલો પુરુષાર્થ આંખે વળગે તેવો હતો. ખેડૂતોની દયાજનક સ્થિતિ, તે નિવારવા માટેના પગલાં, દેશી રજવાડાઓ અને ખેડૂતો સાથેના સંબંધો અને બોર્ડિંગો અને શિક્ષણ સંસ્થાઓની સ્થાપના તેમજ શ્રીમતી નયનબાળા પટેલના લઘુશોધ નિબંધને આધારે પાટીદાર સમાજના મુખપત્રોની એક નવી વાત આ પુસ્તકમાં કરવામાં આવી છે.

કેટલીક જ્ઞાતિઓએ વખતસર એની પોતાની જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડવાનો પુરુષાર્થ શરુ કરી દીધો છે. પરંતુ આપણી જાહોજલાલીથી પૂર્ણ રીતે દીપમાન થયેલી અને જે એક વખત સર્વશ્રેષ્ઠ ગણાતી પાટીદાર કોમના ઉદય માટે જ્ઞાતિબંધુઓમાં થોડી ઉદાસીનતા પ્રવર્તે છે. અત્યારે પ્રગતિમાં આગેકૂચ કરી રહેલી આપણી જ્ઞાતિના યુવાનો માર્ગ ભૂલ્યા છે તેમને આગામી દિવસોનું ભાન નથી, એટલે આપણી ફરજ બને છે કે, સઘળા જ્ઞાતિબંધુઓને તેમની પ્રાચીન તેમજ અર્વાચિન સ્થિતિથી વાકેફ કરી પોતાનાથી બની શકે તેટલી ફરજ બજાવવી અને જ્ઞાતિઋણમાંથી મુક્ત થવું.

આપણે આપણી કોમની ચઢતી કે પડતી તપાસવી હોય તો આપણે તેની સ્થિતિ, પ્રગતિ, પરિવર્તન, નૈતિકતા, આર્થિક અને સાંસારિક બાબતોનું ભાન હોવું જોઈએ. આપણા પ્રાચીન સમયમાં નૈતિક સ્થિતિ કેવી હતી અને આધુનિક સમયમાં કાળક્રમાનુસાર સ્થિતિનું પરિવર્તન કેવી રીતે થયું છે. સોએક વર્ષ ઉપર નૈતિક સ્થિતિનો પ્રતાપ કંઈક ઓર જ માલમ પડતો હતો. કોઈપણ બંધુઓ કોમ ઉપર ક્રોધની દૃષ્ટિએ જોતા નહોતા. પાટીદાર વચ્ચે ભેદરેખાઓ ન હતી. પરંતુ ભાઈચારાની લાગણી ધરાવી એકેક કામમાં મદદ કરતા હતા અને વડીલના બોલને ઉમંગથી વધાવી લેવામાં આવતો હતો. આજે તેનાથી ઊલટી દિશામાં કારભાર ચાલે છે. આપણા મહાન વડીલોનું મુખ્ય ગુણ પરમાર્થ અને ઉદારતાનો હતો. અને તે જ ગુણ વડે કરી તેઓ જ્ઞાતિને ઉચ્ચ શિખર ઉપર પહોંચાડી શક્યા હતા. સાધારણ વર્ગના લોકોમાં પણ ચર્ચા ચાલતી હતી કે, પાટીદારની ઉદારતાની તેમજ પરસ્પરની લાગણીની કોઈપણ કોમ સ્પર્ધા કરી શકતી નહોતી.

આજે આપણા સમાજની પીઠ ઉપર કાળ રાક્ષસ સવાર થઈ કોમનું ભક્ષણ કરવા તૈયાર થયો છે. ચાલુ જમાનામાં તેવા ગુણોની જગ્યાએ ઉડાઉપણું મમત્વ મોટાઈ અને વ્યસને કોમનું સત્યાનાશ વાળવાનો ખરાબમાં ખરાબ મત પટેલિયાઓના કોમળ પણ ટીપાઈ ટીપાઈને હૃદયમાં ભરાઈ બેઠેલું છે. આપણા પૂર્વજોના હૃદયમાં સંપરૂપી અતિ ઉત્તમ હિંમતભર્યું હથિયાર જડાયેલું હતું અને તેને લઈને મોટા મોટા કાર્યો કરવામાં ફત્તેહ નિવડ્યા. આધુનિક જમાનામાં યુવાવર્ગે એથી ઊલટું 'સંપ' શબ્દને પોતાના મગજમાંથી હંમેશને માટે તિલાંજલિ આપી દીધી છે અને ઇર્ષા, વ્યસન, કુસંપરૂપી કીડાઓને પોતાના હૃદયમંદિરમાં વારસો કરાવ્યો છે. આ બધા કીડાઓને તે ખૂબ જ વહાલથી પંપાળે છે. દુષણો અને વ્યસનોના પ્યારથી મિત્રાચારી કરી બેઠો છે. જેને લીધે ઘણાં જ બૂરા પરિણામો આવશે તે દિવસો હવે દૂર નથી. આર્થિક રીતે ભલે આપણે શિખરો સર કરતા હોઈએ, પણ નૈતિક પતન શરૂ થયું તો તેનો વિનાશ જરૂરથી શરૂ થશે. માટે પાટીદારોએ શરમ લગાડે તેવા કૃત્યો કરતા શરમાવું.

વીર યુવક આપણા બાપદાદાઓ કાંઈ પણ કામ કરતાં તો તે પુરા ઉત્સાહથી અને દૃઢ નિશ્ચયથી કરતા હતા. તે કામ ગમેતેટલું સંકટ પડતું હોય તો પણ પાર પાડવામાં પાછીપાની કરતા નહીં. એ સિવાય મુખ્ય ગુણ જાહેર હિંમતનો છે. જેથી જ્ઞાતિની અંદર કોઈપણ સાર્વજનિક કામમાં મત દર્શાવવો હોય તો તેઓ પૈસાદાર લોકોની તેમજ પટેલિયા લોકોની લેશમાત્ર શરમ ન રાખતાં ખુલ્લી રીતે યોગ્ય મત દર્શાવતા હતા અને ગરીબ વર્ગને સુખી કરવાનો માર્ગ યોજતા હતા. પણ આજે આરંભેશૂરા પછી તે કામ પાર પડે જ નહીં. જો તમારી જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડવી હોય તો તમારા બાળકોને જમાનાને અનુસરી ઋચિકર કેળવણી આપવી પડશે. દેખાદેખી અને ખોટા ખર્ચાઓથી દૂર રાખવા પડશે. તેમનું ઉડાઉપણું દૂર કરવું પડશે અને તેમનામાં સદવર્તનના બીજ વાવવા પડશે.

બંધુઓ આજે જાહેર હિંમતને બદલે બીકણ અને બાયલાપણું પ્રાધાન્યપણું ભોગવે છે. જેથી પ્રજાવર્ગના કોઈપણ કામમાં હિંમતભર્યો જવાબ આપી શકાતો નથી. સાચું કહેવામાં પણ શરમ લાગે છે. મેં તો પ્રત્યક્ષ જોયું છે કે, પંચના મેળાવડામાં અગ્રેસર બંધુઓ જે ઠરાવ પસાર કરે તે પહેલાં મોદમાં સાધારણ રૂઢીને વળગીને જનસમાજની સલાહ લે છે. ત્યારે સર્વ બંધુઓ ખૂણામાં પડ્યા પડ્યા બબડાટ કરી મૂકે છે. પણ પટેલિયાઓની આગળ સવાર થઈ શકતો નથી. આગેવાનો નાદાન છોકરાની જેમ વર્તે છે અને ખરેખર નામર્દાઈને લીધે પૈસાદારના તેજમાં અંજાવું પડે છે અને તે જે કરે તે કબૂલ કરવું પડે છે. જ્યાં સુધી આ નામર્દાઈને મગજમાંથી કાઢી નાંખશું નહીં ત્યાં સુધી કોઈ પણ દિવસ સારા કામ થવાના નથી. આપણો સમૂહ મહીસાગર સમાન મોટો છે. તેમાં ફક્ત વાહણ ચલાવનાર સૂકાનીઓ ગણ્યાગાંઠ્યા છે અને તેઓ તેમની મરજી મુજબ ખરું કે ખોટું કરાવે છે. આ બધું થાય છે કારણ કે તમારામાં તમારાપણું છે જ નહીં, આગેવાનોની ધાકથી ખુલ્લી જગ્યામાં મ્હોં દેખાય તેવી જગ્યામાં બેસાતું નથી. એટલે બિચારા ખાસડા પડ્યા હોય ત્યાં તેની અપવિત્ર ગદારી પર બિરાજમાન થાય છે. પૈસાદાર બંધુઓ પણ ખુશામતખોર થઈ ગયા છે. સમાજની પીઠ પર સવાર થઈ રાજકીય લાભો લેવા દોટ મૂકે છે. જ્ઞાતિ પ્રત્યે પોતાની ફરજ શું છે તે સમજતા નથી -

લીધી જેણે દુઃખીઓની, ખબર તેણે બધું કીધું
કીધી જેણે ગુણીઓની, કદર તેણે બધું કીધું.
બજારોમાં નથી મળતી, રહેમ કીંવા કદરદાની
જીગરનું નૂર છે એ તો, નથી વસ્તુ તમાસાની
હૃદયનો હાથ લઈ કાનો નમાવે પાત્ર જે પુન્યનું,
વિવેચન શું પછી કરવું, કહો એના મહદ્ ગુણનું,
ભલે વખણાય દાતારો, જગતમાં મેઘ વૃત્તિના,
પ્રશંસાપાત્ર પણ દાતા, નિરંતર કૂપ વૃત્તિના.
વદે છે ત્રિકમસુત મોતી, ખબર લેવી દુઃખીઓની,
ધનાઢ્યોએ ભલા મનથી, કદર કરવી ગુણીઓની.

ઉપરના સર્વ ગુણોનું આધુનિક સમયમાં ઝડપથી પરિવર્તન શરૂ થયું. આપણી નૈતિક સ્થિતિમાં ઓટ આવી છે. પરિણામે 'પટેલ' શબ્દ તેનું 'નૂર' ગુમાવી રહ્યો છે. બીજી બાજુ આર્થિક બાબતોનો પણ વિચાર કરવો ઘટે. પ્રાચીનકાળમાં રાજ્યના સ્તંભરૂપ ગણાતા હતા તે માટે શ્રી નારાયણદાસ મારફતિયાની કવિતા દ્વારા જાણી શકાશે.

'હતા રાજ્યના થાંભલા પાટીદારો ભરાતો ખજાનો તમોથી વધારે,
દેતા રાજકાજે તમો શીર જ્યારે, મળે માન ને મરતબો તેણી વારે,
હતી રાજ્યમાં ખ્યાત કીર્તિ વધારો, થતા તે બળે રાજ્યના કામદારો,
લઢયો લઢીને બતાવી શૂરાતન, લેતા ગામ ગરાસ રીઝાવી રાજન

ઉપરની બાહોશી કે આમાંનું કાંઈ આધુનિક સમયમાં જોવા મળતું નથી. નહિ તો સરદાર પટેલ 'ભારતરત્ન' આટલા મોડા ન બન્યા હોત.

આ જગત આખું ભ્રમમય અને દોરંગી છે. એ ન્યાય અનુસાર આપણી કોમ બાહ્યભપકા અને દમામમાં રાચે છે એટલે જગતને એમ લાગે છે કે, પાટીદાર કોમની આર્થિક સ્થિતિ દિન પરદિન ચઢતી જાય છે, પરંતુ આર્થિક સ્થિતિનું ચિત્ર માત્ર બાહ્ય ભપકાથી માલુમ પડતું નથી. તેની આંતરિક સ્થિતિ પણ તપાસવી જોઈએ. પહેલાંના આપણા પૂર્વજો ઘણાં જ ગંભીર અને વિચારવંતા હતા. તેઓ પાસે સો રૂપિયાનું ભંડોળ હોય તો બહાર પાંચ રૂપિયા જેટલું જ દેખાડતા હતા. જ્યારે હાલના મારા શોખીન બંધુઓ ગાંઠનું ગોપીચંદન ઘસી, મોં પર તમાચો મારી મોં લાલ રાખે છે. જેના કારણે અનેક કુટુમ્બો પાયમાલ થયા છે અને થાય છે. જેની પાસે પાંચ રૂપિયા હોય તે સો રૂપિયા જેટલું બતાવા જાય છે અને ફેશનની ફિશિયારીમાં લાંબો થઈ જાય છે. જેથી બધાને એમ જ લાગે કે, આની ચઢતી છે. અવળા માર્ગે આવતા પૈસાની સુરખી સંધ્યાના રંગ સમાન છે. જે પોતાની જિંદગી આપણી કોમને અને છેવટે રાષ્ટ્રને નકામી ભારરૂપ થઈ પડે છે. આર્થિક સ્થિતિમાં સુધારો થયો હોવા છતાં આપણે વૈભવ વિલાસને કારણે પતન તરફ જઈ રહ્યા છે.

પાટીદારોના સહયોગથી વિશ્વદર્શન કરનાર સ્વામી સચ્ચિદાનંદજી કહે છે કે, આ પાટીદારોમાં કેટલું મોટું સાહસ છે ! ક્યાંથી ક્યાં પહોંચે છે, રેતીમાં નાવ ચલાવે છે, આ લોકો બે પૈસે સુખી ન થાય તો કોણ થાય ? ઘણાં લોકોને તકો મળવા છતાં ઊભા નથી થઈ શકતાં, જ્યારે આ લોકો પોતાની મેળે તકો ઊભી કરે છે, ઊભા થાય છે અને દોડે છે.

આ પુસ્તકમાં મેં જે પાટીદાર પરિષદોનો ઉલ્લેખ કર્યો છે, તેમાં કડવા, લેઉવા, મતિયા તેમજ હાલારી લેઉવા પાટીદાર અને ઉદા પાટીદારોના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. આ પરિષદોના ઠરાવો ઉપર અને તેમના ભાષણો ઉપર દૃષ્ટિપાત કરીએ તો ખાસ કરીને ખેતીવાડીનું આધુનિકરણ કરવા તરફની ભલામણ, કુરિવાજોની નાબૂદી, શિક્ષણ માટે બોર્ડિંગો અને શાળાઓની આવશ્યકતા, સ્ત્રીકેળવણીની જરૂરિયાત તેમજ સ્વદેશાભિમાન અને દેશી રજવાડાના રાજ્યોમાં પોતાનો અવાજ રજુ કરી શકે તેવા એક ખેડૂત મેમ્બરને દાખલ કરવાની માગણી, પાટીદાર જાગૃતિની ચેતના બતાવે છે. પાછળથી ઘણાં ઉદાર રાજવીઓએ પ્રજામંડળો અને પ્રજાપરિષદો સ્થાપી અને ખેડૂતોને તેમજ પ્રજાના પ્રતિનિધિઓને દાખલ કર્યા. આમ આ પરિષદોએ લોકજાગૃતિનું જ કામ કર્યું હતું અને તે વખતના મોટા ભાગના કાર્યકર્તાઓ રાષ્ટ્રિય રંગે રંગાયેલા હતા. અને રાષ્ટ્રીય આંદોલનનું નેતૃત્વ પુરૂ પાડ્યું હતું.

છેવટે એટલું જ કહીશ :

ઉઠો પાટીદારો તમે હોંસ ધારો, કરો પ્રેમથી જ્ઞાતિમધ્યે સુધારો,
સુધારા સુધાને જમાનો લૂંટે છે, ઊંઘે જાણજો ભાગ્યદેવી રૂઠે છે.

ઈ.સ. ૧૯૨૦થી ગુજરાતમાં ગાંધીયુગનાં મંડાણ થાય છે. ગાંધીજીના દક્ષિણ-આફ્રિકાના બ્રિટિશ સામ્રાજ્ય સામેના સત્યાગ્રહોમાં અનેક પાટીદારો રાષ્ટ્રીય રંગે રંગાયા. પાટીદાર પરિષદોના બધા જ નેતાઓ રાષ્ટ્રીય રંગે રંગાયેલા હતા એટલે ગાંધીજીની હાકલ પડતાં બધા જ તેમની લડતમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જોડાઈ ગયા. ઘણા પાટીદારોએ તો રાષ્ટ્રીય નેતા તરીકેનું ગજુ કાઢ્યું. પરિણામે પાટીદારોથી સામાજિકરણની પ્રક્રિયા થોડીક મંદ પડી તેમ છતાં લેઉવા યુવક યુવતીઓની પરિષદો, કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકો મહિલા પરિષદો ભગિની સમાજના સંમેલનો, યુવક પરિષદો ગુજરાત ભરમાં જુદા જુદા સ્વરૂપે મળતી રહી. પડકારોને ઝીલતા રહ્યા.

ઈ.સ. ૧૯૧૮થી ૧૯૪૭ સુધીના જે સત્યાગ્રહો થયા તે પાટીદાર પરિષદોનો પરિપાક હતો આમ તો મોગલકાલ અને બ્રિટિશયુગમાં પણ અનેક ખેડૂત બળવાઓ થયા હતા. ૧૮૫૭ના બળવામાં પણ પાટીદારો ઝળક્યા હતા. ખેડા, બોરસદ, બારડોલી, રાજકોટ, લીંબડી વીરમગામ, માણસા, ખાખરેચી જેવા સત્યાગ્રહોનું ચાલકબળ ખેડૂતો હતા. આ બધી લડતોમાં ભાગ લેનાર સમૂહમાં પાટીદાર સ્ત્રી-પુરુષોનું સંખ્યાબળ નોંધપાત્ર હતું. આ બધા જ સત્યાગ્રહો ગાંધીજીની લડતના આધાર સ્તંભો હતા. દક્ષિણ-આફ્રિકાના સત્યાગ્રહમાં આઝાદ હિન્દ ફોલ્ડ કે ટિળક ફંડની પ્રવૃત્તિમાં પાટાદીરોએ પાછી પાની નહોતી કરી ખુદ ગાંધીજીએ આ વાતની નોંધ લીધી હતી.

શ્રી ગોવિંદભાઈ હાથીષભાઈ દેસાઈ, શ્રી મગનભાઈ ચ. પટેલ, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી ખુશાલદાસ ગો. પટેલ, દરબારશ્રી ગોપાળદાસ, શ્રી વલ્લભભાઈ પટેલ જેવા લેઉવા મહાનુભાવોએ કડવાપાટીદાર પરિષદોના પ્રમુખપદો શોભાવ્યાં હતાં.

શ્રી કુંવરજીભાઈ અને કલ્યાજીભાઈ મહેતાની બંધુબેલડી અને શ્રી ચંદુભાઈ બ. પટેલના પુરુષાર્થ પરિપાકમાંથી અખિલ ભારતીય ખેડૂતસંઘનો ઉદ્ભવ થયો. તેમાં સહજાનંદ સરસ્વતી, ડૉ. સુમન મહેતા, શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક શ્રીમતી શારદાબેન મહેતા, શ્રી સુભાષચંદ્રબોઝ, શ્રી આચાર્ય કૃપલાની, પ્રો. રંગા વગેરેનો સહયોગ મળતાં રાષ્ટ્રનું ધ્યાન ખેડૂત પ્રવૃત્તિ તરફ દોરાયું પરિણામે શ્રી દાસકાકા શ્રી સાંકળચંદ પટેલ શ્રી ભાઈકાકા અને અન્ય નેતાઓએ તે પ્રવૃત્તિને વેગવાન બનાવી સંસદમાં ખેડૂત લાંબી ઊભી કરી. તેના અધિવેશનો પણ ભરાવા લાગ્યા.

આજે આઝાદીના પચાસ વર્ષની ઉજવણી થઈ રહી છે પણ આ પચાસ વર્ષ બાદ પણ ખેડૂતના જીવનમાં કોઈ નવો ચાસ કે પગલાનો 'પ' પડ્યો હોય તેવું જોવા મળતું નથી. ખેડૂત તો આજે પણ લૂંટાય છે એ જ ગરીબાઈ એજ દેવું એ જ બેહાલી તેના ભાગ્યમાં લખાયેલી છે. નવા સ્વરૂપે નવા સત્તાધીશોના હાથે લૂંટાઈ રહ્યો છે. શહીદ બન્યાની આગલી સંધ્યાએ તો બાપુએ કહ્યું હતું કે "મારું ચાલે તો આપણો વડો હાકેમ ગવર્નર જનરલ પણ ખેડૂત હોય, આપણો વડાપ્રધાન ખેડૂત હોય, મૂલકનો

રાજા ખેડૂત હોય - બાપુના ઠેકેદારોએ બાપુનું ચાલવા દીધું નહિ. એટલે જ ખેડૂતોને આહ્‌વાન આપતાં સ્વ. કરસનદાસ માણેક કહે છે -

નિજ કાયાના રૂધિર નીતારી ખાતરમાં પૂરતા,
કુદરત કેરા કેર કારમા શિરપટે ધરતા,
કાળજડાંની કુમાશ કોરી ધરતીમાં ભરતાં,
શુષ્કભૂમિ નવધાન્ય, ભારથી રસવન્તી કરતાં,
સૂર્ય સમા સર્વાર્થ નિરંતર પરિશ્રમ આચરતા,
અખિલ સૃષ્ટિના સાચા વારસ રોટી વણમરતા.
નવ પેટ પૂર કદી પામે,
આરામે
ભૂખ-જીર્ણ માળમાં ગાળતાં
વણરંગ અંગ લડબડતાં.
ફરે સુસ્ત અલમસ્ત તવંગર કાતિલ ભભકાથી,
ઉઠો શ્રમજીવીઃ કસો કમર સૌ જગાવી ઘો ક્રાંતિ!
- સ્વતંત્ર માનવ...

કાનૂન શાનાં, શાં બંધારણ, વ્યર્થ બધી વાતો,
શાનાં પોકળ પુરાણશાસન નાટક અટવાતો,
કર્મ નિયમ પ્રારબ્ધ દૈવ કે ઇશકૃપા શાની,
જાળ પાથરી ચાલબાજીથી લૂંટ ચલાવવાની!
મુઠ્ઠીભર માનવ-અસૂરોના ભેજાંની સૃષ્ટિ :
વગર પસીને મોજ માણવી : એ જ દુષ્ટ દ્રુષ્ટિ!
પણ ખેલ ખલાસ થયો છે
સુર ઉચ્ચે,
મહીરંગમંચ કંપાવો, ''બરબાદ'' અવાજ ઉઠાવો!
પડે જવનિકા અંતિમ દૃશ્યની ભૈરવ તાંડવથી -
ઉઠો શ્રમજીવી, કસો કમર સૌ જગાવી ઘો ક્રાંતિ!
- સ્વતંત્ર માનવ...

આજના રાજકીય ખેડૂત સંગઠનો સાચા અર્થમાં ખેડૂતોમાં હામી બને તેને દુઃખમાંથી મુક્ત કરી આપણા પૂર્વજોના પુરુષાર્થને ઉજળા બનાવે.

જય કિસાન - જય જવાન.

■■■